# પ્રચાર માધ્યમોની
# ગેરસમજોનું નિરાકરણ

## શૈક્ષણિક-સામાજિક-ઐતિહાસિક અને વૈજ્ઞાનિક સમસ્યાઓનો ઈસ્લામી હલ

ગુજરાતી ન્યૂઝ પેપરો અને મેગેઝીનોમાં ઈસ્લામી તઅલીમ તથા કોઈ શરઈ મસ્અલા અને ઈસ્લામી કાનૂનને ગલત રીતે રજુ કરવામાં આવ્યો હોય, તો તેનું સ્પષ્ટીકરણ કરી ઈસ્લામની સાચી છબી લોકો સમક્ષ રજુ કરવામાં આવે. સાથે યુરોપીય ભૌતિકવાદે જન્મ આપેલ નવા પડકારો, માનવસમાજને નુકસાનકર્તા કાયદાઓ, મદ્રસાઓનું મહત્વ, તેમના ઉપર થતા આક્ષેપોનું ખંડન, ઈસ્લામમાં શિક્ષણનું મહત્વ, ધર્મ અને વિજ્ઞાન વચ્ચે સમાધાન અને સાંસ્કૃતિક સંઘર્ષ બાબતે વિસ્તૃત ચર્ચા કરવામાં આવી છે.


: પ્રકાશક :

**અલ ફારૂક ચેરીટેબલ ટ્રસ્ટ**

અકોટા, વડોદરા

(ટ્રસ્ટ રજી. નં. ઈ/૭૬૫૩)





: સંપાદક :

**(મવ.) ઈકબાલ મુહમ્મદ ટંકારવી (સા.)**

દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા

ઈદગાહ રોડ, ભરૂચ–૩૯૨ ૦૦૧

કિતાબનું નામ : **પ્રચાર માધ્યમોની ગેરસમજોનું નિરાકરણ**


સંપાદક : **(હઝ. મવ.) ઈકબાલ મુહમ્મદ ટંકારવી (સા.)**

પ્રકાશક : **અલ ફારૂક ચેરીટેબલ ટ્રસ્ટ**
અકોટા, વડોદરા
ટ્રસ્ટ રજી. નં. ઈ/૭૬૫૩

પ્રકાશન વર્ષ : ઈ.સ. ૨૦૧૫, હિ.સ. ૧૪૩૬

પ્રત : ૨૦૦૦




: કિતાબ મેળવવાનું સ્થળ :

(૧) **અલ ફારૂક ચેરીટેબલ ટ્રસ્ટ**
અકોટા, વડોદરા
(ટ્રસ્ટ રજી. નં. ઈ/૭૬૫૩)

✻ ✻ ✻

(૨) **દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા**
ઈદગાહ રોડ, ડી.એસ.પી. ઓફિસ સામે, ભરૂચ-૩૯૨૦૦૧
ફોન : ૦૨૬૪૨-૨૨૩૮૬૪, ૨૨૩૫૦૫





# અનુક્રમણિકા



# પ્રસ્તાવના

વર્તમાન આધુનિક યુગમાં પ્રકાશન પ્રસારણના વિવિધ માધ્યમો મારફતે લોકોના દિલો-દિમાગ ઉપર પ્રિન્ટ અને ઈલેકટ્રોનિક મિડિયાએ જે કબ્ઝો મેળવ્યો છે, તેનાથી આપણે સૌ પરિચિત છીએ. અફઘાનિસ્તાન તથા ઈરાક સાથેના બન્નેવ ખાડી યુધ્ધો દરમ્યાન મિડિયાએ ઘણી જ મહત્વની ભૂમિકા ભજવી છે. જેનો મહાસત્તાઓએ પાછળથી એકરાર કર્યો છે.

આજનો માનવી ફકત તે જ સાંભળે અને માને છે, જે વિવિધ માધ્યમો દ્વારા તેના માનસ ઉપર છવાયેલ રહે છે. આ એક મનોવૈજ્ઞાનિક તારણ છે કે, એક સામાન્ય બનાવ કે સમાચારને વારંવાર અલગ અલગ માધ્યમો મારફતે મહત્વપૂર્ણ બનાવી જનમાનસમાં ઠસાવવા ઘણા સરળ રહે છે.

યુરોપ અને અમેરીકાની યહુદી લોબી અલગ અલગ ન્યુઝ પેપરો લાખોની સંખ્યામાં પ્રગટ કરે છે. એક એક પેપરના બે-ચાર ડઝનથી વધુ પાનાઓ હોય છે, જેમાં દરેક વિષયને લગતી બાબતોનો સમાવેશ થાય છે. જેથી દરેક વ્યકિત પોતાને મનપસંદ વિષય માટે તેને ખરીદે છે. જાહેરાતો મારફતે તેની ખોટ પૂરી થતી હોવાને લઈ તેની કિંમત પણ સામાન્ય હોય છે.

આની તુલનામાં ઈસ્લામી પ્રચાર માધ્યમો ઘણા જ પાછળ છે, પરંતુ પાછલા વર્ષોથી દિવસે દિવસે તેમાં પ્રગતિ થઈ રહી છે. હવે મુસ્લિમ જગતમાં ઘણા ન્યુઝ પેપરો અને વિવિધ પ્રકારના મેગેઝીનો પ્રકાશિત થઈ રહ્યા છે, જે પોતાના બાહ્ય દેખાવ અને આંતરિક ખુબીઓમાં યુરોપના



સામયિકોની તુલનામાં રજુ કરી શકાય છે. જો કે તેની ગતિ ઘણી જ ધીમી છે. આ સામાન્ય ઈસ્લામી પ્રચાર માધ્યમો માનવસમાજને વિવિધ ક્ષેત્રોની મોટી ખોટ તો પૂરી નથી પાડી શકતા, પરંતુ પોતાની મર્યાદિત સાધન સામગ્રી તથા મુસ્લિમ નિઃસ્વાર્થ કાર્યકરો અને ઉમ્મતે–દઅવત (વિશ્વ પ્રચારક) હોવાની દ્રષ્ટીએ આવતી જવાબદારી પૂર્ણ કરવાની તત્પરતા જરૂર દાખવી રહયા છે.

મુસ્લિમ વર્લ્ડ લીગ જર્નલ (**M. W. L. Journal**)ના જુલાઈ ૨૦૦૩ના ઈસ્લામી મિડિયાના શિર્ષક હેઠળના અગ્રલેખમાં જણાવ્યું છે કે, મુસ્લિમોએ ઈસ્લામી મિડિયાને વધુથી વધુ વેગવાન બનાવવું. ઈસ્લામ અને મુસ્લિમો વિરૂદ્ધ થતા પ્રોપેગન્ડાને દૂર કરવા માટે પ્રકાશન પ્રસારણ દ્વારા અનથક પ્રયાસો કરી લોકો સમક્ષ ઈસ્લામની સાચી છબી રજૂ કરવી. નૈતિક મુલ્યોવાળા સંસ્કારિક અને રચનાત્મક પ્રોગ્રામો રજુ કરી લોકોના માનસને સાચી દિશા તરફ વાળવા જરૂરી છે.

હઝરત મૌલાના નઝરૂલ્હફીઝ નદવી સા. (દા.બ.) પોતાના સવિસ્તાર શાનદાર પુસ્તક ''યુરોપિય મિડિયાની અસરો''માં યુરોપ અને અમેરીકી મિડિયાના જૂઠ, ફરેબ અને ગલત પ્રોપેગન્ડાના વિગતવાર નમૂના રજુ કરી ઈસ્લામી મિડિયાની જરૂરત અને આવશ્યકતા ઉપર ભાર મૂકતા જણાવે છે કે, ઈસ્લામ તો સમગ્ર માનવજાત માટે રહમત અને પ્યારનો પયગામ રજુ કરે છે. માટે સમગ્ર સૃષ્ટિના સર્જનહાર અલ્લાહ તઆલા તરફથી આપણા સૌની જવાબદારી છે કે, તૌહીદની આ દઅવત જે સમગ્ર માનવજાતની સંયુકત પૂંજી છે, તેને જગતવાસીઓ સુધી પહોંચાડવા વર્તમાન મિડિયાને વધુથી વધુ વેગવંત બનાવીએ.

સમયને લગતી નવી તરકીબો અને પ્રચાર માધ્યમો અપનાવવા આપણું ખાસ કર્તવ્ય, નિષ્ઠા, નૈતિક ફરજપાલન અને જીવનનો એક મહત્વનો અંશ છે. માટે ઈસ્લામી મિડિયાએ સચ્ચાઈ, અમાનતદારી અને માનવસેવાના ઉચ્ચ હેતુઓ સદાચાર, સદવર્તન, શિષ્ટબધ્ધતા તથા ન્યાયની તઅલીમનો

પ્રચાર વધુથી વધુ કરવો, સાથે સાથે સમાજના કચડાયેલ વર્ગોનો ખાસ ખ્યાલ રાખવો. સમગ્ર માનવજાતને બંધુત્વ ભાવનાની સાથે સાંકળી લઈ જ્ઞાતિવાદ, જાતિવાદ, પક્ષપાત, રંગભેદ અને ભાષાભેદ વગેરે સંકુચિત વિચારધારાઓ અને બીજા અન્ય દુર્ગુણોથી દૂર રહી સમાનતાના શિક્ષણને પ્રાધાન્ય આપવું. તથા ઈસ્લામની સહીહ અને સાચી તઅલીમ ઉપર થતા લગાતાર હુમ્લાઓના રચનાત્મક રીતે સચોટ અને અસરકારક જવાબો આપવા. જેથી ગેરમુસ્લિમો પણ ઈસ્લામની સાચી તઅલીમથી માહિતગાર થાય. અને તેમને પણ સંસ્કારિક, બૌધ્ધિક માર્ગદર્શન સાથે રહમતનો પયગામ મળે, જેથી માનવજીવનમાં પ્રેમ, રહમ અને નરમીની ભાવના પેદા થાય.

આ ઉચ્ચ દઅવતી હેતુસર આજથી અગિયાર (૧૧) વર્ષ પહેલાં ‘દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા’થી એક ઈસ્લામી સાહિત્યસભર માસિક “પયગામે રહમત” બહાર પાડવાનો નિર્ણય કર્યો હતો. અને અલ્હમ્દુલિલ્લાહ મુસ્લિમ સમાજ તરફથી એને સારો આવકાર તથા સહકાર મળી રહ્યો છે. ખાસ કરીને તંત્રી લેખો (જે સમયના તકાઝા અનુસાર હોવા સાથે ઘણી મેહનત, ચીવટ અને સંશોધન બાદ લખવામાં આવે છે) લોકોએ ઘણા પસંદ કર્યા છે. અન્ય સામયિકોએ પણ પોતાના પ્રગટ થતા મેગેઝીનો તથા બુકોમાં નકલ કર્યા છે. પાછલા ઘણા મહિનાઓથી હમારા ઈલ્મી દોસ્ત **હઝરત મૌલાના ફારૂક સા. બરોડવી (દા.બ.)** (ઉસ્તાદે હદીષ વ તફસીર  દારૂલ ઉલૂમ અક્કલકુવા) વારંવાર તંત્રી લેખોને અલગથી છપાવવા માટે આગ્રહ કરતા હતા અને હું તેને કોઈ ન કોઈ બહાનું કરી વાત બદલી કાઢતો હતો, પરંતુ છેવટે એમણે મૌલાના અ.રશીદ સા. મનુબરીને આ કામની જવાબદારી સોંપી દીધી, તો પછી તેમાંથી ઘણા અગત્યના લેખોને અલગ તારવી મૌલાનાને સોંપ્યા.

આ લેખો પાછલા અગિયાર વર્ષોમાં અલગ-અલગ સંજોગોનુસાર લખવામાં આવ્યા છે. તથા રાજકારણને લગતા લેખોમાં રાજકીય ઉથલ-



પાથલને લઈ ફેરફાર પણ થયો છે. અમૂક વ્યક્તિઓ તથા પાર્ટીઓના નામો અને હોદ્દાઓ વગેરેમાં તેનો ખ્યાલ રાખવો જરૂરી છે.

તંત્રીલેખોમાં ખાસ ધ્યાન એ રાખ્યું છે કે, ગુજરાતી ન્યૂઝ પેપરો અને મેગેઝીનોમાં ઈસ્લામી તઅલીમ તથા કોઈ શરઈ મસ્અલા અને ઈસ્લામી કાનૂનને ગલત રીતે રજુ કરવામાં આવ્યો હોય, તો તેનું સ્પષ્ટીકરણ કરી ઈસ્લામની સાચી છબી લોકો સમક્ષ રજુ કરવામાં આવે. સાથે યુરોપીય ભૌતિકવાદે જન્મ આપેલ નવા પડકારો, માનવસમાજને નુકસાનકર્તા કાયદાઓ, મદ્રસાઓનું મહત્વ, તેમના ઉપર થતા આક્ષેપોનું ખંડન, ઈસ્લામમાં શિક્ષણનું મહત્વ, ધર્મ અને વિજ્ઞાન વચ્ચે સમાધાન, પરદો, સભ્યતા, નારી સ્વતંત્રતા, વાણી સ્વતંત્રતા, આર્થિક મંદી, વસ્તીવધારો અને માનવહક્કોના ઉલ્લંઘન બાબતે વિસ્તૃત ચર્ચા કરવામાં આવી છે.

ભારતીય ઈતિહાસને પ્રથમ અંગ્રેજોએ વિકૃત રીતે રજુ કર્યો અને હવે આર.એસ.એસ. ધાર્મિક, સાંસ્કૃતિક તથા શૈક્ષણિક ફેરફારના બહાના હેઠળ પોતાના વિચારો (હિંદુત્વવાદ) પ્રમાણે બદલી રહ્યો છે. તેનો પણ ઉલ્લેખ કરી ઘણા બધા આક્ષેપોનું ખંડન કરવામાં આવ્યું છે.

આ મોકા પર હું **હઝરત મૌલાના ફારૂક સા. બરોડવી (દા.બ.)** (ઉસ્તાદે હદીષ વ તફસીર : દારૂલ ઉલૂમ અક્કલકુવા)નો અંતઃકરણથી આભાર વ્યક્ત કરૂં છું કે, આપે આ તંત્રી લેખોને છપાવવા લાયક સમજી તેને પ્રગટ કરવાની ઈચ્છા વ્યક્ત કરી. અને તેની છપામણીને લગતો ખર્ચો ઉઠાવી ઘણો મોટો બોજ હલકો કરી આપ્યો. તથા મૌલાના અ.રશીદ સા. મનુબરી તથા જનાબ ઐયુબભાઈ ભાડભુતવાલાનો પણ અંતઃકરણથી આભારી છું. અલ્લાહ તઆલા આપ સૌની બધી જ દિલી મુરાદો પૂરી ફરમાવે. અને આખિરતમાં બેહતરીન બદલો આપે, આમીન. બિહુરમતિ સય્યિદિલ્મુરસલીન સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ.





## શરૂ અલ્લાહપાકના નામથી

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે એક હદીષ શરીફમાં ઈર્શાદ ફરમાવ્યો કે, "જે કોઈ કામ અલ્લાહપાકના નામથી શરૂ કરવામાં ન આવે, તે અધુરૂ છે." એટલે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે દરેક મહત્વપૂર્ણ કાર્યની શરૂઆત **"બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ"**થી કરવાની તાકીદ ફરમાવી છે. ખાતાં પહેલાં, મુસાફરીમાં સવાર થતાં પહેલાં, કોઈ પત્ર કે લખાણની શરૂમાં. સારાંશ કે, દરેક નોંધપાત્ર કાર્યની શરૂઆતમાં આપ (સલ.)નો બિસ્મિલ્લાહ પઢવાનો નિત્યક્રમ હતો.

જોવામાં આ એક ટૂંકો અમલ છે, જેને ઘણી વખત એક રસમ સમજી અવગણવામાં આવે છે. પરંતુ વાસ્તવમાં આ કોઈ રસમ નથી, બલ્કે તેનો આશય એક બહુ બુનિયાદી વિચાર સિંચનનો છે. આ એક એવી મહત્વપૂર્ણ હકીકતનો એકરાર છે, જેને લક્ષમાં રાખવાના કારણે સમગ્ર જીવન વિશે માનવીનો દૃષ્ટિકોણ તથા વ્યવહારમાં તેનો સમગ્ર અભિગમ જ બદલાય જાય છે. આ એ વાતનું એલાન છે કે, વિશ્વની કોઈ પણ વસ્તુ અલ્લાહ તઆલાના આદેશ તથા તેની ઈચ્છા વગર ગતિ કરી શકતી નથી. માણસને પોતાના વ્યવહારિક જીવનમાં સાધનોનો ઉપયોગ કરવાનો હુકમ જરૂર આપવામાં આવ્યો છે, પરંતુ આ સાધનો આપમેળે અસ્તિત્વમાં આવ્યા નથી તેમજ આ સાધનોમાં આપમેળે કંઈક કરી દેખાડવાની શક્તિ પણ નથી. વાસ્તવમાં આ સાધનોનો સર્જક તથા તેમાં તાસીર ધરાવતી ઘટનાઓ ઘટાવવા પાછળ કોઈ બીજી હસ્તી છે.



તેનો એક સાદો દાખલો એ છે કે, જ્યારે આપણે પાણી પીવા માંગીએ છીએ ત્યારે ઘણી વખત બેધ્યાનપણે પીને ઉભા થઈ જઈએ છીએ. સામાન્ય રીતે વિચારનાર વધારેમાં વધારે એટલું વિચારે છે કે, આ પાણી ક્યા કૂવા, કઈ નદી કે કઈ નહેરનું છે. પરંતુ પેલા કૂવા, નદી કે નહેર સુધી પાણી કેવી રીતે પહોંચ્યું ? અને માણસની તરસ છીપાવવા માટે અલ્લાહ તઆલાની પૂર્ણ શક્તિએ સૃષ્ટિની કેટલી તાકાતોને તેની સેવામાં લગાડી રાખી છે ! અને તેના માટે કેટલી ચિત્ર-વિચિત્ર વ્યવસ્થા ઉભી કરી છે, તેની તરફ ધ્યાન બહુ ઓછા લોકોનું જાય છે.

અલ્લાહ તઆલાએ પાણીનો પુષ્કળ ભંડાર સમુદ્રો રૂપે સુરક્ષિત કરી દીધો છે અને તે સડી ન જાય એટલે તેમાં ખારાશ મેળવી દીધી અને સાથે તેને ગતિમાન રાખ્યો છે. તેમાં હજારો દરિયાઈ જીવો દરરોજ મરી જાય છે, પરંતુ તે પાણી ક્યારેય સડતું નથી. તે છતાં માનવી માટે પાણીના આ પુષ્કળ ભંડારથી પ્રત્યક્ષપણે ફાયદો પ્રાપ્ત કરવો શક્ય નથી. એટલા માટે કે તેની ખારાશના કારણે કોઈ માણસ તેને પી શકતો નથી. બીજું કે આ પાણી દરિયાની આસપાસ રહેતા લોકો માટે જ ઉપલબ્ધ હોત, દૂર રહેતા લોકો તેનાથી વંચિત રહેતા. તે માટે અલ્લાહ તઆલાએ બાષ્પિભવન વડે આ પાણીને વાદળરૂપે બનાવી સમગ્ર આકાશમાં ફેલાવી દીધું.

આ સમગ્ર પ્રક્રિયામાં કંઈક એવા પ્રકારનો ઓટોમેટિક પ્લાન્ટ અલ્લાહ તઆલાએ ફિટ કરી દીધો, જેના વડે કોઈ પણ માનવીય પુરૂષાર્થ કે પૈસા ખર્ચ કર્યા વગર ખારૂ પાણી સતત મીઠુ બની રહ્યું છે. વાદળો જાણે કે મફતની એક કાર્ગો સર્વિસ છે, જેના વડે આ પ્રવાહી પાણી પવનમાં તરતા તરતા હજારો બલ્કે લાખો માઈલ દૂરનું અંતર કાપે છે અને તેના આકાશી ઉડ્ડયનના કારણે વિશ્વના દરેક ખૂણામાં દરિયાનું પાણી મીઠુ કરી સપ્લાય કરવાની આ જીમ્મેદારી લઈ રાખી છે.

પરંતુ માણસ એ સહન કરી શકતો ન હતો કે, તેની ઉપર કાયમ વાદળાઓ ઘેરાયેલા રહે અને વરસાદ પડતો રહે તેમજ તેમાં એટલી

શક્તિ પણ નથી કે તે વર્ષભરનું કે છ મહિનાનું પાણી એકી સાથે સંગ્રહ કરી રાખી શકે. એટલે અલ્લાહપાકની રહમતે વ્યવસ્થા કરી કે, વાદળા-ઓનું આ પાણી પર્વતો પર વરસાવી બરફરૂપે જમાવી સુરક્ષિત કરી દીધું. પાણીનો આ સ્ટોરેજ પર્વતોના શિખરો પર એક નયનરમ્ય દૃશ્ય તો ઉભું કરે જ છે, સાથે તેની મૂળ કામગીરી આપણી તરસ છીપાવવાની છે.

માણસને એ તકલીફ પણ આપવામાં આવી નથી કે, તે પેલા બરફીલા પ્રદેશમાં ખુદ જઈ પોતાની જરૂરિયાત પૂરી કરે, બલ્કે તેને સૂર્યના તાપ વડે પીગળાવી નદી અને નાળા સ્વરૂપે વહેતુ કરી દીધું અને તે સિવાય જમીનમાં પાણીના સ્રોતો વડે ખૂણે ખૂણામાં એવી પાઈપલાઈન બિછાવી દેવામાં આવી છે કે, માનવી જે જમીન ખોદે ત્યાં પાણી નીકળી જાય છે.

દરિયાથી પાણી ઉપાડી તેને પર્વતો ઉપર સુરક્ષિત કરવા તથા ભૂગર્ભ પાઈપલાઈન વડે દુનિયાના ખૂણે-ખાંચરે તેને પહોંચાડવાની આ મહાન વ્યવસ્થામાં ક્યાંય પણ માનવીય વિચારશક્તિ કે આયોજનની કોઈ દખલગીરી નથી. ઈન્સાનનું કાર્ય એટલું જ છે કે, તે આ વહેતી નદીઓ અથવા જમીનમાં છૂપાયેલા આ સ્રોતોમાંથી પોતાની જરૂરત અનુસાર પાણી મેળવી લે. જો કે આ કાર્ય પાણીની ઉપર્યુક્ત આકાશી તથા કુદરતી સપ્લાય વ્યવસ્થાના મુકાબલે બહુ નાનું તથા ટૂંકુ છે, પરંતુ આ નાના સરખા કાર્યને પાર પાડવા માટે પણ ઈન્સાન ઘણી જ મહેનત ઉઠાવે છે, ઘણા રૂપિયા ખર્ચે છે તથા સૃષ્ટિના અન્ય કુદરતી સાધનોનો પણ ઉપયોગ કરે છે.

પાણીનો દરેક ઘૂંટ જે આપણે એક ક્ષણમાં આપણા ગળામાંથી પેટમાં ઉતારી લઈએ છીએ, તે પાણી પહોંચાડવાનો પેલી આખી લાંબી પ્રક્રિયા-માંથી પસાર થઈને આપણી પાસે પહોંચે છે. જેમાં દરિયા, વાદળો, પર્વતો, સૂર્ય, પવન, નદી-નાળાઓ, ભૂમિ તથા તેમાં છૂપાયેલ ભંડારો અને અંતે ઈન્સાન તથા તેણે બનાવેલા યંત્રો, બધા પોતપોતાની ભૂમિકા નિભાવે છે ત્યારે પાણીનો એક ઘૂંટડો આપણા ગળાની નીચે ઉતરે છે.



જ્યારે આપ (સલ.)એ એવી તાલીમ આપી કે, પાણી પીતાં પહેલાં ''બિસ્મિલ્લાહ'' પઢો યાને અલ્લાહપાકનું નામ લઈ પીવાનું શરૂ કરો. વાસ્તવમાં તેનો હેતુ એ છે કે, પાણીની આ નેઅમતના ઉપયોગ પહેલાં અલ્લાહ તઆલાના તે મહાન ઉપકારને યાદ કરો, જેણે તમારા હોઠો સુધી પાણીનો આ ઘૂંટડો પહોંચાડવા માટે સૃષ્ટિના કેટલા સ્રોતોને તમારી સેવામાં લગાડી દીધા છે. આ પાણી મેળવવા માટે તમે થોડીક બાહ્ય વ્યવસ્થા આપબળે જરૂર ઉભી કરી છે, પરંતુ આ બાહ્ય સાધનોની પહોંચ એક વિશેષ હદથી આગળ નથી જઈ શકતી. તેની હદ પાછળ અલ્લાહપાક તરફથી તે આશ્ચર્યજનક વ્યવસ્થા કામ કરી રહી છે, જે માનવીના પુરૂષાર્થ તો દૂર, તેની કલ્પનાથી પણ ઉપર છે. ''બિસ્મિલ્લાહ''નું પઢવું મનમાં આ હકીકત તાજી કરવાના હેતુસર જ રાખવામાં આવ્યું છે.

ત્યાર પછી એક સામાન્ય માણસને તેનાથી વધારે કોઈ વાતની પડી નથી હોતી કે, તેને તરસ લાગી હતી, જેને તેણે એક ગ્લાસ પાણી પીને શાંત કરી દીધી. પરંતુ આ પાણી ગળામાંથી ઉતરીને ક્યાં જઈ રહ્યું છે ? અને તે શરીરમાં જઈ કઈ કામગીરીઓ બજાવી રહ્યું છે ? એ તરફ કોઈનું ધ્યાન જતું નથી. જરા ઝિણવટથી જુઓ તો વાસ્તવમાં આપણી શારીરિક મશીનરીના એક-એક પાર્ટસને પાણીની જરૂર હતી. જેના વગર આ મશીનરી કામ કરી શકે એમ ન હતી. પરંતુ માનવીને એની પણ જાણ થઈ ન શકે કે તેના શરીરમાં ક્યારે પાણીની જોઈતી માત્રા ઓછી થઈ ગઈ છે, એટલે કુદરતે તેને તરસરૂપી એક સર્વસામાન્ય મીટર આપી દીધું છે, જે દરેક જ્ઞાની, અજ્ઞાની, વનવાસી, શહેરવાસી, અહીં સુધી કે અણસમજુ બાળકને પણ આપોઆપ એ બતાવી દે છે કે, તેને પાણીની જરૂર છે. પરંતુ વાસ્તવમાં પાણીનો ફાયદો તેનાથી પણ વધારે છે. માત્ર હોઠ તથા ગળાની નહીં, શરીરની માંગ હતી અને તે ગળાથી પસાર થઈ સમગ્ર શરીરના પ્રત્યેક તે અંગને તૃપ્ત કરે છે, જેને પોતાની કાર્યક્ષમતા યથાવત્ રાખવા માટે તેની જરૂર હતી. આમ, શરીરની આંતરિક પાઈપલાઈન વડે તે પાણી

માથાથી પગ સુધી જરૂરતની બધી જ જગ્યાએ પહોંચાડવામાં આવે છે. જેટલા પાણીની શરીરને જરૂર હોય છે, તેટલું જ પાણી શરીરમાં બાકી રહે છે અને શેષ માત્રા શરીરની સાફસુફી પછી પોતાની સાથે હાનિકારક અંશોને વહાવીને ફરી શરીરમાંથી બહાર નીકળી જાય છે.

એ ઘટના તો બહુ મશહૂર છે કે, એક બાદશાહથી એક અલ્લાહ-વાળાએ તરસ વખતે પૂછ્યું કે, જો આપને આ વખતે પાણી ન મળે તો પાણી મેળવવા કેટલી દૌલત આપશો ? બાદશાહે જવાબ આપ્યો કે, અડધી સલ્તનત ! પછી બીજો પ્રશ્ન એ પૂછ્યો કે, પીધેલું પાણી શરીરમાં જ રહી જાય અને બહાર ન નીકળે તો તેને બહાર કાઢવા માટે તમે શું કરશો ? તો બાદશાહે જવાબ આપ્યો કે, ''આખી સલ્તનત.'' અલ્લાહવાળાએ કહ્યું કે, તમારી સમગ્ર દૌલત એક ગ્લાસ પાણીને શરીરમાં દાખલ કરવાની તથા બહાર કાઢવાની કિંમત બની શકતી નથી.

એ જ રીતે રોટીના તે ટુકડાને જોઈ લો, જે પળવારમાં આપણે ગળાથી નીચે ઉતારી લઈએ છીએ. ઉપરછલ્લી રીતે જોનારની નજર માત્ર એ હદે પહોંચે છે કે, આપણે પોતાના કમાયેલા રૂપિયાથી લોટ ખરીદી તેનાથી રોટલી બનાવી લીધી, પરંતુ બજાર સુધી આ લોટ પહોંચાડવા માટે જગતના કેટલા સ્ત્રોતો પ્રવૃત્ત થયા તે તરફ સામાન્યતઃ કોઈની નજર નથી જતી. માણસનું કાર્ય તો એટલું જ હતું કે, તે જમીન ખેડીને તેમાં વાવેતર કરી નાંખે, પરંતુ કોણ છે જેણે આ નાનકડા બીજમાં એવો પ્રોસેસીંગ પ્લાન્ટ ફિટ કર્યો કે, તેમાંથી અંકુરો ફૂટી નીકળ્યા ? કોણ છે જેણે માટીના દળદાર પડળોમાં તે અંકુરોને પોષ્યા ? અને તેને એવી શક્તિ આપી કે, તે પોતાના કમજોર શરીરની લચકદાર અણીથી જમીનનું પેટ ચીરીને દેખાય અને એક લહેરાતી ખેતીમાં પરિવર્તન થઈ જાય. પછી કોણ છે, જેણે તેની ઉપર ચંદ્ર તથા સૂર્યના કિરણો પાથર્યા ? તેને મસ્તીભર્યા પવનનો સંસર્ગ પૂરો પાડ્યો, તેની ઉપર વાદળોના શામિયાણા તાણી તેને બળી જવાથી બચાવી લીધું અને તેના પર કૃપાની વર્ષા વરસાવી, તેના ઉછેરની ગતિ ઝડપી



બનાવી ? ત્યાં સુધી કે, એક ખેતરમાં હજ્જારો કણસલાઓ, ડુંડાઓ અને એક એક ડુંડામાં હજ્જારો દાણાઓ અસ્તિત્વમાં આવી ગયા ? કુર્આને કરીમમાં આ હકીકત પ્રતિ નિર્દેશ કરતાં કહે છે કે, **"બતાવો તો ખરા, કે જે કાંઈ તમે જમીનમાં વાવો છો, તેને તમે ઉગાડો છો કે અમે ઉગાડીએ છીએ ?"** *(સૂ. વાકિઅહ્ : ૬૩-૬૪)*

એટલે જ્યારે આપ (સલ.) એમ ફરમાવે છે કે, ખાતાં પહેલાં ''બિસ્મિલ્લાહ'' પઢો તો તેનો હેતુ આ જ હકીકત પ્રતિ નિર્દેશ કરવાનો છે કે, આ કોળિયો જે તમને મળે છે, એ ખુદાપાકની દેણ છે. જેણે તેને તમારા સુધી પહોંચાડવા માટે સૃષ્ટિના મહાકાય સ્ત્રોતોને તમારા અંકુશમાં લાવી દીધા. એટલે આ કોળિયાનો સ્વાદ લેતી વેળા તે દાતાને ભૂલી ન જતા. એમ તો અલ્લાહપાકની આ દેણ (બખ્શિશ) તેની દરેક મખ્લૂકને મળી રહે છે, અર્થાત્ ખાવા-પીવાનું જાનવરોને પણ મળી રહે છે, પરંતુ જે માનવીને અલ્લાહપાકે સમજબૂઝ આપી છે, તેમાં અને અબુધ પ્રાણીઓમાં એટલો તો ફર્ક હોવો જ જોઈએ કે, આ સમજદાર મખ્લુક (યાને માનવી) આ નેઅમતોથી ફાયદો મેળવતી વખતે ગફલતમાં રાચવાને બદલે પોતાના વાસ્તવિક ઉપાસ્ય તથા ઉપકારક (મઅબૂદ વ મુહસિન)ને યાદ કર્યા કરે.

આ તો બે સાદા દાખલાઓ હતા, પરંતુ જીવનની કોઈ પણ પ્રવૃત્તિને લઈ લો. વિચાર કરતાં દરેક બાબતે આવી જ સ્થિતિ પ્રવર્તમાન હશે. યાને માનવીય પુરૂષાર્થ તથા બાહ્ય પરિબળોનું કાર્ય બહુ નાનું તથા મર્યાદિત અને તે મર્યાદિત કુંડાળાથી બહાર ઝાંખીને જુઓ તો વિશ્વની નાનામાં નાની ઘટના એક એવી પાલનવ્યવસ્થા સાથે જોડાયેલી હોય છે, જે અનેક શુભાશયો ધરાવતી હોય અને જેમાં માનવીની મહેનત, કોશિશ, સાધનો તથા આયોજનની કોઈ ભૂમિકા નથી. પરંતુ સામાન્યતઃ માનવીની ટૂંકી દૃષ્ટિ બાહ્ય સાધનોરૂપી સાંકડા માર્ગથી આગળ નથી જતી અને તે રાત-દિન આ જ સાંકડા માર્ગના વળાંકોમાં ફસાયેલો રહે છે. અંબિયાએ કિરામ અલયહિમુસ્સલામ એટલા જ માટે તશરીફ લાવે છે કે, તેઓ માણસને

આ સંકિર્ણ દૃષ્ટિકોણથી બચાવી તેની દૃષ્ટિને વિશાળ તથા તેના વિચારને ઉંચો બનાવે.

આપ (સલ.)એ દરેક કાર્યને અલ્લાહપાકના નામથી શરૂ કરવાની તાલીમ આપીને જીવનના પ્રત્યેક તબક્કે માનવીનો સબંધ પોતાના પાલનહાર સાથે સ્થાપવાની કોશિશ કરી છે. કારણ કે જ્યારે માનવી દરેક કાર્યને અંતે અલ્લાહપાકની ઈચ્છાને જવાબદાર ઠેરવે છે અને વારંવાર આ હકીકત સ્વિકારીને પોતાની નિઃસહાયતા તથા લાચારીનું એલાન કરે છે કે, તે આ દુનિયામાં સર્જક તથા સ્વામી (ખાલિક વ માલિક) બનીને નહીં, બલ્કે સર્જન તથા માલિકનો સેવક (મખ્લૂક વ બંદા) બનીને આવ્યો છે. આ બંદગીનો અહેસાસ તેના મનમાં વિનમ્રતા તથા હમદર્દી પેદા કરે છે અને ઘમંડ તથા ક્રૂરતા જેવા દુર્ગુણોથી તેની સુરક્ષા કરે છે.

ઈતિહાસ સાક્ષી પૂરે છે કે, આ વિશ્વમાં ઝુલ્મ તથા અત્યાચાર ત્યારે જ અસ્તિત્વમાં આવે છે, જ્યારે માનવી પોતાની હકીકત ભૂલી જઈ પોતાના માલિકથી સબંધ તોડી નાંખે છે અને અલ્લાહપાકે આપેલી નેઅમતોને માત્રને માત્ર પોતાના બાહુબળનો કરિશ્મો ઠરાવીને પોતાની જાતને જ સર્વેસર્વા સમજી બેસે છે. પરંતુ જે શખ્સ ડગલેને પગલે અલ્લાહપાકનું નામ લઈ એ સ્વીકારી રહ્યો હોય કે, મારૂં દરેક કાર્ય મારા માલિક તથા ખાલિકના પ્રતાપે થઈ રહ્યું છે, તો તેના મન પર ઘમંડનો દાઘ નથી લાગતો અને તે અન્ય મખ્લૂક (માનવી હોય કે પ્રાણી) સાથે પણ ક્યારેય અત્યાચાર કરવાને તે પસંદ નથી કરતો.

''બિસ્મિલ્લાહ'' અથવા ''શરૂ અલ્લાહના નામથી'' દેખાવે ટૂંકા શબ્દો છે, પરંતુ તેની પાછળ હકીકતોની એક દુનિયા છૂપાયેલી છે. અને આપ (સલ.)એ દરેક કાર્યની શરૂમાં આ શબ્દો કહેવડાવીને માનવીને એવા માનવી બનવાની શીખ આપી છે કે, તે ફિરઔન તથા નમરૂદ જેવા ઘમંડી તથા અત્યાચારી ન બને, બલ્કે અલ્લાહપાકનો વિનમ્ર બંદો બનીને રહે. આમ, માનવીનું પ્રત્યેક કાર્ય 'બિસ્મિલ્લાહ' વડે ઈબાદતમાં પરિવર્તિત થઈ જાય છે.



## સર્વ શક્તિમાન ફક્ત એક અલ્લાહપાકની ઝાત

અલ્લાહ તઆલાએ માનવીને જ્યારનો ધરતી પર વસવાટ માટે ઉતાર્યો, ત્યારથી જ ધરતી આકાશ વગેરે તેની સમક્ષ કુદરતી રચના સ્વરૂપે પોતાના વાંચન માટે ખુલ્લા પુસ્તક સમાન છે. છતાં ક્યા કારણો છે, જે વિજ્ઞાનની પ્રગતિમાં અવરોધરૂપ બન્યા ? આનું મુખ્ય કારણ શિર્ક અને પ્રાચીનકાળ નો એકેશ્વરવાદ છે. શિર્ક રૂકાવટ હતો કે માનવી નેચરનું વાંચન કરી તેની શક્તિને પામી પોતાના લાભ માટે તેને વાપરે.

ધરતીથી લઈ આકાશ સુધી જે વસ્તુ સાથે નફા-નુકસાનનો સબંધ લાગ્યો, માનવીએ તેની પૂજા કરવાનું શરૂ કર્યું. આ પૂજા ઈસ્લામથી પહેલાં દરેક યુગમાં પોતાના વર્ચસ્વ સાથે કાયમ રહી.

પ્રો. આર્નલ્ડ ટોઈનબી આ વાતનો સ્વીકાર કરે છે કે, સૃષ્ટિપૂજાના યુગનો સૌથી પ્રથમ તૌહીદ (એકેશ્વરવાદ)નો અંત લાવી, એકેશ્વરવાદની માન્યતાએ માનવીને આ બુધ્ધિ અર્પણ કરી કે, સૃષ્ટિ એ સર્જક નથી. બલ્કે ફક્ત એ મહાન સર્જકની રચના છે. તે પૂજવા માટે નહીં, બલ્કે માનવીના લાભ માટે સર્જવામાં આવી છે.

એકેશ્વરવાદની માન્યતા દરેક યુગમાં આવનાર અલ્લાહપાકના નબીઓએ માનવી સુધી પહોંચાડી, પરંતુ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી પહેલાં કોઈપણ યુગ એવો નથી આવ્યો, જેમાં આટલો મોટો જનસમૂદાય એકેશ્વરવાદને માની લે. અને તેના સિધ્ધાંતો ઉપર માનવસમાજમાં જબરદસ્ત ક્રાંતિ લાવે. આજ કારણસર માનવી તૌહીદના વાસ્તવિક ફળનો ઈસ્લામ પહેલા સ્વાદ મેળવી શક્યો નહીં. આગલા પયગમ્બરોના અનુયાયીઓ તેમના લાવેલ એકેશ્વરવાદને સાચવી ન શકયા. જેમકે હઝરત ઈસા અલયહિસ્સલામે નિર્મલ અને શુદ્ધ એકેશ્વરવાદનું શિક્ષણ આપ્યું, પરંતુ આપના અનુયાયીઓએ સમય જતાં આપને જ ખુદા (સર્જક) સમજવા માંડયા. આ શિર્ક અને એકેશ્વરવાદની માન્યતાઓ વિભિન્ન કારણોસર વિજ્ઞાનની પ્રગતિમાં આડરૂપ બની.

વિજ્ઞાન જે સૃષ્ટિ પામી છે, તેમાં સંપૂર્ણ એકાઈ (સમાનતા) છે. સમગ્ર સૃષ્ટિ એક જ પ્રકારના કાનૂનથી ચાલી રહી છે. એક અંગ્રેજ વૈજ્ઞાનિક પ્રો. ઈઆન રોક્ષબર્ગે એક લેખ લખ્યો છે. તેનું શિર્ષક લગાવ્યું છે કે, સૃષ્ટિ શા કારણોસર આટલી બધી સમાનતા ધરાવે છે ? માટે શિર્કનો ખ્યાલ વૈજ્ઞાનિક સૃષ્ટિ સાથે બંધબેસતો નથી. હવે દરેક ધર્મને જોઈએ તો અનેકેશ્વરવાદ ઉપર તેની બુન્યાદ છે. પારસી સૃષ્ટિના બે સર્જક માને છે. ખ્રિસ્તીઓ ત્રણ સર્જક માને છે. હિન્દુ ધર્મમાં ઓછામાં ઓછા ૩૨ અને વધારેમાં વધારે ૩૩ કરોડ બતાવવામાં આવ્યા છે. આફ્રિકાની વિભિન્ન જાતિઓમાં માનવી સિવાય દરેક વસ્તુ સર્જક છે. આ બધાથી વિપરિત ઈસ્લામમાં સ્પષ્ટ શબ્દોમાં ઉદાહરણો સાથે વારંવાર સમજાવવામાં આવ્યું કે, સૃષ્ટિનો સર્જક ફક્ત એક જ અલ્લાહપાક છે. ઈસ્લામ અને અન્ય ધર્મોનો આ ફર્ક નજર સમક્ષ રાખતા માનવું પડશે કે, આધુનિક વૈજ્ઞાનિક યુગમાં જો કોઈ ધર્મ સ્વીકારવાપાત્ર હોય, તો તે ઈસ્લામ જ છે.

જમીન અને આસ્માન ઉપર ફકત અને ફકત પોતાની અપાર શકિત વડે હુકૂમત ચલાવનાર મહાન અલ્લાહપાકે પોતાના પાક પવિત્ર કુર્આનમાં વિવિધ જગ્યાએ અને વિભિન્ન પ્રકારે પોતાની મહાન શકિતનું વારંવાર વર્ણન કરી મનુષ્ય અને તેના સાધનોની કમજોરીનો પણ ઉલ્લેખ કર્યો છે.

એક જગ્યાએ ફરમાવ્યું, અને (હે સાંભળનાર માનવી !) જો અલ્લાહ તઆલા તને કોઈ તકલીફ પહોંચાડે, તો તે તકલીફને તેમના સિવાય કોઈ જ દૂર કરનાર નથી, અને જો તે તને કોઈ ભલાઈ પહોંચાડે તો (તેને પણ કોઈ રોકનાર નથી) કારણ કે તે દરેક વસ્તુ પર સંપૂર્ણ શકિત ધરાવનાર છે, અને તે જ પોતાના બંદાઓ પર (દરેક રીતે) સત્તાવાન છે. અને સંપૂર્ણ ખબર રાખનાર છે. *[સૂ. અન્આમ : ૧૭/૧૮]*

કુર્આન શરીફમાં અલ્લાહપાકે ફરમાવ્યું છે કે, તમને બહુ જ થોડું (લીમીટેડ) જ્ઞાન આપવામાં આવ્યું છે. *[સૂરએ બની ઈસ્રાઈલ]*

અલ્લાહ તઆલા જ દરેક વસ્તુનો પેદા કરનાર અને તે જ દરેક



વસ્તુનો રક્ષક છે. આકાશો અને પૃથ્વીની ચાવીઓ તેની જ પાસે છે. અને જેમણે અલ્લાહ તઆલાની આયતોનો ઈન્કાર કર્યો છે, તે લોકો જ અતિ નુકસાનમાં રહેશે. *[સૂ. ઝુમર : ૬૨/૬૩]*

માણસનું કાર્ય તો એટલું જ હતું કે, તે જમીન ખેડીને તેમાં વાવેતર કરી નાંખે, પરંતુ કોણ છે, જેણે આ નાનકડા બીજમાં એવો પ્રોસેસિંગ પ્લાન્ટ ફીટ કર્યો કે, તેમાંથી અંકુરો ફૂટી નીકળ્યા ? કોણ છે, જેણે માટીના દળદાર પડળોમાં તે અંકૂરોને પોષ્યા ? અને તેને એવી શકિત આપી કે તે પોતાના કમજોર શરીરની લચકદાર અણીથી જમીનનું પેટ ચીરીને દેખાય, અને એક લહેરાતી ખેતીમાં પરિવર્તિત થઈ જાય. પછી કોણ છે, જેણે તેની ઉપર ચંદ્ર તથા સૂર્યના કિરણો પાથર્યા ? તેને મસ્તીભર્યા પવનનો સંસર્ગ પૂરો પાડયો. તેની ઉપર વાદળોના શામિયાણા તાણી તેને બળી જવાથી બચાવી લીધું, અને તેના પર કૃપાની વર્ષા વરસાવી, તેના ઉછેરની ગતિ ઝડપી બનાવી. ત્યાં સુધી કે એક ખેતરમાં હજ્જારો કણસલાઓ, ડુંડાઓ અને એક એક ડુંડામાં હજારો દાણાઓ અસ્તિત્વમાં આવી ગયા ? કુર્આન શરીફ આ હકીકત પ્રતિ નિર્દેશ કરતાં કહે છે કે, "બતાવો તો ખરા, કે જે કાંઈ તમે જમીનમાં વાવો છો, તેને તમે ઉગાડો છો કે અમે ઉગાડીએ છીએ ?" *[વાકિઅહ્ : ૬૩/૬૪]*

પોતાની શકિતનો ઉલ્લેખ કરતાં ફરમાવે છે કે, "અને ગૈબ (ના ખઝાના)ની સઘળી ચાવીઓ અલ્લાહ તઆલા પાસે જ છે. જેને તેમના સિવાય કોઈ જાણતું નથી, અને તે જમીન અને પૃથ્વીમાંની તમામ વસ્તુઓને જાણે છે. અને કોઈ પાંદડું ખરતું નથી, પરંતુ તેને પણ તે જાણે છે. અને જમીનના અંધારાઓમાં કોઈ દાણો (પડતો) નથી, તેમજ કોઈ લીલી કે સૂકી વસ્તુ એવી (પડતી) નથી, પરંતુ તે સ્પષ્ટ કિતાબ (લવહે મહફૂઝ)માં (લખાયેલી) છે. *[સૂ. અન્આમ : ૫૯]*

અને પોતાના પાલનહારથી એક રજકણ બરાબર પણ (કોઈ વસ્તુ) છુપી રહેતી નથી. ન પૃથ્વીમાં અને ન આકાશમાં. અને કોઈ વસ્તુ એથી

નાની કે મોટી (એવી) નથી, જે સ્પષ્ટ કિતાબ (લવહે મહ્ફૂઝ)માં (લખાયેલી) ન હોય. *[સૂ. યુનુસ : ૬૧]*

અને લોકોએ તે (અલ્લાહ)ના સિવાય બીજા એવા મઅબૂદ બનાવી લીધા, કે જે કંઈ વસ્તુ પેદા કરી શકતા નથી. અને (બલ્કે) તેઓ ખુદ પેદા કરવામાં આવ્યા છે. અને તેઓ પોતાની ઝાત માટે કોઈ નુકસાન (દૂર કરવાના)ના માલિક નથી, કે નથી કોઈ ભલાઈના (માલિક), અને કોઈના મરણના માલિક નથી, કે નથી જીવનના, કે નથી (કોઈને કિયામતમાં) ફરી સજીવન કરવાના. *[સૂ. ફુર્કાન : ૩]*

માનવી પોતાના શરીરની રચના અને માથાથી પગ સુધીના બધા અવયવોની કાર્યપધ્ધતિ ઉપર વિચાર કરશે, તો એને અલ્લાહ તઆલાની કુદરતની આશ્ચર્યજનક નિશાનીઓ માલૂમ પડશે. સાથે પોતાની લાચારી અને મોહતાજીનો પણ એહસાસ થશે.

અત્રે હમો રીડર ડાયજેસ્ટના હવાલાથી માનવીના આંતરિક શરીર તથા પૃથ્વી અને સૂર્યમંડળની રચના વિશે થોડીક માહિતી આપીએ છીએ. જેથી અલ્લાહ તઆલાની રહમતો અને નેઅમતોનો ખ્યાલ કરી ઈન્સાન અલ્લાહ તઆલા તરફ લાગી જાય.

માણસના શરીરમાં અલ્લાહપાકે સંદેશાના આપ–લેની એક ઉત્તમ વ્યવસ્થા કરેલી છે, જેને **(Nervous System)** જ્ઞાનતંતુ કહેવામાં આવે છે. આ પ્રોગ્રામ હેઠળ દિવસ-રાતમાં કરોડો સંદેશાની આવન-જાવન થાય છે, જેમાં હૃદયના ધબકારાથી લઈ શરીરના દરેક નાના-મોટા અવયવને વિભિન્ન પ્રકારના આદેશો અપાય છે.

આ વ્યવસ્થાનું કેન્દ્ર માણસનું મગજ છે. જેમાં લગભગ એક હજાર મીલીયન **(Nerve Cells)** જ્ઞાનકોષો છે, દરેક કોષોમાંથી ઘણાં જ બારીક તાર નીકળી પૂરા શરીરમાં ફેલાયેલા છે. જેને **(Nerve fibers)** જ્ઞાનતંતુ કહે છે. આ બારીક તંતુ ઉપર ખબર લાવવા-લઈ જવાની એક વ્યવસ્થા છે. જે લગભગ એક કલાકના ૭૦ માઈલની ઝડપે દોડતી રહે છે. આ મજ્જાતંતુ



(સ્નાયુઓ) વડે આપણે ચાખીએ, સાંભળીએ તથા જોઈએ (નિહાળ્યે) છીએ. આપણી જીભમાં ત્રણ હજાર સ્વાદની કણિકાઓ **(Teste Buds)** છે. જેમાંથી દરેક અલગ બારીક તાર વડે દિગામથી સંકળાયેલો છે. એના વડે જ આપણે દરેક પ્રકારના સ્વાદની મજા માણીએ છીએ. કાનમાં એક લાખ શ્રવણખાના છે. તે ખાનાઓ દ્વારા એક અત્યંત સૂક્ષ્મ કાર્ય વડે આપણા દિમાગ સુધી અવાજ જાય છે, અને દિમાગ સાંભળે છે. દરેક આંખમાં ૧૩૦ મિલિયન **(Light receptors)** પ્રકાશગ્રહણ કક્ષાબિંદુઓ હોય છે, જે પહોંચાડે છે. આપણા શરીરની બધી જ ચામડીઓમાં ચેતનતંતુઓની એક જાળ પથરાયેલી છે. જ્યારે કોઈ ગરમ વસ્તુ ચામડી સમક્ષ લાવવામાં આવે છે, ત્યારે લગભગ ત્રીસ હજાર ગરમ ખાનાઓ તેને મેહસૂસ કરી તરત જ દિમાગને તેની ખબર આપે છે. એ જ પ્રમાણે ચામડીમાં બે લાખ પચાસ હજાર ખાનાઓ ઠંડી મેહસૂસ કરે છે, અને જ્યારે કોઈ ઠંડી વસ્તુ શરીર સાથે સ્પર્શ થાય છે, તો દિમાગ અઢી લાખ ખાનાઓની ખબરોથી ભરાઈ જાય છે. અને તરત જ દિમાગ તેને લઈ પૂરા શરીરને ધ્રુજારી આપે છે. શરીરની નસો ફેલાઈ જાય છે, તરત જ વધારાનું લોહી તે નસોમાં દોડીને આવી જાય છે. જેથી શરીરને વધારે ગરમી મળે. જો આપણે અસહ્ય ગરમીથી પિડાતા હોઈએ તો ગરમીનું જાસૂસી તંત્ર તરત જ દિમાગને તેની ખબર આપે છે. અને ત્રણ મિલિયન પસીનાની ગ્રંથિઓ **(Glands)** ઠંડો રસ પસીના મારફતે બહાર કાઢવાનું શરૂ કરી આપે છે.

આપણી પૃથ્વી પોતાની ધરી ઉપર એક કલાકના હજાર માઈલની ઝડપથી ચોવીસ કલાકમાં એક ચક્કર પુરો કરે છે. થોડીવાર માટે કલ્પના કરો કે જો તેની ઝડપ કલાકના બસો (૨૦૦) માઈલ થઈ જાય, તો આપણા દિવસ-રાત (હાલના ૨૪ કલાકથી વધીને) ૨૪૦ કલાકના એટલે કે દસ ઘણા લાંબા થઈ જાય, અને તેને લઈ ઉનાળામાં દરેક પ્રકારની શાકભાજી અને વનસ્પતિ સુર્યની ૧૨૦ કલાકની લગાતાર ગરમીને લઈ બળીને ભસ્મ થઈ જાય. અને જે બચી જાય તે શિયાળાની કડકડતી ઠંડીના ૧૨૦ કલાકમાં હિમવર્ષાથી બળી જાય.

સૂર્ય પૃથ્વીથી નવ કરોડ ત્રીસ માઈલ દૂર છે. આ અંતર ઘણુ જ મહત્વનું છે. કારણ કે આ અંતર અડધુ થઈ જાય અને સૂર્ય પૃથ્વીથી નજીક થઈ જાય, તો પૃથ્વી ઉપર એટલી ગરમી વધી જાય કે તેનાથી પેપરો, કાગળો વગેરે બારીક વસ્તુઓ સળગવા માંડે. અને જો આ અંતર ડબલ થઈ સૂર્ય ૧૮ કરોડ ૬૦ લાખ માઈલ દૂર થઈ જાય, તો આપણા વાતાવરણમાં એટલી ઠંડી પ્રસરી ઉઠે કે જીવન જીવવું અસહ્ય થઈ જાય.

પૃથ્વી ૨૩ ડીગ્રીનો વ્યાસ બનાવી વાતાવરણમાં થોડી નમેલી-જુકેલી છે. આ નમાવ આપણને શિયાળો, ઉનાળો અને ચોમાસાની ઋતુઓ આપે છે. એના કારણે પૃથ્વીનો વધુ ભાગ આબાદ છે, અને ખેતીવાડી થાય છે. જો પૃથ્વી આ પ્રમાણે નમેલી ન હોત તો ઉત્તર અને દક્ષિણ ધ્રુવ ઉપર હંમેશા અંધારુ છવાયેલુ રહેત. મહાસાગરોની બાફ અને ધુમાડા ઉત્તર અને દક્ષિણ તરફ થઈ પૃથ્વી ઉપર ફકત બરફ બજાવત અથવા તો રેતીના રણ ઉત્પન્ન કરત. આ પ્રમાણે ઘણા વિકટ પ્રશ્નો ઉપસ્થિત થઈ પૃથ્વી ઉપર આપણુ જીવન અશકય બનાવી આપત.

પૃથ્વીનું ઉપરી પડ ફકત દસ (૧૦) ફૂટ મોટું હોય, તો વાતાવરણમાં ઓક્સીજનનું પ્રમાણ શૂન્ય થઈ સજીવ વસ્તુઓના જીવનને અશકય બનાવી આપત. આ જ પ્રમાણે મહાસાગરો અમુક ફૂટ ઉંડા હોત તો તે કાર્બન-ડાયોક્સાઈડ અને ઓકસીજનને વાતાવરણમાંથી ખેંચી પોતાના અંદર લઈ લેતે, જેથી પૃથ્વીની ઉપર કોઈ ઝાડ-ફૂલ અને વનસ્પતિ સજીવ ન રહેત.

પૃથ્વી ઉપરના વાતાવરણમાં છ પ્રકારની ગેસો છે. જેમાં નાઈટ્રોજન લગભગ ૭૮ ટકા, ઓકસીજન ૨૧ ટકા અને બાકીની ગેસ ઘણા ઓછા પ્રમાણમાં છે. આ દરેકનું અલગ-અલગ અને વિભિન્ન પ્રકારે મળી રહેવુ આપણા અસ્તિત્વ માટે અત્યંત જરૂરી છે. કોઈ એક પણ ઓછી વત્તી થવાથી પૃથ્વીના બધા જ સજીવોના અસ્તિત્વ માટે ગંભીર ખતરા પેદા કરી શકે છે.

જે અલ્લાહ તઆલા આપણા શરીરથી લઈ બ્રહ્માંડની આટલી વિશાળ



મંડળને આટલી ચોકસાઈ અને બારીકીથી વ્યવસ્થિત રીતે સંભાળી રહ્યા છે. જેમાં રજમાત્ર ફર્ક પડવાથી સજીવોનું જીવન અસ્વવ્યસ્ત થઈ શકે છે, તે કેટલા મહાન શકિતમાન હશે ! તેમનું દરેક કામ કેટલું હિકમત, ભેદ અને મર્મવાળુ હશે, તેને માનવી પોતાની મર્યાદિત બુધ્ધિથી સમજી શકતો નથી. છતાં અલ્લાહ તઆલાની આ વિશાળ વ્યવસ્થા ઉપર આંગળી ચીંધી પોતાની બુધ્ધિનું પ્રદર્શન કરી રહ્યો છે.

## ❊ કાફિર શબ્દની ચોખવટ ❊

''કાફિર'' એ અરબી ભાષાનો શબ્દ છે. અરબી ભાષાની આધારભૂત ડિક્ષનરીઓમાં તેનો ભાવાર્થ છુપાવવું-સંતાડવુ અને આવરણ નાંખવું થાય છે. એટલા જ માટે રાત માટે પણ કાફિર શબ્દ વપરાય છે. કારણ કે તે પણ અંધકારમાં લોકોને છુપાવે છે. ખેડૂત માટે પણ 'કાફિર' શબ્દ પ્રયોજાયો છે. કારણ કે તે પણ જમીનની અંદર બીજને સંતાડે છે. સમુદ્ર તથા અંધકારમય વાદળો માટે પણ કાફિર શબ્દ વપરાયો છે. કોઈ વસ્તુ સંતાડવા માટે પણ કાફિર શબ્દ વપરાયો છે. જેમકે અરબ લોકો પોતાના હથિયાર કપડાંમાં સંતાડતા હતા. તેના માટે એક વાક્ય પ્રચલિત હતું : كفر درعه بثوبه

*[મુફરદાતુલ્કુર્આન : પેજ–૫૫૯, ભાગ–૨, અલ્કામૂસુલ્મુહીત : પેજ–૬૦૫]* એ જ પ્રમાણે ઉપકાર કરનારના ઉપકારને ભૂલી જનાર માટે પણ 'કાફિર' શબ્દ વપરાય છે. કુર્આન શરીફમાં પણ ઉપકાર ભૂલી જનાર માટે કાફિર શબ્દ વપરાયો છે. *[મુફરદાતુલ્કુર્આન : પેજ–૫૫૯, ભાગ–૨, જમ્હરતુલ્લુગત : પેજ–૪૧૦, ભાગ–૨, લિસાનુલ્અરબ : પેજ–૧૪૪, ભાગ–૫]*

વિશ્વની દરેક ભાષાઓમાં એક શબ્દનો એક અસલ અર્થ હોય છે. અને તેનાથી અલગ અલગ પ્રકારના સબંધોને લઈ તેના વિભિન્ન અર્થો થાય છે. માટે અલ્લાહપાકના અપાર એહસાનો ઉપકારોને માનવી ભૂલી જઈ બીજાને પોતાનો સર્જનહાર-માલિક સમજે અથવા તેની સાથે સર્જનહાર જેવો વર્તાવ કરે, તો તેને માટે પણ અરબીમાં 'કાફિર' શબ્દ વપરાયો છે.

યહૂદી વિદ્વાનોને સંબોધતા કુર્આન શ.માં છે કે, ولا تكونوا أول كافر به *[સૂ. બકરહ–૪૧]* ''તમો ઈસ્લામના સૌથી પહેલા ઈન્કાર કરનાર (કાફિર) ન બનો.'' એ જ પ્રમાણે હજ્જનું ફર્ઝ હોવાનું સાબિત કરતા જે તેને ફર્ઝ ન માને તેને પણ કફરના શબ્દથી યાદ કર્યો : ومن كفر فان الله غنى عن العالمين *[આલે ઈમ્રાન : ૯૭]* એ જ પ્રમાણે મક્કા મુકર્રમહના મૂર્તિપૂંજકો આખિરત (પરલોક)ની સજા અને બદલાનો ઈન્કાર કરતા હતા. તેમના ઈન્કારને કુર્આન શરીફમાં કાફિરના શબ્દથી પ્રયોજ્યો : وهم بالآخرة هم كافرون *[સૂ. યૂસુફ : ૩૬]* આ બધી જ આયતોમાં કુફ્રનો અર્થ 'ઈન્કાર કરવો અને ન માનવો' થાય છે. એક આયતમાં છે કે, જ્યારે નર્કવાસીઓ (દોઝખીઓ) શયતાન ઉપર ગુસ્સે થશે તો શયતાન તેમના જવાબમાં ચતુરાઈથી કહેશે કે, તમે જે બીજા લોકોને અલ્લાહપાક સાથે ભાગીદાર માન્યા, તેનો હું ઈન્કાર કરૂં છું. انى كفرت بما أشركتمونى من قبل *[સૂરહ ઈબ્રાહીમ : ૨૨]* આ આયતમાં શયતાનના ઈન્કાર માટે કુફ્રનો શબ્દ વપરાયો છે.

એ જ પ્રમાણે હઝરત મૂસા અલયહિસ્સલામે ઈજીપ્તવાસીઓને અલ્લાહ તઆલાનો પયગામ પહોંચાડયો, તેના જવાબમાં ઈજીપ્તવાસીઓએ આપના પયગામને માનવાનો ઈન્કાર કરી તેને જાદુથી સંબોધ્યો. અને કહ્યું કે, હમો તમારા પયગામથી કાફિર (ઈન્કારી) છે. ولما جائهم الحق قالوا هذا سحروانا به كافرون *[સૂ. ઝુખરૂફ–૩૦]*

એ જ રીતે મક્કા મુકર્રમહના કાફિરો જેમને સૌપ્રથમ કુર્આન શરીફમાં સંબોધવામાં આવ્યા. અને કાફિરનો શબ્દ પણ તેમના માટે વાપરવામાં આવ્યો હતો. તે મક્કાવાસીઓ પોતે પણ પોતાના માટે કાફિરનો શબ્દ વાપરતા હતા. જેમકે એક આયતમાં છે : انا بما أرسلتم به كافرون *[સૂ. ઝુખરૂફ–૨૪]* અર્થાત્ હમો તમારી ઈસ્લામની દઅવતના ઈન્કારી છીએ.

આ આયત 'કાફિર' શબ્દ ઉપર વાંધો ઉઠાવનારા લોકોને ચોંકાવનારી છે. આ આયતમાં કુર્આન તેમના માટે કાફિરનો શબ્દ નથી વાપરતું, બલ્કે તે લોકો પોતાના માટે કાફિરનો શબ્દ સ્વજાતે વાપરે છે. જો એ અપમાન-



જનક ગાળ હોતે તો કોણ બેવકૂફ છે, જે પોતાના માટે અપમાનજનક શબ્દ ઘમંડ સાથે વાપરે. જ્યારે કે મક્કાવાસીઓએ આ જવાબ ઘમંડ અને ફખ્રના મોકાસર વાપર્યો હતો. એ જ પ્રમાણે ઉપરની આયતોમાં ઈજીપ્તવાસીઓ તથા શયતાન પણ પોતાના માટે આ શબ્દ દલીલરૂપી વાક્યમાં વાપરી રહ્યા છે.

અને સૌથી વધુ ગળે ઉતરતી વાત તો એ છે કે, જ્યારે કુર્આન શરીફની આયતો નાઝિલ થઈ રહી હતી, ત્યારે મક્કાવાળાઓ તેના જવાબમાં કોઈ ન કોઈ આક્ષેપ કે ટીપ્પણી કરતા હતા. પરંતુ કદી પણ તેમણે કાફિર શબ્દ વિશે વાંધો ઉઠાવ્યો નથી. ત્રેવીસ (૨૩) વર્ષો સુધી લગાતાર કુર્આન શરીફ ઉતરતુ રહ્યું. અને કુર્આન શરીફમાં આ કુફ્ર તથા કાફિરનો શબ્દ કુલ ચારસો ચોરાણુ (૪૯૪) વખત વપરાયો છે. છતાં એક વખત પણ તેનો વિરોધ ન કરવો, બલ્કે કુર્આન અને ઈસ્લામનો ઈન્કાર કરી પોતાના માટે કાફિર શબ્દ ઘમંડથી ઉચ્ચારવો એ વાતની દલીલ છે કે, તે પોતે પોતાની માતૃભાષાના શબ્દપ્રયોગોને સારી રીતે જાણતા હતા. અને પોતે મોકાસર તેનો પ્રયોગ પણ કરતા હતા.

ઉપરોક્ત કુર્આનિક હવાલાઓથી માલુમ પડે છે કે, ''કાફિર'' શબ્દ કોઈપણ રીતે અપમાનજનક શબ્દ નથી, બલ્કે ગુણવાચક શબ્દ છે. છતાં ઉલમાએ કિરામે લખ્યુ છે કે, જો કોઈને 'કાફિર' શબ્દના સંબોધનથી તકલીફ પહોંચતી હોય તો તેને એ પ્રમાણે સંબોધવામાં ન આવે. અને જો તે છતાં સંબોધશે, તો ગુનેહગાર થશે. ولوقال لذمى "ياكافر" يأثم ان شق عليه (الاشباه والنظائر ج/٢،ص/ ٢٠٧)

પરંતુ આ માનવી તરફથી માનવીને સંબોધન બાબત છે. જ્યાં સુધી કુર્આન શરીફમાં તેનો પ્રયોગ થયો છે, તો તે માનવી તરફથી સંબોધન નથી, બલ્કે સર્વશક્તિમાન અને મહા ઉપકારક અલ્લાહ તરફથી પોતાના તે બંદાઓને સંબોધન છે. જેમને તેણે પયદા કર્યા, નિર્જીવથી સજીવ બનાવ્યા. અને માંના પેટથી લઈ કબરના પેટ સુધી તેમની સઘળી જરૂરતો

પૂરી પાડી. ધરતી, આકાશ, પાણી, હવા, નદી, ઝરણા અને સમુદ્રો, ફુલછોડ અને વનસ્પતિ, પશુ-પંખીઓ, જંગલો, પહાડો, રાત-દિવસ, સૂર્ય-ચંદ્ર વગેરેને તેમની સેવા માટે ખડે પગે રાખ્યા છે.

માનવીના સર્જન વિશે વર્ણન કરતા ફરમાવ્યું કે, "ધિક્કાર છે માનવી ઉપર, સત્યનો કેવો કટ્ટર ઈન્કાર કરનારો છે. અલ્લાહપાકે તેને કઈ વસ્તુમાંથી પેદા કર્યો છે. વિર્યના એક બિંદુમાંથી અલ્લાહપાકે તેને પેદા કર્યો છે. પછી તેની તકદીર બનાવી, પછી તેના માટે જીવનમાર્ગ સરળ બનાવ્યો, પછી તેને મૃત્યુ આપ્યુ, અને કબરમાં પહોંચાડયો. પછી જ્યારે ઈચ્છે ત્યારે તેને ફરી ઉભો કરી દે. કદાપી નહી, તેણે તે ફરજ અદા નથી કરી, જેનો તેને અલ્લાહપાકે આદેશ આપ્યો હતો. *[૮૦:૧૭-૨૩]*

બધા જ ધર્મોમાં અન્યધર્મીઓ માટે અલગ અલગ શબ્દ વપરાયો છે. યહૂદી અને ખ્રિસ્તી ધાર્મિક પુસ્તકોમાં અન્યધર્મીઓ માટે અલગ શબ્દો વપરાયા છે. હિંદુ ધાર્મિક પુસ્તકોમાં અન્યધર્મીઓ માટે મલચ્છ અને ચંડાલના શબ્દો જે ભાષાકિય દ્રષ્ટિએ અપમાનજનક છે, તે વપરાયા છે. છતાં મુસ્લિમો આ શબ્દો ઉપર વાંધો ઉઠાવતા નથી.

કોઈ અકીદા અને માન્યતાની દ્રષ્ટિએ પોતાને એક સર્વશક્તિમાન અલ્લાહપાકનો ફરમાંબરદાર અને આજ્ઞાંકિત નથી માનતો, તેને 'કાફિર'ની જગ્યાએ જબરદસ્તી મુસ્લિમ કહેવો કોઈપણ રીતે યોગ્ય નથી. જેમકે એક વ્યક્તિ પોતાને હિંદુ માન્યતાઓ-શ્રધ્ધાઓ પ્રમાણે હિંદુ કહેવા તૈયાર ન હોય છતાં તેને જબરદસ્તી હિંદુ કહી શકતા નથી. ચાહે અમુક હિંદુ ભાઈઓ શિખો અને જૈનોને હિંદુ કહે છે જ્યારે કે શિખો અને જૈનો પોતાને હિંદુ કહેવાનો ઈન્કાર કરે છે.

ઈસ્લામી દ્રષ્ટિકોણથી સઘળા માનવીઓનો અસલ ધર્મ એક જ છે. જે ધર્મ લઈને સૌથી પહેલા માનવી હઝરત આદમ અલયહિસ્સલામ આ ધરતીમાં ઉતર્યા. ત્યારબાદ માનવીઓના માર્ગદર્શન માટે લગાતાર અલ્લાહપાક તરફથી પોતાના નબીઓ (મહાપુરૂષો)ને મોકલવામાં આવ્યા.



આ પ્રમાણે હઝરત મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સુધી એક લાખથી વધુ રસૂલો અને નબીઓનો સિલસિલો ચાલુ રહ્યો. આ બધા જ નબીઓ અને રસૂલોએ એક વાતનું ખાસ શિક્ષણ આપ્યુ કે, એક અલ્લાહપાકને જ સર્વશક્તિમાન માની તેની જ ઈબાદત (ઉપાસના) કરવામાં આવે. આ આવનાર નબીઓએ વારંવાર એલાન કર્યુ કે, અમે પણ તમારી જેમ અલ્લાહપાકના બંદા છે, પોતે પૂંજવાના લાયક નથી, ન સ્વયં (પોતે) ઈશ્વર છીએ. અને ન ઈશ્વર અમારા રૂપમાં ઉતર્યા છે. આ એક અંધવિશ્વાસ અને મહા પાપ છે. આ જ અંધવિશ્વાસે સર્વશક્તિમાન અલ્લાહપાકની પૂજાથી હટાવી મનુષ્યને મૂર્તિ પૂજા તરફ ધકેલી દીધો.

એક સર્વશક્તિમાન અલ્લાહપાકને માનનારા અને અનેક ખુદાઓમાં અલ્લાહ તઆલાની ખુદાઈને વહેંચનારાઓ બરાબર નથી થઈ શકતા. કુર્આને પાકમાં અલ્લાહ તઆલાએ એક દાખલો આપી સમજાવ્યું કે, હે જગતભરના મનુષ્યો ! એક ઉદાહરણ આપવામાં આવે છે, તેને ધ્યાનથી સાંભળો. જે (મઅબૂદો)ને તમે અલ્લાહપાકને છોડીને પોકારો છે, તે સૌ ભેગા થઈને એક (નાની સરખી) માખી પણ પેદા કરવા ચાહે તો પેદા કરી શકતા નથી. [ચાહે બધા જ મઅબૂદો એકબીજાની મદદ માટે ભેગા થઈ જાય.] અને જો માખી તેમની પાસેથી કોઈ વસ્તુ ઝૂંટવી લઈ જાય, તો તેઓ આ વસ્તુને બચાવી પણ શકતા નથી. માંગનાર પણ નિર્બળ અને જેનાથી (મૂર્તિ) માંગવામાં આવે છે, તેઓ પણ નિર્બળ, કમજોર અને અશક્ત છે. આ લોકોએ અલ્લાહપાકની કદર જ ન જાણી, જેવી રીતે જાણવી જોઈએ. હકીકત એ છે કે, શક્તિશાળી અને ઈઝઝતવાળો તો અલ્લાહપાક જ છે. *[સૂ. હજ્જ : ૭૩-૭૪]*

આ નબીઓ અને રસૂલો અલ્લાહપાક તરફથી દરેક દેશ, ક્ષેત્ર અને કૌમોમાં અલગ અલગ યુગમાં આવતા રહ્યા. આ બધા જ તથા તેમના ઉપર ઉતરનાર કિતાબો સર્વે સાચા હતા. અને આ બધાએ જ ફક્ત એક અલ્લાહ તઆલાને માનવા તથા ફક્ત તેની જ ઈબાદત તથા તેની મરજી

પ્રમાણે જ જીવન ગુઝારવાનો આદેશ આપ્યો. તેમના સાચા હોવાનો પુરાવો જ એ છે કે, તેમણે કદી પોતાની ઈબાદત કરવાનો કોઈને આદેશ નથી આપ્યો. બલ્કે તેમણે જણાવ્યું કે, સૌથી મોટું પાપ એ જ છે કે, માનવી અલ્લાહપાક સિવાય બીજાને પૂજે.

ઉપરોક્ત ઈસ્લામી દ્રષ્ટિકોણ પ્રમાણે સઘળા નબીઓનો એક જ ધર્મ (ઈસ્લામ) છે. માનવીઓએ પોતાની રીતે અલગ નામો, અલગ શ્રધ્ધાઓ, ગલત માન્યતાઓ તથા પોતાની મનેચ્છાઓના આધારે તેના સ્વરૂપો બદલી નાંખ્યા. અને આ ઈસ્લામી દ્રષ્ટિકોણના આધારે જ કુર્આન શરીફ પણ ફક્ત મુસ્લિમોનું ધર્મપુસ્તક નથી, બલ્કે સઘળા ઈન્સાનોનું પુસ્તક છે. એટલા જ માટે કુર્આન શરીફમાં ફક્ત મુસ્લિમોને સંબોધન નથી કર્યું, બલ્કે વારંવાર **'યા અય્યુહન્નાસ** અર્થાત્ હે માનવીઓ ! તથા **'યા ઈબાદી** હે મારા બંદાઓ ! ના સામાન્ય શબ્દો વાપર્યા છે. માટે કોઈને પણ એ અધિકાર નથી કે, તે કુર્આન શરીફને તથા ઈસ્લામને પોતાનો પ્રાયવેટ ધર્મ સમજે. બલ્કે ઈસ્લામ સઘળા માનવીઓની સંયુક્ત પૂંજી છે. દરેકને અધિકાર છે કે, અલ્લાહપાકની સાચી ઓળખ પામવા કુર્આન શરીફ તથા ઈસ્લામી તઅલીમને સમજવાની યથાશક્તિ પ્રમાણે કોશિશ કરે. અને જે વ્યક્તિ પહેલાથી જન્મજાત ઈસ્લામ ઉપર કાયમ હોય, તેનો ફર્જ બને છે કે, તે આ સંયુક્ત પૂંજીને અલ્લાહપાકના બીજા બંદાઓ સુધી પહોંચાડે.

અને હવે જ્યારે બધા ધાર્મિક પુસ્તકોમાં માનવી તરફથી શાબ્દિક અને ભાવાર્થિય ફેરફારો થઈ ગયા છે, જેનો સ્વીકાર દરેક ધર્મના સાચા ઈતિહાસકારો તથા ધાર્મિક વિદ્વાનોએ કર્યો છે. તથા તે નબીઓ અને રસૂલોની સાચી તઅલીમ પણ સુરક્ષિત નથી, તેનો ખ્રિસ્તી તથા યહૂદી વિદ્વાનો પણ સ્વીકાર કરી ચૂકયા છે. ત્યારે કુર્આન શરીફ અને હઝરત મુહમ્મદ (સલ.) ઈતિહાસ તથા વિજ્ઞાનની કસોટીએ સંપૂર્ણ પાર ઉતર્યા છે. કુર્આન સૌથી વધુ સુરક્ષિત અને હઝરત મુહમ્મદ (સલ.)નું શિક્ષણ પણ ગવાહીઓના પ્રમાણભૂત આધારોથી સંપૂર્ણ સુરક્ષિત રીતે આપણા સમક્ષ મૌજૂદ છે.



જ્યારે અલ્લાહપાકની અપાર રહમત અને શફકતને લઈ એક જ કિતાબ અને એક જ રસૂલ મોકલવા કાફી લાગ્યા, તો તેણે માનવ વસ્તીના બિલ્કુલ વચમાં (અરબસ્તાન) પોતાના છેલ્લા રસૂલ હઝરત મુહમ્મદ (સલ.)ને છેલ્લી કિતાબ લઈ મોકલ્યા. અને બધા જ આગલા નબીઓએ પોતાના અનુયાયીઓને તેની ખબર પણ આપી દીધી હતી. જેમકે બાઈબલમાં ફારકલિત તથા વેદ અને પુરાણોમાં તેનું વર્ણન મહામદ, અંતિમ અવતાર, જગત્પતિ, કલ્કિ અવતાર, વગેરે શબ્દોથી છે.

કુર્આન શરીફમાં અલ્લાહ તઆલાએ ચેલેન્જ કરતાં સૌપ્રથમ ફરમાવ્યું છે કે, ''તમો કુર્આન શરીફને અલ્લાહપાકનું કલામ નથી માનતા, તો પછી તમો પણ તેના જેવું કલામ પેશ કરી બતાવો.'' કુર્આન શરીફના આ ચેલેન્જે કુર્આનના વિરોધીઓનું મોઢું બંધ કરી આપ્યું. અને ચારેવ બાજુ સન્નાટો છવાઈ ગયો. તો કુર્આન શરીફમાં ચેલેન્જને થોડુ હળવું કરી ફકત દસ સુરતો ઉપર મર્યાદિત કરી દીધું. અને લાંબા ગાળા સુધી તેનો પણ કોઈ જવાબ ન મળતાં, વધુ હળવું કરી ફકત એક સૂરત લાવવાનું ચેલેન્જ કર્યું. જ્યારે આનો પણ કોઈ જવાબ ન બની શકયો, તો છેલ્લા ફેંસલા અને ચેલેન્જમાં ફરમાવ્યું કે, ''હે મુહમ્મદ (સલ.) ! આપ ચેલેન્જ કરી કહી દો કે, અગર સઘળા માનવી અને જિન્નાત આ વાત ઉપર એકત્ર થઈ જાય કે, આ કુર્આન શરીફ જેવું બીજું કલામ બનાવી લાવે, તો એના જેવું હરગીઝ નહીં બનાવી શકે. ભલેને તેઓ એકબીજાના મદદગાર પણ બની જાય.

શ્રી લેનપોલ સ્વીકારે છે કે, કુર્આન શરીફની મોટી ખૂબી છે કે, તેના અસલી અને વાસ્તવિક હોવામાં કોઈ શંકા નથી. એક એક શબ્દ જે આજે આપણે ઉચ્ચારીએ છીએ, તેના ઉપર સંપૂર્ણ વિશ્વાસ કરી શકીએ છીએ કે, લગભગ તેરસો વર્ષથી કોઈપણ પ્રકારના ફેરફાર વગર તે સાબિત છે.

***(Selection from the Quran p.c.)***

ગાંધીજી અને વિનોબા ધર્મવૃત્તિ ધરાવતા વિદ્વાનો હતા. ગાંધીજી કુર્આન શરીફથી ઘણા પ્રભાવિત હતા. તેઓ તેને વાંચતા પણ હતા. આ જ હાલ

વિનોબાનો હતો. તેમણે તો કુર્આન શરીફની કેટલીક ચૂંટેલી આયતોનો તર્જુમો તથા ટૂંકી નોંધ પણ 'કુર્આન સાર'ના નામે સંકલિત કરી હતી.

## અંધશ્રદ્ધા બાબત ઈસ્લામી માર્ગદર્શન

ઈન્સાનને અશ્રફુલ મખ્લૂકાત એટલે કે જગતની બધી જ મખ્લૂક અને સર્જનસૃષ્ટિ કરતાં ઉચ્ચતર સ્થાન આપ્યુ છે. છતાં તે પોતાનાથી નીચલી કક્ષાની વસ્તુઓનો ડર અને ભય મેહસૂસ કરે, અને સર્વશક્તિમાન હકીકી માલિક અલ્લાહપાકનો ડર ન રાખે એ કેટલી શર્મજનક બાબત છે.

ઈસ્લામ એક સંપૂર્ણ ધર્મ છે. તે માનવજીવનના દરેક ક્ષેત્રે દરેક પ્રકારની બધી જ તઅલીમ અને શિક્ષણ વ્યવસ્થિત માળખામાં આપે છે. માનવ ફિતરત (પ્રાકૃતિ) અને સ્વભાવનો ઘણી જ સારી રીતે ખ્યાલ રાખે છે. તેની તઅલીમમાં અલ્લાહપાકનો ખૌફ અને ડર સાથે તેની રહમત અને ઉમ્મીદનું પણ વર્ણન છે. પોતાની ઝાતથી બંદાઓને જરૂર ડરાવ્યા, પરંતુ એટલી હદે નહીં કે બંદાઓ નાઉમ્મીદ થઈ જાય. અને ઉમ્મીદો પણ એટલી હદે નથી દર્શાવી કે બંદાઓ બિલ્કુલ નિડર થઈ જાય.

અવલાદની કેળવણી, સારસંભાળ અને સંસ્કારમાં આ બન્નેવ વસ્તુઓનો ખ્યાલ રાખવો જરૂરી છે. નાની-નાની બાબતોમાં બાળકોને ડરાવવાથી તે બીકણ અને ડરપોક બની જાય છે. ભવિષ્યમાં કોઈ મોટુ સાહસ કરવાથી હિંમત નથી દાખવી શકતા. કોઈ ઓફીસર સામે વાત કરવાથી પણ ડરે છે. અને બિલ્કુલ આઝાદ છોડી દેવાથી તે કોઈની પણ માનમર્યાદા અને અદબ જાળવતા નથી. મતલબ કે હિંમત અને ખૌફ બન્નેવ વસ્તુ મર્યાદામાં શિખવાડવી જરૂરી છે.

સહાબાએ કિરામની તરક્કીનો ભેદ આ જ હતો કે આપ (સલ.)એ તેમના દિલોમાં અલ્લાહપાકનો ખૌફ જન્માવી સમગ્ર મખ્લૂક (સૃષ્ટિ)થી તેમને બેખૌફ અને નિડર કરી દીધા હતા. એમના ખ્યાલમાં ભૂત-પલીત-અપશુકન-છૂટછાટ વગેરે કોઈ વસ્તુની બીક ન હતી. ચાંદ, સૂરજ, પહાડ, સમુદ્ર વગેરે કોઈ એમના માટે રૂકાવટરૂપ ન હતી. તેમના મુકાબલામાં જે કૌમો હતી તે બાતિલ અકીદાઓ, અંધશ્રધ્ધાઓ તથા રાત-દિવસની અમુક ઘડીઓમાં અપશુકન માનવાવાળી હતી. તેમણે કૂતરા બિલાડાને પોતાના ભવિષ્યના માલિક બનાવી લીધા હતા. તારા તથા ગ્રહોનો ભય તેમને સતાવતો હતો. વહેમો, ટોણા ટચકા, છૂટછાટ, હસ્તરેખાઓ, બદફાલી તથા પક્ષીઓના બોલવાને પોતાની કિસ્મતના ફેંસલા સમજતા હતા. ભવિષ્યવેત્તાઓ તથા ફાલ જોનારાને હાથની રેખાઓ બતાવી પોતાનું ભાવિ ભાખતા હતા. આજે પણ શેરના ભાવ ઘટવાને લઈ કાંસાના બનાવેલ આખલા (શેર માર્કેટ)ની દિશા બદલવાની વાતો થઈ રહી છે.

આપ (સલ.)ના યુગમાં સૂરજ ગ્રહણ થયું. તે જમાનાની માન્યતા પ્રમાણે સહાબાએ કિરામમાં પણ ચર્ચા થઈ કે સૂર્યગ્રહણ વખતે કોઈ મોટી હસ્તી મરણ પામશે અને કોઈ મહાન વ્યક્તિ પેદા થશે. અને તે દિવસોમાં આપ (સલ.)ના સાહબઝાદા હઝ. ઈબ્રાહિમ (રદી.)ની વફાત થઈ હતી. આપ (સલ.)ને આ વાતની ખબર પડી તો આપે સહાબાએ કિરામને ભેગા કરી ફરમાવ્યું કે, સૂર્ય અને ચંદ્ર અલ્લાહપાકની (કુદરત અને તાકતની) નિશાનીઓ પૈકી છે. તે કોઈના મૃત્યુ કે જીવનને લઈ ગ્રહણ થતા નથી.

એ જ પ્રમાણે સુલેહ હુદયબિય્યહ વખતે આપે એક જગ્યાએ પડાવ નાંખ્યો હતો. એક દિવસ રાત્રે વરસાદ પડયો. સવારે આપ (સલ.)એ ફજરની નમાઝ બાદ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાએ મારી ઉપર વહી ઉતારી કે આજની રાત મારા અમુક બંદાઓએ ઈમાનની હાલતમાં અને અમુકે કુફ્રની હાલતમાં ગુઝારી. જેમણે એમ કહયું કે અલ્લાહપાકે વરસાદ વરસાવ્યો, તેમણે તો ઈમાનની હાલતમાં રાત્રી ગુઝારી અને જેમણે એમ કહયું કે, ફલાણા તારાના ફલાણી જગ્યાએ જવાથી વરસાદ પડયો, તેમણે કુફ્રની હાલતમાં રાત્રી ગુઝારી.

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમથી પહેલા જાહિલિય્યત યુગમાં આ પ્રમાણેની ઘણી અંધશ્રધ્ધાઓ પ્રચલિત હતી. આપે તેનાથી સહાબાએ

કિરામને વાકિફ કરી સહીહ માર્ગદર્શન આપ્યું. એક રિવાયતમાં ઘણી જ ચોખવટ સાથે ફરમાવ્યું કે એક માણસની બીમારી બીજાને લાગતી નથી. અર્થાત્ એકબીજાના સહવાસને લઈ બીમારી લાગતી નથી. જ્યાં સુધી કે અલ્લાહપાકનો હુકમ ન હોય. એક સહાબીએ આ મોકાસર સવાલ કર્યો કે, અમુક વખતે એક ઉંટને ખૂજલીની બીમારી થાય છે અને ત્યારબાદ બધા જ ઉંટોને તે બીમારી ઘણી જ ઝડપથી લાગી જાય છે. તો આપ (સલ.)એ તેના જવાબમાં સવાલ કર્યો કે, પહેલા ઉંટને કોણે ખૂજલીનો રોગ લગાડયો? મતલબ કે પહેલાને પણ ખૂજલી અલ્લાહપાકના હુકમથી થઈ અને બીજા બધા ઉંટોને પણ અલ્લાહપાકના હુકમથી જ ખૂજલી થઈ.

પ્લેગની બીમારીમાં જ્યાં પ્લેગ પ્રસર્યો હોય ત્યાંના લોકોને તે જગ્યાએથી બહાર જવાની મનાઈ ફરમાવી. અને બહારના લોકોને ત્યાં જવાની મનાઈ ફરમાવી. એટલા જ માટે કે કદાચ બહારવાળો કોઈ ખુદાના હુકમથી તે બીમારીમાં સપડાય જાય તો તે એમ સમજશે કે, મારા ત્યાં જવાથી બીમારી લાગુ પડી અને તેના ઈમાનમાં કમજોરી પેદા થઈ જશે. જેમકે સુરત શહેરમાં અમુક વર્ષો પહેલાં પ્લેગ પ્રસર્યો તો ત્યાંથી જે લોકો બહાર નીકળી ગયા તેમને બધી જ જગ્યાએથી નિરાશ થઈ પાછુ ફરવુ પડયું. ત્યાં સુધી કે ઘણા પેટ્રોલપંપો અને ગેરેજોવાળાઓએ પણ સુરત શહેરથી આવવાની જાણ થતા ત્યાંથી પણ તેમને પાછા કાઢયા હતા. ત્યારે આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની હદીષ શરીફની કદર થઈ.

હઝરત ઉમર (રદી.)ના ખિલાફતકાળમાં આપ સિરિયા દેશ જવા નીકળ્યા. રસ્તામાં ખબર પડી કે ત્યાં પ્લેગ ફાટી નીકળ્યો છે. તો આપે સહાબાએ કિરામથી મશ્વેરો કર્યો. અને જ્યારે હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ રદી.થી આ હદીષ સાંભળી તો પાછા ફરવાનું નક્કી કર્યુ. તે વખતે એક સહાબીએ કહયું કે, શું અલ્લાહપાકની તકદીરથી આપ ભાગી રહયા છો ? તેના જવાબમાં હઝરત ઉમર (રદી.)એ ફરમાવ્યું કે, જી હાં ! અલ્લાહપાકની તકદીરથી ભાગી તો રહયા છીએ, પરંતુ અલ્લાહપાકની



તકદીર તરફ જ ભાગી રહયા છીએ. અર્થાત્ તેના હુકમ ઉપર જ અમલ કરી રહયા છીએ.

ખુદાએ લમ યઝલકા દસ્તે કુદરત તુ જબાં હે તુ
યકીન પયદા કર એ ગાફિલ કે મગ્લૂબે ગુમાં હે તુ

એ જ પ્રમાણે પક્ષીઓને ઉડાડી જમણી તરફ ઉડે તો સારૂ સમજવામાં આવતુ અને ડાબી તરફ ઉડે તો ખરાબ સમજવામાં આવતુ હતું. અને ઘુવડ રાત્રે કોઈના ઘર ઉપર બેસે તો તે ઘરવાળાનું મૃત્યુ થાય છે અથવા બોલે તો તેને અપશુકનવાળુ સમજવામાં આવતુ. આપ (સલ.)એ તેનો પણ સખ્ત વિરોધ કરી ફરમાવ્યું કે, આની કોઈ હકીકત નથી.

એ જ પ્રમાણે સફરના મહિનાને અરબ લોકો અપશુકનવાળો સમજતા હતા. તો તેના વિશે પણ ફરમાવ્યું કે, આની કોઈ હકીકત નથી. સમય અને યુગને અપશુકનિયાળ માની તેને ગાળો ભાંડવાથી રોકયા. આજે પણ મુસ્લિમ સમાજમાં સફરના મહિનાને ખાલી મહિનો સમજી તેમાં શાદી–વિવાહ કરવાને સારૂ સમજવામાં આવતુ નથી. જ્યારે ઈસ્લામે ઈન્સાનનો ઘણો ઉંચો મરતબો દર્શાવ્યો છે. ઈન્સાનને અશ્રફુલ મખ્લૂકાત એટલે કે જગતની બધી જ મખ્લૂક અને સર્જનસૃષ્ટિ કરતાં ઉચ્ચતર સ્થાન આપ્યું છે. છતાં તે પોતાનાથી નીચલી કક્ષાની વસ્તુઓનો ડર અને ભય મેહસૂસ કરે, અને સર્વશક્તિમાન હકીકી માલિક અલ્લાહપાકનો ડર ન રાખે એ કેટલી શર્મજનક બાબત છે.

ઘણા મુસીબતના માર્યા લોકો, કરજદારો, પરેશાનીમા ઘેરાયેલા, બેરોજગારો અને બીમારો ખોટા વહેમો કે અંધશ્રધ્ધાઓ રાખી પોતાનું ઈમાન ખરાબ કરે છે. ફૂટપાથ પર બેસનારા, ફાલ જોનારા, પીંજરામાં પક્ષીઓ રાખી તેમની ચાંચ વડે બંધ કવરમાંથી કોઈ એક કવર ઉઠાવી લોકોને ઉલ્લુ બનાવે છે. તેમને પોતાના ભવિષ્યની તો ખબર નથી અને બીજા લોકોના ભાવિના ફેંસલા કરવા બેસી જાય છે.

હઝરત હફસહ (રદી.)ની રિવાયત છે કે, આપ (સલ.) ફરમાવે છે

કે, ''જે માણસ કોઈ કાહિન અથવા નજૂમી કે ભવિષ્ય જોનારા પાસે જઈને કોઈ વાત પૂછે અને તેની વાત ઉપર યકીન કરી લે તો તેની ચાલીસ રાતોની નમાઝ કબૂલ થશે નહીં.'' *[મુસ્લિમ શરીફ]*

એક હદીષમાં છે કે, જે કોઈ માણસ નજૂમી પાસે જઈ કોઈ ગેબની વાતો તેને પૂછે તો ચાળીસ રાત સુધી તેની તવબહ કબૂલ થતી નથી. અને જો નજૂમીની વાત બિલ્કુલ દિલથી સાચી માની લીધી અને તેના ઉપર યકીન કરી લીધુ તો તેણે કુફ્ર કર્યુ કહેવાશે. *[તબરાની, મિશ્કાત]*

માટે ઈમાનવાળા ભાઈઓ અને બહેનોએ પોતાના સઘળા કામોમાં અલ્લાહ તઆલા ઉપર જ સંપૂર્ણ ભરોસો રાખી તેની જ બારગાહમાં પોતાની સઘળી હાજતો પેશ કરવી જોઈએ. તે આપણી ધોરી નસથી પણ વધારે આપણાથી નજીક છે. દરેકની દરેક પ્રકારની પૂકાર તે સાંભળે છે. તેણે પોતાની પાસે જ માંગવાની તાકીદ કરી છે. માટે વહેમ, અંધશ્રધ્ધા, શુભ-અશુભ, ટોણાં ટચકા, મણકા, ગ્રહ નડતર કે ચોઘડિયા વગેરે ઉપરથી યકીન હટાવી તંદરૂસ્ત ઈસ્લામી તૌહિદવાળા અકીદા ઉપર યકીન જમાવો.

## ગેરમુસ્લિમ ભાઈ-બહેનોની ઈસ્લામ પ્રત્યે જિજ્ઞાસા અને આપણી નિષ્ક્રિયતા

ગયા વર્ષે વલ્લભ વિદ્યાનગર-આણંદમાં સર્વધર્મ પુસ્તક મેળાનું આયોજન થયુ હતું. તો સરદાર પટેલ યુનિવર્સિટી વલ્લભ વિદ્યાનગરના બે મુસ્લિમ વિદ્યાર્થીઓ ભરૂચ દારૂલ ઉલૂમ માટલીવાલામાં આવ્યા અને પુસ્તક મેળા માટે મારી સંપાદન થયેલ અમૂક કિતાબોની કિંમત આપી માંગણી કરી. મેં તેમની ભાવનાઓ અને ઈસ્લામ પ્રત્યેની લાગણીને લઈ સહર્ષ ભેટ સ્વરૂપે આપી. તેમણે આ બુકો ગેરમુસ્લિમ ભાઈઓમાં વહેંચી. પરંતુ ત્યાર બાદ આ નવયુવાનોનો ફોન આવ્યો કે હમારી પાસે બુક સ્ટોલમાં આવનારા હિન્દુ ભાઈઓની સૌથી પહેલી અને વધુ સંખ્યામાં જે કિતાબની માંગ હતી, તે કુરૂઆન શરીફના ગુજરાતી ભાષાંતરની હતી.



એના માટે પોકેટ સાઈઝ કે નાના પુસ્તકના સ્વરૂપે કાંઈ લખવામાં આવે. આ જ પ્રમાણે કેરાલાના આવેલા ઈસ્લામી દઅ્વતના પ્રચારકોએ મને કહ્યું કે, તેમણે સુરત શહેરમાં જન્માષ્ટમીના મેળામાં ઈસ્લામી બુક સ્ટોલ લગાડ્યો હતો. ત્યાં પણ હિન્દુ ભાઈ-બહેનો કુરૂઆન શરીફનો ગુજરાતી-હિન્દી અનુવાદ લેવા મોટી સંખ્યામાં આવતા હતા.

આ બન્નેવ બનાવોને ધ્યાનમાં રાખી આ વર્ષે રમઝાનના વેકેશનમાં મેં ૬૫૦ પેજમાં કુર્આન શરીફનો ગુજરાતી સારાંશ તૈયાર કર્યો. જેમાં દરેક સુરતનો ટૂંકસાર તથા તૌહીદ, રિસાલત, આખિરત, અલ્લાહપાકના અપાર ઉપકારો-ઈનામો, જન્નત, જહન્નમ તથા જીવનની સફળતા-નિષ્ફળતા દર્શાવતી આયતો, ઉદાહરણો અને કુરૂઆની કિસ્સાઓ મારફતે કુર્આન શરીફના બુન્યાદી હેતુઓનું ટૂંકમાં વર્ણન કર્યું. અને ગેરમુસ્લિમ ભાઈઓમાં વધુ પ્રમાણમાં તેને પહોંચાડવાની યથાશક્તિ કોશિશ કરી. મુસ્લિમ ભાઈઓએ પણ કિતાબ ઘણી સારા પ્રમાણમાં ખરીદ કરી. હજુ આ બુક વલ્લભ વિદ્યાનગરના નવયુવાનો સુધી પહોંચી ન હતી. કારણ કે મારી પાસે તેમના એડ્રેસ ન હતા. તેવામાં આ બન્નેવ વિદ્યાર્થીઓ પૈકી એક વિદ્યાર્થી (પટેલ ઈમ્તિયાઝ ઈબ્રાહીમ ગની-આછોદ)નો શુક્રિયહ લેટર મળ્યો. જેમાં તેમણે લખ્યું કે, અલ્લાહપાકના ફઝલથી મેં ચાલુ વર્ષ ૨૦૧૧-૧૨માં M.Ed.નો કોર્ષ પૂર્ણ કર્યો. આ કોર્ષના ભાગરૂપે એક લઘુશોધ નિબંધ (Dissertation) તૈયાર કરવાનો હોય છે. આ લઘુશોધ નિબંધ મેં ઈસ્લામિક શિક્ષણ વિશે તૈયાર કર્યો હતો. જે આપ દ્વારા લિખિત...

- **સુખ-શાંતિ અને સફળતાની ચાવી : ઈસ્લામી સંસ્કાર અને સભ્યતા**
- **અલ્લાહપાક તરફથી માનવજાતને સર્વશ્રેષ્ઠ ભેટ : ઈસ્લામ**
- **ઈસ્લામી બેંકિંગ વ્યવસ્થા તથા રાહે અમલ**

કિતાબોનો સંદર્ભ લઈને ''ઈસ્લામિક શિક્ષણના સંદર્ભમાં 'રાહે અમલ'નો અભ્યાસ અને તેના શૈક્ષણિક ફલિતાર્થ'' **(A Study of "Rahe Amal" in the light of Islamic Education and its Educational**

Implications) શિર્ષક હેઠળ તૈયાર કર્યો હતો. આ ઉપરાંત M.Ed. કોર્ષના ભાગરૂપે ઈસ્લામિક શિક્ષણ અને ઈસ્લામિક સમાજવ્યવસ્થા (મુઆશરાત) વિષય ઉપર બે સેમિનાર પણ રજૂ કર્યા હતા. જે અલ્લાહ તઆલાના ફઝલથી ઘણા જ સફળ રહ્યા.

આપના પુસ્તકોના વાંચનથી પ્રેરણા લઈને મેં મારા સમગ્ર અભ્યાસ દરમિયાન કોલેજમાં બિનમુસ્લિમ વિદ્યાર્થીઓ અને અધ્યાપકો સાથે ચર્ચા કરીને ઈસ્લામ વિશેની કેટલીક ખોટી માન્યતાઓને દૂર કરવાનો પ્રયાસ કર્યો.

આ ઉપરાંત આપના દ્વારા લિખિત કિતાબો સરદાર પટેલ યુનિવર્સિટી વલ્લભ વિદ્યાનગરના કેટલાક અધ્યાપકોને આપી હતી તથા કેટલીક કિતાબો કેટલીક કોલેજોની લાઈબ્રેરીમાં જે તે કોલેજના પ્રિન્સીપાલની પરવાનગી લઈને મૂકી છે. (આ કિતાબો સરદાર પટેલ યુનિવર્સિટીના કેમ્પસમાં યોજાતા સર્વ ધર્મ મેળા માટે આપે આપી હતી.)

અલ્લાહ તઆલાના ફઝલથી આ તમામ પ્રયાસોના ફળસ્વરૂપે અનુસ્નાતક શિક્ષણ વિભાગના અધ્યાપકોએ આવતા વર્ષે M.Ed.ના કોર્ષમાં ઈસ્લામિક શિક્ષણ વિષયનો એક એકમ ઉમેરવાની જાહેરાત પણ કરી છે.

આ પત્ર એવા દિવસોમાં મળ્યો, જ્યારે દૈનિક પેપરોમાં પહેલી મે થી સાત મે સુધી અમદાવાદ ખાતે પુસ્તક મેળાની જાહેરાતો આવતી હતી. માટે મેં આ મોકાને ગનીમત સમજી અમદાવાદ ખાતે જવાનું મુનાસિબ સમજ્યું. જેમાં મુખ્ય હેતુ **"કુર્આન સારાંશ"** ગેરમુસ્લિમ ભાઈઓ સુધી પહોંચાડવાનો હતો. સાથે આ વિચાર પણ હતો કે, જે ગેરમુસ્લિમ ભાઈઓ સુધી કુર્આન શરીફ પહોંચાડવા માંગીએ છીએ, તેમના પ્રશ્નો, સમસ્યાઓ, આચારવિચાર તથા વાંચવાની રૂચી શું છે ? તેનો આંખો દેખ્યો અહેવાલ સામે આવે.

પુસ્તક મેળામાં ૨૦૦થી વધુ સ્ટોલ લાગેલા હતા. ધાર્મિક, સાંસ્કૃતિક, ઐતિહાસિક, વૈજ્ઞાનિક અને સાહિત્યિક વિષયોના વિભિન્ન સ્ટોલોની સ્વજાતે



મુલાકાત લીધી. ત્યાંથી ઘણી બધી ઉર્દૂ-ગુજરાતી બુકો પણ ખરીદી. દરેક સ્ટોલ પાસે જઈ વેચનાર અને ખરીદનારાઓને ઘણા નજીકથી નિહાળ્યા. તેમની ખરીદેલ બુકો તથા સ્ટોલ ઉપર ભેગી કરેલી બુકોથી ઘણી બધી બાબતોનો ખ્યાલ આવ્યો.

આ બધી બાબતો વિશે વિચાર કરી રહ્યો હતો કે, એક બુક સ્ટોલ ઉપર સ્વામી સચ્ચિદાનંદ સાહેબનું પુસ્તક **"આપણે અને પશ્ચિમ"** જોવા મળ્યુ. એને ખરીદી લઈ વાંચ્યુ તો જે બાબતો હું કહેવા માંગુ છું, તે ઘણી જ સારી રીતે લખવામાં આવી હતી. માટે તેમાંથી જ અમૂક ફકરાઓ નકલ કરૂં છં. જેનાથી આપણા ગેરમુસ્લિમ ભાઈઓના પ્રશ્નો વિશે ખ્યાલ આવી જશે.

અત્યારે એકલા હરદ્વારમાં જ પાંચથી દશ હજાર મંદિરો થઈ ગયાં છે અને હજી બીજાં થઈ રહ્યાં છે. આપણે મંદિરઘેલી પ્રજા તો નથી ને ? ડહાપણની બાદબાકી થયા પછી ઘેલછાનો સરવાળો થવા લાગતો હોય છે. કોઈ પણ ગામના કોઈ પણ તળાવની પાળે જઈને જોજો, કેટલાય દેવોની કેટલીય દેરીઓ જોવા મળશે. અને હજી પણ નવી દેરીઓની જરૂરિયાત જણાય છે ! એકતા વિના ભવ્યતા ન આવી શકે. ઈશ્વરની એકતા, ધર્મની એકતા અને પ્રજાની એકતા. આ ત્રણ એકતા હોય તો જ ભવ્યતા લાવી શકાય. હજારો ભગવાનો હોય, હજારો ધર્મો હોય અને હજારો ભાગમાં વહેંચાયેલી પ્રજા હોય, તો કદી એકતા ન થઈ શકે. *(પેજ-૧૮૨)*

કેટલાક લોકો રાત-દિવસ મુસ્લિમોને ગાળો દઈને ધૃણા ફેલાવવાથી પ્રશ્ન ઉકલી ગયો સમજે છે. મારી દૃષ્ટિએ બે બાબત સિવાય બધી બાબતોમાં મુસ્લિમો હિન્દુઓથી ચડિયાતા સાબિત થાય છે. પહેલી બાબત છે શિક્ષણ અને બીજી બાબત છે આર્થિક દશા. આ સિવાય સામાજિક, રાજકીય અને ધાર્મિક ક્ષેત્રોમાં તે ઘણા ચડિયાતા છે. તેમનો સમાજ ઘણો વિશાળ અને ઘણો ઉદાર છે. જ્યારે હિન્દુઓ અસંખ્ય જ્ઞાતિઓ તથા પેટાજ્ઞાતિઓમાં વહેંચાયેલા છે. અને પ્રત્યેક જ્ઞાતિ બીજી જ્ઞાતિથી ઉંચી હોવાનો દાવો કરીને

નીચેની જ્ઞાતિમાં ભળી ન જવાય તેની સાવધાની રાખતી રહી છે. કન્યાને સ્વીકારવાની બાબતમાં મુસ્લિમો જેટલા ઉદાર થઈ શકે છે, તેટલા હિન્દુઓ નથી થઈ શકતા. સુખમાં કે દુઃખમાં મુસ્લિમો જેટલા એકબીજાની નજીક આવી શકે છે, તેટલા હિન્દુઓ નથી આવી શકતા. આના કારણે નાની સંખ્યામાં હોવા છતાં પણ તેઓ જે કાર્ય કરી શકે છે, તે ઘણી વિશાળ સંખ્યામાં હોવા છતાં હિન્દુઓ નથી કરી શકતા. રાજકીય રીતે પણ તેઓ વધુ કુશળ છે. ભલે તેમનામાં શૈક્ષણિક લાયકાત તથા આર્થિક સધ્ધરતા ઓછી હોય, પણ રાજકીય કુશળતા ક્યાંય વધારે છે. આપણે એ ન ભૂલવું જોઈએ કે આ મુઠ્ઠીભર મુસ્લિમોએ રાજપૂતો વગેરેનો સાથ લઈને સદીઓ સુધી ભારત ઉપર રાજ્ય કર્યું હતું. આવું રાજ્ય માત્ર તલવારના જોરે ન કરી શકાયું હોત, જો તેમનામાં મુત્સદ્દીગીરી ન હોત. *(પેજ-૨૧૦)*

આમ તો મુસ્લિમોએ પણ ઘણી મસ્જિદો બાંધી છે, પણ તેમનામાં અને આપણામાં કેટલાક પાયાના ભેદ છે. ઘણી મસ્જિદો હોવા છતાં પ્રત્યેક મસ્જિદમાં એક જ અલ્લાહ છે, જ્યારે આપણા દરેક મંદિરમાં જુદા જુદા ભગવાનો છે. કેટલાક મંદિરોમાં તો એટલા બધા ભગવાનો ગોઠવી દેવાયા છે કે, પૂછવું પડે કે આ ક્યા ભગવાન છે ? *(પેજ-૨૧૧)*

મુસ્લિમોની મસ્જિદ ઓછામાં ઓછા ખર્ચે ચલાવી શકાય છે. કારણ કે અલ્લાહનો કોઈ ખર્ચો જ નથી. એટલું જ નહિ, નમાઝ પઢવાનો પણ કોઈ ખર્ચો નથી. બસ, શ્રદ્ધાથી જાઓ, હાથ-પગ ધુઓ અને કશાય ઘોંઘાટ વિના લાઈનમાં (ક્રમ પ્રમાણે) ઉભા રહીને નમાઝ પઢો. કોઈ ધક્કામુક્કી નહિ, કોઈ ઉંચનીચતા નહિ. ક્યાંય કોઈ પૈસા બાબતનું બોર્ડ નહિ. *(પેજ-૨૧૧)*

હિન્દુ પ્રજા ભલે બૌદ્ધ કે જૈન ન થઈ, પણ તેની સ્પર્ધાના કારણે તેનામાં ઘણો સુધારો થતો રહ્યો. આગળ જતાં મુસ્લિમ પ્રજાનો સંપર્ક થયો. આ સ્પર્ધાના કારણે એકેશ્વરવાદી તથા સમાનતાલક્ષી ધાર્મિક સ્ફુરણ થયું. કબીર-નાનક વગેરે અનેક મહાપુરૂષોએ આ સારી વાતને ઝીલી અને હિન્દુઓને ઝકઝોર્યા. મહર્ષિ દયાનંદજી, રાજા રામમોહન રાય, મહાદેવ



ગોવિંદ રાનડે વગેરેએ આ જ વાતને શાસ્ત્રીય તથા માનવીય રૂપ આપવાનો પ્રયત્ન કર્યો. *(પેજ-૨૨૦)*

હિન્દુ પ્રજા સામે ત્રણ પ્રશ્નો છે : (૧) આટલા બધા સંપ્રદાયોથી શું મળ્યું ? (૨) હજી નવા નવા સંપ્રદાયો તથા ભગવાનો વધી રહ્યા છે, તેથી લાભ કે હાનિ થઈ રહી છે ? અને (૩) જો સંપૂર્ણ પ્રજા સંપ્રદાયોથી મુક્ત થઈને એક મૂળ સનાતન ધર્મમાં પાછી વળે તો કેટલો લાભ થાય ? આપણો નારો હોવો જોઈએ : ''સંપ્રદાયમુક્ત ધાર્મિકતા'' હું જાણું છું કે, આ કાર્ય (સંપ્રદાયોથી મુક્ત થઈને એક ધર્મમાં સ્થિર થવાનું) સરળ નથી, કઠિનથી પણ વધુ કઠિન છે. પણ આ સિવાય બીજો કોઈ રસ્તો નથી. ઈસ્લામે આખા વિશ્વના મુસલમાનોમાં જે એકતા કરી છે, ખ્રિસ્તીઓએ આખા વિશ્વમાં ખ્રિસ્તીઓમાં જે એકતા કરી છે, તેવી જ એકતા જો હિન્દુ પ્રજા નહિ કરી શકે, તો દિવસના બાર વાગ્યે સૂર્ય જેટલો સ્પષ્ટ દેખાય છે, તેટલી જ પ્રજાની દુર્દશા સ્પષ્ટ છે. *(પેજ-૨૩૧)*

હિન્દુ પ્રજાની સામે ગંભીર પડકાર વ્યક્તિપૂજાનો છે. મુસ્લિમો કે ખ્રિસ્તીઓ વ્યક્તિપૂજાથી બચે છે એટલે બળવાન બને છે. કોઈ પણ મસ્જિદમાં કે ચર્ચમાં જઈને જુઓ તો ખ્યાલ આવશે કે, ત્યાં માત્ર અલ્લાહની જ વાત થાય છે. કોઈ મૌલવી કે મૌલાના પોતાના મહિમાની વાત નથી કરતો કે નથી કરાવતો. અલ્લાહ સિવાય બીજા કોઈનો મહિમા નહિ. આના કારણે મુસલમાનો એક અલ્લાહમાં દૃઢ થાય છે. શંકામુક્ત થાય છે તથા દૃઢ ઈમાનવાળા થાય છે. આ રીતે તેમની બ્લૂપ્રિન્ટ તેમને શક્તિ આપે છે. બીજી તરફ આપણે સપ્તાહોમાં રોજ એક નવા ભગવાનનો જન્મ કરાવીએ છીએ. માણસના જેવી જ ભગવાનની કથાઓ - સ્ત્રીઓ, બાળકો, વેવાઈઓ, યુદ્ધો, શાપો, આશીર્વાદો વગેરેની એવી એવી કથાઓ લોકોને સંભળાવીએ છીએ કે લોકોના મનમાં સાચી શ્રદ્ધા કે દૃઢતા થવાની જગ્યાએ જુદા જુદા ભગવાનોમાં ચંચળ વૃત્તિ થાય છે. પરમેશ્વર અજન્મા જ હોય તો માણસો જેવી તેમની કથા ન હોય. પણ આપણે અજન્મા પરમેશ્વર કરતાં જનમતા-

મરતા ભગવાનો તરફ પૂરેપૂરા વળી ગયા છીએ, તેથી એકેશ્વરવાદ સ્થાપિત નથી કરી શકાતો. *(પેજ-૨૩૪)*

ઈસ્લામના વિજયના અનેક કારણોમાંનું એક મહત્વનું કારણ છે ધાર્મિક સમાનતા. હિન્દુ પ્રજાની દુર્દશાના અનેક કારણોમાંનું એક મહત્વનું કારણ છે વિષમતા, ડગલે ને પગલે વિષમતા. વર્ણ આધારિત, જાતિ આધારિત, સ્થિતિ આધારિત આ વિષમતા, કોઈની ગેરસમજથી ભૂલથી આવી હોત તો તેને દૂર કરવામાં આટલી તકલીફ ન પડત. પણ આ વિષમતા શાસ્ત્ર-સ્થાપિત છે, એટલે તેને દૂર કરવામાં કઠિનાઈ આવી રહી છે. *(પેજ-૨૪૨)*

ઉપર જણાવેલ બાબતો આપણને સૌપ્રથમ અલ્લાહપાકનો શુક્રિયહ અને આભાર વ્યક્ત કરવાની પ્રેરણા આપે છે કે, તેણે આપણને પોતાની ઝાત સિવાય બીજાઓ સામે નમવાથી બચાવ્યા. તથા વ્યક્તિ પૂંજાની જગ્યાએ પોતાની જ ઈબાદત કરવાનો આદેશ આપ્યો. (જો કે અમૂક અંશે આપણામાં પણ ધીમે ધીમે વ્યક્તિપૂંજા જેવી બુરાઈઓ જન્મ લઈ રહી છે.) આપણને જે અમાનત (તૌહીદ)વાળો સંદેશો (પયગામ) અલ્લાહપાકના સમગ્ર બંદાઓ સુધી પહોંચાડવાનો આદેશ કર્યો છે, તેમાં આપણી કોતાહીને માફ કરી આપણને આ પયગામ અલ્લાહપાકના બંદાઓ સુધી પહોંચાડવાની તૌફીક આપે, આમીન.

આ પુસ્તક મેળામાં જે વસ્તુનો સૌથી વધુ અફસોસ થયો, તે એ કે બસોથી વધુ બુક સ્ટોલોમાં મુસ્લિમોના કુલ (ઉર્દૂ+ગુજરાતી પુસ્તકો સહિત) પાંચ સ્ટોલ હતા. ત્યાં થોડી વાર બેસી હિન્દુ ભાઈ-બહેનોની કુર્આન શરીફ તથા ઈસ્લામ પરિચયની બુકોની માંગણી જોઈ ઘણો અફસોસ થયો કે, લોકો ઈસ્લામ વિશે આટલી બધી જિજ્ઞાસા અને તલબ રાખે છે, પરંતુ આપણે તેમના માટે તેટલું નથી કરી શકતા, જેટલું ખ્રિસ્તી મિશનરીઓએ કર્યું છે.

ગુજરાતમાં (સાઠથી વધુ સંખ્યામાં) દારૂલ ઉલૂમો, અંજુમનો, ઈસ્લામી સામયિકો, જમીઅતે ઉલમા અને સેવાભાવી સંસ્થાઓનું આટલુ મોટુ



નેટવર્ક હોવા છતાં દેવબંદી વર્ગનો પોતાનો એક પણ સ્ટોલ ન હતો. જે આપણા માટે ઘણી વિચારવા લાયક બાબત છે. આજના સેક્યુલર માહોલમાં દરેક વ્યક્તિ દરેક માણસને કિતાબ-પુસ્તક ભેટ રૂપે આપી શકે છે, અને સામેવાળો સહર્ષ તેને સ્વિકારે છે. જેનો અનુભવ મને પોતાને થયો. જેટલા ગેરમુસ્લિમ ભાઈઓને ભેટ સ્વરૂપે **"કુર્આન સારાંશ"** આપ્યુ, તો તેમણે તેની કિંમત આપવાનો ઘણો જ આગ્રહ કર્યો, તથા સામે ચાલીને કુર્આન શરીફ માંગ્યુ. આજના ટેન્શનવાળા યુગમાં કુર્આન શરીફ તથા ઈસ્લામી તઅલીમ જ લોકોના દિલો-દિમાગને બધી રીતે શાંતી આપી શકે છે. કાશ ! કે આપણે આ બાબતને ગંભીરતાથી લઈએ અને પટેલ ઈમ્તિયાઝ આછોદવાળા જેવા મુસ્લિમ વિદ્યાર્થીઓને પણ વિનંતી કરીશ કે તે આ અમાનત (ઈસ્લામ)ને બીજાઓ સુધી પહોંચાડવાની યથાશક્તિ કોશિશ કરે. પરંતુ તેમાં સાચી ભાવના અલ્લાહપાકના બંદાઓને અલ્લાહપાકથી મેળવવાની જ હોય. ડહાપણ, હિકમત, સમજદારી અને સંપૂર્ણ હોશ સાથે તથા સાચી હમદર્દી અને લાગણી રાખી કામ કરીશું, તો જરૂર અલ્લાહપાકની મદદ મળશે, ઈન્શાઅલ્લાહ.

## મેકાલેની શિક્ષણનીતિ-ભૌતિકવાદની ફેક્ટરી

ઈસ્લામી અકીદાઓ જ નહીં, બલ્કે ઈસ્લામની સંપૂર્ણ તઅલીમ ઉપર જે આક્ષેપો અથવા પ્રશ્નો ઉપસ્થિત થઈ રહ્યા છે, તેનું મુખ્ય કારણ આધુનિક શિક્ષણનિતિ તથા અભ્યાસક્રમ છે. જેમાં વિદ્યાર્થીઓને ભૌતિક વિજ્ઞાન, ભૂગોળ અને સમાજશાસ્ત્રનું જ જ્ઞાન આપવામાં આવે છે. અને વર્તમાન શિક્ષણ-નિતિનો પાયો જ ધર્મ વિરૂદ્ધ બલ્કે અલ્લાહ તઆલાના અસ્તિત્વ અને તેને સૃષ્ટિના સર્જક તરીકે સ્વિકારવાને બદલે સમગ્ર સૃષ્ટિને ફક્ત પ્રાકૃતિક નિયમો જેમકે **ન્યુટને દર્શાવેલ ગુરૂત્વાકર્ષણબળ, ડાર્વિનની ઉત્ક્રાંતિવાદની થિયરી, ડાલ્ટનના પ્રદાર્થવિજ્ઞાન (પરમાણુ), નિલ બોહર (Bohr)ના ઈલેક્ટ્રોન, પ્રોટોન અને ન્યુટ્રોન તથા આઈન-સ્ટાઈનના સાપેક્ષવાદ**ના આધારે ચાલતી સમજવામાં આવે છે. આ પ્રમાણેની

વિચારધારાઓ ધર્મમાં વિવિધ પ્રકારની શંકા-કુશંકાઓ ઉત્પન્ન કરે છે. અને સાથે ભૌતિકવાદની ધર્મથી વિમુખ કરનારી બીજી નવી વસ્તુઓ, મનેચ્છાઓને ભડકાવનારી અશ્લિલ ફિલ્મો, ઈન્ટરનેટના વિવિધ પ્રોગ્રામો વગેરે બળતામાં તેલ બલ્કે પેટ્રોલ હોમવાનું કામ કરે છે. એમાં ચાર્લ્સ ડાર્વિનની ઉત્ક્રાંતિવાદની વિચારધારાએ સૌથી વધુ ધર્મને નુકસાન પહોંચાડવાનું કામ કર્યું છે.

વર્તમાન અભ્યાસક્રમમાં હજુ પણ ઉત્ક્રાંતિવાદની માન્યતાને સૌથી પ્રબળ માન્યતા માનવામાં આવી છે. પરંતુ અનુભવો એમ કહે છે કે, આ દૃષ્ટિકોણને સ્વીકૃતિ એટલા માટે નથી મળી કે, વૈજ્ઞાનિક ધોરણે તે સિદ્ધ થઈ ચૂક્યો છે. બલ્કે એટલા માટે મળી છે કે, આધુનિક શિક્ષિત વર્ગ જીવનની વ્યાખ્યા ખુદાપાક વગર કરવા માંગે છે. આધુનિક વર્ગને એવું લાગે છે કે, ઉત્ક્રાંતિવાદ સ્વરૂપે તેમને એક વ્યવહારૂ દૃષ્ટિકોણ મળી ગયો છે. તેના સિવાય કોઈ પણ વાસ્તવિક વૈજ્ઞાનિક આધાર ઉત્ક્રાંતિવાદના પક્ષે મૌજૂદ નથી.

સાથે આ માન્યતાઓના ધાર્મિક તથા ઐતિહાસિક ઘટનાક્રમથી પણ માહિતગાર થવુ જરૂરી છે. જેનાથી આ પ્રકારની માન્યતાઓ પાછળ યહુદીઓની ખ્રિસ્તી ધર્મ અને ચર્ચ સાથેની નફરત તથા દ્વેષની ભાવનાઓના કારણો પણ જાણી શકાય છે. **આ વિષયે નીચેનો લેખ ઘણો જ માહિતીસભર અને ચોંકાવનારો છે.**

કેનેડામાં રહેતા હેન્રી મેકોવ નામના લેખકે ‘‘ઈલ્યુમિનેટી’’ નામના પુસ્તકમાં દેશોની સરકારો, મલ્ટીનેશનલ કંપનીઓ અને યુનો જેવી સંસ્થાઓના માધ્યમથી દુનિયાભરની પ્રજાને ગુલામ બનાવનારા અને તેમનું શોષણ કરનારા બેન્કરોના જુથની વાત કરી છે. આ બેન્કરો બધા યહૂદી છે. સ્વિટ્ઝર્લેન્ડ, બેંક ઓફ ઈંગ્લેન્ડ અને ફેડરલ રિઝર્વ પણ તેમના અંકુશ હેઠળ છે. વર્લ્ડ બેન્ક અને ઈન્ટરનેશનલ મોનિટરી ફંડની નીતિઓ પણ તેમના આદેશ મુજબ ઘડાય છે. યુનો, યુનિસેફ અને યુનેસ્કો જેવી સંસ્થાઓ પણ તેમના નિર્દેશો મુજબ ચાલે છે. દવાઓ બનાવતી, ખનિજ તેલનો ધંધો



કરતી અને શસ્ત્રો બનાવતી મોટાભાગની કંપનીઓ પણ આ જૂથના કબ્જામાં છે. દુનિયાના દેશોની આર્થિક નીતિઓ પણ તેઓ નક્કી કરે છે. અમેરિકાના પ્રમુખ અને બ્રિટનના વડાપ્રધાન પણ તેમના ઈશારા ઉપર નાચે છે. અમેરિકાના જે પ્રમુખ તેમની નીતિઓ મુજબ કામ ન કરે, તેમની હત્યા કરી નાખવામાં આવે છે. આશરે એક ડઝન બેન્કરોનું બનેલું ‘ઈલ્યુમિનેટી’ નામનું જૂથ રિમોટ કન્ટ્રોલથી દુનિયા ઉપર રાજ કરે છે.

વિશ્વની પ્રજાને પોતાની ગુલામ બનાવીને તેમનું આર્થિક શોષણ કરવું એ ‘‘ઈલ્યુમિનેટી’’નું મુખ્ય ધ્યેય છે. આ માટે તેઓ દુનિયાના દેશોની સરકારોને પોતાની ગુલામ બનાવે છે. આપણી ભારત સરકારની વાત કરીએ તો તે પણ સ્વતંત્ર નથી. આપણી આર્થિક નીતિઓ ભલે રિઝર્વ બેંક નક્કી કરતી હોય, પણ રિઝર્વ બેંક વિશ્વ બેંકના ઓર્ડર મુજબ જ કામ કરે છે. આપણી શિક્ષણ નીતિ ભલે કેન્દ્ર સરકારનું માનવ સંશાધન મંત્રાલય નક્કી કરતું હોય, પણ આ મંત્રાલય યુનેસ્કોના આદેશ મુજબ જ કામ કરે છે. ભારતની સ્કૂલોમાં સેક્સનું શિક્ષણ આપવાનો જે નિર્ણય લેવામાં આવ્યો, તે યુનેસ્કોની એક યોજનાના ભાગરૂપે જ લેવામાં આવ્યો હતો. ભારતના તમામ બાળકો શાળાઓમાં જે પાઠ્ય પુસ્તકો ભણે છે, તે યુનેસ્કોના આદેશ મુજબ જ તૈયાર કરવામાં આવે છે. આપણા દેશનો વેપાર વર્લ્ડ ટ્રેડ ઓર્ગેનાઈઝેશનના કાયદાઓ મુજબ જ ચલાવવામાં આવે છે. આ મુજબ જ આપણે આપણા કાયદાઓમાં ફેરફાર કરવા પડે છે. કેન્દ્ર સરકારનું આરોગ્ય ખાતુ વર્લ્ડ હેલ્થ ઓર્ગેનાઈઝેશનના આદેશ મુજબ કામ કરે છે. વર્લ્ડ હેલ્થ ઓર્ગેનાઈઝેશન એમ કહે કે, સ્વાઈનફ્લૂ મહામારી છે, એટલે આપણે ફરજીયાત તે સ્વીકારી લેવું પડે છે. અને તે મુજબ દેશના નાગરિકોને દવાઓ અથવા રસીઓ આપવી પડે છે.

યહૂદી બેન્કરોના એક જૂથ દ્વારા જ આપણા ધર્મોને ખતમ કરવાની ચાલ ચાલવામાં આવે છે. આપણા શિક્ષણમાં વિદેશીઓના દોરીસંચાર હેઠળ એવા પાઠો ઘુસાડવામાં આવ્યા છે, જેથી બાળકોની ધર્મ ઉપર શ્રદ્ધા ઉઠી

જાય અને તેઓ ધર્મગુરૂઓને ધિક્કારતા થઈ જાય. આ શિક્ષણ લેનારી નવી પેઢી નાસ્તિક બની રહી છે.

“ઈલ્યુમિનેટી” જૂથ આશરે છેલ્લા ૨૦૦૦ વર્ષથી અસ્તિત્વમાં છે. ઈસુ ખ્રિસ્તને વધ સ્તંભ ઉપર (ખ્રિસ્તી માન્યતા પ્રમાણે) ચડાવનારા યહૂદીઓ પણ આ જૂથના સભ્યો હતા. વચ્ચે ૧૬૦૦ વર્ષ સુધી આ જૂથના અસ્તિત્વ બાબતમાં શંકા સેવાઈ રહી હતી. ૪૦૦ વર્ષ અગાઉ આ જૂથ ફરીથી સક્રિય બન્યું હતું. **ખ્રિસ્તી ધર્મગુરૂઓની માન્યતા સામે બળવો પોકારનાર ગેલિલિયો પણ આ જૂથનો સભ્ય હતો. ગેલિલિયો અને કોપરનિક્સે દુનિયાના કેન્દ્રમાં પૃથ્વી હોવાની માન્યતાને ખોટી જણાવી રોમન કેથોલિક ચર્ચની સત્તા સામે પડકાર ફેંક્યો હતો. ચાર્લ્સ ડાર્વિન પણ “ઈલ્યુમિનેટી”નો સભ્ય હતો. તેણે ઉત્ક્રાંતિનો સિદ્ધાંત આપીને ખ્રિસ્તી ધર્મની ઈશ્વર કર્તુત્વની થિયરીના પાયા હચમચાવી નાંખ્યા હતા. આ પ્રહારમાંથી ખ્રિસ્તી ચર્ચને હજી કળ વળી નથી. પ્રજા ઉપરની ધર્મગુરૂઓની પકડને ખતમ કરવામાં આ જૂથનો મોટો ફાળો છે.**

કોઈ પણ પ્રજા ઉપર તેના દેશની સરકારની અને ધર્મની પકડ ખતમ થઈ જાય, એટલે તે મૂળ વગરનો બની જાય છે. “ઈલ્યુમિનેટી” જૂથ જગતમાં એવી પરિસ્થિતિ પેદા કરવા માંગે છે, જેમાં રાષ્ટ્રના અને ધર્મના સીમાડાઓ તૂટી જાય અથવા ઢીલા પડી જાય. રાષ્ટ્ર અને ધર્મ પછી આ જૂથનું નિશાન કૌમ છે. પ્રજાજનો ઉપર કૌમની અસર વ્યાપક હોય ત્યાં સુધી તેઓ બજારના પરિબળોની અસરમાં આવતા નથી. અને તેમનું આર્થિક શોષણ પણ કરી શકાતું નથી. ‘ઈલ્યુમિનેટી’ સંસ્થાના હાથમાં દુનિયાના મુખ્ય પ્રચાર માધ્યમો છે. એપી અને રોઈટર જેવી સમાચાર સંસ્થા તેમના અંકુશમાં છે. ટીવીની મુખ્ય ચેનલો અને દુનિયાના મુખ્ય અખબારો પણ તેમના કાબૂમાં છે. આ પ્રચાર માધ્યમોનો ઉપયોગ તેઓ કૌમો વચ્ચે વૈમનસ્ય ફેલાવવા માટે અને કૌમને બદનામ કરવા માટે કરે છે. આ જૂથનો પ્રભાવ શિક્ષણની સંસ્થાઓ



પર પણ છે. આ સંસ્થાઓમાં બાળપણથી એવું શિક્ષણ આપવામાં આવે છે કે, કૌમ અને જ્ઞાતિ સંસ્થાઓ ખરાબ છે.

કોઈ વ્યક્તિ તેના રાષ્ટ્રના, કૌમના અને ધર્મના અંકુશમાંથી નીકળી જાય તે પછી પણ તેના પરિવારનો તેના ઉપર અંકુશ રહે છે. માણસ જ્યાં સુધી પરિવારનું પીઠબળ ધરાવતો હોય, ત્યાં સુધી તેનું આર્થિક શોષણ કરવું મુશ્કેલ બની જાય છે. “ઈલ્યુમિનેટી” જૂથનું ટાર્ગેટ ફેમિલી સિસ્ટમ પણ છે. દુનિયાના દેશોમાં છૂટાછેડાને પ્રોત્સાહન આપતા જે કાયદાઓ બનાવવામાં આવ્યા છે, તે આ જૂથના આડકતરા પ્રભાવ હેઠળ જ બનાવવામાં આવ્યા છે. *(ગુજરાત સમાચાર : શનિવાર, ૧૪ ઓગષ્ટ ૨૦૧૦)*

મીનીસોટાની એક કોલેજ **(Gustarus Adolphus College)**માં ઓક્ટોબર ૧૯૮૯ના એક સેમીનાર થયો. તેનો વિષય હતો વિજ્ઞાનનો અંત **(The End of Science)**. આ સેમીનારના આયોજકોએ તે પરિચય પત્રમાં લખ્યું હતું કે, જ્યારે આપણે આજની દુનિયાનું વાંચન કરીએ છીએ, તો ફલિત થાય છે કે, આપણે વિજ્ઞાનના અંતિમયુગમાં પ્રવેશી ચૂક્યા છે.

આ નવી વિચારધારાનો પ્રારંભ ૧૯૬૦માં અમેરીકાથી થયો, જ્યારે **Daniel Bell**નું પુસ્તક દૃષ્ટિકોણ અને વિચારધારાનો અંત **(End of Ideology)** પ્રગટ થયું. ત્યાર બાદ ૧૯૮૯માં **‘Francis Fukuyama’**ના ઈતિહાસનો અંત **‘The End of History’** નામી પુસ્તકે આ વિષયને પુનઃ જીવંત કર્યો. આજકાલ અમેરીકામાં ઘણા પુસ્તકો પ્રગટ થઈ રહ્યા છે. જેનો વિષય અને શિર્ષકો વિજ્ઞાન, કોમ્યુનિઝમ, વેસ્ટનિઝમ, નેશનાલિઝમ અને આયડીયલોજીનો અંત વગેરે છે.

આધુનિક વિજ્ઞાનની પ્રગતિ પછી માનવીએ એમ સમજી લીધું લીધું કે તેણે જગતની રચના અને નિર્માણનો છેલ્લો જાદુઈ નુસ્ખો પામી લીધો છે. હવે વિજ્ઞાન અને ટેકનોલોજીથી તે વૈભવશાળી, શાંતિમય, રળિયામણું, આનંદિત જીવન વિતાવશે, જેનું સ્વપ્ન માનવી હઝારો વર્ષથી જોઈ રહ્યો

હતો. પરંતુ વિજ્ઞાનના અમલી અને કાર્યરિત વપરાશ પછી તેનું સ્વપ્ન છિન્નભિન્ન થઈ ગયું. વિજ્ઞાન ઘણી પ્રગતિ તો લાવ્યુ, પરંતુ સાથે તેણે ઘણા વિકટ પ્રશ્નો પણ ઉપસ્થિત કર્યા. તેણે યુદ્ધની ખુવારીનું પ્રમાણ વધારી દીધુ. પહેલુ અને બીજુ વિશ્વયુદ્ધ અને ત્યાર પછીના યુદ્ધો સંપૂર્ણપણે મોર્ડન ટેકનોલોજીનું જ પરિણામ હતું. ભૂતકાળના સઘળા નુકસાનોથી વધારે નુકસાન તેણે સર્જ્યું. તે સિવાય જીવનની પ્રત્યેક બાબતોમાં એવી ગુંચવડો અને વિકટ સમસ્યાઓ સર્જી, જેનું કોઈ સમાધાન જણાતુ નથી. આ કડવા અનુભવ પછી વિશ્વભરમાં ધર્મ તરફ પ્રયાણની નવી પ્રક્રિયાનો આરંભ થઈ ચૂક્યો છે. આ બાબતે માનવી સઘળા ધર્મોનું વૈજ્ઞાનિક અને ઐતિહાસિક વાંચન કરી ચૂક્યો છે. પરંતુ તેણે જોયું કે, બધા જ મોટા મોટા ધર્મો ઈતિહાસના માપદંડ ઉપર પૂરા ઉતરતા નથી. હવે ફક્ત ઈસ્લામ જ વૈજ્ઞાનિક અને ઐતિહાસિક રીતે મોર્ડન યુગથી તાલ મેળવી શકે છે.

વૈજ્ઞાનિક ભૌતિક સુખની અમુક તે બાબતો વિચારવી પડશે, જેને લઈ આ બધી જ સુખ અને આનંદમય સાધન સામગ્રીઓ છતાં આજે માનવ-સમાજ આત્માની દૃષ્ટિએ જેટલો દુઃખી અને પરેશાન છે, કદાચ પાછલી સદીઓમાં નહીં હોય. એનું કારણ વૈજ્ઞાનિક પ્રગતિ નથી, પરંતુ તેની લગામ જે લોકો (યુરોપ અને અમેરીકા)ના હાથમાં છે, તેમણે તેમાં પોતાની સ્વચ્છંદતા અને મનેચ્છાવાદી સંસ્કૃતિની વિજ્ઞાન સાથે ભેળસેળ કરી નાંખી છે. જેમાં અલ્લાહ તઆલાની યાદ, સ્મરણ, ઉપાસના (બંદગી) અને તેની સાથે પોતાનો આત્મિય સબંધ કમજોર થઈ ગયો. એક ફ્રાન્સીસી વૈજ્ઞાનિકના શબ્દોમાં માનવીએ વિજ્ઞાનિક પ્રગતિ કરી, પરંતુ પોતાના સર્જક અને માલિક એક અલ્લાહપાકને તે ભૂલી ગયો. જેના કારણે તે આત્મિય રીતે અશાંતિમાં જીવી રહ્યો છે. કુર્આનની પહેલી વહીના એક જ શબ્દમાં આ હકીકત તરફ નિર્દેશ કરવામાં આવ્યો છે કે, પઢો-ભણો, પોતાના પાલનહારના નામથી, જેણે જન્મ આપ્યો. એટલે કે પાલનહારના નામના સ્મરણ અને યાદી સાથે જો જ્ઞાન મેળવશો, તો તે ફળદાયક નિવડશે. અને જો તેને



ભૂલીને જ્ઞાન મેળવશો, તો તેના માઠા પરિણામ ભોગવવા પડશે. જે આજે આપણે ભોગવી રહ્યા છીએ. માટે વિજ્ઞાનથી આપણે એ અભિલાષા રાખીએ કે, તે જો પોતાના સર્જક અને માલિકના સ્મરણ અને યાદ સાથે હશે, તો માનવસમાજમાં જે અશાંતિ સર્જાયેલી છે, તેનો અંત આવશે.

## ❊ ધર્મ અને વિજ્ઞાન દરમ્યાન લડાઈ ❊

વિજ્ઞાન અને ખ્રિસ્તી ધર્મ દરમ્યાન વૈમનસ્ય અને લડાઈ ખાસ કરીને અઢારમી અને ઓગણીસમી સદીમાં છેલ્લે તબક્કે પહોંચી. આ તે યુગ છે, જેમાં મોર્ડન સાયન્સની નવી નવી શોધખોળાથી લોકો એમ સમજવા લાગ્યા કે, હવે ખુદા તઆલાને માનવાની કોઈ જરૂર નથી. પહેલાં ખુદા તઆલાને માનવાનું કારણ એ હતું કે, તેને માનવા સિવાય સૃષ્ટિનું કોઈ સ્પષ્ટીકરણ થતુ ન હતું. મોર્ડન સાયન્સે પ્રારંભમાં દાવો કર્યો કે, વિજ્ઞાને સૃષ્ટિનું સ્પષ્ટીકરણ શોધી લીધું છે. અને તેના માટે કોઈ ખુદાઈ શક્તિ માનવું જરૂરી નથી. જ્યારે આ દાવો કરવામાં આવ્યો ત્યારે પણ તે કમઝોર હતો. અને ત્યાર બાદ તો વૈજ્ઞાનિકોએ પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ રીતે આ વાતનો સ્વિકાર કર્યો કે, તેમની પાસે ઉપરોક્ત દાવા માટે સંતોષકારક દલીલો નથી.

મોર્ડન વિજ્ઞાને અમુક પ્રયોગો કરી વસ્તુઓની વાસ્તવિક્તા અને તેના વિશ્લેષણ પછી તેના કારણો જાણ્યા. ન્યુટનને અનુભવ થયો કે, તારાઓ અને ગ્રહો અમુક ચોક્કસ અટલ નિયમોથી જકડાઈને ભ્રમણ કરે છે. ડાર્વિને સર્વેક્ષણ કર્યું કે, માનવી કોઈ અલગ પ્રાણી નથી, બલ્કે કીડા-મકોડાથી પ્રગતિ કરીને ભૌતિક નિયમોનુસાર એક જમાનામાં તે આ મોડલ સુધી પહોંચ્યો. આ પ્રકારના પ્રયોગો અને રિસર્ચ પછી વૈજ્ઞાનિકોએ તારણ કાઢ્યું કે, ધરતીથી લઈ આકાશ સુધીની બધી જ વસ્તુઓ સામાન્ય નિયમ અનુસાર પોતાના કામમાં લાગેલી છે. જેને પ્રાકૃતિક નિયમો (Law of Nature)નું નામ આપવામાં આવ્યું. વૈજ્ઞાનિકોએ દાવો કર્યો કે, હમો પણ સૃષ્ટિ બનાવી શકીએ છીએ. હેકલે (Haekel) દાવો કર્યો કે, પાણી અને

રસાયણના મિશ્રણથી તે ''માનવી''ની રચના કરી શકે છે.

દૂરબીનના અસ્તિત્વ અને ગણિત વિદ્યાની પ્રગતિ પહેલાં સૂર્યના ઉગવા અને આથમવા વિશે માણસ અજ્ઞાન હતો. માટે ખુદાઈ તાકત માની હતી, હવે ખગોળશાસ્ત્રના બહોળા પ્રયોગોથી સાબિત થઈ ગયું કે, આકર્ષણ શક્તિની અદ્‌ભૂત વ્યવસ્થા દ્વારા સૂર્ય, ચંદ્ર, તારા અને ગ્રહો ભ્રમણ કરી રહ્યા છે.

ઉપરોક્ત દાવાઓ એવા છે, જેમકે કોઈ રેલ્વે એન્જીનના પૈંડાનું ફરવું અને પાટા ઉપર દોડવાનું જોઈ એમ સમજે કે, બધી મશીનરીના હલન-ચલનને લઈ પૈંડા ફરી રહ્યા છે, તો શું આ વાત સાચી માની લઈશું કે, એન્જીન પોતાની બધી મશીનરી અને પાર્ટ સાથે ડ્રાયવર અને એન્જીનીયરની મદદ વિના જ હલનચલન કરી રહ્યું છે. આ જ પ્રમાણે વેજ્ઞાનિકોએ અમુક કારણો અને નિયમો જાણવાથી વસ્તુઓની વાસ્તવિક્તાથી સંપૂર્ણ માહિતગાર થયા વિના પોકળ દાવાઓ કર્યા છે. એક યુરોપિયન વિદ્વાનના કથનુસાર પ્રકૃતિ એ સૃષ્ટિનું સ્પષ્ટી-કરણ નથી, બલ્કે તેને પોતાને માટે એક સ્પષ્ટીકરણની જરૂર છે. **"Nature does not explain, She is herself in need of an explanation."** પ્રકૃતિના નિયમો તો સૃષ્ટિના બનાવો છે, તેનું સ્પષ્ટીકરણ અને સર્જક નથી. **"Nature is a fact, not an explanation."**

મરઘીનું બચ્ચુ મજબૂત ઈંડાને તોડી એકવીસ દિવસ પછી બહાર આવે છે. વિજ્ઞાને દૂરબીનથી જોઈ તેનું કારણ દર્શાવ્યું કે, તે વખતે ઈંડાની અંદર બચ્ચાની ચોંચ પાસે નાનુ મજબૂત શીંગડા જેવો આકાર નીકળી આવે છે. અને તેની મદદથી ઈંડુ તોડી બહાર આવે છે. પરંતુ આટલી વાત સમગ્ર પ્રકરણનો અંત નથી લાવતી. હવે સવાલ એ ઉપસ્થિત થાય છે કે, તે ક્યા કારણો છે, જેને લઈ બચ્ચાની ચોંચ ઉપર શીંગડુ પ્રગટ થાય છે ? પહેલાં સવાલ એ હતો કે, ઈંડાનું છાણુ કેવી રીતે ફાટે છે ? હવે સવાલ એ ઉપસ્થિત થયો કે, શીંગડુ કેવી રીતે બને છે ?

એક અમેરિકી જીવશાસ્ત્રી **"Cecil Boyce Humann"**ના શબ્દોમાં



ખોરાકના હજમ-પચન તથા શરીરનું એક અંગ બનવાની હેરતભરી પ્રક્રિયાને પહેલાં અલ્લાહપાકનું કાર્ય ગણવામાં આવતું હતું. હવે આધુનિક વિજ્ઞાને તેને રસાયણિક પ્રતિક્રિયાનું પરિણામ કહ્યું છે. પરંતુ શું તેનાથી અલ્લાહ તઆલાના અસ્તિત્વની બાદબાકી થઈ ગઈ છે ? અલ્લાહ તઆલા છે કે નહીં, એનું માપદંડ ફક્ત શું જીવશાસ્ત્રમાં ઘટતી ઘટનાઓ ઉપર આધાર રાખે છે ? શું આ એક માત્ર દંડ છે ? આખરે એ કઈ શક્તિ છે, જેણે રસાયણિક તત્વોને મજબૂર કર્યો કે તે આવી હિતકારી પ્રતિક્રિયા દર્શાવે ? ખોરાક માનવીના શરીરમાં દાખલ થયા પછી એક વિચિત્ર સ્વયંસંચાલિત વ્યવસ્થા હેઠળ જેમ વિવિધ તબક્કાઓમાંથી પસાર થાય છે, તેને જોયા પછી આ વાત ચર્ચાથી તદ્દન બહાર થઈ જાય છે કે, આ હેરતભરી વ્યવસ્થા માત્ર અકસ્માતે સર્જાઈ હોય. વાસ્તવિક્તા તો એ છે કે, આ નિરીક્ષણ પછી તો ઓર વધારે જરૂરી થઈ ગયું છે કે, આપણે એ માની લઈએ કે અલ્લાહપાક પોતાના તે મહાન નિયમો દ્વારા કાર્ય કરે છે, જેના હેઠળ તેણે આ જીવનને અસ્તિત્વ અર્પણ કર્યું છે.

***(The evidence of God in an expanding Universe, P.221)***

આ (દાખલા)થી આપણે આધુનિક શોધોની હકીકત સમજી શકીએ છીએ. એ ખરી વાત છે કે, વિજ્ઞાને સૃષ્ટિ વિશે માનવીના નિરીક્ષણને બેહદ વિસ્તારી નાંખ્યું છે. તેણે દર્શાવી આપ્યું છે કે, તે ક્યા પ્રાકૃતિક નિયમો છે, જેમાં આ સૃષ્ટિ બંધાયેલી છે. અને જેના મુજબ તે ગતિમાન છે. દા.ત. પહેલાં માણસને માત્ર એટલી જાણ હતી કે, વર્ષા વરસે છે, પરંતુ હવે સમુદ્રની વરાળ ચઢવાથી લઈ વર્ષાના ટીપાંઓ વરસવા સુધીની આખી પ્રક્રિયા માણસને ખબર પડી ગઈ છે. જેના મુજબ વર્ષાની ઘટના આકાર પામે છે. પરંતુ આ બધી શોધો માત્ર ઘટનાના ચિત્રો છે. તે ઘટનાની સમજૂતી નથી. વિજ્ઞાન એ નથી દર્શાવતું કે પ્રકૃતિના નિયમો, નિયમો કેવી રીતે બની ગયા. તે કેવી રીતે આટલી ઉપયોગી સ્થિતિમાં નિરંતર આકાશ તથા ભૂમિમાં કાર્યરત્ છે. અને એટલી ચોકસાઈથી કાર્યરત્ છે કે, તેના આધારે વિજ્ઞાનમાં નિયમો ઘડવામાં આવે છે. વાસ્તવિક્તા એ છે કે, તે કુદરત જેને જાણવાના

કારણે માણસ એવો દાવો કરવા લાગ્યો કે, તેણે સૃષ્ટિની સમજૂતી મેળવી લીધી છે. તે માત્ર એક ભ્રમ છે. આ વચલી કડીને અંતિમ કડી ઠરાવવા સમાન છે. અહીં આપણે ફરી ઉપરોક્ત વિદ્વાનના શબ્દો દોહરાવીશું : **"Nature does not explain, she herself is need of an explanation."** અર્થાત્ કુદરત સૃષ્ટિની સમજૂતી નથી આપતી. તે સ્વયં પોતાના માટે એક સમજૂતીની માંગણી કરી રહી છે.

દરિયા (સમુદ્ર)માં આવનાર ભરતીના કારણમાં વૈજ્ઞાનિકો ચાંદનું આકર્ષણ **(Gravity pull of the Moon)** અને દરીયા તથા કિનારાના સૂકા ભાગની ભૌગોલિક રચના **(Geographical Configuration)**ને માને છે. ધર્મ તેને રદ નથી કરતો, પરંતુ સવાલ એ છે કે, આકર્ષણ, ગુરૂત્વાકર્ષણ, ભૌગોલિક કારણો વગેરે પણ શું છે ? અને તે આ પરિણામો કેવી રીતે સર્જી શકે છે ? તેના શું કારણો છે ? છેવટે તો તે પણ સૃષ્ટિ જ છે. અને સર્જકની જરૂરત નકારી નથી શકતા, બલ્કે તેનું આટલુ વ્યવસ્થિત રીતે પરિણામ સર્જવું જ સર્જકની દલીલ છે.

ખગોળશાસ્ત્રનો અભ્યાસ દર્શાવે છે કે, વિશ્વના તમામ સમુદ્રોના તટે રેતીના જેટલા કણો હશે, કદાચ એટલી જ માત્રામાં આકાશમાં તારાઓની સંખ્યા હશે. અમુક તારાઓ પૃથ્વીથી થોડાક મોટા છે, પરંતુ ઘણાખરા તારાઓ એટલા વિશાળ છે કે, તેની અંદર લાખો પૃથ્વીઓ સમાય શકે છે. અને કેટલાક તારાઓ તો એટલા મહાકાય છે કે, તેમાં કરોડો પૃથ્વીઓ મૂકી શકાય એમ છે. આ સૃષ્ટિ એટલી વિશાળ છે કે, એક અત્યંત આધુનિક અવકાશયાન જેની ઝડપ પ્રકાશની ઝડપ (એક લાખ છ્યાસી હજાર માઈલ પ્રતિ સેકંડ) જેવી હોય, તે સૃષ્ટિની આસપાસ એક ચક્કર મારે, તો આ અવકાશયાનને તેની પ્રદક્ષિણા પૂરી કરવામાં દસ બિલિયન વર્ષ લાગશે. પછી આટલી વિશાળતા હોવા છતાં આ સૃષ્ટિ સ્થિર નથી, બલ્કે તે પ્રત્યેક ક્ષણે ચારેકોર ફેલાઈ રહી છે. આ વિસ્તરણની રફતાર એટલી ઝડપી છે કે, એડિંગ્ટન [સર આર્થર એડિંગ્ટન (૧૮૮૨-૧૯૪૪) વિખ્યાત બ્રિટીશ



ભૌતિક તથા ભૂગોળશાસ્ત્રી]ના અંદાજ મુજબ પ્રત્યેક ૧૩૦ કરોડ વર્ષ પછી સૃષ્ટિના તમામ અંતરો બમણા થઈ જાય છે. આવી રીતે આપણા તે કાલ્પનિક અવકાશયાન પણ સૃષ્ટિની પ્રદક્ષિણા ક્યારેય પૂરી નહીં કરી શકશે. ભલેને તે પ્રકાશની ઝડપથી ઉડે તે છતાં પણ તે વિસ્તરતી જતી સૃષ્ટિના રસ્તામાં જ રહેશે. સૃષ્ટિની આ વિશાળતાનો અંદાજો આઈન્સ-ટાઈનના સાપેક્ષવાદના આધારે બાંધવામાં આવ્યો છે. આ તો માત્ર એક ગણિતજ્ઞનો કયાસ છે. સાચું પૂછો તો મનુષ્ય હજુ સુધી સૃષ્ટિની વાસ્તવિક વિશાળતાનો પણ ભાગ મેળવી શક્યો નથી.

માનવી પોતાના શરીરની રચના અને માથાથી પગ સુધીના બધા અવયવોની કાર્યપધ્ધતિ ઉપર વિચાર કરશે, તો એને અલ્લાહ તઆલાની કુદરતની આશ્રર્યજનક નિશાનીઓ માલૂમ પડશે. સાથે પોતાની લાચારી અને મોહતાજીનો પણ એહસાસ થશે.

જે અલ્લાહ તઆલા આપણા શરીરથી લઈ બ્રહ્માંડની આટલી વિશાળ મંડળને આટલી ચોકસાઈ અને બારીકીથી વ્યવસ્થિત રીતે સંભાળી રહ્યા છે. જેમાં રજમાત્ર ફર્ક પડવાથી સજીવોનું જીવન અસ્વવ્યસ્ત થઈ શકે છે, તે કેટલા મહાન શકિતમાન હશે ! તેમનું દરેક કામ કેટલું હિકમત, ભેદ અને મર્મવાળુ હશે, તેને માનવી પોતાની મર્યાદિત બુધ્ધિથી સમજી શકતો નથી. છતાં અલ્લાહ તઆલાની આ વિશાળ વ્યવસ્થા ઉપર આંગળી ચીંધી પોતાની બુધ્ધિનું પ્રદર્શન કરી રહ્યો છે.

વિશાળ વિશ્વમાં જે આયોજન તથા સુવ્યવસ્થા જોવા મળે છે, તેવું જ આયોજન તથા સુવ્યવસ્થા સુક્ષ્મ વિશ્વમાં પણ જોવા મળે છે. આજ સુધીની માહિતી મુજબ અણુ સૌથી સુક્ષ્મતમ વિશ્વ ધરાવે છે. અણુ એટલો સુક્ષ્મ હોય છે કે, કોઈ પણ દર્શકયંત્રથી એ દેખાતો નથી. ભલેને આધુનિક સુક્ષ્મદર્શક યંત્રો કોઈ વસ્તુને હજારો-લાખો ગણો વધારીને દેખાડી શકતો હોય. જ્યાં સુધી માનવીની દષ્ટિ શક્તિનો સવાલ છે, ત્યાં સુધી અણુ તેના માટે અસ્તિત્વવિહિન છે. પરંતુ આટલા સુક્ષ્મ કણમાં પણ આશ્ચર્યજનક

રીતે (Bohr Theory મુજબ) આપણા સૌર મંડળની જેમ એક જબ્બર પરિક્રમણ વ્યવસ્થા અસ્તિત્વ ધરાવે છે.

ડાલ્ટન નામના વૈજ્ઞાનિકે શોધી કાઢ્યું કે, દરેક પદાર્થ અત્યંત નાના-નાના અવિભાજિત કણોનો બનેલો છે. જેને પરમાણુ કહેવામાં આવે છે. અંગ્રેજીમાં તેને એટમ (તોડી ન શકાય એવો) કહે છે. આ પરમાણુ એટલો સુક્ષ્મ હોય છે કે, જો ભારતના દરેક નાગરિકનું કદ પરમાણુ સમાન માની લેવામાં આવે તો ભારતની આ અધધધ વસ્તીને માત્ર એક ટાંકળીના માથા પર સમાવી શકાય !

પરંતુ આશ્ચર્ય તો ત્યારે સર્જાયું, જ્યારે નીલ બોહર નામના વૈજ્ઞાનિકે સાબિત કર્યું કે, પરમાણુ એ કોઈ સૌથી નાનો કણ નથી, પણ એ તો એનાથી પણ નાના કણોની બનેલી એક પ્રણાલી છે. જેના કેન્દ્ર (ન્યુક્લિયસ)માં ઘન વિજભારિત પ્રોટોન અને વિજભાર રહિત ન્યુટ્રોન હોય છે. અને કેન્દ્રની ફરતે અવકાશમાં અત્યંત ઝડપે પ્રદક્ષિણા ઋણ વિજભારિત ઈલેક્ટ્રોન હોય છે. (જેમ સૂર્યની આસપાસ ગ્રહો પ્રદક્ષિણા કરે છે.) આ ઈલેક્ટ્રોનની ફરવાની ઝડપ એટલી હોય છે કે, તે એક સેકંડમાં એક હજાર અબજ વખત પ્રદક્ષિણા કરે છે. પરમાણુના મોટા ભાગમાં અવકાશ હોય છે. પરમાણુના કદને જો તમે ફૂટબોલના મેદાન સાથે સરખાવો તો પરમાણુના કેન્દ્રનું કદ ફૂટબોલ જેટલું થાય !

જુદા જુદા પદાર્થોના જુદા જુદા ગુણધર્મો હોવાનું કારણ તેના પરમાણુઓમાં રહેલ પ્રોટોન, ઈલેક્ટ્રોનની સંખ્યા છે. (યુરેનિયમના પરમાણુમાં ૯૨ પ્રોટોન, ૧૪૩ ન્યુટ્રોન અને ૯૨ ઈલેક્ટ્રોન છે.) અહીં પ્રોટોન અને ઈલેક્ટ્રોન વચ્ચે આકર્ષણબળ હોય છે. જ્યારે પ્રોટોન-પ્રોટોન અને ઈલેક્ટ્રોન-ઈલેક્ટ્રોન વચ્ચે અપાકર્ષણ બળ હોય છે, છતાં કેન્દ્રમાં બધા પ્રોટોન જકડાઈને રહે છે. કારણ કે તેમની વચ્ચે વળી ત્રીજા પ્રકારનું આકર્ષણ બળ હોય છે ! વળી, આ ત્રણ મૂળભૂત કણો ઉપરાંત વૈજ્ઞાનિકોએ પોઝિટ્રોન, ન્યુટ્રીનો જેવા બીજા આઠ-દસ કણો શોધી કાઢ્યા છે. પરમાણુમાં



આટલા બધા રહસ્યમય બળો ધરાવતી અત્યંત સુક્ષ્મ અને અત્યંત જટિલ પ્રણાલી હોવા છતાં એટલું સુંદર અને સુવ્યવસ્થિત આયોજન જોવા મળે છે, તો શું આ કોઈ પરમજ્ઞાની, પરમશક્તિમાન આયોજક અલ્લાહ તઆલા વિના શક્ય છે ?

ન્યુટનની વિચારાધારા જે બસો વર્ષ સુધી સફળ સમજવામાં આવી, તેને બીજા વૈજ્ઞાનિક આઈન સ્ટાઈને રદ કરી. એ પ્રમાણે મેકસ પ્લાન્ક **(Max Plank)** અને હૈઝનબર્ગે આવી લાપલાસ **(Laplace)**ની વિચાર-ધારાને રદ કરી દીધી. ચાર્લ્સ ડારવીને માનવ પ્રગતિ વિકાસ વિચારધારા (ઉત્ક્રાંતવાદ)નો જન્મ આપ્યો. તેમાં વિકાસની ગતિને લઈ ઘણા વૈજ્ઞાનિક અવરોધો ઉપસ્થિત થયા. કારણ કે પૃથ્વીની ઉંમરનો અંદાજો અને વિકાસગતિ બન્નેવમાં વિરોધાભાસ પેદા થઈ ગયો. પૃથ્વીની જે ઉંમર વૈજ્ઞાનિકોએ માની તેના કરતાં વિકાસની ગતિ ઘણી જ ધીમી માનવામાં આવી. જેથી વિચારધારામાં ફેરફાર થઈ ગયો. છેવટે તેનો ઉકેલ લાવવા માટે નવી વિચારધારા અપનાવી, જેને **"Panspermia"** કહેવામાં આવે છે. તેનો ભાવાર્થ એ હતો કે, જીવનનો પ્રારંભ ધરતી સિવાય બીજા અંતરિક્ષમાં કોઈ અનિશ્ચિત જગ્યાએ થયો. અને ત્યાંથી સફર કરી તે ધરતી ઉપર આવી. પરંતુ આ વિચારધારા માનવામાં ઘણા જ મોટા બુન્યાદી સવાલો ઉપસ્થિત થયા, જેનો કોઈ હલ વિજ્ઞાન પાસે નથી. કારણ કે વૈજ્ઞાનિકોના મંતવ્ય અનુસાર પૃથ્વી સિવાય બીજા કોઈ પણ ગ્રહ કે ખંડમાં જીવનની બુન્યાદી જરૂરી વસ્તુઓ ઉપલબ્ધ નથી. જેમકે પાણી, જે જીવનની અત્યંત જરૂરી વસ્તુ છે. પરંતુ આજ સુધીની જાણકારી પ્રમાણે પૃથ્વી સિવાય અંતરીક્ષના કોઈ પણ ખંડમાં તેનું અસ્તિત્વ નથી.

## ડાર્વિનનો ઉત્ક્રાંતિવાદનો દષ્ટિકોણ વિજ્ઞાનની કસોટીએ

ચાર્લ્સ ડાર્વિને વિવિધ પશુઓ અને જાનવરો વચ્ચે જાહેરી ફર્ક હોવા છતાં જીવવિજ્ઞાનની બાબતમાં ઘણુ મળતાપણું જોયું. જેથી તેમણે આ દષ્ટિકોણ અપનાવ્યો કે, માનવી અને બીજા જાનવરો (પશુઓ) બન્નેવ એક

જ સંયુક્ત નસલથી સબંધ રાખે છે. પશુઓ અને વાનર જીવન સફરની પ્રારંભિક કડીઓ છે. અને ઈન્સાન આ પ્રગતિ તથા ઉત્ક્રાંતિવાદની આગલી કડી છે. આ દૃષ્ટિકોણે ૧૦૦ વર્ષ સુધી માનવદિમાગ પર કબ્જો જમાવ્યો, પરંતુ ત્યાર બાદના વિજ્ઞાનના વધુ વિકાસે આ દૃષ્ટિકોણ ઉપર પ્રશ્નાર્થચિન્હો લગાડ્યા છે. દા.ત. વૈજ્ઞાનિકોએ આધુનિક શોધખોળને લઈ પૃથ્વીની ઉંમર માલૂમ કરી લીધી છે. અંદાજે લગભગ ૨૦૦૦ મિલિયન વર્ષ પહેલાં પૃથ્વી અસ્તિત્વમાં આવી છે. આ મુદ્દત ડાર્વિનના દૃષ્ટિકોણને સહીહ સાબિત કરવા માટે કાફી નથી.

ઉત્ક્રાંતિવાદની થીયરી એમ કલ્પના કરે છે કે, એક જાતિમાંથી બીજી જાતિનું અસ્તિત્વ જૈવિક પરિવર્તનો વડે થાય છે. દા.ત. બકરીની અંદર પેઢી દર પેઢી અગણિત પરિવર્તનો આવ્યા. અહીં સુધી કે આ પરિવર્તનો ભેગા થવાના લીધે બકરીની અંતિમ પેઢીમાં જિરાફ જેવું પ્રાણી જન્મી ગયું. આ લાંબો પ્રવાસ અગણિત પરિવર્તનો દ્વારા ખેડાયો. એક ગણિતશાસ્ત્રી પ્રોફેસર પાચો (Patau)એ હિસાબ લગાવીને કહ્યું છે કે, ''કોઈ જાતિમાં એક અત્યંત સામાન્ય પ્રકારનું કલ્પિત પરિવર્તન આણવા માટે એક મિલિયન પેઢીઓ જોઈશે.''

**Even a minor chang in any species would take one million generations to be completed.**

માની લો કે, જૈવિક પરિવર્તનોની આ ક્રિયા સર્જાઈ શકે છે, તો પણ આ લાંબી જૈવિક પ્રક્રિયાનું પૃથ્વી ગ્રહ પર સર્જાવવું શક્ય નથી. કારણ કે પૃથ્વીની આવરદા (ઉંમર) આ પ્રકારની લાંબી પ્રક્રિયા માટે બિલ્કુલ અપૂરતી છે. ચાર્લ્સ ડાર્વિનના કાળમાં પૃથ્વીની ઉંમરની જાણ ન હતી, પરંતુ હવે ટેકનોલોજીની પ્રગતિ પછી પૃથ્વીની આવરદા ચોક્કસપણે જાણમાં આવી ચૂકી છે.

ભૂસ્તર વિજ્ઞાનીઓનું માનવું છે કે, પૃથ્વી બે હજાર મિલિયન વર્ષ પહેલાં અસ્તિત્વમાં આવી. તે વખતે તે અત્યંત ગરમ હતી. ત્યાર પછી



પૃથ્વી ઠંડી થઈ અને પાણી અસ્તિત્વમાં આવ્યું. ભૂસ્તરીય અભ્યાસ મુજબ એક મિલિયન તેવીસ કરોડ વર્ષ પહેલાં પૃથ્વી ઠંડી થઈને એ માટે અનુકૂળ બની કે જીવન જેવી કોઈ વસ્તુ તેની પર પાંગરી શકે. હવે જો ઉત્ક્રાંતિવાદની કલ્પના મુજબ માનવી તથા અન્ય પ્રાણીઓ ઉત્ક્રાંતલક્ષી પ્રક્રિયા વડે અસ્તિત્વમાં આવ્યા છે, તો પૃથ્વીની ઉપરોક્ત ઉંમર આવી પ્રક્રિયા માટે અત્યંત અપુરતી છે. એક મિલિયન ૨૩ કરોડ વર્ષની અંદર આ પ્રકારની ઉત્ક્રાંતિની પ્રક્રિયા મૂળે શક્ય નથી.

ત્યાર પછી એક નવી દોડ શરૂ થઈ. બીજા વિશ્વયુદ્ધ પછી અવકાશ વિજ્ઞાનનો યુગ આવી ગયો. તેની સાથોસાથ જ ઈલેક્ટ્રોનિક દૂરબીનો પણ બની ગઈ. એટલે એવા અવકાશગામી રોકેટો બનાવવામાં આવ્યા, જેની અંદર શક્તિશાળી ઈલેક્ટ્રોનિક દૂરબીનો લગાવેલી હતી. આ રોકેટો પૃથ્વી પરથી ઉપર અવકાશમાં મોકલવામાં આવ્યા. પૃથ્વીની ઉપર ખાસી ઉંચાઈએ વિહાર કરતા કરતા તેમણે સૃષ્ટિના દૂર દૂરના વિસ્તારોના ફોટા લીધા અને તેને પૃથ્વી પર મોકલ્યા. આ ચિત્રોને કોમ્પ્યુટરમાં સુરક્ષિત કરી લેવામાં આવ્યા. પરંતુ શોધ સંશોધન પછી જાણવા મળ્યું કે, આપણી પૃથ્વી સિવાય ક્યાંય પણ કોઈ એવો ગ્રહ નથી, જ્યાં જીવન પાંગરી શકે. આમ ''પેન્સપર્મિયા''નો દૃષ્ટિકોણ વ્યવહારિક સ્તરે નાશ પામ્યો.

વાસ્તવિક્તા એ છે કે, ઉત્ક્રાંતિનો દૃષ્ટિકોણ ૧૮૫૯માં પણ એક અવૈજ્ઞાનિક દૃષ્ટિકોણ હતો. જ્યારે ચાર્લ્સ ડાર્વિનની કૃતિ ''જાતિઓનું મૂળ'' પહેલી વખત છપાઈ અને ૨૦૦૯ માં પણ તે એટલો જ અવૈજ્ઞાનિક છે, જ્યારે કે અમેરિકી જનરલ ''નેચર''માં કેટલાક અમેરિકી પ્રોફેસર્સના ''સંશોધનના પરિણામો'' છપાયા છે.

એમ કહેવામાં આવે છે કે, ઉત્ક્રાંતિના દૃષ્ટિબિંદુને આધુનિક કાળના શિક્ષિત વર્ગમાં વ્યાપક સ્વીકૃતિ મળી ચૂકી છે. પરંતુ અનુભવો એમ કહે છે કે, આ દૃષ્ટિકોણને સ્વીકૃતિ એટલા માટે નથી મળી કે, વૈજ્ઞાનિક ધોરણે તે સિદ્ધ થઈ ચૂક્યો છે. બલ્કે એટલા માટે મળી છે કે, આધુનિક શિક્ષિત

વર્ગ જીવનની વ્યાખ્યા ખુદાપાક વગર કરવા માંગે છે. આધુનિક વર્ગને એવું લાગે છે કે, ઉત્ક્રાંતિવાદ સ્વરૂપે તેમને એક વ્યવહારૂ દૃષ્ટિકોણ મળી ગયો છે. તેના સિવાય કોઈ પણ વાસ્તવિક વૈજ્ઞાનિક આધાર ઉત્ક્રાંતિવાદના પક્ષે મૌજૂદ નથી.

અમૂક લોકો જીવનને પ્રારંભે અસ્તિત્વમાં લાવવા માટે ખુદા તઆલાને પ્રથમ કારણ તરીકે સ્વીકારે છે. પરંતુ આ વ્યાખ્યા બરાબર નથી. ધાર્મિક દૃષ્ટિબિંદુ મુજબ ખુદાપાકની હેસિયત માત્ર ''પ્રથમ કારણ'' નથી, બલ્કે ખુદાપાક પ્રત્યેક ક્ષણે આપણી જીંદગીમાં શામેલ છે. ખુદા તથા બંદા વચ્ચેનો સબંધ લગાતાર અને સતત બાકી છે. જે વિચ્છેદ વગર પ્રત્યેક ક્ષણે જારી રહે છે. પછી એ કે ખુદાપાક હિસાબ લેનાર તથા બદલો આપનાર છે. કિયામતના દિવસે ખુદા માલિકિ યવમિદ્દીન (બદલાના દિવસના માલિક)ની હેસિયતથી તમામ માનવીઓના શાશ્વત ભવિષ્ય વિશે ચૂકાદો આપનાર છે. ખુદાપાકની આ બધી હેસિયતોનો ઉત્ક્રાંતિવાદની થિયરીમાં ઈન્કાર થઈ જાય છે. આ સ્થિતિમાં જૈવિક ઉત્ક્રાંતિનો દૃષ્ટિબિંદુ ધાર્મિક હિસાબથી ક્યારેય સ્વીકાર્ય નહીં થઈ શકશે.

ખુદા તથા બંદા વચ્ચે જે સબંધ જરૂરી છે, તે એક જીવંત સબંધ છે. તે ઝિક્ર, દુઆ, ઈબાદત, તફક્કુર વ તદબ્બુર (ચિંતનમનન) વડે પ્રત્યેક ક્ષણે સ્થપાયેલો રહે છે. ઈન્સાન દરેક પળે ખુદાપાકથી માંગે છે. અને દરેક પળે ખુદાપાક તરફથી તેને મળે છે. માણસ જેવી રીતે અસ્તિત્વમાં આવવા માટે ખુદાપાકનો મોહતાજ છે, તેવી જ રીતે તે પોતાને ટકાવી રાખવા માટે પણ સંપૂર્ણપણે ખુદાપાકનો મોહતાજ છે. ખુદાપાક જો એક ક્ષણ માટે માનવીને નજરઅંદાજ કરી દે, તો માણસ તબાહ થઈને રહી જાય. ધાર્મિક માન્યતા મુજબ ખુદાપાક માત્ર સર્જક નથી, બલ્કે તે રોઝી આપનાર તથા પ્રત્યેક અમલનો હિસાબ લેનાર પણ છે. એ સ્થિતિમાં ઉત્ક્રાંતિવાદમાં ચોક્કસ રીતે ખુદા તઆલાની બાદબાકી છે, જે બિલ્કુલ ગલત માન્યતા છે.



એટલા જ માટે મહાન વૈજ્ઞાનિકો કબૂલ કરે છે કે, વિજ્ઞાન આપણને સત્યતા અને યથાર્થનું આંશિક જ્ઞાન અર્પે છે. **"Science gives us but a partial knowledge of reality."**

પ્રો. ઈડીંગ્ટન **(Eddington)**ના મંતવ્ય પ્રમાણે વિજ્ઞાન આપણને ફક્ત પ્રદાર્થ વિજ્ઞાનના બાહ્ય સ્વરૂપની જાણકારી આપી શકે છે. તેથી વધુ પ્રદાર્થ વિજ્ઞાનના આંતરિક વિવરણ ઉપર વિજ્ઞાન પ્રકાશ નથી પાડી શકતી.

મોર્ડન વિજ્ઞાનીક જગતમાં ધર્મ પણ એક વાસ્તવિકતા સ્વરૂપે રહી શકે છે. ***(The Limitations of Science : P.138-42)***

વીસમી સદીમાં એવા વૈજ્ઞાનિકો પેદા થયા, જેમણે સૃષ્ટિના ભૌતિક વિવરણનો સ્પષ્ટ શબ્દોમાં ઈન્કાર કર્યો. મોર્ટન વાઈટ **(Morton White)** વાઈટ હૈદ વિશે લખે છે કે, તે ઘણો હિંમતવાન વૈજ્ઞાનિક છે, જેણે ભૌતિકવાદના વાઘોને તેમના ઘર આંગણે લલકાર્યા છે. આ જ પ્રમાણે વાતો ઈડીંગ્ટન તથા જે.ડબ્લ્યુ વગેરેએ પોતાના પુસ્તકોમાં કરી છે.

***(The Limitation of Science : P.38-50)***

કુરૂઆને જે દાવો ૧૪૦૦ વર્ષ પહેલાં કર્યો કે, સૃષ્ટિનો એક સર્જક છે, જે પોતાના ઈરાદાથી તેને ચલાવે છે. ત્યાર બાદ વૈજ્ઞાનિકોએ તેને રદ કરી કહ્યું કે, સૃષ્ટિ ફક્ત એક ભૌતિક મશીનરી છે, જે પોતે જ હરકત કરે છે. બસો વર્ષ બાદ તે **Sir James Jeans**એ રદ કર્યો અને કહ્યું કે, સૃષ્ટિ ભૌતિક નથી, બલ્કે વૈચારિક છે. જે.ડબ્લ્યુના શબ્દોમાં સૃષ્ટિનું છેલ્લુ સ્વરૂપ હરકત કરનાર સર્જક છે.

લંડનથી એક પુસ્તક છપાયું છે, જેનું નામ ''અભણતા-અજ્ઞાનતાની ડીક્ષનરી.'' જેમાં સાઈઠ પ્રખ્યાત વૈજ્ઞાનિકોએ વિભિન્ન શૈક્ષણિક શાખાઓનું વિશ્લેષણ કરતાં બતાવ્યું કે, માનવી કેટલી વસ્તુઓ વિશે હજુ સુધી અભણ છે. સન્ડે ટાઈમ્સ લંડન, ૪ ડિસેમ્બર ૧૯૭૭ના પેજ-૧૩ ઉપર શિર્ષક લગાવ્યું છે : **"The Top Ten Secrets of Science."**

જીમ્સ જેનીસે કહ્યું કે, હવે અમે જાણી લીધું છે કે, સૃષ્ટિ એક એવા સર્જક (Designing controlling Power)ના અસ્તિત્વને સાબિત કરે છે, જે અમારી વ્યક્તિગત બુધ્ધિથી મળતાપણું દર્શાવે છે.

અર્વાચિન યુગમાં પાણીને ફક્ત પ્યાસ બુજાવવાના સ્વરૂપમાં જોવાતું હતું. પરંતુ ઓગણીસમી સદીમાં જ્યારે સુક્ષ્મદર્શક યંત્ર દ્વારા જોવામાં આવ્યું તો પાણીમાં અસંખ્ય બેક્ટેરીયા દેખાયા. એ જ પ્રમાણે આકાશમાં જે તારાઓ દેખાતા હતા, તેટલાનું જ અસ્તિત્વ સમજવામાં આવતું હતું, પરંતુ દૂરબીનની શોધખોળ પછી તેની સંખ્યા ઘણી વધારે લાગી. આ જ પ્રમાણે ઘણી વસ્તુઓ છે, જે સમય વિતતા માનવીની સમજમાં આવી.

એટલા જ માટે વૈજ્ઞાનિકોએ સ્વીકાર કર્યો છે કે, જ્ઞાન બે પ્રકારના છે. એક તો વસ્તુઓનું જ્ઞાન અને બીજું સચ્ચાઈનું જ્ઞાન. વસ્તુઓને તો આપણે ડાયરેક જોઈ રહ્યા છે, પરંતુ અમુક વાસ્તવિક્તા અને સચ્ચાઈઓ છે, જેને આપણે જોઈ શકતા નથી, પરંતુ માનવી પડે છે. જેમકે અજવાળુ (Light), આકર્ષણ (Gravity), લોહચુંબકિય શક્તિ (Magnatism), ન્યુક્લીયર (Nuclear energy) વગેરે સૃષ્ટિના સ્વિકાર્ય તથ્યો છે. પરંતુ આપણે તેને જોઈ શકતા નથી. આનાથી સાબિત થયું કે, Direct Argument જેટલુ વેલ્યુ ધરાવે છે, તેટલુ જ વેલ્યુ Inferential Argument ધરાવે છે.

### ધર્મ તરફ પાછા ફરવું (A Return to Religion) :

અઢારમી અને ઓગણીસમી સદીના વૈજ્ઞાનિકો એમ સમજતા હતા કે, વીસમી સદીમાં માનવી પોતાની બુધ્ધિ અને દિમાગથી એવા એવા ગુંચવડભર્યા પ્રશ્નો હલ કરી લેશે કે, તેને પછી ધર્મની કોઈ જરૂરત નહીં રહેશે. પરંતુ એમની આગાહી ખોટી પડી અને હવે ઉપર દર્શાવેલ શિર્ષકોની વિગતવાર રિપોર્ટો છપાઈ રહી છે, જેમાં દર્શાવવામાં આવ્યું છે કે, માનવીના પોતાની ટેકનોલોજીથી બધા પ્રશ્નો હલ થવાની જગ્યાએ નવા નવા પ્રશ્નો ઉપસ્થિત થઈ રહ્યા છે, જેના હલનો કોઈ માર્ગ ન મળતાં તે કંટાળી ગયો છે. કરોડપતિઓ જીવનની માયાજાળથી કંટાળી આપઘાત કરવા માંડ્યા.



ફક્ત બે હજાર મિલિયન વર્ષોમાં પૃથ્વીના તટ ઉપર સંપૂર્ણ શરીર ધરાવતા જીવોના દસ લાખથી વધુ પ્રકારો કેવી રીતે અસ્તિત્વમાં આવ્યા અને વનસ્પતિના બે લાખથી વધુ પ્રગતિ પામેલ પ્રકારો કેવી રીતે બની ગયા. આટલી ટૂંકી મુદ્દતમાં તો એક મામૂલી જાનવર પણ નથી બની શકતું. જાનવરોની એક નસલ પ્રગતિ કરીને વાનર (ચિમ્પાન્ઝી)થી માનવી બની ગઈ. આ વિષયની એક દિલચસ્પ દાસ્તાન પણ વાંચવા જેવી છે. વૈજ્ઞાનિકોમાં આ પ્રશ્ન ઉપસ્થિત થયો કે, માનવી અને વાનરની વચલી કડી શોધવામાં આવે.

૧૯૧૨ ઈસ્વીમાં લંડનના એક મેગેઝીને આ ખુશખબર સંભળાવી કે, માનવી અને વાનરની વચલી ખૂટતી ગુમ થયેલ કડી પણ મળી ગઈ છે. આ ખૂટતી કડીને ઉત્ક્રાંતિવાદના ઈતિહાસમાં પિલ્તડાઉન માનવી (Pilt-down Man) કહેવામાં આવે છે. આની વિગત એ છે કે, લંડનના બ્રિટીશ મ્યુઝિયમને પુરાણા જમાનાનું એક ''જડબુ'' મળ્યુ. જેનો આકાર વાનર જેવો હતો, પરંતુ તેના દાંત માનવીના દાંતથી મળતા આવતા હતા. આ હાડકાના ટુકડાને આધારે એક આકૃતિ બનાવવામાં આવી, જે જોનાર વ્યક્તિને ''વાનર જેવો માનવી'' અથવા ''માનવી જેવા વાનર''ની જેમ દેખાતી હતી. તેને પિલ્તડાઉન માનવીનું નામ આપવામાં આવ્યું. કારણ કે તે પિલ્તડાઉન (ઈંગ્લેન્ડ) નામી જગ્યાએથી પ્રાપ્ત થઈ હતી.

આ પિલ્તડાઉન માનવીને ઘણી ખ્યાતિ મળી. ત્યાં સુધી કે અભ્યાસ-ક્રમની બુકોમાં તેને કાયદેસર ભણાવવા માટે શામેલ કરવામાં આવ્યો.

પચાસ વર્ષ સુધી આ નવી શોધખોળનો જાદુ વૈજ્ઞાનિકો ઉપર રહ્યો, પરંતુ ૧૯૫૩ ઈસ્વીમાં અમુક વૈજ્ઞાનિકોને શક ગયો. તેમણે બ્રિટીશ મ્યુઝિયમના લોખંડના ફાયરપ્રુફ બોક્સમાંથી આ ''જડબુ'' કાઢી વૈજ્ઞાનિક પધ્ધતિથી તેને પારખવાનું શરૂ કર્યું. ઘણી મહેનતના અંતે વૈજ્ઞાનિકોએ આ તારણ કાઢ્યું કે, આ એક સંપૂર્ણ ધોકો હતો. જેને હકીકત સમજવામાં આવ્યો હતો.

પિલ્તડાઉન માનવીની અસલ હકીકત એ હતી કે, એક માણસે વાંદરાનું જડબુ લીધુ. તેને મહુગની રંગથી રંગીને તેના દાંતને રેતીથી ઘસી ઈન્સાની દાંત જેવા બનાવ્યા. ત્યાર બાદ આ જડબુ બ્રિટીશ મ્યુઝિયમને હવાલે કરતા કહ્યું કે, આ તેને પિલ્તડાઉન (ઈંગ્લેન્ડ)થી મળ્યું છે. આ એક દિલચસ્પ કહાની છે, જેની વિગત આ પુસ્તકો-માંથી મળી શકે છે :

- **Encylopaedia Britanica (1984) "Piltdown Man"**
- **Bulletin of the British Museum (Natural History) Vol. 2, No. 3 and 6.**
- **J. S. Weiner, The Piltdown Forgery (1955)**
- **Ronald Millar, The Piltdown Man (1972)**
- **Readers Digest, November 1956.**

ઉત્ક્રાંતિનો પૂરો પ્રવાસ હાલની પૃથ્વી પર ખેડાયો હતો, પરંતુ ત્યાર પછીના સંશોધનોએ દર્શાવ્યું કે, જે ઉત્ક્રાંતિની કલ્પના કરવામાં આવી છે, તેનું આ પૃથ્વી પર સર્જાવું શક્ય નથી. દા.ત. પૃથ્વીની ઉંમર તેનાથી બહુ ઓછી છે, જે આ પ્રકારની ઉત્ક્રાંતિલક્ષી પ્રક્રિયા માટે જરૂરી છે.

## શયખ અબ્દુલકાદિર જીલાની (રહ.)નું તૌહીદનું શિક્ષણ

ઈસ્લામ ધર્મ અલ્લાહપાક તરફથી તેના બંદાઓ માટે આખરી પયગામ છે. તે સંપૂર્ણ રીતે દુનિયા સમક્ષ આવી ચૂકયો છે અને કુર્આન શરીફમાં તેનું એઅલાન પણ કરવામાં આવ્યું છે. એક તરફ અલ્લાહ તઆલાનો દીન ઈસ્લામ સંપૂર્ણ છે, તો આ પણ એક વાસ્તવિકતા છે કે જીવન (યુગ) ગતિશિલ અને પ્રવાહિત છે.

આ હરપલ નવા ઉપસ્થિત થતાં પ્રશ્નો અને યુગના તકાઝાઓને પહોંચી વળવાની ઈસ્લામી શિક્ષણમાં ક્ષમતા રાખવામાં આવી છે. ઈસ્લામ એક જીવંત ધર્મ છે. અને કિયામત સુધી તેણે માર્ગદર્શન આપવાનું છે. અને આ વાત બિલ્કુલ કુદરતી છે કે દુનિયાના વિભિન્ન માનવીઓ અને વિવિધ યુગોથી આ ઉમ્મતને સબંધ રહેશે અને એવી સમસ્યાઓનો મુકાબલો



કરવાનો રહેશે, જે બીજા ધર્મોવાળાના ઈતિહાસમાં પેશ આવી નહિ હોય.

માનવજીવનના હરપલ બદલતા હાલાતનો મુકાબલો કરવા માટે અલ્લાહપાકે આ ઉમ્મત માટે બે વ્યવસ્થાઓ કરી છે :

(૧) એક હઝરત જનાબ નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમને એવી સંપૂર્ણ અર્થસભર અને જીવંત તઅલીમ લઈ મોકલ્યા, જે દરેક સંજોગો, સમસ્યાઓ અને દરેક હાલાતનો મુકાબલો કરી શકે છે. અને ઈસ્લામી તઅલીમાતમાં દરેક યુગના મસાઈલ અને મુશ્કેલીઓને હલ કરવાની પુરી સલાહિય્યત મૌજુદ છે.

(૨) બીજી વ્યવસ્થા એ કે અલ્લાહ તઆલાએ પોતાના ઝિમ્મે આ વસ્તુ લઈ લીધી છે કે તે આ દીનને માટે દરેક યુગમાં એવા મહાન બુઝુર્ગો, મુહદ્દિસો અને સૂફીયાએ કિરામની જમાઅત પેદા કરતો રહેશે, જે ઈસ્લામી તઅલીમાતને લોકોના અમલી જીવનમાં ઉતારવાની કોશીશો કરશે. અને એવો માહોલ તૈયાર કરશે, જેને લઈ આ દીન લીલોછમ અને તાજો રહેશે. તેના ઉપર પાનખર ઋતુ આવશે નહિ.

ઈસ્લામી ઈતિહાસ આવા સેંકડો કિસ્સાઓથી ભરેલો છે કે, ઈસ્લામ અને મુસ્લિમો ઉપર કોઈ દેશ–પ્રદેશમાં એવા સંજોગો ઉપસ્થિત થયા. અને એવા ખતરનાક હાલાત આવ્યા કે લાગવા માંડયુ કે હવે ઈસ્લામ આ પ્રદેશમાંથી સંપૂર્ણ નાબુદ થઈ જશે. કોઈ કલિમો પઢનાર બાકી રહેશે નહિ. તેવા જ ખતરનાક હાલાતમાં અલ્લાહ તઆલાના મુખ્લિસ, સરફરોશ, જાંબાઝ બંદાઓની ઈમાની બસીરત (દિર્ઘદ્રષ્ટિ) અને રૂહાની કુવ્વત (આધ્યાત્મિકત શકિત)થી દુશ્મનોમાં જ ઈસ્લામના ચાહકો મળી જાય છે. અને તે જ ઈસ્લામની શમઅને આગળ ધપાવે છે. અને ઈસ્લામી શરીઅતને સદાય જીવંત અને જવલંત રાખવામાં સફળ થાય છે.

એ જ પ્રમાણે ઉમ્મતમાં કોઈ આંતરિક ફિત્નો ઉપસ્થિત થાય. અને જાહિલો, દુન્યાદાર લોકો, બાદશાહો દુનિયાને દીન ઉપર મહત્વ આપવા માંડે, દુન્યવી ઐશ આરામને જ બધુ સમજવામાં આવે. અને શિર્ક બિદઅતની

રાહથી ઈસ્લામનો રોશન ચહેરો બગાડવાની કોશિશો થાય, અથવા બીજી કૌમોના રસ્મો રિવાજ, બાતિલ અકીદાઓ આ ઉમ્મતમાં પ્રસરવા માંડે અથવા ફકત બુધ્ધિ અને અક્કલથી જ દીનના બુન્યાદી અરકાન અને અઅમાલને સમજવા-સમજાવવાની કોશીશો કરવામાં આવે, અને કુર્આન શરીફ, હદીષ શરીફ વગેરેને અક્કલની કસોટીએ જ પારખવાના માપદંડ નક્કી કરવામાં આવે. આવા દરેક નાજુક અને ગંભીર સમયે પણ અલ્લાહપાકના નેક બંદાઓ આગળ આવ્યા. અને પોતાના સદાચાર, દ્રઢ ચારિત્ર અને ઈમાની બળે આવા આંતરિક તથા બાહ્ય ફિત્નાઓનો મુકાબલો કર્યો, અને દૂધનું દૂધ તથા પાણીનું પાણી કર્યુ.

આવા મહાન બુઝુર્ગોમાં સય્યિદના મહબૂબે સુબ્હાની, કુત્બે રબ્બાની, આરિફે હક્કાની હઝરત શયખ અબ્દુલકાદિર જીલાની (રહ.)ની ઝાતે બાબરકત અતિ મહત્વ ધરાવે છે. જેમનો સિલસિલએ ખાનદાની દસ પેઢીઓના વાસ્તાથી સય્યદિના હઝરત હસન (રદી.)થી મળે છે. આપનો જન્મ ૪૭૦ હિજરીમાં ઈરાનના ઉત્તર પશ્ચિમ ભાગમાં ગીલાન અથવા જીલાન નામી કસ્બામાં થયો.

હજુ આપની વય ઘણી નાની હતી કે આપના વાલિદ દુન્યા ત્યાગી જન્નત નશીન થયા. પ્રથમ આપને કુર્આને કરીમના પ્રાથમિક શિક્ષણાર્થે સ્થાનિક મદ્રસામાં દાખલ કરવામાં આવ્યા. ત્યાં આપે કુર્આન શરીફ હિફ્ઝ કર્યુ. અને જ્યારે આપની વય ૧૮ વર્ષની થઈ ત્યારે વાલિદાની રજા લઈ આપ ઉચ્ચ ઈલ્મ પ્રાપ્તિ અર્થે ચારસો માઈલની કંટાળા ભરેલી લાંબી મુસાફરી કરી બગદાદ પહોંચ્યા. જે વર્ષે ઈમામ ગિઝાલી (રહ.)એ યકીન અને મઅરિફતની તલાશમાં બગદાદ છોડયુ તે જ વર્ષે ૪૮૮ હિજરીમાં સય્યિદના શયખ અબ્દુલકાદિર જીલાની (રહ.) બગદાદ તશરીફ લાવ્યા. આ ફકત આકસ્મિક કે સંજોગવસાત બનાવ નથી કે એક મહાન ઈમામ અને બુઝુર્ગ હસ્તી (ઈમામ ગિઝાલી)થી બગદાદ મહરૂમ (વંચિત) થયુ તો બીજા મહાન સુધારક અને દાઈનું ત્યાં આગમન થયુ, બલ્કે અલ્લાહ



તઆલાના ગૈબી નિઝામને લઈ આ પ્રમાણે થયુ.

બગદાદ પહોંચ્યા પછી ઈલ્મ પ્રાપ્તિ અંગે આપને આર્થિક મુસીબતો અને બીજી અસીમ યાતનાઓ ભોગવવી પડી; એ છતાં ઘણી જ સબ્ર, સહનશિલતા અને દ્રઢતા સાથે બધુ જ સહન કર્યુ. અને ત્યાંના ઉલમાએ હક્કાની અને મહાન ઈમામો પાસે કિરાઅત, તફસીર, હદીષ, ફિકહ, ઈલ્મે કલામ, ઈલ્મે લુગત, નહવ, ઉરૂઝ, ઈલ્મે મુનાઝરા, તારીખ વિગેરે ઈલ્મ (વિદ્યા) સંપૂર્ણપણે પ્રાપ્ત કર્યો. અને એ અંગેની સનદ માહે ઝીલ્હજ્જ સને ૪૯૬ હિજરીમાં મેળવી. ઈલ્મે શરીઅત પ્રાપ્ત કર્યા પછી આપે ઈલ્મે તરીકત તરફ પોતાનું ધ્યાન કેન્દ્રિત કર્યુ. તરીકતનું જ્ઞાન આપે વધુ પ્રમાણમાં હઝરત અબુલ ખયર હમ્માદ ઈબ્નિ મુસ્લિમ દબ્બાસ (રહ.) પાસે પ્રાપ્ત કર્યુ.

તરીકતમાં કદમ મૂકતાં આપને મુજાહદા અને ઈબાદતોમાં તપશ્ચર્યા કરવાનો ઔર શોખ વધ્યો. આપ વસ્તી છોડી વનવગડામાં રહેવા લાગ્યા. આપે સખત મુજાહદા અને ઈબાદતો કરવાનું શરૂ કર્યુ.

હઝરત શયખ અડગતાના પહાડ હતા. ઈત્તેબાએ સુન્નત, જબરદસ્ત ઈલ્મ અને અલ્લાહપાકની મદદે આપને તે મકામ ઉપર પહોંચાડયા હતા કે હક્કો-બાતિલ, નૂર-અંધારૂ તથા સહીહ ઈલ્હામ અને શયતાની ચાલાકી પારખવામાં આપ નિષ્ણાંત હતા. આપ ઉપર આ હકીકત સંપૂર્ણ રીતે ખુલી ગઈ હતી કે શરીઅતે મુહમ્મદી સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના અહકામો અને હલાલ હરામમાં કિયામત સુધી કોઈ ફેરફાર થવાનો નથી. અને જે એના વિરૂધ્ધ દાવો કરે તે શયતાન છે.

હઝરત શયખ ફરમાવે છે કે, એક વખતે એક ઘણી મોટી રોશની જાહેર થઈ. જેનાથી આસમાનના કિનારા રોશન થઈ ગયા. તેમાંથી એક સુરત-શકલ જાહેર થઈ. તેણે મને સંબોધી કહ્યું કે, અય અબ્દુલકાદિર ! હું તારો રબ છું. મેં તારા માટે બધી જ હરામ વસ્તુઓ હલાલ કરી દીધી છે. મેં કહયું કે, મરદૂદ દૂર થઈ જા ! આ કહેતા જ પેલી રોશની અને અજવાળુ અંધારામાં પરિવર્તિત થઈ ગયું. પછી એક અવાજ આવ્યો કે,

અબ્દુલકાદિર ! તમોને તમારા ઈલ્મએ બચાવી લીધા, નહીં તો તમારી જેવા સિત્તેર સુફીઓને ગુમરાહ કરી ચૂકયો છું. મેં કહયું કે, મારા ઈલ્મને લઈ નહીં બલ્કે અલ્લાહપાકની મહેરબાનીથી બચ્યો છું. કોઈ શાગિર્દે અર્જ કરી કે, આપ કેવી રીતે સમજી ગયા કે આ શયતાન છે. તો ફરમાવ્યું કે તેના આ કહેવાથી કે "મેં હરામ વસ્તુઓ આપના માટે હલાલ કરી દીધી." હું સમજી ગયો કે આ શયતાન છે. કારણ કે આપ અલયહિસ્સલામ ઉપર જે વસ્તુ હરામ હોય તે મારા માટે કેવી રીતે હલાલ થઈ જાય ?

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનો ઈર્શાદ છે કે, જો તમારાથી શરીઅતનો કોઈ હુકમ તૂટતો હોય તો સમજી લો કે તમે ફિત્નામાં સપડાય ગયા છો અને શયતાન તમારી સાથે રમત રમી રહ્યો છે. માટે તરત જ શરીઅત તરફ પાછા ફરો. તેને મજબૂતીથી પકડી નફસની ખ્વાહિશનો જવાબ દો. એટલા માટે કે દરેક તે હકીકત જેનું શરીઅત સમર્થન કરતી નથી, તે બાતિલ છે.

આપણા જમાનાના જાહિલ સુફીઓ અને બનાવટી પીરો માટે આ ઘણો ઈબ્રતનો બનાવ છે કે, તેમની નમાઝો હિંદુસ્તાનમાં બેસી રહી મક્કા-મદીનામાં થઈ જાય છે. અલ્લાહ તઆલાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ જે મઅસૂમ હતા તે પોતાના ઈન્તેકાલના છેલ્લા દિવસોમાં બે સહાબાએ કિરામના સહારા વડે નમાઝ માટે મસ્જિદે નબવીમાં આવે છે. પોતાના રૂમમાં પણ નમાઝ નથી પઢતા. અને આજકાલના જાહિલ પીરોની નમાઝ (નમાઝ પઢવા વગર) ડાયરેકટ મદીનામાં અદા થઈ જાય છે. એવા લોકોને ખબર નથી કે હઝરત શયખ અબ્દુલકાદિર જીલાની (રહ.) એવા બેનમાઝીઓને બેઈમાન કહે છે. તે લોકોને ઈસ્લામથી ખારિજ સમજે છે. પછી ચાહે તે "ગૌસકા દામન નહીં છોડેંગે" બોલતા રહે, ગૌસ (રહ.) પોતે જ પોતાનો દામન તેમનાથી દૂર રાખે છે.

હઝરત મહબૂબે સુબ્હાની (રહ.) કુદરતી સ્વભાવે જનતાથી દૂર રહિ એકાંતવાસને પસંદ કરનારા, ગુમનામીમાં રહી અલ્લાહપાક પ્રતિ એકાગ્ર





અને તલ્લીન રહેવાના ચાહક હતા. પરંતુ રોઝે અઝલથી નસીબના લેખ ન્યારા જ હતા, એમને સીરે તો "કુતબીય્યત"નો તાજ મુકાયો હતો. માર્ગથી ભટકેલાઓને ખરો માર્ગ દેખાડવાની, નિંદ્રામાં પોઢેલાઓને જાગૃત કરવાની, સંસાર-મદિરાના મદમસ્તોમાં શુદ્ધિ લાવવાની, જાહિલોને આલિમો અને આલિમોને બાઅમલ બનાવવાની, બગડેલ દિલોની સુધારણા કરવાની, બીમાર દિલોને સાજા કરવાની, પાપોથી પતિત અને નિર્જીવ બનેલાઓને અલ્લાહ તઆલાના નૂર વડે પાવન કરી જીવંત અને જવલંત કરવાની, લોભ, લાલચ, મદ, મોહ, નફસ અને શયતાનના બંદીવાન બનેલાઓને તેમના પંજાઓથી મુકત કરવાની, દીનદારોને દીનદારીનો લુત્ફ-આનંદ ચખાડવાની, પોતાના બોધ અને ઈમાન બળે તેમને સાચા દીનદાર, અલ્લાહવાળા બનાવી પોતાના મૌલા સમક્ષ રજૂ કરવાની ફરજો આપના ઝિમ્મે આવી પડી. આથી અલ્લાહપાકે એમને પડદામાંથી બહાર કાઢી ઉપર્યુકત ફર્ઝો બજાવી લાવવા એમના શયખ કાઝી અબુ સઈદ મખરમીના મદ્રસામાં લાવી બેસાડયા.

આપે બગદાદમાં ૭૩ વર્ષ ગુઝાર્યા અને પાંચ અબ્બાસી ખલીફાઓનો દૌર પસાર થયો. આમ જનતા દુન્યા પ્રાપ્તિ પાછળ દીવાની હતી. અમીરો સત્તા અને સંપત્તિના નશામાં ચૂર હતા. દુન્યાપરસ્ત આલિમોએ પોતાના સ્વાર્થ સાધવા જનતાને ખરા દીનના માર્ગથી હટાવી તેમની અને તેમના દીનની હાલત ખરાબ કરી મૂકી હતી. એવા સમયે હઝરત શાહ જીલાની (રહ.)એ બગદાદમાં શરીઅત અને તરીકતના ઈલ્મનું, ઈસ્લામ પ્રચારનું, લોક સુધારણાનું, દીનના ઉદ્ધાર અને સત્યના પ્રકાશનું અઘરૂં કાર્ય શરૂ કર્યું. આથી શરૂઆતમાં આપની ખરી અને નીડર વાતોથી આપના માર્ગમાં ઘણી અડચણો ઉભી થઈ, વિઘ્નો નંખાયા. આપને એ બાબતે ભારે કષ્ટ અને યાતનાઓ વેઠવી પડી. સબ્રની ખરેખરી અગ્નિ પરીક્ષામાંથી પસાર થવુ પડયું; પરંતુ આપ ખડકની પેઠે અડગ રહયા. અને વઅઝ, તાલીમ, તરબિયત અને ફતાવા આપવાનું કાર્ય જારી રાખ્યું. આપની વઅઝ, તાલીમ,

તરબિયત અને હક્ક વાત કહેવાની ખ્યાતિ દેશ-દેશાવરમાં ફેલાઈ. અને ઘણા દૂર દૂર દેશોના લોકો ફૈઝ હાસિલ કરવા આપની પાસે આવવા લાગ્યા. સન ૫૪૫ હિજરી સુધીમાં તો આપના ફૈઝનો પ્રભાવ પરાકાષ્ટાએ પહોંચ્યો. આપે જનતાના દિલો જીતી લીધા. વઅઝોમાં લોકોની મેદની એટલી વધી કે મદ્રસાનો વિસ્તાર વધારવો પડયો. એ છતાંયે તંગી પડતા વઅઝની મજલિસો શહેરની બહાર ઈદગાહમાં રાખવી પડતી.

આપની વઅઝોમાં મશાયખ, ઉલમા અને સાલેહ લોકો, અમીરો અને ફકીરો, સુલતાનો અને વજીરો, ઝાહિદો અને આમિલો, દુન્યાદારો અને દીનદારો, વકતાઓ અને કવિઓ, કલમબાઝો અને તલવારબાઝો, નબળા અને સબળા, સખ્ત દિલો અને નરમ દિલો, શહેરીઓ અને ગ્રામ્યજનો, આમ અને ખાસ, સારાંશ કે દરેક મોભા મરતબાના અને દરેક પ્રકારના લોકો આવતા. તદુપરાંત યહુદીઓ, ખ્રિસ્તીઓ અને મુશ્રિકો સુધ્ધાં હાજરી આપતા. હઝરત શૈખના પોતાના કથનુસાર પાંચ હજારથી વધુ યહુદીઓ અને ખ્રિસ્તીઓ આપના હાથે ઈમાન લાવી ચૂકયા હતા. અને એક લાખથી વધુ ગુનેહગારો, ફાસિકોએ આપના હાથ ઉપર તૌબા કરી પોતપોતાની ઝિંદગી સુધારી હતી.

હાફિઝ ઈબ્ને તયમિય્યહ (રહ.) ફરમાવે છે કે, આપની કરામતો સંખ્યાબંધ છે. જેમાં આખિરતથી ગાફિલ દિલોનું અલ્લાહ તઆલા તરફ ધ્યાન કેન્દ્રિત કરાવવુ અને અલ્લાહપાકના આશિકેઝાર બનાવવા સૌથી મોટી કરામત છે.

જ્યારે આપની વય ૯૧ વર્ષ લગભગની થઈ તો ઝાતે ઈલાહીની મુહબ્બતનુ આકર્ષણ શરૂ થયું અને સોમવાર તા.૧૧મી માહે રબીઉસ્સાની ૫૬૧ હિજરીમાં આપે આ ફાની જહાંનો ત્યાગ કર્યો. ઈન્તિકાલ પહેલા જે છેલ્લી નસીહતો કરી તેને આપના સાહબઝાદા શયખ અ.વહહાબ નકલ કરે છે કે, મેં વસીય્યત કરવાનું કહયું તો ફરમાવ્યું કે હમેંશા અલ્લાહ તઆલાથી ડરતા રહો અને અલ્લાહપાકના સિવાય કોઈથી ન ડરો. અને



તેના સિવાય કોઈથી ઉમ્મીદ પણ ન રાખો. પોતાની સઘળી જરૂરતો અલ્લાહપાકના હવાલે કરો. ફકત તેના જ ઉપર ભરોસો રાખો. અને બધી જરૂરતો ફકત તેનાથી જ માંગો. અલ્લાહપાકના સિવાય કોઈના ઉપર ભરોસો ન કરો. તૌહિદ ઈખ્તિયાર કરો. ફરમાવ્યું કે, જ્યારે દિલ અલ્લાહ તઆલા સાથે વ્યવસ્થિત અને દુરૂસ્ત થઈ જાય છે તો કોઈ વસ્તુ ઘટતી નથી. અંતિમ શબ્દો આ છે : હું તે ખુદાવંદે કુદુસથી મદદ ચાહુ છું જેના સિવાય કોઈ મઅબૂદ નથી. તે જ પાક અને ઉચ્ચતમ છે અને હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) તેના રસૂલ છે. પછી ત્રણ વાર અલ્લાહ-અલ્લાહ-અલ્લાહ ફરમાવતા જ અવાજ રૂંધાય ગયો અને રૂહ મુબારકે ફાની દુન્યા છોડી દીધી. *ઈન્ના લિલ્લાહ....*



**થઈ શકે છે કે તમને એક વસ્તુ ખરાબ લાગે,**
**પરંતુ તમારા માટે તેમાં ભલાઈ હોય.** *(સૂ.બકરહ)*

# કુર્આન શરીફની પ્રતો સળગાવવાની ઘોષણાની અસર

**અલ્લાહપાક કોઈ (બાહ્ય) તકલીફ આપનાર વસ્તુ ઉભી કરે છે. પરંતુ તેમાં ભલાઈ છૂપાયેલી હોય છે.** *–શેખ સઅ્દી (રહ.)*

અમેરિકી પાદરી ટેરી જોન્સની પવિત્ર કુર્આન શરીફની પ્રતોને સળ ગાવવાની શર્મજનક ઘોષણાથી સમગ્ર વિશ્વમાં એક પ્રકારની બેચેની અને વાતાવરણ ખરાબ થવાની દહેશત ફેલાઈ ગઈ હતી. આ પ્રકારની કુચેષ્ટાથી મુસ્લિમ સમાજ પરેશાન હતો.

પરંતુ અલ્લાહપાકની હિકમતો, મર્મો અને ભેદો ઝાલિમ અને જાહિલ માનવી સમજી શકતો નથી. એટલે જ શિર્ષકમાં એક આયત અને ફારસી શએરથી તેને સમજાવવાનો પ્રયત્ન કર્યો છે.

યુરોપ-અમેરિકામાં સલમાન રુશ્દીની બદનામ કિતાબ શૈતાનિક વર્સિસના લેખન પછી બી.બી.સી. ઉર્દૂ સર્વિસની એક ટિપ્પણીમાં આવ્યુ હતું કે, આ પુસ્તક વિશે વિશ્વભરના મુસ્લિમોના વિરોધને ટી.વી. ઉપર જોઈ ઘણા યુરોપિયનોને આશ્ચર્ય થયુ કે હઝરત મુહમ્મદ (સલ.) પ્રત્યે મુસ્લિમોને આટલો અપાર પ્રેમ અને સ્નેહ કેમ છે કે તેમના તથા તેમની પવિત્ર પત્નીઓ વિરૂધ્ધ લખાણને મુસ્લિમો આટલા ધિક્કારથી જુએ છે. અને તેના માટે પોતાની જાન કુર્બાન કરવા તૈયાર થઈ જાય છે. ત્યારબાદ યુરોપના સંશોધનિય દિમાગોને ચૈન નહિ આવ્યુ. અને તેમણે આપ (સલ.) ની સીરતે અકદસ વાંચવાનું શરૂ કર્યું. વિશ્વ રહમત (સલ.)ના પાક-પવિત્ર જીવનચરિત્રે તેમને ઈસ્લામ લાવવાની પ્રેરણા આપી. અને પરિણામસ્વરૂપે દસ હજાર પ્રોફેસરો, ડોકટરો અને કોલેજોના વિદ્યાર્થીઓએ ઈસ્લામ અંગીકાર કર્યો. એ જ પ્રમાણે વર્લ્ડ ટ્રેડ સેન્ટરના ડ્રામા પછી પણ અમેરિકામાં કુર્આન



શ.ની માંગ વધવાની સાથે ઈસ્લામ કબૂલ કરનારાઓની સંખ્યામાં નોંધપાત્ર વધારો થયો હતો. હાલમાં આ પાદરીની કુચેષ્ટાએ પણ વધુથી વધુ લોકોને કુર્આન શ.ના વાંચન પ્રત્યે ભૂખ જન્માવી. અને કુર્આન શરીફ વિશેની ગેર-સમજો દૂર કરવા માટે યુરોપિય મીડિયાના પ્રમાણિક લેખકો અને રીપોર્ટરોએ કુર્આન શરીફ વિશે પોતાના સારા અભિપ્રાયો આપવાનું શરૂ કર્યું.

જેમાં અમેરિકી પ્રખર લેખક અને ધાર્મિક બાબતોના નિષ્ણાંત સ્ટીફન પ્રોથેરોએ એક ઘણુ સારૂ સૂચન કર્યું છે. તેમણે જે લોકો પ્રથમ વખતે કુર્આન શરીફનું વાંચન કરવા માંગતા હોય તેમને કહ્યું કે તમો કુર્આન શરીફના વાંચનનો પ્રારંભ સૌપ્રથમ સૂરએ ફાતિહાથી કરો. ત્યારબાદ ત્રીસમા સિપારાની નાની નાની સૂરતો પઢતા પઢતા મોટી સૂરતો તરફ આવો. ત્યારબાદ દરમ્યાની અરસામાં અંબિયાએ કિરામ અલયહિમુસ્સલામના કિસ્સાઓ અને તેમના જીવનચરિત્રનું સારી રીતે વાંચન કરો. ત્યારબાદ છેલ્લે કુર્આન શરીફની શરૂની મોટી મોટી સૂરતો પઢતા પઢતા ઈસ્લામી શરઈ અહકામનું વાંચન શરૂ કરો. આ પ્રમાણે કુર્આન શરીફની તઅલીમાત સમજવામાં આસાની રહેશે.

બીજા એક પ્રખર વિદ્વાન એમોરી યુનિવર્સિટીના મધ્યપૂર્વના રિસર્ચ વિભાગના વડા ગોર્ડન ન્યુબી યુરોપવાસીઓને જણાવે છે કે, ''કુર્આન શરીફમાં હઝરત મૂસા (અલ.)નું વર્ણન ૧૩૦ વખત અને હઝરત ઈસા (અલ.)નું વર્ણન સો (૧૦૦)થી વધારે વખત આવ્યુ છે. જ્યારે કે હઝરત મરયમ (અલ.)નું વર્ણન બાઈબલના નવા કરારથી પણ વધારે વખત છે. જ્યારે હઝરત મુહમ્મદ (સલ.)નું નામ ફકત ચાર વખતે આવ્યુ છે. કુર્આન શરીફ તૌહિદ (એકેશ્વરવાદ)ની છેલ્લી કિતાબ છે. અને હઝરત મુહમ્મદ (સલ.) પયગમ્બરોના સિલસિલાની છેલ્લી કડી છે. ઈસ્લામના અકીદાઓ અને શિક્ષણ સમજવા તથા સમજાવવામાં ઘણા સરળ છે. ઈસ્લામનો કલિમો (તવહિદનું શિક્ષણ) બાળકના જન્મની સાથે તેના કાનમાં પડે છે. અને મૌતના સમયે પણ તેની જુબાનથી આ જ કલિમો નિકળે છે.

કુર્આન શરીફ વિશેની યુરાપિય વિદ્વાનોની આ જાણકારી અમેરિકી જર્નાલિસ્ટ બ્રેટ બિકનરે પોતાની એક તાજી રિપોર્ટમાં ભેગી કરી છે. શ્રી બિકનરની આ રિપોર્ટ અમેરિકી ન્યુઝ નેટવર્ક ધી સ્ટાર (એન્સ્ટન સ્ટાર) માટે તૈયાર કરી હતી.

પ્રખ્યાત સંશોધક શ્રીમતિ કેરેન આર્મસ્ટ્રોંગના હવાલાથી પણ અમૂક જાણવા લાયક વાતો નકલ કરી છે. તથા પોતાના વ્યકિતગત વાંચન અને અનુભવોના આધારે પણ ઘણુ બધુ લખ્યુ છે.

જેમકે આ લખાણ કે યહૂદી અને ખ્રિસ્તી ધર્મપુસ્તકો પણ અલ્લાહપાક તરફથી ઉતર્યા હતા. પરંતુ સમય પસાર થતા તેમાં ફેરફાર થતો ગયો. પરંતુ કુર્આન શરીફ આજે પણ તે જ શબ્દોમાં સંપૂર્ણ સુરક્ષિત છે, જે હાલતમાં તે ઉતર્યુ હતું. ત્યારબાદ લખે છે કે, આકાશી પુસ્તકોના અનુવાદો કરવા માનવીય દિમાગની ઉપજ છે. કુર્આન શરીફનું ફકત અરબી મતન (*Texts*) જ ભરોસાપાત્ર સમજવામાં આવે છે.

***(Anstonstar.com / bratbickner.bickner@yahoo.com)***

એમનો કહેવાનો આશય એ છે કે, બાઈબલના જુના કરાર તથા નવા કરાર (તૌરાત–ઈન્જિલ)નું શિક્ષણ અને કાયદાઓ એટલા માટે બદલાય ગયા કે તેમની અસલ ભાષા છોડીને તેમાં વિવિધ ભાષાંતરો થતા રહ્યા. ત્યાં સુધી કે ભાષાંતરો જ બાકી રહ્યા અને આજે અસલ બાઈબલનું અસ્તિત્વ જ બાકી રહ્યુ નથી.

ઈન્ટરનેટ ઉપર આ બધા લખાણો ફ્લોરિડાના પાદરીની કુર્આન શરીફ વિરૂધ્ધ ટિપ્પણી અને તેને સગળાવવાની ધમકીના અનુસંધાનમાં જ લખવામાં આવ્યા છે. જે આ વાત દર્શાવે છે કે, મુસ્લિમોની પોતાની દઅવતની ઝુંબેશમાં સુસ્તી તથા કુર્આન શ. ઉપર અમલ કરવાની કમઝોરી છતાં અલ્લાહપાક પોતાના વાયદાનુસાર કે, ''હમોએ જ કુર્આન શરીફ ઉતાર્યુ અને હમો જ તેની સુરક્ષા કરવાના છીએ.'' હમો દુશ્મનોને જાણી જોઈને આ પ્રમાણે ધમકીઓ આપવા તૈયાર કરીએ છીએ. જેથી કુર્આન શ.ની અસલ હકીકત



અને પાક-પવિત્ર તઅલીમ માનવજગત સુધી પહોંચાડીએ. કારણકે જેમને કુર્આન શરીફની તઅલીમ સમસ્ત માનવજગત સુધી પહોંચાડવાના જવાબદાર બનાવ્યા છે, તે આ જવાબદારી સારી રીતે બજાવતા નથી.

બીજા પણ ઘણા યુરોપિયન વિદ્વાનોએ કુર્આન શરીફના વાંચન પછી પોતાના અભિપ્રાયો દર્શાવ્યા છે. તેમાંથી થોડાક રજુ કરૂં છું.

''કુર્આન એક સરળ અને બધાની સમજમાં આવે તેવો ગ્રંથ છે. આ ગ્રંથ એવા સમયે દુનિયામાં પ્રસ્તુત કરવામાં આવ્યો, જ્યારે કે ચારે તરફ વિભિન્ન પ્રકારની પથભ્રષ્ટતાઓ ફેલાયેલ હતી. માનવતા, સજ્જનતા તેમજ સંસ્કૃતિ અને સભ્યતાને કોઈ જાણતું ન હતું. બધી બાજુ અશાંતિ અને બેચેની વ્યાપ્ત હતી. કુર્આને પોતાના શિક્ષણથી મનુષ્યોના હૃદયોમાં પ્રેમભાવનાઓ ઉત્પન્ન કરી. અને દુનિયાની કાયાપલટ કરી દીધી. બેચેની અને અશાંતિની જગ્યાએ શાંતિ અને સુરક્ષાનો અપાર સમુદ્ર લહેરાવી દીધો. અત્યાચાર અને અતિરેક, નિષ્ઠા અને પ્રેમમાં બદલાઈ ગયા. તેમજ પથભ્રષ્ટ લોકો સન્માર્ગ ઉપર આવી ગયા.''

***(Thomas Carlyle, The Popular Religion of the world)***

''ગર્ભના વિકાસની પરિસ્થિતિઓ વિશે કુર્આનની વ્યાખ્યા પૂર્ણરૂપે આધુનિક જાણકારી અનુસાર છે. અને કુર્આનમાં એક પણ કથન એવું નથી, જેના ઉપર આધુનિક વિજ્ઞાન સમાલોચના (ટિપ્પણી) કરી શકે.'' ***(Maurice Bucaille, The Bible, The Koran and Science, 1981 p.205)***

''કુર્આનની શિક્ષાઓ ખૂબ સરળ, સહજ અને માનવપ્રકૃતિને અનુકૂળ છે. એક પૂર્વગ્રહયુક્ત વ્યક્તિ પણ તેની શિક્ષાઓમાં કોઈ એવી ત્રુટિ નથી બતાવી શકતો, જે સંસ્કૃતિ અને સભ્યતાના માપદંડથી નીચલી કક્ષાની હોય.''

*(પંડિત શાંતારામ, મુહમ્મદ સાહબકા જીવનચરિત્ર)*

''આ (કુર્આન) અલ્લાહપાક તરફથી અક્ષરસઃ અવતરિત થયું છે, જે જિબ્રઈલ (ફરિશ્તા) દ્વારા હઝરત મુહમ્મદ (સલ.)ને સંભળાવવામાં આવ્યું, અને જેનો પ્રત્યેક શબ્દ પૂર્ણ છે. આ હંમેશાનો ચમત્કાર છે, જે પોતાના અને

અલ્લાહપાકના પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ.)ની સચ્ચાઈનું સાક્ષી છે. તેનો ચમત્કારિક ગુણ આંશિકરૂપે તેની શૈલીમાં છે. જે એટલી પૂર્ણ અને ઉન્નત છે કે, ન તો કોઈ માનવી અને ન જીન્ન આવો એક અધ્યાય તૈયાર કરી શકે છે, જે કુર્આનની નાની-નાની સૂરહની બરાબરી કરી શકે. અને આંશિકરૂપે તે દ્રષ્ટિએ પણ ચમત્કારપૂર્ણ ગ્રંથ છે કે તેની શિક્ષાઓ, તેની ભવિષ્યવાણીઓ અને વિસ્મિત કરી નાખનારી જાણકારીઓ એવી નથી કે મુહમ્મદ (સલ.) જેવા નિરક્ષર વ્યકિત પ્રસ્તુત કરી શકે. ***(H.G. Dorman, Towards Understanding Islam, New York, 1948 p.3)***

‘‘કુર્આનમાં કોઈપણ પ્રકારનું કપટ અને ધાર્મિક ભ્રમણાઓનો કોઈ હસ્તક્ષેપ જોવા મળતો નથી. આ બાબત કુર્આનને બધા મહત્વપૂર્ણ પ્રાચીન ધાર્મિક ગ્રંથોની સરખામણીમાં વિશિષ્ટતા પ્રદાન કરે છે.’’

***(B. C. Bose, Mohammadanism, Calcutta, 1931 p.4)***

‘‘કુર્આન ઈસ્લામનો મૂળ આધાર છે. નીતિશાસ્ત્ર અને વિજ્ઞાનમાં તેનું પ્રભુત્વ એટલું જ છે, જેટલું ધાર્મિક મામલાઓમાં. કુર્આન સર્વોચ્ચ છે. અને સામાન્ય રીતે તેની પ્રવૃત્તિ એટલી સહજ છે કે, કોઈ સંપ્રદાયના વાદ-વિવાદ કે તર્ક-વિતર્ક ઉપર પણ તેને કોઈ આપત્તિ નથી. આ એક નકારી ન શકાય તેવું સત્ય છે કે, કુર્આનનું પ્રત્યેક વાકય આજપર્યંત તે જ સ્થિતિમાં છે, જેવું અલ્લાહપાકના રસૂલ (સલ.)ના યુગમાં હતું. ***(Sir William Muir, The Life of Muhammad, London 1903, Chp. The Coran)***

‘‘કુર્આન એક સંપૂર્ણ જીવન બંધારણ છે. જો તેની શિક્ષાઓ ઉપર અમલ કરવામાં આવે તો એક બુદ્ધિશાળી વ્યક્તિ તે જ સમયે સાંસારિક અને આધ્યાત્મિક ઉન્નતિ પ્રાપ્ત કરી શકે છે.’’

*(પ્રો. હર્બર્ટ વોયલ, એ લેકચર્સ ઓન ઈસ્લામ)*

‘‘કુર્આન જગતમાં સૌથી વધુ વાંચવામાં આવતું પુસ્તક છે. નિઃસંદેહ આ એવો ગ્રંથ છે, જેને સૌથી વધુ કંઠસ્થ કરવામાં આવે છે. અને તે પોતાના માનવાવાળાઓના દૈનિક જીવનને સૌથી અધિક પ્રભાવિત કરનાર ગ્રંથ સિધ્ધ





થયેલ છે.’’ ***(James A. Michener, The Misunderstood Religion, In the Reader's Digest, American Edition, May 1955)***

ડો. મોરીસ બોકાઈ ***(Dr. Maurice Bucaille)*** ફ્રાન્સના એક ખ્રિસ્તી કુટુંબમાં પેદા થયા. તેમણે કુર્આન શરીફ અને વિજ્ઞાન વિશે એક પુસ્તક લખ્યું : **"THE BIBLE, THE QUR'AN AND SCIENCE"**. જેમાં ડો. મોરીસે સાબિત કર્યું છે કે, વિજ્ઞાન વિશે કુર્આન શરીફના બયાનો અને વિવરણો આશ્ચર્યજનક રીતે આધુનિક જાણકારીના અનુરૂપ છે. કુર્આન શરીફ જો કે વૈજ્ઞાનિક યુગથી ઘણા પહેલા ઉતર્યું. પરંતુ પાછલા યુગમાં જાહેર થનાર બધી જ વાસ્તવિક હકીકતો, તથ્યો, પ્રયોગો, જાણકારીઓ અને તેમના વૈજ્ઞાનિક વિશ્લેષણોનું તેમાં સચોટ વર્ણન હોવુ આ વાતની સ્પષ્ટ સાબિતી છે કે કુર્આન શરીફ એક મહાન શક્તિશાળી અને મહાન જાણકાર અલ્લાહ તઆલા તરફથી છે. તે કોઈ માનવકૃતિ નથી.

ડો. મોરીસના કહેવા મુજબ એક સામાન્ય અંદાજ પ્રમાણે કુર્આન શરીફની ૪૦ આયતોનો સબંધ ખગોળશાસ્ત્રથી છે. જેમાં આકાશ, સૂર્ય, ચંદ્ર તેમના ભ્રમણ, ધ્રુવ, રાત-દિવસનું લગાતાર નિયમસર આવવુ-જવુ, પૂર્વ અને પશ્ચિમનો સૂર્યોદય તથા સૂર્યાસ્તથી સબંધ, આકાશોની રચના, સૃષ્ટિની વિશાળતા, અંતરિક્ષ વિશેની માહિતી, ધરતી, પાણી, મહાસાગરો, ધરતીનો આકાર, ઉંચાણ, નીચાણ, પહાડો, ખડકો, વરસાદ, વિજળીની ચમક, ગાજવીજ, છાંયો તથા વનસ્પતિ જગતની માહિતી, જીવન આરંભ, વનસ્પતિની વૃધ્ધિ અને ઉછેરમાં નર અને માદાનું હોવુ, પશુ જગતનું વર્ણન, મધમાખી, પક્ષીઓ, કરોડીયા, પશુઓના દૂધના વિવિધ અંશોના મિશ્રણનું વર્ણન (લોહી અને છાણથી શુધ્ધ રહી) સ્ત્રીના ગર્ભાશયમાં બાળકનો તબક્કાવાર ઉછેર, પુરૂષના વિર્યની પ્રારંભિક માહિતી, માસિક અવસ્થાના નિયમો, તલાક પામેલ સ્ત્રીઓની ઈદ્દત વિશેના કાયદાઓ વગેરે આધુનિક વિજ્ઞાનથી વધુ નજીક છે.

પોતાના કુર્આન શરીફ વિષેના મહાનિબંધમાં ડો. કેથમોર લખે છે કે,

મહાન વૈજ્ઞાનિક ડો. સ્પીલનઝીનીએ અઢારમી સદીમાં પોતાના સતત પ્રયોગો દ્વારા સાબિત કર્યું કે, સ્ત્રી અને પુરૂષના યૌની પ્રજનન તત્વોનું એકબીજામાં મિશ્રણ ન થાય ત્યાં સુધી બાળકનો જીવ વિકાસ અપ્રાપ્ત છે.

કુર્આન શરીફ સ્પીલનઝીનીથી અગ્યારસો (૧૧૦૦) વર્ષ પહેલા મિશ્રણ વિર્યનો ઉલ્લેખ કર્યો અને બતાવ્યું કે, સ્ત્રી–પુરૂષના વિર્યોના મિશ્રણથી સંતાન પ્રાપ્તિ થાય છે.

ડો. કેથમોરનું કહેવું છે કે કુર્આન શરીફની આયતો અને હઝ. મુહમ્મદ (સલ.)ના અમુક આદેશો ધર્મ અને વિજ્ઞાન દરમ્યાન વર્ષોથી ચાલતા સંઘર્ષ અને વૈમનસ્ય દૂર કરવામાં ઘણા જ સહાયરૂપ પુરવાર થઈ શકે છે.

સર આર્થર કૈથ એક અંગ્રેજ વિદ્વાન છે. તેમણે પોતાના પુસ્તક (માનવ પ્રગતિ વિશે નવો દ્રષ્ટિકોણ)માં ઈજીપ્તના પુરાણા ઈતિહાસનું વર્ણન કરતા લખ્યુ છે કે, ઇસ્લામી યુગમાં ઈજીપ્તને મુસ્લિમોની તલવારે નહીં, બલ્કે કુર્આન શરીફે ફતેહ કર્યું છે. ઈજીપ્તનો ઈતિહાસ જગતના સૌથી પુરાણા ઈતિહાસમાંથી છે, જ્યાં લાંબા સમય સુધી ગ્રીકો, ઈરાનીઓ અને રોમનોનો કબ્ઝો રહ્યો છે. ઈસ્લામ પૂર્વે લગાતાર ચારસો વર્ષ ખ્રિસ્તી રાજાઓની હુકૂમત હતી, પરંતુ આ હુકૂમતોના લાંબા ગાળામાં ફકત રાજકીય જીત જ પ્રાપ્ત થઈ. ઈજીપ્તના ધર્મ અને સંસ્કૃતિમાં કોઈ ફેરફાર ન આવી શકયો. પરંતુ સાતમી સદીમાં મુસ્લિમોનો પ્રવેશ બિલ્કુલ અનોખો હતો. ઈસ્લામ પહેલા ઈજીપ્તની ભાષા કિબ્તી હતી. હવે તેની ભાષા અરબી થઈ ગઈ. તેમનો સમાજ શિર્ક અને દેવી દેવતાની પરંપરાવાળો હતો. હવે સંપૂર્ણ તૌહિદવાળી સંસ્કૃતિ થઈ ગઈ. (નાઈલ નદી, જે દર વર્ષે એક સૌંદર્યવાન યુવતીની ભેટ ચઢાવવા બાદ જ વહેતી, હવે હઝરત ઉમર રદી.ની તૌહિદ-વાળી ચીટ્ઠી બાદ હંમેશા માટે વહેતી થઈ ગઈ.) કુર્આન શરીફે ઈજીપ્તવાસી-ઓની ધાર્મિક માન્યતાઓ, સામાજિક, સાંસ્કૃતિક વિચારો અને દ્રષ્ટિકોણ સુધ્ધાં બદલી નાખ્યા.

શ્રી બોસોર્થ સ્મિથ લખે છે કે, આપણી પાસે એક કિતાબ (કુર્આન



શરીફ) છે. જે પોતાના અસલી તથા સુરક્ષિત હોવામાં બિલ્કુલ અનોખી છે. તેના સાચા હોવામાં કોઈ અકલમંદ માણસ શંકા કરી શકતો નથી. ***(Bosworth op. cilp. 22)*** આ જ પ્રમાણે પ્રો. આર્નલ્ડે પોતાના પુસ્તક ***(Islami faith p.9)***માં અને પ્રો. ફિલિપ હિટ્ટીએ ***(History of the Arabs, p.123)***માં કુર્આન શરીફ વિષે વિચારો વ્યકત કર્યા છે.

કુર્આન શરીફની સાથે અરબી ભાષા પણ સંપૂર્ણ સુરક્ષિત છે, જ્યારે તૌરાત અને બાઈબલની અસલ ભાષા પણ સુરક્ષિત નથી. ખ્રિસ્તીઓ પાસે બાઈબલના નામે (૧) મત્તા (૨) મુરક્કસ (૩) લૌકા અને (૪) યોહન્ના. ચાર અજાણી વ્યક્તિઓના સંપાદિત કરેલ પુસ્તકો છે. ન કે તે બાઈબલ, જે હઝરત ઈસા અલયહિસ્સલામ ઉપર ઉતર્યું હતું. આ ચારેવ બાઈબલો પણ ઘણા વાક્યો અને ઈબારતોમાં એકબીજાથી વિરોધાભાસ દર્શાવે છે. વધુ આશ્ચર્યજનક વાત એ છે કે, આ ચારેવ બાઈબલો ઉપર ખ્રિસ્તીઓના કટ્ટર દુશ્મન સેન્ટપોલના શિર્કવાળા વિચારોને ઠોકી બેસાડવામાં આવ્યા છે. જેણે યહૂદી હોવા છતાં ઢોંગ કરી ખ્રિસ્તી હોવાનો દાવો કરી ખ્રિસ્તી ધર્મને જડમૂળમાંથી જ બદલી નાંખ્યો.

બાઈબલના **(Texts)**માં ફેરફાર તથા થોડા અંતરે નાની-મોટી બ્રેકેટો (કૌંસ)નું હોવું, અંગ્રેજી તથા ઉર્દૂ અનુવાદમાં અલગ-અલગ કૌંસ તથા ગ્રિક ભાષામાં લખાયેલ, પરંતુ લંડન અને જર્મનીમાં છપાયેલ **(Texts)**માં ફેરફાર અને દરેક નવી બાઈબલમાં પુરાણા હિબ્રુ અને ગ્રિક **(Texts)**ને ગલત સાબિત કરવું, વગેરે વિરોધાભાસોની હારમાળા એક ખ્રિસ્તીને પોતાના ધર્મપુસ્તક વિશે શંકાના વમળમાં નાંખી દે છે.

બાઈબલની સૌથી પુરાણી કૃતિ યુનાની ભાષામાં છે. તે હઝરત ઈસા અલયહિસ્સલામના સમયની બાઈબલ નથી. કારણકે યુનાની ભાષા હઝરત ઈસા અલયહિસ્સલામની પોતાની ભાષા જ ન હતી.

તૌરાત અને બાઈબલ બન્નેવ હઝ. મૂસા (અલૈ.) અને હઝ. ઈસા (અલૈ.)ના સમય બાદ એક લાંબી મુદતે ફક્ત યાદશકિતને આધારે સંપાદિત

કરવામાં આવી. અને સેંકડો વર્ષો સુધી યહૂદી અને ખ્રિસ્તી ધાર્મિક વિદ્વાનો તરફથી ફેરફાર અને રદ્દોબદલ થતી રહિ. જ્યારે કુર્આન શ. આપ (સલ.)ના યુગમાં જ સંપૂર્ણ રીતે સુરક્ષિત શકલમાં લખવામાં આવ્યું. અને એના લખનાર સહાબાએ કિરામ તેને સંપૂર્ણ રીતે મોઢે પણ યાદ કરી ચૂકયા હતા. આ પ્રમાણે બે પ્રકારથી (લેખિત તથા મૌખિક) કુર્આન શરીફની હિફાઝતનો આસ્માની બંદોબસ્ત કરવામાં આવ્યો. જેને એક યુરાપીય વિદ્વાને ડબલ ચેકીંગની વ્યવસ્થા તરીકે સંબોધ્યું છે. આ વ્યવસ્થા ઘણી જ ચીવટ અને મહેનત સાથે લગાતાર જારી રહિ. સમગ્ર મુસ્લિમ જગતમાં એક પેઢીથી બીજી પેઢીના લાખો માણસો દરરોજ સવાર-સાંજ કુર્આન શરીફને મૌખિક તથા લેખિત રીતે યાદ કરવામાં મશ્ગુલ રહ્યા. આ અમલ લગાતાર જારી હતો કે (૧૯મી સદીમાં) પ્રેસનો યુગ આવી ગયો, પરંતુ કુર્આનને મોઢે યાદ કરવાનો સિલસિલો પ્રેસને લઈને બંધ નથી થયો, બલ્કે પાછલી સદીઓના પ્રમાણમાં હાફિઝોની સંખ્યામાં ઘણો મોટો વધારો થયો છે.

કુર્આન શરીફના વિરોધીઓ ગમે તેવા ષડયંત્રો રચે, કુર્આન શરીફને તેનાથી કોઈ આંચ આવી શકવાની નથી. ચૌદસો વર્ષના ઈતિહાસમાં કુર્આન શરીફની ઘણી તૌહિનો થઈ, ઘણા કાવત્રા થયા, નુબૂવ્વતના જૂઠા દાવેદારોએ કુર્આન શરીફની નકલો કરી.

અરબના પ્રખ્યાત શાયર અને મહાન સાહિત્યકાર ઈબ્ને મુકફફઅ છ મહિનાની લગાતાર કોશિષ પછી હિંમત હારી ગયો કે, ખુદાની કસમ ! હું આ પવિત્ર કુર્આન શરીફ જેવું એક વાક્ય પણ હરગીઝ નથી બનાવી શકતો.

માટે, મુસ્લિમોએ હિંમત હારવાની જરૂર નથી. કુર્આન શરીફે આજે પણ યુરોપ અને અમેરિકાના લોકોના દિલ જીતી લીધા છે. તેના વાંચકવર્ગની સંખ્યા દિવસે દિવસે વધી રહિ છે. લોકો ઈસ્લામમાં દાખલ થઈ રહ્યા છે. કુર્આન શરીફે લોહચુંબકીય રીતે તેમને પોતાના તરફ આકર્ષી રહ્યું છે. અને ખુદાઈ ચેલેન્જ આજે પણ બાકી છે. ''બેશક, અમે જ આ કુર્આન ઉતાર્યું છે, અને અમે જ તેના રક્ષક છીએ.''



## માનવજગત ઉપર આપના મહાન ઉપકારો

## માનવજગતને શું આપ્યું ?

વિક્રમ સંવત ૬૨૮ જેઠ એકમ, ઈ.સ. ૫૭૧, ૨૨મી એપ્રિલ, અર્થાત્ ૯ રબીઉલ અવ્વલના દિવસે જ્યારે આપ (સલ.)નો જન્મ થયો ત્યારે ફકત મૂર્તિપૂજા, મદિરાપાન, જુગાર અને બાળહત્યા જેવી સમસ્યાઓ જ ન હતી, બલ્કે આપ (સલ.)ના જન્મ સમયે સમસ્યાઓનો તોટો જ ન હતો, તેમજ આ સમસ્યાઓ કોઈ એક કૌમ તથા રાષ્ટ્રની પણ ન હતી, બલ્કે સમગ્ર વિશ્વ અને સમગ્ર માનવજાતની હતી. સમસ્યા એ હતી કે માનવજાતની નૌકાને કિનારા સુધી પહોંચાડવામાં આવે.

એક કમજોર, નિર્બળ, પાગલ દર્દી જો તોફાને ચઢે તો આખા મહોલ્લાની ઊંઘ હરામ કરી શકતો હોય, તો આખી માનવજાત જ્યારે ખંડનાત્મક પ્રવૃત્તિમાં લાગેલી હોય તો પરિસ્થિતિ શું હશે તે જોવા માટે તત્કાલીન સભ્યતાઓનો અભ્યાસ કરી લેવો પૂરતો છે. લંબાણના કારણે અત્રે માત્ર રોમન ઈતિહાસની એક ઝલક રજૂ કરીએ છીએ. એ રોમન એમ્પાયર જેની સુસભ્યતા અને સુવ્યવસ્થાના આજે પણ ગુણગાન ગવાય છે. યુરોપના ઈતિહાસકાર 'લેકી' પોતાની કૃતિ ''હિસ્ટ્રી ઓફ ધ યુરોપિયન મોરલ્સ'' માં લખે છે કે, રોમવાસીઓ માટે સૌથી વધારે દિલચશ્પ, રોચક અને મસ્તીભર્યુ દૃશ્ય તે હતું, કે એકબીજા સાથે તલવારની લડાઈ અથવા ખૂંખાર પ્રાણીઓની લડાઈમાં હારી ગયેલ અને ઘાયલ થયેલ 'ગ્લેડીયેટર'ની જાન નીકળતી હોય, અને તે તરફડીયાં મારતો હોય, રોમના માલદાર પ્રેક્ષકો આ બિહામણું દૃશ્ય જોવા પડાપડી કરતા અને ચિચિયારીઓ પાડતા હતા. પ્રેક્ષકો એટલી મસ્તીમાં આવી જતા કે પોલીસ માટે પણ તેમને અંકુશમાં રાખવાનુ સરળ ન રહેતું. આ તો માત્ર દાખલા ખાતર લખ્યું છે, ઓછે વત્તે અંશે સમગ્ર વિશ્વની આવી જ દુર્દશા હતી. સ્વરૂપો જુદા હશે, પણ તત્વો સમાન હતા.

આવી વિકૃતિઓને રોકવા ઘણા સુધારણાલક્ષી પ્રયત્નો થયા. પરંતુ

બધા જ નિષ્ફળ, કારણ કે માનવજાતની આખી વિચારધારા જ બદલાઈ ચૂકી હતી. માણસ માણસ તરીકે મટી ચૂકયો હતો. જાણે માનવી વિરૂદ્ધ માનવીએ જ અલ્લાહપાકના દરબારમાં વિરોધમત નોંધાવ્યો હતો.

આવી ચિંતાજનક પરિસ્થિતિમાં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નું આગમન થયું. અને આપે એવી શિક્ષાઓ, આદેશો તથા ઉપદેશો આપ્યા, જેણે સમગ્ર વિશ્વ તેમજ સમસ્ત માનવજાતને નવું જીવન, નવો ઉત્સાહ, નવી શક્તિ, નવું માન-સન્માન અને નવી દિશા પ્રદાન કરી. તેના પ્રતાપે માનવતા, સુસભ્યતા, જ્ઞાન-વિજ્ઞાન, સત્ય તથા પ્રેમ અને નવ-નિર્માણના એક નૂતન યુગનો પ્રારંભ થયો.

## ❊ મહાન ઉપકારો ❊

પ્યારા આકા હઝરત મુહમ્મદ (સલ.)નું આ ફાની દુન્યામાં આગમન માનવ જગતને દરેક પ્રકારની અને દરેક ક્ષેત્રે પહોંચતી તકલીફો, મુસીબતો અને પરેશાનીઓથી છૂટકારો આપવા માટે જ હતું. અને એટલા જ માટે કુર્આન શરીફમાં આપ (અલયહિસ્સલામ)ના વિશેષણો દર્શાવતા ખાસ વિશેષણ (માનવ સમાજને બધા જ બંધનોથી મૂકિત અપાવવા)ને મહત્વ આપવાની સાથે આપ (સલ.)ને સઘળા જગતો માટે રહમત બનાવી મોકલવાનું એલાન પણ કરવામાં આવ્યું.

આપ (અલયહિસ્સલામ)એ સૌપ્રથમ માનવીને પોતાના સર્જનહારની ઓળખ આપી કે તે જ સર્વશકિતમાન છે. નફો-નુકસાન, જીવન-મરણ, અમીરી-ગરીબી, સન્માન-અપમાન વગેરે તેના જ કબજામાં છે. તે સમગ્ર સૃષ્ટિનો અન્નદાતા છે. તેને તમો જીવનની પ્રત્યેક પળે પોકારી શકો છો.

આપના આ શિક્ષણની એ અસર થઈ કે તે ધર્મો અને સંપ્રદાયો જેમના મૂળમાં એકેશ્વરવાદ (તૌહિદ) નહતો, અને સૃષ્ટિના સર્જક સિવાય અન્યને પણ જે લોકો પોતાના કર્તા સમજતા હતા, તેઓ તૌહિદને માનતા થઈ ગયા.

આપણા દેશ ભારત ઉપર પણ આ શિક્ષણની અસર થઈ. ડોકટર



તારાચંદ તથા ડોકટર પાનીકરે પણ આ હકીકતનો સ્વીકાર કર્યો છે.

***(Influence of Islam on Indian Culture - A Survey of Indian History)***

સાથે સાથે આ વાત પણ સ્પષ્ટ કરી કે જગતની સમગ્ર વસ્તુઓ ધરતી, આકાશ, સૂર્ય, ચંદ્ર, નદીઓ અને મહાસાગરો વગેરે માનવજાતના હિત અને વપરાશ માટે છે. એટલા જ માટે ખાવા-પીવા, મકાન, કપડાં, લગ્ન-વિવાહ, રોજી-રોટી કમાવી વગેરે જીવન જરૂરિયાતની પ્રત્યેક વસ્તુ (અમુક અપવાદ સિવાય) વાપરવાનો આદેશ આપ્યો. માનવીને સમગ્ર જાતિઓ ઉપર શ્રેષ્ઠતા આપી અને સમજાવ્યું કે તું ફકત પોતાના માલિકની યાદ અને ઈબાદત માટે જ સર્જવામાં આવ્યો છે. અને તેના માટે સમાજથી વિખૂટા પડી સન્યાસી જીવન વિતાવવાની જરૂરત નથી, બલ્કે પોતાના જીવનના સઘળા પ્રસંગોમાં તેના હુકમોનું પાલન કરી તેને પામી શકે છે. ધર્મ અને સમાજ ભેગા મળીને જ માનવ જીવન સંપૂર્ણ બને છે.

આપે ધાર્મિક, રાજકીય અને સાંસ્કૃતિક દૃષ્ટિએ માનવીની આઝાદી અને માનવ હક્કોના રક્ષણનો ખાસ ખ્યાલ રાખ્યો, અને સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું કે મને કાળા-ગોરા, આરબ-બિન આરબ, દરેક માટે માર્ગદર્શક બનાવી મોકલવામાં આવ્યો છે. અને હું સાક્ષી આપુ છું કે, સઘળા મનુષ્યો ભાઈ-ભાઈ છે. શ્રેષ્ઠતાનો આધાર સદ્‌વર્તાવ, સંયમ, સદાચાર, અને અલ્લાહ તબારક વ તઆલાની યાદ (સ્મરણ)માં જ છે. ઈસ્લામ સમગ્ર માનવજાતનો સામુહિક અધિકાર અને સહિયારી પૂંજી છે. તે કોઈ કૌમ, રાષ્ટ્ર કે યુગ પૂરતો મર્યાદિત નથી.

આપ (સલ.)ની આ સમાનતા અને બંધુત્વ ભાવનાવાળી તઅલીમના જ કારણે ઈસ્લામી ઈતિહાસની આશ્ચર્યજનક કહાણી છે કે જેટલા મહાન ધાર્મિક, ઐતિહાસિક, તર્કશાસ્ત્ર, વ્યાકરણ, વિજ્ઞાન, તત્વજ્ઞાન અને ફિલોસોફીના કુશળ અને અનુભવી આલિમો તથા વિદ્વાનો થયા, તે વધુ પ્રમાણમાં આરબો સિવાય બીજી કૌમોમાંથી જ થયા.

શ્રીમતી સરોજીની નાયડુ ઈસ્લામી ભાઈચારા અને બંધુત્વની

ભાવનાનો ખુલ્લા મનથી સ્વીકાર કરતાં લખે છે કે, ઈસ્લામ પ્રથમ ધર્મ છે, જેણે સાચા અર્થમાં લોકશાહિનો પ્રચાર કરી તેને વ્યવહારિક સ્વરૂપ આપ્યું. મેં નમાઝ વગેરે બાબતોમાં મેહસુસ કર્યુ કે ઈસ્લામ આચરણથી એક માનવીને બીજાનો ભાઈ બનાવે છે.

માલકમ એકસ (Malcolm-X) પણ મુસ્લિમ સમાજ વિષે કહે છે કે, અગિયાર વર્ષ સુધી મેં એક જ પ્લેટમાં ખાધું. અને એક જ ગ્લાસમાં મુસ્લિમો સાથે પાણી પીધું. અસ્પૃશ્યતાનું ઈસ્લામી ડિક્ષનરીમાં નામ જ નથી.

આ પ્રમાણે આપ (સલ.)એ સંકૃચિત વિચારો, વાદો અને જુથોમાં સબડતા સમાજમાં રંગ રૂપ, નાતજાત, ઊંચ-નીચ, વર્ણભેદ, રાષ્ટ્ર તથા ભાષાના ભેદો મિટાવી સર્વેને ભાઈ-ભાઈ બનાવી, પૃથ્વીના પાલનહારનો પાલવ પકડાવ્યો અને માનવ આત્માને આધ્યાત્મિક પ્રકાશ, પવિત્રતા અને અનેરી ક્રાંતિનું માધ્યમ હોવાનો પરિચય આપ્યો.

આપે દર્શાવ્યું કે માણસ જન્મથી કોરી સ્લેટ છે. તે પોતાના કાર્યોથી સ્વર્ગ કે નર્ક નક્કી કરે છે. ભૂલ અને ગુનો માનવજીવનનો એક અંશ છે. પરંતુ ત્યારબાદ પશ્ચાતાપ અને ક્ષમા યાચનાથી તેના પાપ માફ થઈ જાય છે તે જન્મજાત ગુનેહગાર નથી. પાછલા કૃત્યોની સજામાં નવો જન્મ થતો નથી. તે કુદરતની સર્વશ્રેષ્ઠ રચના છે. દરેક વ્યકિતએ પોતાનો હિસાબ આપવાનો છે. કોઈ પણ બીજાનો બોજ ઉઠાવશે નહિં. આખિરત (પરલોક)નું જીવન નિઃસંદેહ છે. ત્યાં સત્ય, જૂઠ દરેક કૃત્યનું ફળ મળશે.

આ માન્યતાઓએ માનવજાતને ઉત્સાહ, વીરતા, સાહસ અને પ્રોત્સાહન આપ્યું. અને અપશુકન, નિરાશા વગેરે આત્મહિન માન્યતાઓથી દૂર રાખી તેનામાં નવો જોશ અને ઉત્તેજના પેદા કરી.

આપે જ્ઞાન-વિજ્ઞાન શીખવાની પ્રેરણા આપી. આપની ઉપર ઉતરનાર પ્રથમ વહિમાં પ્રથમ હુકમ ''જ્ઞાન શીખવાનો'' કરવામાં આવ્યો. કુર્આન શરીફમાં અંદાજે ૨૩ આયતોમાં બુધ્ધિ, ચિંતન મનન અને સમજથી કામ



કરવાનો આદેશ આપવામાં આવ્યો છે. જેના કારણે માનવજીવનમાં ક્રાંતિ આવી અને માનવબુધ્ધિએ સંશોધનનો પ્રારંભ કર્યો.

પ્રો.બ્રિફાલ્ટ પોતાના પુસ્તક (The Making of Humanity)માં લખે છે કે યુરોપની પ્રગતિનો કોઈ અંશ એવો નથી, જેમાં ઈસ્લામિક સંસ્કૃતિનો ઉપયોગ અને તેની અસર ન હોય.

સ્પેનમાં મુસ્લિમોની જ્ઞાન સંબંધી પ્રગતિના આધારે જ યુરોપમાં વૈજ્ઞાનિક ક્રાંતિ આવી. જો કે યુરોપને તેની ઘણી આકરી કિંમત ચૂકવવી પડી.

યુરોપમાં ધર્મ અને વિજ્ઞાનના વૈમનસ્ય અને વાદ વિવાદની વિગતો ઘણી પ્રખ્યાત છે. જેમાં ચર્ચ તરફથી પોપ અને ધર્મગુરૂઓની અદાલતો કાયમ કરવામાં આવી. વૈજ્ઞાનિકોની ધરપકડ થઈ. ત્રણ લાખ વ્યકિતઓને સજા થઈ જેમાંથી ૩૨ (બત્રીસ) હજારને જીવતા સળગાવી દેવામાં આવ્યા. એમાં પદાર્થ અને ખગોળવિદ્યાના પ્રખર વિદ્વાન Brundeનો પણ સમાવેશ થાય છે. ચર્ચ સમક્ષ તેમનો ફકત આજ અપરાધ હતો કે તે પૃથ્વી સિવાય બીજા ગ્રહો અને વસતીઓને માનતો હતો. આ જ પ્રમાણે મહાન વૈજ્ઞાનિક Glilioને પણ ફકત એટલા માટે જ મોતની સજા ફટકારવામાં આવી કે તે પૃથ્વીને સૂર્યની ચોતરફ ફરવાની માન્યતા ધરાવતો હતો. જો કે પછી ૮૦ વર્ષની ઉમરે ચર્ચમાં જઈ પાદરી સાહેબ સમક્ષ ઘુંટણીએ પડી પોતાની આ વૈજ્ઞાનિક માન્યતાથી માફી માંગવાને લઈ ફાંસીની સજા માફ કરવામાં આવી. અમેરિકી લેખક (Draper)નું પુસ્તક (History of between Religion & Science) આ પ્રમાણેના દસ્તાવેજોથી ભરપૂર છે. જેમાં ચર્ચના અમાનુષિ વર્તનની કહાની વાંચી આજે પણ રૂંવાડા ખડાં થઈ જાય છે.

**Hartwig HirscÔeld** લખે છે કે, કુર્આન શરીફ આકાશ, ધરતી, સામાજિક જીવન, વેપાર ધંધો વગેરે વિભિન્ન પ્રકારના જ્ઞાનોનો ભંડાર છે. તેણે ફકત આરબો જ નહીં બલ્કે યહુદીઓ અને ખ્રિસ્તીઓ માટે પણ પ્રગતિનો માર્ગ મોકળો કર્યો.

ઉપરોકત મહાન ક્રાંતિઓ સાથે આપ (સલ.)એ સામાજિક જીવનમાં

દુશ્મનો પ્રત્યે માફીનો વર્તાવ કરી તેમને સમાજમાં ઉચ્ચ સ્થાન આપ્યું. માં-બાપ, પડોશી, બાળકો ખાસ કરીને છોકરીઓ પ્રત્યે ધ્યાન આપ્યું. સ્ત્રીઓને સમાન હક્કો અપાવ્યા. પતિને પત્ની સાથે માન-પ્રેમ, અને નરમીનો આદેશ આપતા ફરમાવ્યું કે તમારામાં સર્વશ્રેષ્ઠ વ્યકિત તે છે, જે પોતાની પત્ની સાથે સદ્‌વર્તાવથી જીવન ગુજારતો હોય, આપ (સલ.)એ સ્ત્રીને એક પ્રતિષ્ઠિત પુત્રી, એક પવિત્ર પત્ની, અને માનનીય માતાનું સ્થાન આપ્યું, અને કહયું કે, તે ધર્મ, સમાજ, વિજ્ઞાન અને સદાચારી સમાજની રચનામાં પણ ભાગ લઈ શકે છે. ખરીદ-વેચાણ, વારસા વહેંચણી તથા પતિથી છૂટાછેડા થવા તેનું કોઈ સ્થાન ન હતુ, બલ્કે ''પતિ એ જ પરમેશ્વર''ની માન્યતા પ્રચલિત હતી. આપ (સલ.)એ અનાથો, વિધવાઓ, નિરાધારોના હક્કોનું રક્ષણ કર્યુ. બલ્કે મૂંગા પશુ પક્ષીઓ સુધ્ધાંના હક્કો દર્શાવ્યા. સારાંશ કે માનવજીવનનાં પ્રત્યેક પ્રસંગ માટે આપના આદેશો રેકોર્ડ કરેલ છે. તેમાં કોઈ અજ્ઞાનતા કે સંકોચ નથી. આપના જીવનના સઘળા પાસાઓ ખુલ્લા પુસ્તક સમાન સમગ્ર માનવજાતને માર્ગદર્શન આપે છે.

**રહા ઈસસે મહરૂમ આબી ન ખાકી**
**હરી હો ગઈ સારી ખેતી ખુદાકી**

માનવજાત પર આપના ઉપર જણાવેલ ઉપકારો ઘણા બધા છે. અહીં આપણે આપ (સલ.)ના કેટલાક એવા ઉપકારો જોઈશુ કે જે ઉપકારોએ માનવજાતને સ્વસ્થ જીવન તરફ માર્ગદર્શન પુરૂં પાડયુ છે. અને માનવતાના ઉત્થાન તથા પ્રગતિમાં બુનિયાદી અને નેતૃત્વપૂર્ણ ભૂમિકા અદા કરી છે.

## ❊ મહાન ઉપકાર : તૌહિદ ❊

રસૂલુલ્લાહ (સલ.)નો સૌથી મોટો ઉપકાર આ છે કે આપે જગતને તૌહિદ(એકેશ્વરવાદ)નો ઉપહાર આપ્યો. એકેશ્વરવાદ એક શ્રધ્ધાવિષયક બાબત છે. એક વિશ્વાસ છે. આનાથી વિશેષ જીવનદાયક વિશ્વાસ દુનિયાને પહેલા કયારેય નહીં મળ્યો હોય અને ભવિષ્યમાં પણ કયારેય નહીં મળશે. આ મનુષ્ય જેણે સાહિત્ય, દર્શનશાસ્ત્ર અને રાજનીતિમાં કાઠુ





કાઢયુ હતુ. અને અનેક પ્રકારની વૈચારિક તથા ભૌતિક સિધ્ધિ પ્રાપ્ત કરી ચૂકયો હતો, તે માણસ, પોતાનાથી પણ વધારે અસહાય બલકે નિર્જીવ અને કયારેક તો સ્વરચિત વસ્તુઓ સામે માથું ઝુકાવતો હતો. માત્ર પ્રાકૃતિક અને ભૂતપ્રેત જેવી અગોચર (કહેવાતી) શકિતઓ સમક્ષ જ નહીં, બલ્કે કીડા-મકોડા સમક્ષ પણ માથું ઝુકાવતો હતો. તેની આશા અને નિરાશાનું કેન્દ્ર આવી જ તુચ્છ વસ્તુઓ હતી. પરીણામતઃ તે કાલ્પનિક ભયથી ફફડતો રહેતો. અને માનસિક ગૂંચવણોમાં ફસાયેલો રહેતો. રસૂલુલ્લાહ (સલ.)એ તેને શુધ્ધ એકેશ્વરવાદની શિક્ષા આપી, જેથી તે અલ્લાહપાક સિવાય પ્રત્યેક વ્યક્તિ તથા વસ્તુથી સ્વતંત્ર તથા નિર્ભય બની ગયો. એકેશ્વરવાદની રજૂઆતના કારણે તેનું આખુ વિશ્વ જ બદલાઈ ગયું, તે દરેક પ્રકારની ગુલામી તથા ખેંચતાણથી મુકત થઈ ગયો. તે પોતાને વિશ્વનું સર્વશ્રેષ્ઠ અસ્તિત્વ અને માત્ર અલ્લાહપાકને આધીન વ્યક્તિ સમજવા લાગ્યો. આમ ''માનવ ગૌરવ'' જેનાથી સમગ્ર માનવજાત વંચિત થઈ ગઈ હતી, પુનઃ સ્થાપિત થયું.

ઈસ્લામે તૌહિદ(એકેશ્વરવાદ)ની તઅલીમ ને એટલી તાકાતથી વિવિધ દાખલાઓ, કિસ્સાઓ અને બૌદ્ધિક દલીલો સાથે રજૂ કરી કે અન્ય સમાજમાં પણ તેના પડઘા પડયા. ખ્રિસ્તી સમાજમાં પાછલી શતાબ્દી-ઓમાં ત્રિદેવવાદ (ખુદાઈ શક્તિને ત્રણમાં વહેંચવા)ને એકેશ્વરવાદના બીબામાં ઢાળવાના જે પ્રયાસ કરવામાં આવ્યા, તે તેનો ઝળહળતો પુરાવો છે. હિંદુ ધર્મના વિદ્વાનો પણ હિંદુધર્મના બહુદેવવાદને ખેંચીતાણીને એકેશ્વરવાદમાં ખપાવવાનો પ્રયાસ કરે જ છે. આ બધું ઈસ્લામી એકેશ્વરવાદના પ્રતાપે જ શકય બન્યું.

## ❊ માનવજાતની એકતા ❊

આપ (સલ.)નો બીજો ક્રાંતિકારી ઉપકાર ''માનવજાતની એકતા''નો વિચાર છે. આપથી પહેલા (અને આજે પણ) માનવજાત ઊંચ-નીચમાં વહેંચાયેલી હતી. માનવ-માનવ વચ્ચે ભકત-ભગવાન જેવું અંતર હતું.

માનવજાતમાં સમતા કે સમાનતાનો કોઈ ભાવ જ ન હતો. આપ (સલ.)એ ચૌદસો વર્ષ પહેલા એ ક્રાંતિકારી ઘોષણા કરી કે, તમારો માલિક અને સર્જનહાર ફક્ત એક અલ્લાહ તઆલા જ છે. તેના તરફથી સન્માન, ફક્ત અમલથી મળે છે. વંશવેલા કે કુળ-મૂળથી નહીં. ભદ્રતા કર્મ આધારિત છે, જન્મ આધારિત નહીં.

આપનું સમગ્ર જીવન ખુદાના એકત્વ તથા માનવીના એકત્વને સિધ્ધ કરવામાં વીત્યું. અંતિમ હજ વખતે આપે જે પ્રવચન આપ્યું તેમાં સ્પષ્ટ શબ્દોમાં આ બધી હકીકતો આપે દર્શાવી. આ બન્નેવ તે આધારશિલાઓ છે જેના ઉપર માનવજાતની વાસ્તવિક એકતાનો મહેલ ઊભો થાય છે.

જે સમયકાળમાં આ ઘોષણા કરવામાં આવી, તે સમયે દુનિયા તેને સાંભળવાના મૂડમાં ન હતી. દુનિયાવાસીઓ માટે આ એ'લાન ભૂકંપ સમાન હતું. કારણ કે, વિશ્વના વિભિન્ન વર્ગો, વર્ણો અને વંશજોના મનમાં સર્વોપરી હોવાનો ભ્રમ બેસી ગયો હતો. અનેક જાતિઓ તથા રાજાઓ પોતાને સૂર્ય, ચંદ્ર અથવા આકાશના પુત્રો સમજતા હતા, અથવા પોતાને ઈશ્વરનો અવતાર કહેતા હતા. કોઈ એમ કહેતો કે "મારી નસોમાં ઈશ્વરીય લોહિ વહે છે" તો કોઈ એમ કહેતો કે "જગત ઉપર રાજ કરવાનો અધિકાર ઉપરવાળાએ માત્ર અમારા વંશજોને જ આપ્યો છે." આરબો પણ પાછળ ન હતા. તેઓ બિનઆરબોને "અજમી" કહેતા હતા. અર્થાત્ "મૂંગા લોકો." જાણે કે બોલવાની કળા આરબો સિવાય કોઈની પાસે છે જ નહિં. આવા સમયે એમ કહેવું કે બધા માનવીઓ એક જ માતા–પિતાના સંતાન હોવાના લીધે સરખા છે, ભાઈ-ભાઈ છે.કોઈ ઉચો કે નીચો નથી, આ વાસ્તવમાં માનવજાતને એક બહુ મોટી ભેટ તથા માનવજાત ઉપર બહુ મોટો ઉપકાર હતો.

ભારતમાં મુસ્લિમો પોતાની સાથે સૌથી વધુ જે આશ્ચર્યજનક વસ્તુ લાવ્યા તે માનવએકતા અને સમાનતાનો ફીલોસોફી છે, જેનાથી ભારતવંશ અપરિચિત હતું. આ ઐતિહાસિક હકીકતનો સ્વીકાર પ્રથમ વડાપ્રધાન



પંડીત જવાહરલાલ નેહરૂએ પણ કર્યો છે. પંડિતજી લખે છે કે, "ભારતના ઈતિહાસમાં ઉત્તર પશ્ચિમથી આવનાર બાદશાહો વિશેષ કરીને ઈસ્લામ ધર્મને ઘણી મહત્વતા પ્રાપ્ત છે. ઈસ્લામે વર્ણભેદ, જ્ઞાતિભેદ અને અછૂટ-પણું વગેરે સામાજીક બદીઓ આપણા સમક્ષ જાહેર કરી. ઈસ્લામી બંધુત્વ અને સમાનતા જેના ઉપર મુસ્લિમોને દૃઢ વિશ્વાસ અને ઈમાન હતું. આ બાબતોએ હિંદુઓના માનસ ઉપર ઘણી સારી અસરકારક છાપ પાડી. ખાસ કરીને સમાજનો કચડાએલો વર્ગ ઈસ્લામથી ઘણો જ પ્રભાવિત થયો. **(Discovery of India- P. 225)** આ જ પ્રમાણે ડો. તારાચંદે પણ લખ્યું છે : **Society and State the Mughal Period.**

એ જ પ્રમાણે પ્રખ્યાત પ્રોફેસર **(Gibb)** ગિબ વિશ્વ કલ્ચર માટે ઈસ્લામની જરૂરત ઉપર ભાર મૂકતાં લખી છે કે, અલગ અલગ સંપ્રદાયો, વર્ણો અને સમાજો દરમિયાન સમાનતા કાયમ રાખવામાં ઈસ્લામ જેવી ભવ્ય સફળતા કોઈ ધર્મ કે સમાજ મેળવી શકયો નથી. આફ્રિકા, ભારત, ઈન્ડોનેશીયા અને જાપાનના મુસ્લિમ સમાજથી આ વાત ફલિત થાય છે કે ઈસ્લામે કેવી રીતે વિભિન્ન જ્ઞાતિઓ અને તેમના રીતરિવાજો તથા સખ્ત વિરોધાભાસ વિચારધારાઓને પોતાના દામનમાં સમેટી લીધા છે. જો પૂર્વ અને પશ્ચિમની વિશાળ સોસાયટીઓ અને સમાજોમાં દુશ્મની અને નફરતની જગ્યાએ આપસી સુમેળ, મદદ અને બંધુત્વની ભાવના જન્માવવી હોય તો તેના માટે ઈસ્લામની સેવાઓ હાસિલ કરવી જરૂરી છે. ***(H.A.R. Gibb Whither Islam P.379)***

માનવીમાં રંગ, ભાષા, ધર્મ વગેરેના બાહ્ય ફર્ક છતાં જ્યારે તેનું ઐતિહાસિક પરીક્ષણ કરીએ છીએ ત્યારે માલૂમ પડે છે કે, બધી જ માનવ નસ્લો એક માં-બાપની ઔલાદ અને સુપુત્રો છે. આ જ વાતનું કુર્આન શરીફમાં આ શબ્દોમાં વર્ણન કરવામાં આવે છે : "હે લોકો ! પોતાના પાલનહારથી ડરતા રહો, કે જેણે તમને એક વ્યકિતથી પેદા કર્યા. અને તેનાથી તેમનું જોડું (પત્ની) પેદા કર્યું અને (પછી) તે બન્નેવથી ઘણાં

પુરૂષો અને સ્ત્રીઓને જગતમાં ફેલાવ્યા.''

આ જ વાત હઝરત મુહમ્મદ (સલ.)એ આ પ્રમાણે કરી કે, હે લોકો ! તમો સૌ આદમની ઔલાદ છો. અને આદમ માટીથી પેદા કરવામાં આવ્યા. એક મોકા ઉપર સંબોધન કરતા કહ્યું કે, હે લોકો ! તમારો પાલનહાર (રબ) પણ એક છે, અને તમારા બાપ પણ એક છે.

માનવએકતાનો આ ખ્યાલ દરેક માનવીના દિલમાં બીજા પ્રત્યે પ્રેમ અને ભલાઈનો જઝબો પેદા કરે છે. તે સમગ્ર માનવજાતિને એક પરિવાર સમજે છે. એક હદીષ શરીફમાં કહ્યું છે કે, સમગ્ર સૃષ્ટિની પ્રત્યેક સજીવ વસ્તુ અલ્લાહપાકનો પરિવાર છે. બધા લોકોમાં અલ્લાહપાકને સૌથી પ્રિય તે વ્યકિત છે, જે તેના કુટુંબ સાથે સદ્‌વર્તાવ કરે.

માનવજાતની આ એકતા અને એક જ પરિવારના સભ્ય હોવાથી હકીકત જેનો ઈસ્લામે ૧૪૦૦ વર્ષ પહેલાં સ્વીકાર કર્યો હતો. તે હાલની વૈજ્ઞાનિક માહિતીથી સંપૂર્ણ રીતે સાબિત થાય છે. DNA રિપોર્ટથી એક અમેરીકી (Geneticists) ટીમે પ્રથમ માતાને (First Women) શોધી કાઢી છે. અમેરીકાની બર્કલે યુનિવર્સિટીની લેબોરેટરીમાં ૧૪૭ ગર્ભવતી સ્ત્રીઓના (Placentas) ગર્ભકોષ લઈ લાંબા પ્રયોગો અને રીસર્ચના આધારે પ્રથમ માતાની શોધ સાથે આ પણ સાબિત કર્યું કે માનવી માનવી વચ્ચેનો જાહેર તફાવત રંગ, ભાષા વગેરેનું કોઈ મહત્વ નથી. બર્કલેની (Geneticists) ટીમ સિવાય એમોરી યુનિવર્સિટીની ટીમે પણ આ બાબતે વધુ તહકીક કરી, એ પણ સાબિત કર્યું કે આ પ્રથમ માતા એશિયન હોવાની શક્યતા વધુ લાગે છે.

## ❊ માનવીનો આદર, સુરક્ષા, ગૌરવ ❊

માનવજાત પર આપનો ત્રીજો ઉપકાર માનવજાત પ્રત્યે આદરની ભાવના જગાડવાનો છે. જે સમયે ઈસ્લામનું આગમન થયું તે વખતે મનુષ્યથી અધિક તુચ્છ કોઈ ન હતું. માનવીનુ અસ્તિત્વ મૂલ્યવિહિન બની ગયુ હતું. પ્રાણીઓ અથવા વૃક્ષોને (જેમની સાથે શ્રધ્ધાના સંબંધો સ્થપાય



જતા) મનુષ્યથી વધારે કીંમતી અને સુરક્ષાપાત્ર સમજવામાં આવતા હતા. આપ (સલ.)એ મનુષ્યને એટલી ઉચ્ચતા અર્પણ કરી કે, તેનાથી ઉપર માત્ર અલ્લાહપાકની જાત (સૃષ્ટિનો સર્જક) જ રહિ જવા પામી હતી. ઈસ્લામે સાફ શબ્દોમાં કહ્યું કે આ જગત માનવી માટે સર્જવામાં આવ્યુ છે, અને માનવીને ખુદાની ઈબાદત માટે. એનાથી વધારે માનવીનું મહત્વ શું હશે કે આપ (સલ.)એ સ્પષ્ટ રીતે કહ્યું કે ''સમગ્ર વિશ્વ અલ્લાહનું કુટુંબ છે'' અલ્લાહપાકને સૌથી પ્રિય વ્યક્તિ તે છે, જે તેના કુટુંબ સાથે સદ્‌વ્યવહાર કરે અને તેને આરામ પહોંચાડે.

જ્યારે માનવસમાજમાં માનવ એકત્વ તથા માનવ ગૌરવની ભાવના જાગૃત ન હતી, ત્યારે માનવીની શી હાલત હતી ? સિકંદરો અને સીઝરો ઉઠતા અને જાણે કબડ્ડી કે શિકાર ન રમતા હોય તેવી રીતે લાખો માણસોને વધેરી નાંખતા. અને આજે પણ જ્યારે રાષ્ટ્રવાદના અહંકારને પોષવા અને વ્યાપારિક મંડળોને પંપાળવામાં માનવ એકતા તથા માનવ ગૌરવનો એહસાસ ખત્મ થાય છે તો વિશ્વયુદ્ધ જેવા અનિષ્ટો અને અત્યાચારના ઈતિહાસો સર્જાય છે.

## કુર્બાની બાબતે ભ્રામક પ્રચાર

કુર્બાની બાબતે ખોટો ભ્રમ ફેલાવતી એક પત્રિકા **''પ્રજાપિતા બ્રહ્મકુમારી ઈશ્વરીય વિશ્વ વિદ્યાલય''** તરફથી **''અલ્લાહકો પ્યારી હૈ કુર્બાની''**ના શિર્ષક હેઠળ ગુજરાતની પૂર્વિયપટ્ટીના ગામડાઓમાં વહેંચવામાં આવી રહી છે. જેમાં કુર્બાની વિશે કોઈપણ પ્રકારની ઈસ્લામી જાણકારી વગર આયતો તથા ઈસ્લામી ઈતિહાસના ખોટા અર્થઘટનો કરી કુર્બાનીને ઈસ્લામ ધર્મ વિરૂદ્ધ સાબિત કરવાનો નિરર્થક પ્રયાસ કરવામાં આવ્યો છે. ભોળા મુસ્લિમો તેમના દૂષપ્રચારનો શિકાર ન બને માટે કુર્બાની બાબતે સહીહ દ્રષ્ટિકોણ રજૂ કરી રહ્યો છું.

કુર્બાનીમાં 'કુર્બાન' અરબીનો શબ્દ છે. તે પ્રત્યેક ચીજ જે ખુદા તઆલાની નઝદીકી પ્રાપ્ત કરવાનું માધ્યમ બને, ચાહે કોઈ જાનવરનું

ઝબહ કરવું કે ખૈર-ખૈરાત કે અન્ય કોઈ સુકાર્ય, એને અરબી શબ્દકોષમાં 'કુર્બાન' કહેવામાં આવે છે. પણ જનસમૂહની પરિભાષામાં આ શબ્દનો પ્રયોગ અલ્લાહપાકની રઝામંદી અને પ્રસન્નતા ખાતર કોઈ જાનવર ઝબહ કરવા પર થાય છે. કુર્બાનીથી પણ માનવી ખુદા તઆલાની નઝદીકીનો ચાહક હોય છે. માટે આ કાર્યને કુર્બાની કહેવામાં આવે છે.

હલાલ જાનવરને અલ્લાહ તઆલાની નઝદીકી મેળવવાના હેતુએ ઝબહ કરવાની પ્રથા જગતના અસ્તિત્વકાળથી જ પ્રચલિત છે. સૌપ્રથમ કુર્બાની જગતના પ્રથમ માનવી અને અલ્લાહપાકના પ્રથમ નબી હઝરત આદમ (અલૈ.)ના હાબિલ અને કાબિલ નામી બે પુત્રોએ આપી. તફસીર ઈબ્ને કષીરમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)થી રિવાયત છે કે, હાબિલે એક ઘેટાની અને કાબિલે પોતાના ખેતરના પાકમાંથી અમૂક હિસ્સાની કુર્બાની આપી.

કુર્બાની હઝરત આદમ અલયહિસ્સલામના યુગથી આજ દિન સુધી દરેક કૌમ અને ધર્મમાં પ્રચલિત છે. **"વલિ કુલ્લિ ઉમ્મતિન જઅલના મનસકન્ લિયઝકુરૂસ્મલ્લાહિ અલામા રઝકહુમ"** અર્થાત્ : અને પ્રત્યેક ઉમ્મતના માટે અમે કુર્બાની જરૂરી ઠેરવી છે કે, જેથી તેઓ તે જાનવરો પર જે તેઓને અલ્લાહપાકે અર્પણ કર્યા છે, અલ્લાહપાકનું નામ લે.

હિન્દુ ધર્મના વેદો (ધાર્મિક પુસ્તકો), યહૂદીઓની તૌરાત કે ઈસાઈ-ઓની ઈન્જીલ (જુનો કરાર-નવો કરાર), બલ્કે ગમે તે ધર્મના ધાર્મિક પુસ્તકોનો અભ્યાસ કરો તો એ હકીકત સાવ સ્પષ્ટ થઈ જશે કે, દરેક ધર્મ પુસ્તકમાં કુર્બાનીનું વર્ણન અને તેના સુકાર્ય હોવાની સાબિતી પ્રાપ્ય છે.

**ડૉક્ટર રાજેન્દ્રલાલ મિત્રા** (એલ.એલ.ડી.સી.આઈ.એ.) જેઓ કલકત્તા હિન્દુ સોસાયટીના એક નામાંકિત મેમ્બર રહી ચૂક્યા છે. તેઓ પોતાના પુસ્તક **"એન્ડોએરનેસ"** ભાગ-૧, પેજ-૩૫૪ પર **"બીફ ઈન ઈનેશન્ટ ઈન્ડીયા"** (પુરાતન ભારતમાં ગાયનું માંસ)ના શિર્ષક હેઠળ લખે છે કે, ધર્માંત હિન્દુઓ આલોકથી પરલોકગમનમાં ગાયના માંસને



સાથે લઈ જવું અતિ જરૂરી સમજતા હતા. એટલે સુધી કે, શબની સાથે બાળવા માટે હંમેશા એક ગાયની પણ કુર્બાની કરવામાં આવતી હતી. ડૉક્ટર સાહેબ લખે છે કે, વેદોમાં અનેક જગ્યાએ આ રિવાજનું વર્ણન છે. જેને હિન્દુ સમાજની પરિભાષામાં **"ગૌમેદા"** કહેવામાં આવે છે.

યજુર્વેદમાં વિવિધ દેવી-દેવતાઓ માટે ક્યા ક્યા પ્રકારના જાનવરોની કુર્બાની કરવામાં આવે, તેનું સવિસ્તૃત વર્ણન જોવા મળે છે.

એ જ પ્રમાણે ખ્રિસ્તીઓના ધર્મ પુસ્તક "બાઈબલ"થી પણ કુર્બાનીની સાબિતી પુરવાર થાય છે. બલ્કે કુર્બાની તો ખ્રિસ્તી ધર્મનો આધારસ્થંભ કહી શકાય. ઈન્જીલે મત્તા ભાગ-૫, આયત-૨૩માં હઝરત મસીહ (અલૈ.)નું આ કથન મૌજૂદ છે કે, જો તુ કુર્બાની કરવાના સ્થળે પોતાની મન્નત અર્થાત્ પોતાની કુર્બાની લઈ જાય અને ત્યાં તને યાદ આવ્યુ કે, તારો ભાઈ તારાથી નારાજ છે, તો તે સ્થળે જ પોતાની કુર્બાની છોડી પાછો ફર. પ્રથમ પોતાના ભાઈ સાથે સુલેહ કર, ત્યાર બાદ કુર્બાની કરજે.

એ જ પ્રમાણે યહૂદીઓના ધર્મ પુસ્તક "તૌરાત"માં હઝરત નૂહ (અલૈ.), હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અને હઝરત યઅકૂબ (અલૈ.)નું પોત-પોતાના સમયમાં વિવિધ પ્રકારના જાનવરોની કુર્બાની કર્યાનું વર્ણન તથા હઝરત સુલયમાન (અલૈ.) વિશે ૨૨૦૦૦ વાછરડા અને એક લાખ વીસ હજાર ઘેટાની કુર્બાની કર્યાનું વર્ણન મૌજૂદ છે.

કુર્બાની ઈસ્લામિક દ્દષ્ટિએ એક મહાન ઈબાદત છે.

કુર્બાનીના જાઈઝ હોવા પર અખિલ મુસ્લિમ સમાજનો એકમત છે. અલબત્ત, તેના વાજિબ કે સુન્નત હોવા બાબત અનેક મત જોવા મળે છે.

કુર્બાનીની ફઝીલત માટે ફક્ત એટલું જ કાફી છે કે, કુર્બાનીને પૃથ્વીના પાલનહારે ઈસ્લામના પ્રતિકોમાંથી એક પ્રતિક (નિશાની) બનાવ્યું છે. આ મહાન ઈબાદતને **"સુન્નતે ઈબ્રાહીમી"** અને **"સુન્નતે મુહમ્મદી"** પણ કહેવામાં આવે છે. તદુપરાંત, એની મહત્વતા, યોગ્યતા કુરૂઆન શરીફ, હદીષ શરીફ અને ઉમ્મતના બહુવર્ગિય મંતવ્યથી પુરવાર થાય છે.

કુર્આનમાં સૂરએ હજમાં અલ્લાહપાક ઈર્શાદ ફરમાવે છે : **"વલ-બુદ્ન જઅલ્નાહા લકુમ મિન શઆઈરિલ્લાહ"** અર્થાત્ : અને કુર્બાનીના ઉંટોને અમે તમારા માટે અલ્લાહપાકના નામની નિશાની ઠેરવ્યા છે. કુર્બાની અલ્લાહપાકના નામની નિશાની અર્થાત્ અલ્લાહપાકના દીનની નિશાની છે.

અલ્લાહ જલ્લ શાનહુએ પોતાના ખલીલ હઝરત ઈબ્રાહીમ (અલૈ.) તથા તેમના કુટુંબના સભ્યો હઝરત હાજરા અને હઝરત ઈસ્માઈલ (અલૈ.)ના કાર્યોને અમર બનાવવા માટે હજ્જ અને તેની વિભિન્ન ક્રિયા-ઓમાં શામેલ કરી ઈસ્લામના અનુયાયીઓને તે કાર્યોના અમલીકરણનો આદેશ આપ્યો છે. જેમકે સફા-મરવહની સઈ કરવી, ત્રણેવ જમરાની રમી કરવી, તવાફ કરવો અને કુર્બાની કરવી વગેરે.

ખલીલુલ્લાહિ કાર્યોમાંથી કેવળ કુર્બાની જ એક એવું કાર્ય છે, જેને અલ્લાહ તઆલાએ દીનના પ્રતિકનું બિરૂદ અર્પણ કર્યું છે.

કુર્આન શરીફમાં અનેક જગ્યાએ કુર્બાનીનો આદેશ છે. સૂ.કવષરમાં આપ (સલ.)ને ઉદ્દેશીને સ્પષ્ટ શબ્દોમાં હુકમ કરવામાં આવ્યો કે, **"ફસલ્લિ લિરબ્બિક વન્હર"** અર્થાત્ : તમે પોતાના પરવરદિગાર માટે નમાઝ પઢો અને કુર્બાની કરો. તદુપરાંત, હુઝૂરે કદી પણ કુર્બાનીનો ત્યાગ નથી કર્યો.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદી.) ફરમાવે છે કે, હુઝૂરે અકરમ (સલ.) મદીના મુનવ્વરહમાં ૧૦ વર્ષ રહ્યા અને પ્રતિવર્ષ કુર્બાની કરતા રહ્યા. *(તિરમિઝી શરીફ)* બલ્કે આપ (સલ.)એ કુર્બાનીના દિવસોમાં પ્રવાસમાં પણ કુર્બાનીનો ત્યાગ નથી કર્યો.

આપ (સલ.)એ હિ.સ.૧૦માં અંતિમ હજ્જ અદા ફરમાવી. જેને "હજ્જતુલ વિદાઅ" કહેવામાં આવે છે. રિવાયતોમાં આવે છે કે, આપ (સલ.)એ આ હજ્જમાં ૧૦૦ ઉંટોની કુર્બાની આપી હતી. જેમાંથી ૬૩ ઉંટોની સ્વજાતે અને બાકી ઉંટોની કુર્બાની હઝરત અલી (રદી.)ના હસ્તે થઈ. આપ (સલ.)ના મુબારક અમલથી એ પણ સાબિત થાય છે કે, વધુથી વધુ કુર્બાનીઓ આપવી જોઈએ.



હઝરત બરાઅ્ ઈબ્ને આઝિબ (રદી.) ફરમાવે છે કે, હુઝૂર (સલ.) એક વેળા બકરહ ઈદના દિવસે સહાબાએ કિરામને સાથે લઈ મદીના શરીફના કબ્રસ્તાન 'બકીઅ' તરફ તશરીફ લઈ ગયા. ત્યાં જઈને એક મેદાનમાં પ્રથમ ઈદની નમાઝ પઢ્યા. ત્યાર બાદ જનમેદનીને સંબોધીને ફરમાવ્યું કે, આજના દિવસે આપણું પહેલુ કામ ઈદની નમાઝ પઢવું છે, ત્યાર બાદ કુર્બાની કરવુ. જેણે આ પ્રમાણે અમલ કર્યો, તેણે અમારા તરીકા અનુસાર કર્યું. અને જેણે નમાઝથી પહેલા ઝબહ કર્યું, તેની કુર્બાની કબૂલ-પાત્ર નથી, બલ્કે તે માત્ર ખાવા પુરતો ગોશ્ત છે. કુર્બાની અને તેના સવાબ સાથે એનો કોઈ સબંધ નથી. *(બુખારી શરીફ)*

મઝકૂર હદીષ શરીફમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે કુર્બાનીના કાર્યને પોતાનો તરીકો અર્થાત્ સુન્નત બતલાવી. સારાંશ કે, આપના કથન અને કાર્યથી કુર્બાનીનું **"સુન્નતે મુહમ્મદી"** હોવુ પુરવાર થાય છે.

અન્ય કૌમો પુરાતનકાળથી પોતાના દેવી-દેવતાઓના નામે કુર્બાનીઓ કરતી આવી છે. પરકૌમોમાં આ પ્રથાનો ફલસફો એ રહ્યો છે કે, આ પ્રમાણે દેવી-દેવતાઓના નામે કુર્બાની કરવાથી તેમના ક્રોધથી બચી શકાય. અને તેમનો પ્રેમ મેળવી શકાય. એ જ પ્રમાણે ઈસ્લામથી પહેલાં અરબના કાફિરો પણ વિભિન્ન પ્રકારના જાનવરોની કુર્બાની કરી તેનું લોહી તથા ગોશ્ત વિગેરે ખાન-એ-કઅબાની દીવાળો તથા તે વખતે ત્યાં જે મૂર્તિઓ હતી, તેના પર લગાડી દેતા હતા. અને તેઓની માન્યતા એ હતી કે, આ પ્રમાણે અમારી કુર્બાની અલ્લાહ તઆલાના દરબારમાં કબૂલપાત્ર થઈ જાય છે.

ઈસ્લામે સ્પષ્ટ શબ્દોમાં આદેશ આપ્યો છે કે, **"લંય યનાલલ્લાહ લુહુમુહા વલા દિમાઉહા વલાકિંય યનાલુહુત્તકવા મિન્કુમ"** અર્થાત્ : અલ્લાહ તઆલા પાસે ન તે પશુઓનું ગોશ્ત પહોંચે છે, અને ન તેમનું લોહી. પરંતુ તમારી પરહેઝગારી તેની પાસે પહોંચે છે.

મઝકૂર આયતે કરીમામાં કુર્બાનીનો ફલસફો બતલાવવામાં આવ્યો છે કે, જાનવર ઝબહ કરી માત્ર ગોશ્ત ખાવા-ખવડાવવાથી કે તેનું લોહી

વહેવડાવવાથી અલ્લાહ તઆલાની ખુશ્નૂદી મળતી નથી. તેમજ એ ગોશ્ત કે લોહી તેના દરબારમાં પહોંચતું નથી. તેને ત્યાં તો તમારા દિલની પરહેઝગારી અને અદબ પહોંચે છે કે, કેવા ઉમંગ અને હોંશથી એક કિંમતી વસ્તુને તેના નામ પર કુર્બાન કરી જાહેર કર્યું કે, અમે પોતે પણ તમારા માર્ગમાં કુર્બાન થવા તૈયાર છીએ. એ જ તકવા છે, જેનાથી અલ્લાહપાકની ખુશ્નૂદી પ્રાપ્ત થાય છે. પરંતુ આ આયતથી કુર્બાનીનો ઈન્કાર સાબિત થતો નથી.

હઝરત આયશા (રદી.)થી રિવાયત છે કે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, કુર્બાનીના દિવસે કુર્બાનીથી વધુ શ્રેષ્ઠ અને પસંદ અલ્લાહ તઆલાના નઝદીક માણસનો કોઈ અમલ નથી. નિઃશંક, કિયામતના દિવસે (તેની આ કુર્બાની) સીંગ, વાળ અને ખળીઓ સહિત અલ્લાહ તઆલા સમક્ષ રજૂ થશે. અને જે કુર્બાની પૂરી નિખાલસતાથી આપવામાં આવે, જમીન પર તેનું લોહી વહે તે પહેલાં કબૂલપાત્ર થઈ જાય છે.

એક હદીષ શ.માં છે કે, જે વ્યક્તિ શક્તિશાળી હોય, તે જરૂર કુર્બાની કરે. હુઝૂર (સલ.)એ આ પ્રમાણે પણ ફરમાવ્યું છે કે, જે વ્યક્તિ શક્તિશાળી હોવા છતાં કુર્બાની ન આપે, તે અમારી ઈદગાહ પાસે પણ ન આવે.

એક હદીષ શરીફમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે, તમો પોતાની કુર્બાનીઓની સેવા-ચાકરી કરી બરાબર તૈયાર કરો. કારણકે (કિયામતના દિવસે) આ કુર્બાનીના જાનવર પુલસિરાત પર તમારી સવારી બનશે. ઈબ્ને અબ્બાસ (રદી.)થી રિવાયત છે કે, હુઝૂરે અકરમ (સલ.)એ ફરમાવ્યું કે, ઈદના દિવસે ચાંદીના કલદાર રૂપિયા ખર્ચવા પણ કુર્બાની કરવાથી અફઝલ નથી.

પ્રાકૃતિક નિયમાનુસાર શિકારી પક્ષીઓ નાના પક્ષીઓનો, દરિયાઈ જાનવરો તથા મોટી માછલીઓ નાની માછલીઓનો તથા વાઘ, વરૂ, સિંહ, ચિત્તા જેવા શિકારી જાનવરો જંગલી જાનવરોનો, કરોળિયો માખીનો તો બિલાડી ઉંદરનો શિકાર કરે છે. સારાંશ કે, અલ્પ નિર્બળ (કમઝોર) મખ્લૂક પોતાનાથી સબળ શ્રેષ્ઠ (તાકતવર) મખ્લૂક માટે કુર્બાન થાય છે.



આ પ્રાકૃતિક નિયમથી સાબિત થાય છે કે, જીવ હત્યાની પ્રક્રિયાને હિંસા કે અત્યાચાર કહેવું યોગ્ય નથી.

**"જીવ હત્યા પાપ છે"**ના સૂત્રધારો ચાંચણ, માંકડ, કીડી-મકોડી કે ઈતર જીવાણુઓ તથા ખેતીમાં પડતી જીવાત કે ઈયળનો નાશ કરવા ડીડીટી, ટીક ટ્વેન્ટી, ડાલ્ફ, બગડોલ, રોગર, ઝોલોન, નુવાક્રોન કે અન્ય જંતુનાશક દવાઓ છાંટવાનું સુકાર્ય કરે છે, તથા પ્રતિવર્ષ યુદ્ધના ધોરણે **"મેલેરીયા નાબૂદી સપ્તાહ"** ઉજવી અસંખ્ય મચ્છરોનો નાશ કરે છે. તથા સાંપ-વીછી જેવા ઝેરી જાનવરોને મારી નાખે છે, ત્યારે શું તેઓ ભૂલી જાય છે કે, અમારૂ આ કૃત્ય પ્રાણીઓ માટે "જીવન અર્પિત" નહીં, બલ્કે "જીવ હત્યા"યુક્ત એક હિંસક કૃત્ય છે.

ભારતિય વૈજ્ઞાનિક સુભાષચંદ્ર બોઝે વનસ્પતિને પણ સજીવ સાબિત કરી છે. તથા પાણીમાં પણ અસંખ્ય જીવજંતુઓ (બેક્ટોરીયા)નું અસ્તિત્વ વિજ્ઞાને સાબિત કર્યું છે. માટે શાકભાજી, ફળફળાદી અને પાણી તથા દરેક પ્રકારના પીણાં ગટગટાવવાથી બલ્કે દવાઓ પીવાથી પણ જીવ હત્યાના પાપી પુરવાર થઈશું. એ જ પ્રમાણે ચામડાના જોડા-ચંપલ, લેડીઝ હેન્ડ બેગ, પોકેટ, લેપટોપ બેગ, ટ્રાવેલ બેગ, બેલ્ટ વગેરે સંખ્યાબંધ ચામડાની આઈટમો બનાવનાર, વેચનાર, તેમના એજન્ટો, કારખાનેદાર તથા તેમાં મજૂરી કરનાર બધા જ આ જીવ હત્યા અને તે પણ વાછરડાના ચામડા (કાફલેધર)માં ભાગીદાર છે.

ચામડા સિવાય ચરબીથી બનતી વસ્તુઓ બિસ્કીટો, ટૂથપેસ્ટો, ચમકદાર મિઠાઈઓ વગેરે સંખ્યાબંધ આઈટમો વાછરડાની ચરબીથી જ બનાવવામાં આવે છે.

અલ્કબીર (નામ મુસલમાની પણ પાક્કા જૈન વણિક) જેવા હજ્જારો સ્લોટર હાઉસો (કતલખાનાઓ) ભારતમાં દરરોજ લાખ્ખોની સંખ્યામાં ગાય, વાછરડા વગેરે કાપી દેશ-વિદેશમાં ગોશ્ત સપ્લાય કરે છે. અને સરકારો તરફથી તેમને લાયસન્સો પણ મળેલા છે. આ બધા જ જીવ હત્યાના

મહા પાપમાં સંડોવાયેલા છે.

જીવ હત્યાનો અર્થ સજીવ પ્રાણીનો ઈરાદાપૂર્વક પ્રાણ લેવો થાય છે, તો અકલમંદો ઈરાદાપૂર્વક આ મહાન પાપ કરતાં કેમ અચકાતા નથી ?

સૃષ્ટિની શ્રેષ્ઠ મખ્લૂક માનવ છે. સર્જનહારે સૃષ્ટિનું સર્જન તેની જરૂરિયાતોના નિવારણકાજે કર્યું છે. ખુદા તઆલાએ દુનિયાની દરેક ચીઝો માનવીના તાબામાં આપી એ સંકેત આપ્યો છે કે, જેમ આ ચીઝો તારી આજ્ઞાધીન છે, તેમ તુ મારો આજ્ઞાપાલક બન.

દરેક પ્રકારના પ્રાણીઓને અલ્લાહ તઆલાએ માનવી માટે પેદા કર્યા છે. કોઈને સવારી માટે, તો કોઈને સામાનનો બોજો ઉપાડવા માટે, કોઈને ખેતીકામ માટે, તો કોઈને અન્ય જરૂરિયાત પૂરી કરવા માટે માધ્યમરૂપે. જ્યારે પાલનહારે હલાલ જાનવરોના ગોશ્ત ખાવાની છૂટ આપી, તો તેમનો ગોશ્ત ખાવામાં કે તેમની કુર્બાની કરવામાં અત્યાચાર કેવો ? અને તે છતાં જો આ કાર્ય દયા વિરૂદ્ધ છે, તો હું કહીશ કે, મુસ્લિમ સમાજ સ્વાદવૃત્તિને સંતોષવા ખાતર નહીં, બલ્કે પોતાના ધાર્મિક દૃષ્ટિકોણ મુજબ ખુદાઈ આદેશને સ્વાધિન રહી કુર્બાની કરે છે, પણ દયાભાવનું પ્રદર્શન કરતા શાકાહારી મહાનુભાવોથી હું એમ પૂછું કે, શું કૃપાવૃત્તિ ફક્ત તેમનો વધ ન કરવામાં જ છે ? જો પ્રાણીઓની કતલ દયા વિરૂદ્ધ છે, તો સવારી કે ખેતીકામ, બોજો ઉપાડવા કે તેમનું દૂધ મેળવવાના આશયે તેને પોતાના તાબામાં રાખવુ શું દયા વિરૂદ્ધ નથી ?

તદુપરાંત, અલ્લાહપાક જ્યારે સૃષ્ટિનો સર્જક અને સૃષ્ટિની પ્રત્યેક ચીઝનો માલિક છે, તો તેને પોતાની માલિકીમાં મરજી મુજબ વહીવટ કરવાનો સંપૂર્ણ હક છે. અને તે પોતાની મિલ્કતમાં બીજાને પણ પોતાની મરજી મુજબ વહીવટનો પાવર આપી શકે છે.

મુસલમાનો કુર્બાનીના જાનવરોને અલ્લાહ તઆલાના નામે જ ખુદાઈ આદેશાનુસાર ઝબહ કરે છે. તેમાં અત્યાચારનો સુત્રોચ્ચાર શા માટે ?



મુસ્લિમો તો કુર્બાનીના નામે કેવળ પશુઓની જીવ હત્યા કરે છે, પણ આ ટીકાકારો તો ભાષા, પ્રાંત કે નાત-જાતના નામે જીવ હત્યા (માનવ હત્યા) કરતાં પણ શરમ અનુભવતા નથી.

કુર્બાનીને બિનવ્યાજબી ઠેરવતા **"બ્રહ્માકુમારીઝ"**ના હિમાયતીઓ સાંભળો ! **"મનુસ્મૃતી"**માં લખ્યું છે કે, જ્યારે બ્રાહ્મણ પુત્ર કાશીથી વિદ્યા પ્રાપ્ત કરી પાછો ફરે, તો તેના પિતા **ગાય**ની કતલ કરી તેના તાજા ચામડાને પુત્રના શરીરે લપેટી તેનું સ્વાગત કરે. **"યજુર્વેદ"** અધ્યાય નંબર-૪૪, મંત્ર નંબર-૨૭માં છે કે, ગાયો બ્રહ્મેશતીના નામે કુર્બાન કરવામાં આવે. **"મનુશાસ્ત્ર"**માં લખ્યું છે કે, સૂર્યના ઉત્તરાયણ અને દક્ષિણાયણકાળમાં કુર્બાની કરવું અને ખાવું **ફર્ઝ** છે. **"ઋગ્વેદ"**માં પણ કુર્બાનીનું વર્ણન છે. અને **"સત્ પંથ"** અધ્યાય નંબર-૪૪માં તો એટલે સુધી છે કે, આ દુનિયામાં વેદના આદેશાનુસાર જે કુર્બાની થાય છે, તેને નાહક રક્તપાત સમજવામાં ન આવે.

કુર્બાની આપણને એ પયગામ આપે છે કે, જેમ હું પાલનહારના નામ પર સ્વજાતે કુર્બાન થાઉં છું, તેમ હે કુર્બાની આપનાર ! તું પણ તે જ ખુદા તઆલાના નામ પર પોતાનું સર્વસ્વ કુર્બાન કરવા સદા તત્પર રહેતા શીખ.

કુર્બાની આપણને એ પણ પયગામ આપે છે કે, જેમ હું આ જગત પટ પર પોતાની જીંદગીના દિવસો વિતાવી અલ્લાહપાકના દરબારમાં જઈ રહી છું, તેમ હે કુર્બાની કરનાર ! તારે પણ પાલનહારના દરબારમાં દુનિયાની જીંદગી પૂરી કરી આવવાનું છે. જેમ હું અલ્લાહપાકના નામ પર કુર્બાન થઈ જઈ રહી છું, તેમ તું પણ અલ્લાહપાક અને તેના દીન પર કુર્બાન થઈ આવજે.

કુર્બાનીનો એક પયગામ એ પણ છે કે, જેમ હું તારી સ્વાધીનતા સ્વીકારી તારી ઈચ્છા પ્રમાણે મારી જીંદગીનું સમર્પણ કરી રહી છું, તેમ હે કુર્બાની કરનાર ! તું પણ તારા માલિકનો સ્વાધિન બની તેના પ્રત્યેક આદેશાનુસાર પોતાના જીવનને ગુજારનારો બન.

આ કુર્બાની આપણને એ પણ પયગામ આપે છે કે, તમો અલ્લાહપાકના આજ્ઞાધિન બનો. ખુદાઈ આદેશ મુજબ પોતાનો કિંમતી સમય પોતાના વિચારો, હૃદયઉર્મિઓ, જાન-માલ અને પોતાની પ્યારામાં પ્યારી વસ્તુની કુર્બાની માટે સદા તૈયાર રહો, બલ્કે જો સમયની માંગ ખુદાપાકના દીન ખાતર તમારી જાન માંગે તો તે પણ સહર્ષ કુર્બાન કરી દો.

કુર્બાનીનો એક પયગામ એ પણ છે કે, હે કુર્બાની કરનાર ! તુ મારી કુર્બાની જેમના સ્મરણમાં કરી રહ્યો છે, તે મહાન વિભૂતિ (હઝ. ઈબ્રાહીમ અલયહિસ્સલામ)ના જીવનને નજર સમક્ષ રાખી પોતાનું જીવન ગુજારતાં શીખ. તે મહાન વિભૂતિએ જે ધૈર્ય, હિંમત, નિખાલસતા અને સ્વાધિનતાપૂર્ણ જીવન ગુજારી અમર નામના મેળવી, તુ પણ તેમના જેમ અલ્લાહપાક અને તેના દીન ખાતર નિખાલસતાસભર સ્વાધિનતાપૂર્ણ પોતાના સર્વાંગી જીવનની કુર્બાની આપી અમર બનતાં શીખ.

અલ્લાહ તઆલા આપણને આ પયગામથી બોધપાઠ લેવાની સદ્‌બુદ્ધિ આપે, આમીન.

## હિજરત-આશુરહ-શહાદત
## ઈસ્લામી વર્ષનો આરંભ

ઈસ્લામી કેલેન્ડર પ્રમાણે હિજરી ૧૪૩૫ પુરૂ થઈ નવા ઈસ્લામી વર્ષનો પ્રારંભ થઈ રહયો છે, જે આપણને ઘણી બધી બોધદાયક નસીહતો અને ઐતિહાસિક પ્રસંગોની યાદ તાજી કરાવી રહયું છે.

વર્ષની સમાપ્તિ અને નવા વર્ષનો આરંભ સૌપ્રથમ સમયની કદ્ર કરવાની પ્રેરણા આપે છે કે, જીવનના કિંમતી દિવસો આ પ્રમાણે પસાર થઈ એક દિવસ ફાની જગતને અલવિદાઅ કહેવાની છે. દરરોજ ખબર આવે છે કે, ફલાણી વ્યકિતનો ઈન્તિકાલ થઈ ગયો, પરંતુ આપણી ગફલત છે કે એક કાને સાંભળી બીજા કાનેથી કાઢી નાંખીએ છીએ. જાણે કે આપણને તો મૌત આવવાનું જ નથી.



ઈસ્લામી કેલેન્ડરના આરંભિક ઈતિહાસની વાત કરીએ તો એમ બન્યું કે અમીરુલ મુઅમિનીન હઝરત ઉમર (રદી.)ના ખિલાફતકાળમાં એક પત્ર આવ્યો, જેના ઉપર તારીખ તો લખેલી હતી, પરંતુ વર્ષ લખેલું ન હતુ. તો હઝરત ઉમર (રદી.)એ સહાબાએ કિરામથી મશ્વેરો કર્યો, જેમાં ઈસ્લામી વર્ષના આરંભ વિશે ચર્ચા થઈ. કોઈએ હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના જન્મના વર્ષથી ઈસ્લામી વર્ષનો આરંભ કરવાનું સૂચવ્યુ, તો કોઈએ ફત્હે મક્કા મુકર્રમહથી, તો કોઈએ બીજા મહત્વના બનાવો ધ્યાનમાં રાખી જે તે વર્ષ સૂચવ્યુ. ઘણી ચર્ચા વિચારણાના અંતે હઝરત ઉમર (રદી.)એ પોતે મક્કા મુકર્રમહથી મદીના શરીફ હિજરતના બનાવને અતિ મહત્વ ગણાવી ઈસ્લામી વર્ષની શરૂઆત માટે નક્કી કર્યું. અને ઉમ્મતે મુસ્લિમાએ સર્વાનુમતે તેને સહર્ષ વધાવી લીધુ. ઈસ્લામી ઈતિહાસના ઘણા બધા ખુશીના પ્રસંગો છોડી હિજરત જેવા અતિ કઠિન અને દુઃખદાયક બનાવને મહત્વપૂર્ણ બનાવી હઝરત ઉમર (રદી.)એ મુસ્લિમોને દિશાસૂચન કરી આપ્યું કે, જે કૌમ ખુશી અને રાહતના અવસરોને યાદ રાખી જશ્ન અને તહેવારો મનાવવામાં મગ્ન રહે છે, તેની પડતી ઘણી જલ્દી આવી જાય છે. એશ-આરામ અને ભૌતિક સામાનોમાં રચ્યા પચ્યા રહિ તેમની જવાંમર્દી, હિંમત, કૌશલ્ય અને મહેનતની આદત છૂટી જાય છે. અને તે કૌમ જાહેરી ચમક દમકમાં ગુમ થઈ પોતાનું અસ્તિત્વ ગુમાવી આપે છે. જીવંત કૌમ હંમેશા મહેનત અને મુજાહદાને યાદ રાખે છે. ઈકબાલ મર્હુમના શબ્દોમાં :

આ તુજકો બતાઉં મેં તક્દીરે ઉમમ ક્યા હૈ
શમ્સીરો સિનાન અવ્વલ તાઉસો રબાબ આખિર

હિજરતનો અર્થ છોડવું થાય છે. જેમાં અલ્લાહપાકને રાજી રાખવા માટે બંદાઓ તરફથી આવતી બધી જ તકલીફો અને મુસીબતો વેઠવાની હોય છે. તેમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અને સહાબાએ કિરામની જેમ કદી પોતાની જાન-માલ અને પ્યારુ વતન પણ છોડવું શામેલ

છે. હદીષ શરીફમાં ગુનાહો છોડવાને પણ હિજરતના ઉપનામથી યાદ કરવામાં આવ્યું છે.

હિજરી વર્ષનો અંત અને નવા વર્ષનો આરંભ સહાબાએ કિરામ રદીયલ્લાહુ અન્હુમની આ મહાન કુર્બાની (જાન, માલ અને વતન છોડવા)ની યાદ તાજી કરાવે છે.

વર્ષના અંતે લોકો પોતાના ધંધા-રોજગારનું સર્વે કરે છે. નફા-નુકસાનનો હિસાબ કરે છે. અને જ્યાંથી નુકસાન અને ખોટ થતી હોય, તેને દૂર કરવાની તથા નફો થતો હોય, તો તેનું પ્રમાણ વધારવાની કોશિષો કરે છે. સોચે વિચારે છે, તો એક મુસલમાન જેની જાન-માલનો સોદો જન્નતના બદલામાં થઈ જ ચૂકયો છે. અને મૃત્યુ બાદ અલ્લાહ તઆલાના દરબારમાં એક-એક અમલનો બદલો મળવાનો છે. તેનું પણ આખિરતના વેપાર અને સોદાનું વર્ષ પુરૂ થઈ રહ્યુ છે, તો આપણે દરેકે આપણા વર્ષભરની નમાઝો, રોઝા વિગેરેનો હિસાબ કરી ઈબાદતોમાં કોતાહિ અને ઉણપ રહિ ગઈ હોય તો અલ્લાહપાકની માફી માંગી, તે કોતાહિ દૂર કરવાની કોશિષ કરવી જોઈએ. આગલા વર્ષોના પ્રમાણમાં જો આ વર્ષે ઈબાદતોમાં વધારો થયો હોય, તો અલ્લાહ તબારક વ તઆલાનો શુક્ર અદા કરવો જોઈએ. કારણ કે કિયામતના દિવસે આપણા દરેક અમલથી આપણને માહિતગાર કરવામાં આવશે. બંદાઓ તો પોતાના કૃત્યોને ભૂલી ગયા હશે, પરંતુ અલ્લાહપાકના ફરિશ્તાઓએ બધાનો રેકોર્ડ કર્યો હશે.

રવા હે ઉમ્ર ઔર ઈન્સાન ગાફિલ
મુસાફિર હે કે સોતા જાએ હે

૧૦મી મુહર્રમના દિવસ સાથે ઈસ્લામી ઈતિહાસ ખાસ કરીને હઝરતે અંબિયાએ કિરામ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના ઘણા મહત્વના બનાવો સંકળાયેલા છે. તેની સાથે એક બીજો મહત્વનો બનાવ સહાબીએ રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અને જન્નતના જવાનોના સરદાર સય્યિદ હઝરત હુસૈન (રદી.)ની શહાદતનો દર્દનાક કિસ્સો પણ શામેલ છે.



રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના સહાબાએ કિરામે તથા આપના ખાનદાને જે કુરબાની ઈસ્લામને ચમકાવવામાં અને અલ્લાહપાકના બંદાઓને બંદાઓની ગુલામીમાંથી મુકત કરી ફકત અને ફકત એક અલ્લાહપાકના જ ગુલામ બનાવવા માટે આપી. હઝરત હુસૈન (રદી.) તે સમયે નાની ઉંમરના હતા, જેથી તેમાં શરીક ન થઈ શકયા હતા, તો અલ્લાહપાકે કરબલાના મેદાનમાં આપની કુર્બાનીઓને કબૂલ ફરમાવી.

આપનું મદીના મુનવ્વરહથી ઈરાક જવુ અને ઈસ્લામની અસલ શકલો સૂરત બદલવાવાળા લોકો સમક્ષ હિંમત, જવાંમર્દી અને ધૈર્યથી જમી રહેવું એ ઈસ્લામી ઈતિહાસનું એક સોનેરી પૃષ્ઠ અને અજોડ ઉદાહરણ છે. જો આ દાખલો ન હોત તો ઈસ્લામી ઈતિહાસ ઉપર એક કલંક રહિ જાત.

જ્યારે સમાજ અને સોસાયટીના સામૂહિક જીવનમાં બગાડ પેદા થઈ ગયો હોય, ત્યારે એક સમાજ સુધારકને હઝરત હુસૈન (રદી.)ની શહાદત સબક આપે છે. સામૂહિક બગાડના સમયે વ્યકિતને તેની જવાબદારીનું ભાન અપાવે છે, અને સહારો આપે છે કે, ગુલામીના જીવન કરતાં મૌત બેહતર છે. દુન્યામાં ખુદાઈ બાદશાહતનું એલાન અને દૌલતો તાકતના નશાવાળાઓ સામે ધૈર્ય, સબ્ર અને મજબૂત દિલ રાખી જમી રહેવું એ હુસૈની કર્તવ્ય છે. ભૌતિક જીવનના આપણી જેવા લાલચી લોકોને હઝરત હુસૈન (રદી.)ની શહાદત યાદી અપાવે છે કે, દરેક હાલમાં જીવન જીવવાનું નામ ઝિંદગી નથી. બલ્કે,

કભી જાં ઔર કભી તસ્લીમે જાં હે ઝિંદગી

હઝરત હુસૈન (રદી.)ની જાહેરી અસફળતાની તુલનામાં સામા પક્ષની બધી જ જાહેરી ફતહ અને સફળતાઓ શર્મજનક અને ભોંઠપવાળી લાગે છે. જેનો તેમને એહસાસ થઈ ગયો હતો.

ઝોરે બાતિલ કુવ્વતે ઈમાં દબા શકતા નહીં
સર કટા શકતા હે મુઅમિન સર જુકા સકતા નહીં

મુહર્રમનો અર્થ અઝમત અને સન્માનપાત્ર થાય છે. ઈસ્લામ પૂર્વે

તેની પવિત્રતાને લઈ આ મહિનામાં લડાઈ-ઝઘડાથી લોકો દૂર રહેતા હતા. ઈસ્લામે પણ તેની પવિત્રતામાં ઔર વધારો કર્યો. આ મહિનામાં આપ (સલ.) વધુ પ્રમાણમાં રોઝા રાખતા હતા, બલ્કે અમુક ઉલમાએ કિરામના મંતવ્ય પ્રમાણે રમઝાનના રોઝા ફર્ઝ થવા પહેલાં આશુરાહનો રોઝો રાખવો ફર્ઝ હતો. હિજરત કર્યા બાદ યહૂદીઓને આ દિવસે રોઝા રાખતા જોયા તો આપ (સલ.)એ આશુરહની સાથે નવમી અથવા અગ્યારમી તારીખનો રોઝો રાખવાનો હુકમ ફરમાવ્યો. આપણે વિચારવાનું છે કે, જ્યારે ઈબાદતમાં તેમની સાથે મળતાપણું પસંદ નથી ફરમાવ્યું, તો પછી રસ્મો રિવાજ અને સામાજિક જીવનમાં તેમનું અનુકરણ કરવું કેવી રીતે હુઝૂરે અકરમ (સલ.)ને પસંદ હોય શકે છે ?

હઝ. હુસૈન (રદી.)નું જીવનચરિત્ર દર્શાવતી ભરોસાપાત્ર કિતાબોમાં લખ્યું છે કે, જ્યારે આપને પોતાની શહાદતનું સંપૂર્ણ યકીન થઈ ગયું, તો આપે જે વસીય્યતો કરી તેમાં મહત્વની વસીય્યતમાં આ ફરમાવ્યું : **''જ્યારે હું શહાદત પ્રાપ્ત કરૂં તો કોઈ મારી મૌતને લઈ પોતાના ગિરેબાન ન ફાડે, અને ગાલ ઉપર તમાચા ન મારે તથા પોતાનો ચહેરો ઝખ્મી ન કરે.** આજે તાઝીયા લઈને ફરનારા ભાઈઓ વિચારે કે, તે હઝ. હુસૈન (રદી.)ના અંતિમ ઉદ્‌ગારોની વિરૂધ્ધ કરી તેમના રૂહને કેટલો સદમો પહોંચાડી રહયા છે. તથા તેમના મહબૂબ નાના અને આપણા પ્યારા આકા જનાબ નબીએ અકરમ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લના આ ફરમાનની પણ વિરૂધ્ધ કૃત્યો કરી રહયા છે, જેમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, જે માણસ ગાલ ઉપર તમાચા મારે, ગિરેબાન ફાડે અને જાહિલિય્યતની જેમ અવાજ લગાવે તે અમારામાંથી નથી. *[બુખારી શરીફ]*

ત્રણ દિવસ કરતાં વધુ શોક મનાવવાની હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે મનાઈ ફરમાવી છે. આ પ્રમાણે કરનારને રસૂલુલ્લાહ (સલ.) પોતાના દીનથી દૂર ફરમાવી રહયા છે.



એક રિવાયતમાં હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાએ મને રહમતવાળો તથા સઘળા જગતો માટે હિદાયતનો માર્ગદર્શક બનાવી મોકલ્યો છે. અને મને હુકમ કર્યો છે કે, હું નાચગાનના વાજિંત્રો, ઢોલ, પીપોડીઓ વગેરેને મિટાવી દઉં. *[મુસ્નદે અહમદ]*

હઝરત ઝૈનુલ્આબિદીન (રહ.) (હઝરત હુસૈન રદી.ના નેક અને બુઝુર્ગ સાહબઝાદા)એ જ્યારે હઝરત હુસૈન (રદી.)ના હત્યારાઓને રડતા જોયા તો ફરમાવ્યું કે, ''આ લોકો તો રડી રહયા છે, પછી અમારા ખાનદાનની સામૂહિક હત્યા કોણે કરી ?''

તાઝીયાદારી જો ઈસ્લામી અમલ હોતે તો હઝરાતે સહાબાએ કિરામ તથા અવલિયાએ ઈઝામથી જરૂર તેની સાબિતી મળતે, પરંતુ જે અમલ ઈસ્લામના આરંભિક સાડા ત્રણસો વર્ષ સુધી કોઈએ પણ ન કર્યો હોય, અને ઉપર હિજરીમાં મુઈઝઝુ-દ્દવલહના હુકમથી જેની શરૂઆત થઈ, જેને તે વખતના મુહદ્દિસીન, મુફસ્સિરીન અને ઉલમાએ કિરામ ખાસ કરીને હઝરત શાહ અ.કાદિર જીલાની (રહ.)એ બિલ્કુલ પસંદ નહીં કર્યુ હોય તેવા બિન ઈસ્લામી રિવાજને કેવી રીતે પસંદ કરી શકાય...!

જરા વિચારીએ કે, શું આપણા માં-બાપ અને સગા-સબંધીઓની મૌતની વરસી આપણે આ પ્રમાણે બજારોના નાચગાન અને શેરીઓમાં ધુમ ધડાકા તથા બનાવટી ઘોડાઓ નચાવીને મનાવીએ છીએ ? નહીં અને હરગીઝ નહીં. તો પછી અલ્લાહપાકના રસૂલ (સલ.)ના નવાસા, આપના ફુલ અને જન્નતના જવાનોના સરદાર સાથે આ પ્રમાણેનો વર્તાવ શું આપણી તેમના પ્રત્યે મુહબ્બત અને અઝમત દર્શાવે છે કે, પછી હઝરત ઝૈનુલ્આબિદીન (રહ.)ના શબ્દોમાં તેમના હત્યારાઓની નકલ કરી, તેમની સાથે ગુનાહમાં ભાગીદારી કરીએ છીએ ? કે આ પ્રમાણેની હરકતોથી તેમના દુશ્મનોની ખુશીમાં વધારા કરીએ છીએ. અલ્લાહપાક આપણને અહલે બૈતની ભરપૂર મુહબ્બત તથા કદર કરી તેમનું અનુકરણ કરવાની તૌફિક અતા ફરમાવે, આમીન.

# આધુનિક યુગ અને ઈસ્લામી શરીઅત

માનવ જગતનો ઈતિહાસ દર્શાવે છે કે માનવીએ પોતાની સામાજિક આર્થિક અને રાજકીય જીવન વ્યવસ્થા માટે ઘણા કાયદાઓ અને નિયમો ઘડયા, જેમાં કાનૂની નિષ્ણાંતોએ પોતાની બુધ્ધિ કસી અને સમાજે તેને કબૂલ કર્યા, પરંતુ થોડો સમય પસાર થતાં તે જ કાયદાઓ જેને પવિત્ર સમજી અપનાવવામાં આવ્યા હતા. માનવીએ તેને ઠુકરાવી નવા કાયદાઓ અપનાવ્યા. આ પ્રમાણેની પ્રક્રિયા હજારો વર્ષોથી ચાલતી આવે છે.

જમીનદારીના આર્થિક શોષણથી તંગ આવી કોમ્યુનિઝમ અને રાજાશાહીના અમાનુષિ વર્તનથી ત્રાસી લોકશાહીની સ્થાપના કરવામાં આવી, છતાં સામાન્ય નાગરિકોની પરેશાનીઓમાં કોઈ ઘટાડો થયો નહીં, બલ્કે રોજબરોજ તેની વધારે અવદશા થઈ રહી છે.

સ્ત્રી શોષણથી બચવા નારી સ્વાતંત્રતાનો અવાજ બુલંદ કરવામાં આવ્યો તો બીજી નિતનવી તરકીબોથી તેમનું શોષણ કરવામાં આવી રહયું છે. જેમાં સરકારી કે બિન સરકારી બધી જ સંસ્થાઓમાં તેમનું જે દમન થઈ રહયું છે, તેનો ઉપર છલ્લો અહેવાલ રોજ સમાચારોમાં વાંચીએ છીએ.

કાનૂની જગતનો ઈતિહાસ દર્શાવે છે કે માનવ સમાજના કાયદા કાનૂન તથા તેના તે મુલ્યો અને આર્દશો જેના આધારે કાનૂન ઘડવામાં આવે અને માનવ જીવન ઉપર તેને લાગુ પાડવામાં આવે આ પ્રમાણેની પ્રક્રિયા સૌ પ્રથમ ઈરાકમાં સામેરી નામના રાજાના યુગથી (ઈ.સ. પૂર્વે ૧૯૦૦ વર્ષ) આરંભ થઈ. સેંકડો બુધ્ધિશાળીઓ અને અર્થશાસ્ત્રીઓના દિમાગ ખપાઈ ગયા. પરંતુ આશ્ચર્ય છે કે આજ સુધી માનવી પોતાની જીવન વ્યવસ્થાના નિતિનિયમો પામી શકયો નથી. કહેવા પૂરતી જગતના બધા જ દેશોમાં કાનૂની સરકારો કાયમ છે. પરંતુ તે પોતાના હેતુમાં સંપૂર્ણ રીતે નિષ્ફળ છે.

પ્રખ્યાત કાનૂની નિષ્ણાંત પ્રો. ફયુલર (**L.L. FULLER**)ના શબ્દોમાં



કાનૂન હજુ સુધી પોતાને જ શોધી શકયો નથી. શ્રી ફયુલરે એક પુસ્તક લખ્યું છે જેનુ નામ કાયદો પોતાની શોધમાં (**THE LAW IN QUEST OF IT SELF**)રાખ્યું છે.

મોર્ડન યુગમાં આ વિષય ઉપર બુધ્ધિશાળી અને નિષ્ણાંત કાયદા-શાસ્ત્રીઓએ પોતાની બુધ્ધિ કસીને ઘણું જ લીટરેચર તૈયાર કર્યું છે. બલ્કે ચેમ્બર્જ ઈન્સાઈકલો પીડીયાના નિબંધ લખનારના શબ્દોમાં કાનુનને એક ભવ્ય વિષયનો દરજો આપી ઘણી જ પ્રગતિ થઈ રહી છે. પરંતુ બધી જ કોશીષો વ્યર્થ જઈ રહી છે. બલ્કે એક કાયદા શાસ્ત્રીના શબ્દોમાં તમે દસ કાયદા શાસ્ત્રીઓને કાયદાની વ્યાખ્યા કરવાનું કહેશો તો તમારે અગિયાર જવાબો સાંભળવા તૈયાર રહેવું પડશે. આ વિરોધાભાસ એટલા માટે છે કે કાનૂની નિષ્ણાંતોને તે ચોકકસ બિંદુ અને પાયોજ નથી મળી શકયો જેના ઉપર કાનુનની આધારશિલા રાખી શકાય. **W. FRIEDMANN**ના શબ્દોમાં આ એક વાસ્તવિકતા છે કે યુરોપીય સંસ્કૃતિને આ પ્રશ્નનો કોઈ ઉકેલ હજુ સુધી મળી શકયો નથી.

અમુક કાયદાશાસ્ત્રીઓએ એવા કાયદા અને નિયમોને કાનુન માનવાથી જ ઈન્કાર કર્યો જેમાં પ્રજાની ઈચ્છાઓને બુનિયાદી સ્થાન પ્રાપ્ત ન થયું હોય જેના કારણે એવા આદર્શ કાયદાઓ જેને બુધ્ધિજીવીઓ અને નૈતિકવાદીઓ સમાજકલ્યાણ માટે જરૂરી સમજતા હતા, પણ પબ્લિક વિરોધ ને લઈ લાગુ પાડી ન શકયા. દાખલા તરીકે નશાબંધીનો કાયદો અમેરીકી સમાજના વિરોધને લઈ કાનૂની દરજો પ્રાપ્ત ન કરી શકયો. એ જ પ્રમાણે ઈંગ્લેન્ડમાં ખુનની સજામાં ફેરફાર કરવો પડયો. સજાતીય સબંધો જેવી અમાનવીય વૃત્તિને કાયદામાં લાવવી પડી. આ પ્રમાણે કાનુન વિષે અંધાધુંધ (**RELATIVISAM**) ફેરફાર થતો રહયો. અમુક કાયદા-શાસ્ત્રીઓએ બધાજ નિયમો છોડી ફકત ન્યાયને મહત્વ આપ્યું.

આ પ્રમાણે સેંકડો વર્ષોના અભ્યાસ અને ચિંતનમનન પછી પણ બુધ્ધિ-જીવીઓ આજ સુધી કાયદો ઘડવા માટે કોઈ પાયો નકકી કરી શકયા નથી.

આ લાંબા અનુભવે બુધ્ધિજીવી ઓને ધર્મ તરફ પાછા ફરવાનો માર્ગ મોકળો કર્યો છે. ભૂતકાળમાં કાનૂન ઘડવામાં ધર્મ ઘણો મહત્વનો ભાગ ભજવતો હતો જેમ કે પ્રખર કાનૂની ઈતિહાસકાર સર હૈનરી મૈન (**SIR HENRY MAINE**) લખે છે કે "લેખિત રીતે વ્યવસ્થિત કોઈ કાનૂન ચીનથી લઈ પેરૂ (**PERU**) સુધી હમોને નથી મલતો જે પોતાના આરંભકાળથી જ ધાર્મિક રિતરિવાજો અને માન્યતાથી સંકળાયેલો ન હોય.

***(EARLY LAW AND CUSTOM P. 5)***

આ બધા જ અનથક પ્રયાસોનો રિમાર્ક કરતા આજ પરિણામ જાહેર થાય છે કે ન્યાયના ચોકકસ માપદંડને નકકી કરવા માટે ધર્મથી માર્ગદર્શન મેળવવા સિવાય બધી જ કોશીશો વ્યર્થ છે અને ન્યાયને અમલી સ્વરૂપ આપવા માટે ફકત ધર્મની અર્પણ કરેલ બુનિયાદ જ પોતાની અનોખી અને આગવી પ્રતિભા સાથે લાભ કરી શકે છે. ***(LEGAL THEORY P.450)***

આધુનિક વિજ્ઞાનની પ્રગતિ પછી માનવીએ એમ સમજી લીધુ કે તેણે જગતની રચના અને નિર્માણનો છેલ્લો જાદુઈ નુસ્ખો પામી લીધો છે. હવે વિજ્ઞાન અને ટેકનોલોજીથી તે શાંતિમય, વૈભવશાળી, રળિયામણું, સૌભાગ્યપૂર્ણ, આનંદિત જીવન વિતાવશે જેના એ હજારો વર્ષથી સ્વપ્નો જોઈ રહયો હતો.

પરંતુ વિજ્ઞાનના અમલી અને કાર્યરિત વપરાશ પછી તેનું સ્વપ્ન છિન્ન ભિન્ન થઈ ગયું. વિજ્ઞાન ઘણી બધી પ્રગતિ લાવ્યું, પરંતુ સાથે તેણે ઘણા બધા વિકટ પ્રશ્નો પણ ઉપસ્થિત કર્યા. તેણે યુધ્ધની ખુવારીનું પ્રમાણ વધારી દીધુ. પહેલુ અને બીજુ વિશ્વ યુધ્ધ અને ત્યાર પછીના બધા જ યુધ્ધો સંપૂર્ણપણે મોર્ડન ટેકનોલોજીનું પરિણામ છે જેણે ભૂતકાળના સઘળા નુકશાનોથી વધારે નુકશાન સર્જયુ. તે સિવાય જીવનની પ્રત્યેક બાબતોમાં એવી ગુંચવણો અને વિકટ સમસ્યાઓ સર્જી, જેનું કોઈ સમાધાન શકય નથી.

આ વિકટ પરિસ્થિતિને લઈ ૧૯૮૯માં એક સેમીનાર યોજાયો જેનો વિષય હતો, વિજ્ઞાનનો અંત (**The End of Science**) આ સેમિનારના



આયોજકોએ તેના પરિચયપત્રમાં લખ્યુ હતું કે જયારે આપણે આજના જગતનું વાંચન કરીએ છીએ તો ફલિત થાય છે કે આપણે વિજ્ઞાનના અંતિમ યુગમાં પ્રવેશી ચૂકયા છીએ. આજકાલ અમેરિકામાં ઘણાં પુસ્તકો પ્રગટ થઈ રહયા છે જેમનો વિષય અને શિર્ષક આ પ્રમાણે છે. વિજ્ઞાન, કોમ્યુનિઝમ, વેર્સ્ટનિઝમ, નેશનલિઝમ અને આઈડીયાલોજીનો અંત, કારણ કે આધુનિક વિજ્ઞાને માનવીને રાહત પહોંચાડવાની જગ્યાએ કંટાળાજનક પરિસ્થિતિમાં મૂકી દીધો છે.

ખુદાઈ કાનૂનમાં વ્યકિતની આઝાદી અને સ્વંતંત્રતાને અલ્લાહપાકના આદેશને પાબંદ બનાવવામાં આવી. જયારે યુરોપે ખાસ કરીને ફ્રાન્સમાં લોકશાહીની ક્રાંતીએ જન્મ લીધો ત્યારથી લઈ આજ સુધી વ્યકિત સ્વતંત્રતાનો અનુભવ થયો. પરંતુ આના ઘણા માઠા પરિણામ આવ્યા. સમાજમાં સ્વછંદતા આવી ગઈ. મોટા માણસોની માન મર્યાદા ન રહી, બલ્કે સામાજિક જીવનનું સમગ્ર માળખુ બદલાઈ ગયું. હવે એવા સંશોધકો પેદા થયા જે વ્યકિતની આઝાદીને નિરર્થક અને ખતરાવાળી માને છે.

શ્રી **B. F. SKINNER**નું કહેવું છે કે, આપણે આઝાદી પચાવી શકતા નથી આઝાદી કોઈ સર્વોચ્ચ કલ્યાણ નથી. માનવીએ કાયદાના નિયંત્રણમાં રહેવુ જોઈએ.

ખુદાઈ કાનૂનમાં સ્ત્રી-પુરૂષનું કાર્યક્ષેત્ર અલગ અલગ છે અને વ્યવહારિક જીવનમાં પુરૂષને સ્ત્રી ઉપર પ્રધાનતા આપવામાં આવી છે.

માનવસર્જિત કાનૂને આ ખુદાઈ નિયમને સંપૂર્ણપણે રદ કર્યો, પરંતુ સો વર્ષના કડવા અનુભવે બતાવ્યુ કે ખુદાઈ કાનૂન જ આ બાબતમાં વાસ્તવિકતાથી નજીક છે.

અમેરિકામાં નારી સ્વતંત્રતાની ચળવળ ઘણી પ્રબળ અને શકિત-શાળી છે. પરંતુ હવે તેના સમર્થકો સમજવા લાગ્યા છે કે આ બાબતમાં અસલ રૂકાવટ સામાજિક વ્યવસ્થા નથી, બલ્કે ખુદ પ્રાકૃતિ અને નેચર કારણરૂપ છે. એટલે કે અલ્લાહપાકે સ્ત્રીની બનાવટ આ પ્રમાણે જ બનાવી

છે કે તે પ્રાકૃતિક દ્રષ્ટિએ અમુક સંકુચિત જીવ વિજ્ઞાન ધરાવે છે. મેલ હારમોન અને ફીમેલ હારમોનનો ફર્ક બન્નેવના શરીરમાં આરંભથી જ છે.

એક અમેરીકી સર્જને (**Edgar Berman**) ઘણા લાંબા સંશોધન પછી ફેંસલો આપ્યો કે સ્ત્રીઓ પોતાની હારમોન કેમીસ્ટ્રી ને લઈ રાજકારભાર ચલાવવામાં ભાવુકતાપણુ દર્શાવી શકે છે.

હવે નારીવાદીઓ જાતિય વિજ્ઞાન દ્વારા જૈન્ટીક કોડ બદલી નવા પ્રકારના સ્ત્રી-પુરૂષને જન્મ આપવાનું વિચારી રહયા છે. જે લોકોએ સ્ત્રીને નારો આપ્યો હતો કે પોલીસી બનાવો કોફી ન બનાવો (**Make Policy Not Coffee**) તેમણે હવે હાર કબૂલ કરી સ્ત્રીને કોફી બનાવવા ગૃહમંત્રાલય સોંપવુ પડશે, નહીં તો તેમના સમાજનો અંજામ હાલના સંજોગોથી વધુ કરૂણ આવશે.

માનવરચિત કાનૂનની કમઝોરી એ છે કે તેની પાસે આ વાતનું કોઈ યોગ્ય બુધ્ધિમય કારણ નથી કે કોઈ ગુનાહિત કૃત્યને ગુનોહ કેમ ઠેરવે ? ફકત એક જ કારણ છે કે તે સામાજીક વ્યવસ્થા અને વહીવટી તંત્રમાં ખલેલ પહોંચાડે છે. આજ કારણે વ્યભિચાર કાનૂની દ્રષ્ટિએ ત્યાં સુધી ગુનો નથી બનતો જ્યાં સુધી (સ્ત્રી-પુરૂષ) બન્નેમાંથી કોઈ એકે જબરદસ્તી (બળાત્કાર) ન કરી હોય. મતલબ કે માનવસમાજમાં વ્યભિચાર ગુનોહ નથી, બલ્કે બળાત્કાર ગુનોહ છે. આ કારણે જ ચોરી, લૂંટ, કત્લ, અપહરણ, વગેર સંખ્યાબંધ ગુનાહિત કૃત્યોથી સમાજના દિમાગ અને આત્મા પ્રદુષિત થઈ જાય છે. છતાં કાનૂન પાસે વ્યભિચારને ગુનોહ સાબિત કરવાનો કોઈ મજબુત પાયો નથી. આજ પ્રમાણે દારૂ અને નશીલા પદાર્થોને પણ ગુનોહ કહેવાની કોઈ બુન્યાદ કાનૂન પાસે નથી.

આ મુશ્કેલીનો ઉકેલ ફકત ખુદાઈ કાનૂનમાં છે. કારણ કે તે કાનૂનની બધી જ જરૂરતો પુરી પાડે છે. આજ પ્રમાણે કાનૂનનો અખ્લાક (નીતિ) સાથે પણ સંબંધ છે.વ્યકિત સાચી, સદાચારી બનવામાં ધર્મનો ઘણો મહત્વનો ફાળો છે. ખાસ કરી તે ધર્મો જે પારલૌકિક (મૃત્યુબાદ) જીવનને



પોતાની મુખ્ય માન્યતા માને છે. જેના પ્રમાણે વ્યકિતને પોતાના સઘળા કર્મોનો હિસાબ પોતાના માલિકને આપવાનો છે. તો શું આજના કાનૂનવિદો આ મુદ્દો સમજવાનો પ્રયાસ કરશે ?

## ઈસ્લામી કાનૂનની રોશનીમાં
## વર્તમાન સમસ્યાઓનું નિરાકરણ

માં-બાપ પોતાના બાળકોની જરૂરિયાતથી સૌથી વધારે વાકેફ હોય છે. દૂધ પીતા બાળકના ઈશારાઓને સમજવામાં પણ તેમને કોઈ મુશ્કેલી નથી થતી. ખેર, આ તો માનવી છે. પ્રાણીઓ જે કાંઈ બોલી નથી શકતા અને જેમને સાંકેતિક (ઈશારાની) ભાષા પણ નથી આવડતી, તેમના માલિકો-પાલકો પણ તેમની જરૂરતોથી સારી રીતે વાકેફ હોય છે. અને એ જ હિસાબથી તેમના ખાવા-પીવા તથા લાલનપાલનની વ્યવસ્થા કરે છે. દેખીતી વાત છે કે, સૃષ્ટિના સર્જક મહાન અલ્લાહપાક જગતના સર્વશ્રેષ્ઠ જીવ ''માનવી''ની જરૂરિયાતથી પણ વાકેફ છે. એટલે અલ્લાહપાક માનવી માટે જેટલા સારા તથા ઉચિત જીવનના નિયમો ઘડી શકે છે, ચોક્કસ જ કોઈ બીજી હસ્તી કે શક્તિ નથી કરી શકતી.

જીવનના નિયમો ઘડવા માટે જ્ઞાનની જરૂર છે. અને ખુદાપાકથી વધીને કોઈ જ્ઞાની નથી. તેના માટે ડહાપણ તથા નિર્ણયશક્તિ જોઈએ. અને અલ્લાહપાકથી વધારે કોઈ શક્તિશાળી તથા જાણકાર નથી. એટલે જ કુર્આન શરીફમાં છે કે, ચૂકાદો કે નિર્ણયનો અધિકાર માત્ર અલ્લાહપાકને છે.

*(અલ અન્આમ : ૬૨)*

અલ્લાહ તઆલાએ જેવી રીતે દુન્યામાં માનવીની ભૌતિક જરૂરીયાત પૂરી કરવાની વ્યવસ્થા કરી છે, એવી જ રીતે તેણે માનવીને તેના પોતાના જીવનના નિયમોથી પણ અંધારામાં નથી રાખ્યા. કારણકે એક માણસ કે એક સમૂહ સમગ્ર માનવજાતની બધી જ જરૂરિયાતની જાણકારી ધરાવી નહીં શકે, અને તેનાથી એ પણ આશા નહીં રાખી શકાય કે વિવિધ માનવીય વર્ગોના હિતો વચ્ચે જે પરસ્પર વિરોધાભાસ છે (અને માનવીય હેસિયતથી

ખુદ તેના પણ હિતો છે), તે બધાની વચ્ચે તે ન્યાયપૂર્વક કામ પાર પાડી શકશે. એટલે ખુદાપાકના રબ, રહમાન તથા રહીમ હોવાનો તકાદો હતો કે તે માનવીને જીવન જીવવાની રીત પણ દર્શાવે.

આ રીત કે માર્ગના દર્શન માટે જ દરેક કાળમાં અલ્લાહપાકના નબી-રસૂલ આવતા રહ્યા. હઝરત આદમ (અલૈ.) માત્ર પહેલા માનવી જ નહીં ખુદાપાકના પહેલા પયગમ્બર પણ હતા. અલ્લાહપાક તરફથી માનવી માટે જે કાનૂન મોકલવામાં આવતો રહ્યો, તેને જ ''શરીઅત'' કહેવામાં આવે છે. માણસનો પ્રારંભિક કાળ શૈક્ષણિક તથા સાંસ્કૃતિક હિસાબથી અપરિપકવતા (બાળપણ)નો કાળ હતો. એટલે અલ્લાહપાક તે જ કાળના અનુરૂપ આદેશો આપતા રહ્યા. અલ્લાહ તઆલાના રસૂલ (સલ.) એવા કાળમાં તશરીફ લાવ્યા, જ્યારે કે માનવી દરેક રીતે ''પુખ્ત વય''માં પહોંચી ચૂક્યો હતો. એટલે આપને એવા આદેશો આપવામાં આવ્યા, જે કિયામત (પ્રલયકાળ) સુધી બાકી રહેશે. હઝરત મુહમ્મદ (સલ.)ની શરીઅત એ સમયે દુન્યામાં આવી, જ્યારે માનવીની ક્ષમતાઓ પૂર્ણપણે વિકસી ચૂકી. એટલે જ આ શરીઅત હંમેશ માટે છે. અને એમાં માનવીને ક્યારેય સંકડાશનો અનુભવ નહીં થશે. કુર્આન શરીફની ભાષામાં તેનું જ નામ 'ધર્મની પરિપૂર્ણતા' તથા 'નેઅમતની પૂર્તિ' છે. *(સૂ.માઈદહ : ૩)*

અલ્લાહપાકે પ્રબોધેલ આ જ તે જીવન વ્યવસ્થા છે, જેને 'ઈસ્લામી શરીઅત' અથવા 'ઈસ્લામી કાનૂન' કહેવામાં આવે છે. આ કાનૂન ગ્રીસના તત્વજ્ઞાનીઓના વિચારોની જેમ માત્ર ''દષ્ટિકોણ' નથી. જેનું સ્વપ્ન તો જોવામાં આવે છે, પરંતુ તે સાકાર નથી થતું, તેમજ તે સમાજવાદી જીવનવ્યવસ્થાની જેમ કોઈ એવો કાનૂન નથી કે સિત્તેર વર્ષની મામૂલી મુદ્દતમાં તેનું નામનિશાન મટી જાય, બલ્કે તે એક એવી સંતુલિત તથા સાહજીક વ્યવસ્થા છે, જેણે લગભગ એક હજાર વર્ષ સુધી એશિયા, આફ્રિકા અને યુરોપના એક મોટા ભૂભાગ પર શાસન કર્યું છે. વિવિધ સંસ્કૃતિઓ તથા સામાજીક એકમોનો સામનો કર્યો છે, અને બહુ જ સારી રીતે દરેક



દેશકાળની સમસ્યાઓને હલ કરી છે. વિશ્વમાં જ્યારે પણ આ કાનૂનની ચકાસણી કરવામાં આવી ત્યારે તેની ઉપયોગિતાનો સ્વીકાર કરવામાં આવ્યો. દુર્ભાગ્યવશ તુર્કીની ઉસ્માની ખિલાફતના પતન પછી ઈસ્લામનું શાસકીય વર્તુળ મસ્જીદ અને વધારેમાં વધારે સામાજીક જીવનની કેટલીક સમસ્યાઓ પુરતુ સીમિત કરી નાંખવામાં આવ્યું, પરંતુ આજે પણ જે તે દેશમાં થોડો ઘણો ઈસ્લામી કાનૂન લાગુ છે, ત્યાં તેની ઉપયોગિતાનો લોકોને અહેસાસ થઈ રહ્યો છે. પરંતુ વર્તમાન મીડિયા આવા દેશોને મૂળભૂતવાદી, જુનવાણી તથા કટ્ટરવાદી હોવાના મહેણાં મારે છે.

પાછલા વર્ષોમાં જે દેશમાં પણ, જ્યારેય ઈસ્લામી કાનૂન લાગુ કરવાની ઘોષણા કરવામાં આવી, ત્યારે બધાના કાન સરવાં થઈ ગયા. અમૂક લોકો આની પ્રતિક્રિયારૂપે એવા બૂમ-બરાડા પાડે છે, જાણે કે કોઈ ખતરનાક તોફાન કે ભૂકંપ આવવાનો હોય. હદ તો ત્યારે થાય છે કે, આપણી જે પાર્ટીઓ આપણા દેશમાં ધાર્મિક રાષ્ટ્ર બનાવવાનું સ્વપ્ન જુએ છે, તે પણ આવી ઘોષણાને ધાર્મિક કટ્ટરવાદ કહે છે. આ પ્રકારના નિવેદનોથી લોકોમાં એવી ગેરસમજ ઉભી થાય છે કે, સાચે જ ઈસ્લામ કોઈ ડરામણી બાબત છે. જો કે શાંત દિમાગથી કામ લેવામાં આવે તો શરીઅત મુજબ કાનૂન ઘડવાની વાત એ સારી ખબર છે, ખરાબ સમાચાર નથી. આ તો માનવીના હિતમાં છે, તેમાં તેનું કોઈ નુકસાન નથી.

ઈસ્લામી કાનૂનની બે બાબતો મૂળભૂત રીતે આગવું સ્થાન ધરાવે છે. એક છે ન્યાય, અને બીજું છે મધ્યમ માર્ગ.

ન્યાયનો અર્થ એ છે કે, દરેક વ્યક્તિની જવાબદારી તેની ક્ષમતાના હિસાબથી નક્કી કરવામાં આવે. દા.ત. દેશની સુરક્ષા, કાયદા વ્યવસ્થાની જાળવણી અને આના જેવી જવાબદારીઓ પુરૂષોને સોંપવામાં આવે. કારણકે પુરૂષો જ આની ક્ષમતા ધરાવે છે. ઘરગૃહસ્થીની બાબતો તથા બાળકોના ઉછેરની જવાબદારી સ્ત્રીઓના શિરે રહેશે. કારણકે તે એ કામોને વધારે સારી રીતે પાર પાડી શકે છે. મધ્યમ માર્ગનો અર્થ એ છે કે,

જવાબદારીઓ નાંખવામાં અનુચિત વધારો કે ઘટાડો કરવામાં નહીં આવે. દા.ત. આ જ સ્ત્રીઓના અધિકારોની બાબત લઈ લો. અમૂક લોકોએ સ્ત્રીઓને એટલી નિચલી કક્ષામાં મૂકી દીધી કે, તેને માનવજાતની આખરી પંગતમાં પણ જગ્યા ન આપી. અને અમૂક લોકોએ તેને એટલી ઉંચાઈ પર પહોંચાડી દીધી કે, જે જવાબદારીઓ ઉપાડવાની તેમાં શક્તિ ન હતી, તે જવાબદારીઓ પણ તેના માથે નાંખી દીધી. આવી જ સ્થિતિ મજૂરોના મામલે સર્જાઈ. કેટલાક લોકોએ મજૂરોને મૂડીવાદીઓના ગુલામ બનાવી નાંખ્યા. અને અન્ય લોકોએ એમ કહ્યું કે, શાસન કરવાનો અધિકાર મજૂરોનો જ છે. આ અલ્પોક્તિ તથા અતિશયોક્તિએ હંમેશ સમાજને નુકસાન પહોંચાડ્યું છે. શરીઅતે ઈસ્લામીની વિશેષતા એ જ છે કે, જીવનના દરેક ક્ષેત્રે તેના ઘડેલા કાનૂન ન્યાયના તકાદાને પૂરા કરે છે. અને કોઈપણ જાતના અંતિમ વલણથી દૂર મધ્યમમાર્ગીય શૈલી અપનાવે છે. બલ્કે ઈસ્લામે પ્રબોધેલ શારીરિક સજાઓ પણ અત્યંત સંતુલિત તથા પ્રકૃતિસંગત છે.

સામાન્યપણે એમ વિચારવામાં આવે છે કે, ઈસ્લામી કાનૂન દોઢ હજાર વર્ષ જૂનો છે. એ સમયગાળા દરમિયાન દુન્યા આર્થિક, સામાજીક રીતે કેટલી બદલાય ચૂકી છે. જે માણસ બળદગાડા પર બેસીને પ્રવાસ ખેડતો, તે હવે હવામાં ઉડી રહ્યો છે. એવા જુના જમાનાના કાનૂન આજના વિકસિત યુગ માટે કેવી રીતે સુસંગત હોય શકે ? પરંતુ આ એક ગેરસમજ છે. વાસ્તવમાં માનવી સાથે બે બાબતો જોડાયેલી છે. એક તેની પ્રકૃતિ, બીજી તે સાધનો જે તેની ચારેકોર ફેલાયેલા છે.

ઉંડાણપૂર્વક વિચારીશું તો જે કાંઈ પરિવર્તનો જોવા મળી રહ્યા છે, તેનો સબંધ સાધનો સાથે છે. માનવીની પ્રકૃતિ કે અંતરમાં કોઈ મૂળભૂત પરિવર્તન કે તબ્દીલી આવી નથી. રાંધવાની રીતો ચોક્કસ જ બદલાઈ ગઈ છે, ખાવા-પીવાની શૈલીમાં જરૂર પરિવર્તન આવ્યું છે, પરંતુ ભૂખ-તરસ જેવી રીતે પહેલાં લાગતી હતી, તેવી આજે પણ લાગે છે. માણસે તીર તથા તલવારના બદલે એટમ બોમ્બ તથા મિસાઈલ બનાવી લીધા



છે, પરંતુ તેની પાછળ સુરક્ષા કે બદલાની જે ભાવના પહેલાં હતી, એવી જ ભાવના આજે પણ તેના માટે પ્રેરક-બળ પુરૂ પાડે છે. જીવનના દરેક ક્ષેત્રને આ નિયમ લાગુ પાડી શકાય એમ છે.

ઈસ્લામી કાનૂનનો મુખ્ય વિષયવસ્તુ માનવીય પ્રકૃતિ છે, સાધનો નહીં. તે માનવીની સાહજીક વૃત્તિ પર અંકુશ મેળવે છે. અને તેને યોગ્ય દિશામાં વાળે છે. તે કહે છે કે, શક્તિનો ઉપયોગ અત્યાચાર ખત્મ કરવા માટે કરો, અત્યાચાર કરવા માટે નહીં. તે કહે છે કે, દૌલત ગરીબોના ઘરના દીપ રોશન કરવા માટે ખર્ચો, આપવડાઈ પ્રગટ કરવા માટે નહીં. તે ઈચ્છે છે કે, માણસ પોતાની વૈચારિક ક્ષમતાને માનવજાતના કલ્યાણ માટે ઉપયોગમાં લે, માનવજાતની બરબાદી માટેના હથિયારો કે સાધનો વિકસાવવામાં ન લગાવે. તે ચાહે છે કે, પ્રસાર માધ્યમોનો ઉપયોગ સત્યને પ્રગટ કરવા માટે તથા તેને મદદ કરવા માટે થાય, અપપ્રચાર તથા સત્યને દબાવવા કે દબડાવવા માટે ન હોય. એટલે જેમ જેમ સાધનો વધતા જશે, ઈસ્લામી કાનૂનની આવશ્યકતા પણ વધતી જશે. એટલે જ આજે વિશ્વનો એવો કોઈ કાનૂન નથી જેણે ઈસ્લામી કાનૂનના તત્વો પોતાની અંદર સમાવ્યા નહીં હોય. ખાસ કરીને સામાજીક કાનૂનમાં તો ઈસ્લામી કાનૂનમાંથી એટલા બધા અંશ લેવામાં આવ્યા છે કે તેની ગણત્રી પણ મુશ્કેલ છે. અને એ પણ એક હકીકત છે કે, જ્યાં પણ અને જેટલી પણ ઈસ્લામી શરીઅતની અવગણના કરવામાં આવી, ત્યાંના લોકો તેટલી જ મુશ્કેલીઓનો સામનો કરી રહ્યા છે.

એટલે ઈસ્લામી શરીઅતને લાગુ કરવી એક આશિર્વાદરૂપ ઘટના છે, અભિશાપરૂપ નહીં. એનાથી કોઈને ખતરો નથી કે કોઈએ તેનાથી ડરવાની જરૂર નથી. વાસ્તવમાં ઈસ્લામ એક કરૂણાવાન તથા શાંતિનો ચાહક ધર્મ છે. તે મુસ્લિમો માટે પણ રાહતરૂપ છે અને મુસ્લિમ દેશોની બિનમુસ્લિમ લઘુમતીઓ માટે પણ અને તેના પાડોશી દેશો માટે પણ. ખુદા કરે કે થોડાક મુસ્લિમ દેશો એના માટે તૈયાર થાય કે તેઓ પોતાની ભૂમિ પર માત્ર ખુદાપાકની ખુશી ખાતર શરીઅતના કાનૂનને તેની પુરી મોકળાશ સહિત,

સમજદારીપૂર્વક લાગુ કરે. જો સાચે જ તેમણે આવું કર્યું, તો એ એક એવો પ્રયોગ હશે, જેનાથી દુનિયા કંઈક શીખશે. અને એ લોકોના મોઢા બંધ થઈ જશે, જે માત્ર દુશ્મની તથા ઈર્ષ્યાના કારણે બોલબોલ કરે છે.

## કાલ્પનિક સમાન નાગરિકધારાનો વિરોધ શા માટે ?

જ્યારે પણ સમાનધારો લાગુ પાડવાની ઝુંબેશ ઉઠે છે, ત્યારે મુસ્લિમ પર્સનલ લૉને જ તેનું નિશાન બનાવવામાં આવે છે અને આ પ્રમાણે કહેવામાં આવે છે કે, હિન્દુઓના ફેમિલી કાનૂનમાં ફેરફાર કરીને નવા યુગને લગતો કરી આપવામાં આવ્યો છે. ફક્ત લઘુમતીના ફેમિલી કાનૂનમાં સુધારો-વધારો કરી તેને કોમન સિવિલ કોડથી મેળવવાનું કામ બાકી છે.

આ દાવાની વાસ્તવિક્તા ઉપર વિચાર કરીએ તો સ્પષ્ટ થઈ જશે કે, એકવીસમી સદીમાં પણ હિન્દુ લૉને સુરક્ષિત રાખવા અને તેને ધર્મ પ્રમાણે કરવા માટે ભારતીય બંધારણની કોલમોમાં કેવી રીતે અપવાદી કોલમો વધારવામાં આવે છે. ઉદાહરણરૂપે બંધારણના આર્ટિકલ ૪૪ના અમલીકરણ બાદ પાર્લામેન્ટે મેરેજ અને તલાકને લગતો એક કાનૂન મેરેજ એક્ટ (૧૯૫૪) ઘડ્યો. તેની સાથે બીજો સેક્યુલર કાનૂન ઈન્ડિયન સક્સેશન એક્ટ (૧૯૨૫ જેનો સબંધ વારસાઈ હક્કોથી હતો) શામેલ કરી નક્કી કર્યું કે, જે લોકો સ્પેશિયલ મેરેજ એક્ટના અનુસંધાનમાં મેરેજ કરશે તેમના ઉપર ૧૯૨૫નો બિનધાર્મિક વારસાઈ કાનૂન લાગુ પડશે.

પરંતુ આ ગેરધાર્મિક કાનૂનને બહુમતી (હિન્દુઓ) ઉપર લાગુ પાડવાની જગ્યાએ એમના માટે બીજા બે કાયદાઓ હિન્દુ મેરેજ એક્ટ (૧૯૫૫) અને હિન્દુ સક્સેશન એક્ટ (૧૯૫૬) ઘડવામાં આવ્યા. તલાક પામેલ સ્ત્રીના ભરણપોષણ માટે ઈન્ડિયા પીનલ કોડનો મુસ્લિમ પર્સનલ લૉથી ઉપરવટ થઈ શાહબાનુ મુકદમામાં અમલ કરી મુસ્લિમો માટે સમસ્યા ઉભી કરી હતી. પરંતુ હિન્દુઓ માટે (૧૯૫૬) ભરણપોષણ અને દત્તકનો



અલગ કાનૂન બનાવ્યો.

દીવ-દમણ-ગોવાની ૧૯૬૨માં આઝાદી પછી બહુમતી સિવાય બધા સંપ્રદાયો માટે પોર્ટુગલ કૉડ જારી રાખ્યો. પરંતુ બહુમતીના રિવાજો માટેના એહકામ ૧૯૮૦ને કાનૂની હેસિયત આપવામાં આવી. વારસાઈ કાનૂન (૧૯૨૫)માં ફેરફાર કરી હિન્દુ, જૈન, બૌદ્ધ અને શિખો માટે તેનાથી અપવાદરૂપ હિન્દુ વારસાઈ એક્ટ ૧૯૫૬માં જારી કર્યા. પરંતુ મુસલમાનો અને ખ્રિસ્તીઓને (જો તે સ્પેશિયલ મેરેજ પ્રમાણે મેરેજ કરે તો) પોતાના પર્સનલ લૉ પ્રમાણે જ નહીં બલ્કે ૧૯૨૫ના કાનૂન પ્રમાણે વારસાઈ હક્ક નક્કી કરવામાં આવશે. આ જ પ્રમાણે ટેક્સના ઘણા કાયદાઓમાં સંયુક્ત હિન્દુ કુટુંબોનો વિશેષ ખ્યાલ રાખવામાં આવ્યો છે.

ઉપરોક્ત પુરાવાઓથી સ્પષ્ટ થાય છે કે, બહુમતી હિન્દુ સમાજના કાયદાઓને સેક્યુલર અને મોર્ડન કાનૂનના અનુસંધાનમાં નહીં બલ્કે એમની મરજી અને ઈચ્છાનુસાર જ રાખવામાં આવ્યા છે.

અમુક લોકો કોમી ભાઈચારો તથા એકતા માટે સમાન કોડને જરૂરી સમજે છે. તેમણે વિચારવું જોઈએ કે પહેલું અને બીજું વિશ્વયુધ્ધ જે દેશો વચ્ચે થયું તો બધા જ ખ્રિસ્તી (પ્રોટેસ્ટન્ટ વર્ગના) હતા. તેમના ફેમિલી કાનૂન પણ સમાન જ હતા. અમેરિકાના દરેક રાજ્યનો ધારો અલગ છે. એક રાજયમાં ગુનો કરી લોકો બીજા રાજ્યમાં આશરો લે છે છતાં ત્યાં સમાનધારાની વાત કોઈ જ કરતું નથી.

શ્રી તેજબહાદુરસિંહ ''મુસ્લિમ પર્સનલ લૉ''ના શિર્ષક હેઠળ લેખમાં જણાવે છે કે, આપણે ભારતીયો એક કૌમ છીએ. પરંતુ હિન્દુ-મુસ્લિમ સમાજો પોતાની અલગ વિશિષ્ઠતાઓ સાથે સેંકડો વર્ષોથી કાયમ છે. આ વિશાળ દેશમાં એવા પ્રદેશો પણ છે કે જ્યાં એકની રહેણી-કરણી બીજાને પસંદ નથી. ઉત્તરની ભાષા દક્ષિણને સ્વિકારવા પાત્ર નથી. માટે કરોડોની જનતાને એક જ સમાજવ્યવસ્થા ગ્રહણ કરવા લાચાર કરવી બુદ્ધિમત્તાની દલીલ નથી.

ઘણાં જ આશ્ચર્યની વાત છે કે એક જ ધર્મને માનનારા દેશના એંસી ટકા નાગરિકો પોતાનો સમાનધારો નથી ઘડી શકતા તો પછી સમગ્ર દેશના વિભિન્ન સંપ્રદાયોથી એક ધારાની આશા કેવી રીતે રાખે છે ?

ડૉ. આંબેડકરે આર્ટિકલ ૪૪ ઉપર આક્ષેપનો જવાબ આપતાં કહ્યું હતું કે, મુસ્લિમોની ઈચ્છા વિરૂદ્ધ કોઈ પાગલ સરકાર જ સમાનધારો લાગુ પાડવાની ચેષ્ઠા કરી શકે છે.

સમાનધારો જગતના ક્યા દેશમાં ચાલે છે ? અમેરિકામાં ખ્રિસ્તીઓ અને યહૂદીઓ પોતાના લૉ પ્રમાણે અમલ કરે છે.

ઈજીપ્ત જેવો મુસ્લિમ બહુમતી ધરાવતો દેશ અને ઈસ્લામ ત્યાંનો રાજકીય ધર્મ હોવા છતાં ત્યાંના ખ્રિસ્તીઓ જે લઘુમતીમાં છે તેમનો ફેમિલી લૉ અલગ છે. એ જ પ્રમાણે સિરિયા, ઈન્ડોનેશિયા, મલેશિયા અને પાકિસ્તાનમાં તેની લઘુમતી અને વિભિન્ન સંપ્રદાયોના કોડ અલગ છે.

મોંઘવારી, બેકારી, આર્થિક પછાતપણું, સ્ત્રી હક્કોનું શોષણ અને સામાજિક અન્યાય દૂર કરવાની જાદુઈ લાકડી કે અલાઉદ્દીની ચિરાગ જો સમાનધારો લાગુ કરવામાં મળી જતો હોત તો જગતના બીજા દેશો આપણાંથી પહેલા તેને અપનાવી ચૂકયા હોત.

અને શું દેશના બધા જ સંપ્રદાયોને એક સિવિલ કોડ માન્ય હશે ? તે ક્યો કોડ છે જે એના દાવેદારોના મનસ્વી દિમાગમાં છે ? મુસ્લિમ પર્સનલ લૉ શું છે ? મુસ્લિમો એમાં ફેરફાર કરવાના કેમ વિરોધી છે ? તે જાણવા માટે ઈસ્લામની હકીકત અને ઈસ્લામી કાયદાઓનું બારીકી તથા તટસ્થપણે વાંચન કરવું જરૂરી છે.

ઈસ્લામને કોઈ જરૂર નથી કે તે લેનિન, માર્કસ અને બાઈબલના દરવાજે ભીખ માંગે. ઈસ્લામ તો તે સર્વજ્ઞાની અલ્લાહપાકની પરિપૂર્ણ કુદરત અને રહમતનું પ્રદર્શન છે, જે પ્રત્યેક યુગ, કૌમ અને સઘળી સૃષ્ટિનો સર્જક તથા પાલક છે. તે માનવીના વાસ્તવિક રોગો તથા તેની જરૂરતોથી પરિચિત અને જાણકાર છે.





ઈસ્લામ ખુદાપ્રેરિત ધર્મ છે, તેથી તે પોતાના અનુયાયીઓને માનવ-જીવનની પ્રત્યેક દિશાનું માર્ગદર્શન આપે છે. જીવનનો કોઈ વિભાગ એવો નથી કે જેના માટે ઈસ્લામની આશ્ચર્યજનક જીવનવ્યવસ્થામાં આજ્ઞાઓ તથા સૂચનાઓનું પૂરતું પ્રમાણ મૌજૂદ ન હોય.

વારંવાર આ આક્ષેપ કરવામાં આવે છે કે મુસ્લિમ પર્સનલ લોમાં સ્ત્રીઓને ન્યાય નથી મળતો, તેમના હક્કોનું શોષણ થાય છે. આ આક્ષેપો તે લોકો તરફથી છે, જેમણે વાસ્તવિક રીતે ઈસ્લામનો અભ્યાસ જ કર્યો નથી અથવા તે ધર્મનિરપેક્ષતાના દાવા હેઠળ કોમી પરિબળોના હાથા બન્યા છે.

મિસ્ટર **N. L. Coulson** લખે છે કે, સ્ત્રીઓ વિશે કુર્આની કાનૂન શ્રેષ્ઠતાનું અગ્રિમ સ્થાન ધરાવે છે. નિકાહ અને તલાકના કાયદાઓનો સામાન્ય હેતુ જ સ્ત્રીઓના હક્કોનું રક્ષણ કરવું છે.

***(A History of Islamic Law, Edinburg 1971, P.14)***

ફ્રાન્સીસી વૈજ્ઞાનિક લિબોન લખે છે કે, ઈસ્લામ પ્રથમ ધર્મ છે, જેણે સ્ત્રીઓના હક્કો સુરક્ષિણ અને કૌટુંબિક સબંધો પ્રબળ બનાવ્યા.

શ્રી ટોલ્સટોય લખે છે કે, માનવજગતના માર્ગદર્શન માટે કુર્આન શરીફ સર્વશ્રેષ્ઠ માર્ગદર્શક છે. જે સભ્યતા, સમાજવ્યવસ્થા અને નૈતિક સુધારાનું શિક્ષણ છે. દુનિયામાં માત્ર આ કિતાબ જ હોત, તેના સિવાય કોઈ માર્ગદર્શક ન આવત તો પણ તે વિશ્વના માર્ગદર્શન માટે પૂરતું હતું.

ઈસ્લામે સ્ત્રી હક્કોનું કેટલું રક્ષણ કર્યું છે તે જણાવતા શ્રીમતી એની બિસન્ટ **(Mrs. Annie Besant)** લખે છે કે, આપણે યાદ રાખવું જોઈએ કે સ્ત્રીઓ વિશે ઈસ્લામી કાનૂન હમણાં સુધી ઈંગ્લેન્ડમાં અપનાવાઈ રહ્યા હતા. જગતમાં અસ્તિત્વમાં આવેલ સઘળા કાનૂનોમાં તે ન્યાયી છે. મિલ્કત, વારસાઈના હક્ક અને તલાક બાબતે યુરોપથી ઘણા જ સારા અને વિશિષ્ટતા ધરાવનાર કાયદાઓ છે. તે સ્ત્રીઓના હક્કોનું સંપૂર્ણ રક્ષણ કરનાર હતા. બહુપત્નીત્વના શબ્દોએ લોકોને ઈસ્લામથી ગેરમાર્ગે દોર્યા. પરંતુ તેમની

નજર યુરોપમાં થતાં સ્ત્રી અપમાન તરફ નથી જતી, જેને કહેવાતા સ્ત્રી રક્ષકોએ સડકો ઉપર ફક્ત એટલા માટે તરછોડી મૂકી કે તેમનાથી એમનું દિલ ભરાઈ ગયું છે અને પછી તેમની કોઈ મદદ કરતું નથી.

***(The Life & Teachings of Mohammad, P.3)***

પયગમ્બરે ઈસ્લામ (સલ.)એ નિઃશંક સ્ત્રીનો દરજ્જો એનાથી ઘણો જ ઊંચો કર્યો જે તેને અરબોમાં પ્રાપ્ત હતો. ખાસ કરીને પતિના મરણ બાદ તેને વારસાઈ માલ તરીકે નહિં બલ્કે તેની વારસાઈ પ્રાપ્ત કરવાની હકદાર બનાવી અને આઝાદ વ્યક્તિની જેમ તેને હક્કો મળ્યા.

***(Encyclopedia of religion Ethics, Vol. V.P. 271, Newyork 1912)***

હિંદુ કોડ બિલ (૧૯૫૫)માં ભલે એક હિંદુ માટે માત્ર એક લગ્નની જ છૂટ આપવામાં આવી છે, પરંતુ ૧૯૬૧ની વસ્તી ગણત્રીના સર્વેક્ષણ મુજબ એકથી વધુ સ્ત્રીઓ રાખવાનો અંદાજો બોદ્ધોમાં ૧૫.૨૫ ટકા, જૈનોમાં ૭.૯૭ ટકા, હિંદુઓમાં ૬.૭૨ ટકા જયારે મુસ્લિમોમાં ફક્ત ૫.૮ ટકા એટલે કે બધાથી જ ઓછો હતો.

૧૯૮૧ના સર્વેક્ષણ મુજબ પણ મુસ્લિમોમાં બહુપત્નીત્વનો અંદાજ ૪.૩ અને હિંદુઓમાં ૫.૬ ટકા હતો.

ઈસ્લામ પોતાની સમાજરચના તકવા (આત્મનિગ્રહ) દોષરહિત લાઈન ઉપર ઊભી કરવા માંગે છે. જેથી તકવાને નડતરરૂપ સઘળા અવરોધો દૂર કરવા માંગે છે, પરંતુ સાથે માનવ નિર્બળતાઓ અને જરૂરિયાતોને પણ લક્ષ બહાર રાખતો નથી. તે એક પુરુષને પોતાની જાતીય લાગણી સંતોષવા અમુક શરતો, અંકુશો અને મર્યાદાઓ સાથે પત્ની કરવાની છૂટ તો આપે છે, પરંતુ વેશ્યાગૃહમાં જવાની, રખાતો રાખવાની કે વ્યભિચાર કરવાની છૂટ આપતો નથી. જાતીય લાગણીઓને બહેકાવતા ટી.વી. અને ઈન્ટરનેટના પિકચરો, અશ્લીલ દ્રશ્યો, નૃત્યો કે કલબોને પ્રોત્સાહન નથી આપતો, જે મનુષ્યને હવસખોર પ્રાણી બનાવે છે. જેને સમજવા આજના યુરોપ અને અમેરિકાની સ્થિતિ જોઈ લેવી



પૂરતી છે. જ્યાં તલાકના ચોંકાવનારા આંકડા પ્રગટ થઈ રહ્યા છે.

પર્સનલ લો કૌટુંબિક ઝઘડાઓ હલ કરવામાં ઘણી મહત્વની ભૂમિકા ભજવે છે. જેમકે "વુમન એકશન ગૃપ" અમદાવાદના એક સર્વે પ્રમાણે અમદાવાદમાં ૧૯૮૯ થી ૧૯૯૩ સુધી હિંદુઓ અને મુસ્લિમોના ૩૫૦૦૦ સિવિલ મુકદ્દમાં અદાલતમાં રજુ થયા. જેમાં મુસ્લિમ પર્સનલ લો પ્રમાણે રજૂ થનાર કેસોની સંખ્યા ફકત ૫૩ હતી.

મૌલાના અબૂલ કલામ આઝાદે (રહ.) ઈન્ડિયન નેશનલ કોંગ્રેસના (રામગઢ, માર્ચ ૧૯૪૦) અધિવેશનમાં પ્રમુખસ્થાનેથી કહ્યું હતું કે, સંયુક્ત અને અતૂટ ભારતના એક નાગરિક હોવાનો મને ગર્વ છે. તેની સાથે ઈસ્લામના કાનૂનથી પણ મને તેટલો પ્રેમ છે. મારૂં કર્તવ્ય છે કે હું તેનું રક્ષણ કરૂં અને હું સહન નથી કરી શકતો કે તેમાં કોઈ હસ્તક્ષેપ કરે. આ શબ્દો છે ભારતીય બંધારણના ઘડવૈયા અને કોંગ્રેસના પ્રાણસમાન નેતાના. એ જ પ્રમાણે વાત ડો. ઝાકીરહુસૈને કાશી વિદ્યાપીઠના શિક્ષણ સમારંભમાં (૧૯૩૫)માં કરી હતી.

**International Confrence on Comparative Law**ની પેરિસ ખાતેની બ્રાંચે યોજેલ કોન્ફરન્સના છેલ્લા દિવસે થયેલ ઠરાવમાં કહયું છે કે, ઈસ્લામી કાયદા કાનૂન વિશે યોજાયેલ આ બેઠક અઠવાડિયા સુધી ચાલેલ વાદવિવાદના અંતે આ નિર્ણય ઉપર પહોંચી છે કે ઈસ્લામી કાનૂન (ઉસૂલો)ના ફાયદાકારક હોવામાં કોઈ સંદેહ નથી. કાનૂનની આ શાખામાં તે બધા જ કાયદા–કાનૂન મૌજુદ છે, જે તેને મોર્ડનયુગની જરૂરિયાત પૂરી કરવાને લાયક બનાવે છે. *(ઈન્ટરનેશનલ કાનૂની સ્પર્ધા રિપોર્ટ, જુલાઈ ૧૯૫૧)*

સમગ્ર ઈસ્લામી કાનૂન પાછળ જે હકીકતો (મુસ્લિમોના મતાનુસાર) મૌજૂદ છે, તે ન જાણવાને કારણે ઘણી બધી ગેરસમજો ઉત્પન્ન થઈ છે. આધુનિક ભારતનો કટ્ટરવાદી વર્ગ (સેક્યુલર વર્ગ સહિત) આ સમગ્ર મામલાને ભૌતિક (માદ્દી) દષ્ટિકોણથી મૂલવે છે, જ્યારે મુસ્લિમો તેને રૂહાની દષ્ટિબિંદુથી જુએ છે. મુસ્લિમો એમ માને છે કે, સમગ્ર ઈસ્લામી

કાનૂનના સાચા ઘડવૈયા (Legislator) સ્વયં અલ્લાહ તઆલા છે. કારણ કે એક માનવી એટલી ક્ષમતા ધરાવતો જ નથી કે તે બીજા માનવી માટે ઈષ્ટ-અનિષ્ટ (સારા-ખરાબ)ની વચ્ચે ભેદરેખા દોરી કાનૂન ઘડી શકે. કાનૂન ઘડવા માટે માનવ અસ્તિત્વ અને જીવનની સર્વ પ્રકારની જાણ હોવી જરૂરી છે. કોઈ માનવી પોતાના ટૂંકા જીવનકાળમાં વિદ્યાની તમામ શાખાઓમાં નિપૂણતા મેળવી નહીં શકવાને કારણે બીજા માનવી માટે કાનૂન ઘડી શકે એમ નથી. જ્યારે એ સિધ્ધ થયું કે માનવી માનવી માટે કાનૂન ઘડી ન શકે, તો તેનાથી આપોઆપ સિધ્ધ થાય છે કે, માનવી ખુદાઈપ્રેરિત કાનૂનમાં મનસ્વીપણે વધારો-ઘટાડો પણ કરી ન શકે.

મુસ્લિમોના માનસિક વલણને નક્કી કરતી એક બીજી મહત્વપૂર્ણ હકીકત આખિરતના જીવનની હકીકત છે. મુસ્લિમો એમ માને છે કે, આ જીવન પહેલું છે અને છેલ્લું પણ. જન્મ-મરણનો અહીં કોઈ ચકરાવો નથી. આ એકમાત્ર જીવન પણ અલ્લાહ તઆલાએ મોઝમજા માટે (કે સજા માટે) અર્પણ કર્યું નથી, બલ્કે કસોટી (Test) માટે અર્પણ કર્યું છે. જે વ્યક્તિ ખુદાઈ પ્રેરિત કાનૂન (જેની છેક છેલ્લી આવૃત્તિ કુરૂઆન શરીફ છે)ને હૃદયપૂર્વક માનશે, તેને જન્નત (સ્વર્ગ) મળશે અને જે નહીં માને અથવા તેમાં સુધારા-વધારાનો સ્વીકાર કરશે, તેને દોઝખ (નર્ક)નું દુઃખમય જીવન મળશે. આવી સ્થિતિમાં મુસ્લિમો એમ વિચારે છે કે, ઈસ્લામી કાનૂન ઉપર અમલ કરવાથી આ જીવનમાં ભલે થોડી અગવડ પડતી હોય તો ભલે પડે, પરંતુ વધારો-ઘટાડો સ્વીકારીને પોતાનું પારલૌકિક (આખિરતનું) જીવન બગાડવું ન જોઈએ.

અલ્લાહપાકની માન્યતા એક તરફ સદાચાર-દુરાચારની વ્યાખ્યા સ્પષ્ટ કરે છે, તો બીજી બાજુ જન્નત-દોઝખની માન્યતા સદાચારની પ્રેરણા આપે છે અને દુરાચારથી રોકે છે. આજનો આધુનિક કાનૂન હજુ સુધી ઈષ્ટ-અનિષ્ટ (સારા-ખરાબ) વચ્ચે સ્પષ્ટ ભેદરેખા દોરી શક્યો નથી કે કાનૂનભંગ ઉપર કાબૂ મેળવી શક્યો નથી. તેનું કારણ એ જ કે આધુનિક



કાનૂન પાસે આવો કોઈ અધિભૌતિક પાયો (Metaphysicalbase) નથી. આધુનિકોએ ઈસ્લામની આ ખૂબી પ્રયોગ ખાતર પણ અપનાવવી જોઈએ.

પ્રત્યેક કાનૂન પાછળ કેટલાક મૂલ્યો હોય છે. સમાન નાગરિકધારાનો જે હોબાળો ઉભો થયો, તેના લીધે ''ઈસ્લામનો પારીવારિક કાનૂન'' વિશેષ ધ્યાનપાત્ર, ટીકાપાત્ર બન્યો છે, પરંતુ ઈસ્લામે પોતાના પારીવારિક (કૌટુંબિક) કાનૂન પાછળ જે મૂલ્ય સ્થાપ્યું છે, તેને ન જાણવાને કારણે અનેક ગેરસમજો ઉભી થઈ છે.

પારીવારિક (કૌટુંબિક) કાનૂન પાછળ ઈસ્લામે જે મૂલ્ય પ્રસ્થાપિત કર્યું છે, તે પુરૂષ પ્રધાનતાનું મૂલ્ય છે. કોઈ પણ જાતના સંકોચ વગર ઈસ્લામે તેનું એ'લાન પણ કર્યું છે. (૨:૨૨૮)

પાછલા પચાસ વર્ષોમાં જીવશાસ્ત્ર તથા માનસશાસ્ત્ર ક્ષેત્રે જે અવનવા સંશોધનો થયા છે, તેનાથી એ પુરવાર થઈ ચૂક્યું છે કે, પુરૂષોની પ્રધાનતા એ માનવસર્જિત નહીં, બલ્કે કુદરત સર્જિત છે. એટલે ઈસ્લામે ચૌદસો વર્ષ પૂર્વે સ્ત્રીને જે સ્થાન આપ્યું હતું, તે જ ન્યાયિક હતું.

સ્ત્રી-પુરૂષ સમાનતાની ખોટી વિભાવનાના આધારે જે આધુનિક કાનૂનો ઘડાયા, તેના કારણે પરિવાર વધારે વેરવિખેર બન્યો છે. એવું ઘટનાકીય પુરાવાઓથી સાબિત થાય છે. એટલે થોડાક દિવસો માટે જો આધુનિક સમાજ ઈસ્લામનો પારીવારિક કાનૂન અપનાવે, તો જરૂર તેના ફાયદાઓ માલૂમ પડશે.

**ગુરૂ ગોલવલકરના વિચારો :**

આર.એસ.એસ.ના માજી સર સંઘચાલક ગુરૂ ગોલવલકરે ૨૦મી ઓગષ્ટ ૧૯૭૨ના દિવસે દિલ્હીમાં દીનદયાલ રીસર્ચ ઈન્સ્ટીટ્યુટનું ઉદ્‌ઘાટન કર્યું. તે પ્રસંગે પ્રવચન કરતાં તેમણે કહ્યું કે, રાષ્ટ્રીય એકતા માટે સમાન નાગરિક ધારો કોઈ જરૂરી બાબત નથી. તેમનું એ પ્રવચન ''મધરલેન્ડ'' (૨૧ ઓગષ્ટ ૧૯૭૨)માં છપાયું હતું. તેના પછી સાપ્તાહિક

ઓર્ગેનાઈઝર (૨૬ ઓગષ્ટ ૧૯૭૨)માં આ વિષય પર તેમનું એક ઈન્ટરવ્યુ પ્રસિધ્ધ થયું. તેઓએ ઈન્ટરવ્યુમાં જે કાંઈ કહ્યું તેનો સારાંશ આ હતો :

"હું નથી સમજતો કે રાષ્ટ્રપ્રેમ જગવવા માટે આપણને સમાન નાગરિક ધારાની જરૂર છે. આ પ્રકારની ધારાકીય સમાનતાનો રાષ્ટ્રીય એકતા સાથે કોઈ સબંધ નથી. ભારત હંમેશ વિવિધતાનો દેશ રહ્યો છે. તેમ છતાં આપણે લાંબા સમય સુધી એક તાકાતવર અને સંગઠિત પ્રજા બની રહ્યા. એકતા માટે આપણને સંવાદિતા (Harmony)ની જરૂર છે, સામ્યતા (Uniformity)ની નહીં. મારી અનુભૂતિ મુજબ પ્રકૃતિ વધારે પડતી એકવિધતાને પસંદ નથી કરતી. આપણી પાસે જીવનનો લાંબો અનુભવ છે અને આપણો અનુભવ એમ કહે છે કે, વિવિધતા અને એકતા એક સાથે સંભવી શકે છે. વાત બરાબર છે કે, બંધારણમાં એક કલમ 'સમાન નાગરિક ધારા' વિશે પણ છે. પરંતુ કોઈ વસ્તુ માત્ર એ કારણે સ્વીકાર્ય નથી બની જતી કે તે કોઈક બંધારણમાં લખાયેલી છે અને વાસ્તવમાં તો આપણું બંધારણ વિદેશી બંધારણોનો ખીચડો (Hotch-Potch) છે. તેને ભારતીય અનુભવોના આધારે ઘડવામાં આવ્યું નથી."

એમ કહેવામાં આવે છે કે, મુસ્લિમો સમાન નાગરિક ધારાનો વિરોધ કરે છે. કારણ કે તેઓ પોતાની જુદી ઓળખ સાચવવા માંગે છે. પરંતુ કોઈ પણ વર્ગ કે સંપ્રદાય પોતાની જુદી ઓળખ જાળવવા માંગે છે તેની સામે મને કોઈ વાંધો નથી. જ્યાં સુધી આ ઓળખ રાષ્ટ્રપ્રેમની ભાવનાઓને ઓછી કરનારી ન હોય. મૂળ મુદ્દો એ છે કે, મુસ્લિમો અને હિન્દુઓ વચ્ચે સદ્‌ભાવના હોવી જોઈએ. મારા મતે મુસ્લિમોને પોતાની જીવનશૈલી મુજબ રહેવાનો પૂરો અધિકાર છે. અલબત્ત, તેઓએ દેશથી અને તેની સંસ્કૃતિથી પ્રેમ કરવો જોઈએ. હિંદુઓ માટે પણ "સમાનધારો" ઘડવો નિરર્થક છે. આખરે હજારો વર્ષથી હિંદુઓ આવી ભિન્નતા છતાં હળીમળીને જ રહેતા આવ્યા છે.

કોઈ માણસને આ વાત ફિલસૂફી ભરેલી લાગશે, પરંતુ હું માનું છું



કે, સમાનતા પ્રત્યેક કૌમ માટે મૃત્યુઘંટ સમાન છે. પ્રકૃતિ તો વિવિધતા પસંદ કરે છે. મારા મતે દરેક જીવનશૈલીની સુરક્ષા થવી જોઈએ. પરંતુ આ તમામ વિવિધતાઓ રાષ્ટ્રીય એકતા માટે સહાયક નીવડવી જોઈએ.

**સમાનધારો-સેક્યુલર તથા હિન્દુવાદ બન્નેવની વિરોધ છે :**

ભારતમાં પાછલી એક સદીથી બે વિભિન્ન રાજકીય વર્ગો અસ્તિત્વમાં છે અને આજે પણ તેઓ અલગ-અલગ નામો સાથે મૌજૂદ છે. પહેલો વર્ગ એ છે જે "સેક્યુલર આઈડિયોલોજી"ના આધારે દેશનું નિર્માણ કરવા ચાહે છે, અને બીજો વર્ગ તે છે, જે "હિન્દુ આઈડિયોલોજી"ના આધારે ભારતીય સમાજનું ઘડતર કરવા માંગે છે. બન્નેની વિચારસરણીઓ એકબીજાથી તદન જુદી છે, પરંતુ વિચિત્ર વાત છે કે, બન્ને આ મુદ્દા પર સહમત થયા છે કે ભારતમાં સર્વ નાગરિકો માટે સમાનધારો બનાવી નાંખવો જોઈએ.

પરંતુ તટસ્થતાપૂર્વક જો મૂલવવામાં આવે તો સમાન નાગરિક ધારો બન્નેની વિચારસરણી વિરૂદ્ધ છે. જો તેઓ પોતાના દૃષ્ટિબિંદુ પ્રત્યે સંનિષ્ઠ તથા શુદ્ધ છે, તો તેમણે આ પ્રકારની કોઈ પણ વિભાવનાની કદાપિ હિમાયત ન કરવી જોઈએ.

સેક્યુલરિઝમનો અર્થ ધર્મ બાબતે રાજ્યે દખલગીરી નહીં કરવાની નીતિ (Non-Interference) અખત્યાર કરવી થાય છે તેમજ લોકોને પોતાના ધર્મ અને આસ્થાની સ્વતંત્રતા આપીને માત્ર સંયુક્ત લૌકિક બાબતોની વ્યવસ્થા તેમજ આયોજન કરવું. આ જ સેક્યુલરિઝમનું વૈશ્વિક સ્તરે સર્વસ્વીકૃત અર્થઘટન છે અને આ અર્થઘટન મુજબ જ ભારતીય બંધારણની રચના કરવામાં આવી છે.

અમુક લોકો સેક્યુલરિઝમનું અર્થઘટન એવી રીતે કરે છે, જાણે કે તે સ્વયં એક ધર્મ છે અને તમામ પરંપરાગત ધર્મોને નષ્ટ કરીને વ્યક્તિથી લઈ સમષ્ટિ સુધી જીવનના પ્રત્યેક પાસાંને આવરી લેવા માંગે છે. પરંતુ આ અંતિમવાદ છે. આ પ્રકારના અંતિમવાદીઓ દરેક ધર્મ તથા વિચાર-

વ્યવસ્થામાં હોય છે. જેમ ખુદ મુસ્લિમોમાં એવા અંતિમવાદીઓ મૌજૂદ છે, જેઓ ઈસ્લામની છણાવટ એવી રીતે કરે છે, જેનાથી ઈસ્લામ ફક્ત રાજકારણ તથા યુદ્ધનો ધર્મ માલૂમ પડે. પરંતુ આ અતિશયોક્તિ તથા હિંસક વિચારસરણી છે. તે ઈસ્લામની સાચી અને સંપૂર્ણ ઓળખ નથી આપતી.

આ એક વાસ્તવિક્તા છે કે, સેક્યુલરિઝમ અને સમાન નાગરિક ધારો એકબીજાના વિરોધાર્થી છે. ભારતનો સેક્યુલર વર્ગ જો સાચા અર્થમાં સેક્યુલર છે, તો તેણે સમાન નાગરિક ધારાની વાત ન કરવી જોઈએ. કારણ કે વ્યક્તિગત સ્તરે ''ધાર્મિક સ્વતંત્રતા'' સેક્યુલરિઝમનો મૂળભૂત સિદ્ધાંત છે.

બીજો વર્ગ તે છે, જે હિન્દુ આઈડિયોલોજીના આધારે ઉભો રહેવા માંગે છે. આ વર્ગે જાણી લેવું જોઈએ કે, જો તેઓ 'હિન્દુ આઈડિયોલોજી'માં આસ્થા ધરાવતા હોય તો એ ખુદ તેમની આસ્થા વિરૂદ્ધ છે કે તેઓ દરેક વર્ગ અને સંપ્રદાયને સમાન નાગરિક ધારા હેઠળ લાવવાનો પ્રયત્ન કરે.

હિન્દુ આઈડિયોલોજીનો બુન્યાદી સિધ્ધાંત ''સર્વધર્મ સમભાવ'' છે. મતલબ કે તમામ ધર્મો સાચા છે. હિંદુઈઝમની મૂળભૂત લાક્ષણિકતા એ છે કે, તે વિવિધતામાં એકતા (Unity in diversity)ને માને છે. તેના મતાનુસાર સત્યના બાહ્યસ્વરૂપો જુદા જુદા હોય છે, પરંતુ આંતરિક સત્વ સમાન હોય છે. એમ કહી શકાય કે હિંદુઈઝમની શ્રદ્ધા અનેકતામાં એકતા જોવી છે.

સિવિલ કોડ અથવા કોઈ પણ કોડનો સબંધ બાહ્ય બદન સાથે હોય છે, આંતરિક ચેતના સાથે નથી હોતો. આ સ્થિતિમાં આ બાબત હિન્દુ દષ્ટિકોણથી વિરૂદ્ધ લેખાશે કે વિભિન્ન વર્ગોના ''પર્સનલ લો''ને ખતમ કરી સર્વ નાગરિકો માટે માત્ર એક ધારો લાગુ કરવાનો પ્રયાસ કરવામાં આવે.

### હિંદુ જ્ઞાતિઓનો રિવાજ :

ખુદ હિંદુઓમાં લગ્ન-વિવાહની કોઈ એક રીત નક્કી નથી. હિંદુઓમાં સેંકડોની સંખ્યામાં વિભિન્ન વર્ગો તથા સંપ્રદાયો છે. દરેક સંપ્રદાય તથા



જ્ઞાતિ પોતપોતાના કૌટુંબિક અથવા પ્રાદેશિક રીતરિવાજ મુજબ લગ્ન-વિવાહની વિધિ અદા કરે છે.

આજે પણ લગભગ તમામ હિંદુઓ પોતાના લગ્નો પોતાના ધાર્મિક તથા સાંપ્રદાયિક રિવાજ અનુસાર જ કરે છે. ભલેને સ્પેશ્યલ મેરેજ એક્ટ ૧૯૯૫ના સ્વરૂપે તેઓ માટે એક ''સમાનધારો'' મૌજૂદ છે.

***Almost all Hindus still solemnise their marriages through religious costoms although there is a civil way out through the special Marriages Act of 1954.*** ***(The Hindustan Times, May 22, 1995)***

આ કોઈ યોગાનુયોગ (અચાનક) નથી. વાસ્તવિકરૂપે આ જે કાંઈ થઈ રહ્યું છે કે લોકો પોતપોતાની ધાર્મિક પરંપરા મુજબ લગ્નો કરે છે, તે જ બરાબર છે અને આમ જ થવું જોઈએ. લગ્ન-વિવાહનો સબંધ અત્યંત ખાનગી બાબતો સાથે છે. આવી બાબતોમાં દરેક વર્ગ હંમેશ પોતપોતાની કૌટુંબિક અથવા સાંપ્રદાયિક રસમ અને રિવાજ મુજબ જ અમલ કરે છે. આ પ્રકારના મામલાઓમાં તેના સિવાય બીજી કોઈ સ્થિતિ શક્ય નથી.

### દેશની વાસ્તવિક જરૂરત - રાષ્ટ્રીય ચારિત્ર્ય :

ભારતને એક અખંડ, શાંત અને વિકસિત રાષ્ટ્ર બનાવવા માટે વાસ્તવમાં જેની જરૂર છે, તે ''નેશનલ કેરેક્ટર'' છે. દેશમાં જે કાંઈ ખૂટે છે અથવા જે ભ્રષ્ટાચાર પ્રવર્તે છે, તે બધાનું મૂળ કારણ માત્ર એક જ છે અને તે એ કે, સ્વતંત્રતા પછી લોકોમાં રાષ્ટ્રીય ચરિત્ર - નેશનલ કેરેક્ટર ઘડી શકાયું નથી.

રાષ્ટ્રીય ભાવના સ્વાર્થી ભાવનાની વિરોધાર્થી છે. તેનો અર્થ એ છે કે, દેશનો નાગરિક પોતાના હિતને મહત્વ આપવાને બદલે રાષ્ટ્રહિતને મહત્વ આપે. જ્યાં પણ બન્ને હિતો ટકરાતા હોય, તો તે નાગરિક સ્વહિતનું બલિદાન આપી રાષ્ટ્રહિત સાધવા પ્રયત્ન કરે, તેને પ્રાધાન્ય આપે.

ભારતનો શત્રુ દેશ પૈસાની લાલચ આપી તમને ખરીદવા ચાહે તો

તમારો દેશપ્રેમ તમને આમ કરવાથી રોકી દે. ટેક્સ નહીં ભરવામાં તમને વ્યક્તિગત લાભો મળી રહ્યા હોય તો પણ તમે ટેક્સ ભરી દો. કારણ કે તેનાથી રાષ્ટ્રને ફાયદો થશે. ભેળસેળયુક્ત વસ્તુ સપ્લાય કરવામાં તમારો નફો વધી રહ્યો હોય પરંતુ તમે આમ ન કરો. કારણ કે આવું કરવાથી રાષ્ટ્રની પ્રગતિ રૂંધાય છે. વ્યક્તિગત ફરિયાદો છતાં તમે રાષ્ટ્રીય સંપત્તિને નુકસાન ન પહોંચાડો તેમજ આર્થિક ચક્રોને રોકવા પ્રયત્ન ન કરો. કારણ કે તેમાં દેશની બરબાદી છે. ચૂંટણીમાં જો તમે હારી જાઓ તો ખેલદિલીપૂર્વક પોતાની હાર કબૂલ કરી લો. કારણ કે હાર સ્વીકાર નહીં કરવાનું પરિણામ એ આવે છે કે, દેશની રાજકીય વ્યવસ્થા બગડી જાય છે. જો તમે મહત્વપૂર્ણ હોદ્દો ધરાવતા હો તો પોતાના આર્થિક ફાયદા ખાતર કૌભાંડોમાં ન સંડોવાવો. કારણ કે આમ કરવાથી રાષ્ટ્રનું આર્થિક માળખું છિન્નભિન્ન થઈ જાય છે. જો તમને એક વખત સત્તા મળી જાય તો એવું ન ઈચ્છો કે "હું જ કાયમ રાજસિંહાસન પર બિરાજમાન રહું." કારણ કે આ પ્રકારની સ્વાર્થી વૃત્તિ લોકશાહી તંત્રને તબાહીની ચરમસીમા પર લઈ જાય છે. જો તમે નેતા છો તો પોતાના રાજકીય રોટલા શેકવા ખાતર એક વર્તના માનસમાં બીજા વર્ગ પ્રત્યે વૈમનસ્ય અને ભયની લાગણી ન જન્માવો. કારણ કે તેનાથી આપની વોટબેંક તો બનશે, પરંતુ દેશની પ્રેમ ભાવનાવાળી બેંકોનું દેવાળું ફૂંકાઈ જશે.

આ જ સાચી દેશભક્તિ છે અને આ જ દેશની પ્રગતિમાં જરૂરી છે. પરંતુ આ વસ્તુ જ આજે આપણા દેશમાં નથી. એવું લાગે છે કે, બધા લોકો "દેશપ્રેમી"ના બદલે "સ્વપ્રેમી" બની ગયા છે. પ્રત્યેક વ્યક્તિ પોતાના હિત ખાતર દેશના હિતને ભૂલી ગઈ છે. આ સ્વાર્થી વૃત્તિએ જ દેશની એ દુર્દશા કરી છે, જેની ફરિયાદ આજે દરેક નાગરિક કરી રહ્યો છે.

દેશભક્તિ સમાન નાગરિક ધારા જેવા બહારના ઉપચારથી ક્યારેય નહીં પ્રગટે, બલ્કે લોકોના માનસને રચનાત્મક વળાંક આપવાથી પ્રગટશે. તેના માટે આપણે તમામ સાધનોનો ઉપયોગ કરી લોકોને "એજ્યુકેટ"



કરવા પડશે. આપણે લોકોની સમજશક્તિ કેળવવા અને જાગૃતિ લાવવા માટે એક લાંબી અને ચોમુખી ઝુંબેશ ચલાવવી પડશે. નિઃશંક, આ એક અઘરૂં કાર્ય છે, પરંતુ વાસ્તવિક્તા એ જ છે કે, તેના સિવાય બીજો કોઈ વિકલ્પ આપણી પાસે નથી.

## શરઈ પંચાયતોના બંધારણિય અધિકારો-આવશ્યક્તાઓ-સિધ્ધીઓ

સુપ્રિમ કોર્ટના એડવોકેટ શ્રી વિશ્વ લોચન મડાને સુપ્રિમ કોર્ટમાં એક અરજી દાખલ કરી હતી, જેમાં દાવો કર્યો હતો કે ઈસ્લામી શરઈ પંચાયતો દેશની બંધારણીય કોર્ટો માટે એક ચેલેન્જ છે, તેમના કામોમાં રૂકાવટ અને નડતરરૂપ છે. માટે સુપ્રિમ કોર્ટ કેન્દ્ર સરકારને આદેશ આપે કે આ બધી શરઈ પંચાયતો, પસર્નલ લો બોર્ડ તથા દારૂલ ઉલૂમ દેવબંદ વગેરેના ફતાવા વિભાગો ઉપર તાત્કાલિક પાબંદી લગાવી દે અને સાથે સરકાર આ એલાન પણ કરે કે આ પ્રકારના ફત્વાઓની કાનૂની હૈસીયતને રદ કરવામાં આવે છે. સુપ્રિમ કોર્ટે પોતાના હાલના ચુકાદામાં શરઈ પંચાયતોને રદબાતલ કરી તેના ઉપર પાબંદી લગાવી નથી. હાં, શરઈ પંચાયતોને અમૂક કાયદા અને શરતોને આધિન રહેવાની પાબંદ બનાવી છે. તેના ઉપર અમારે કોઈ ટીકા-ટિપ્પણી કરવી યોગ્ય નથી.

સુપ્રિમ કોર્ટના માનનીય વકીલ હોવા છતાં શરઈ પંચાયતોના અધિકારો, કાર્યક્ષેત્રો અને અમલી સ્વરૂપે તેમના ફૈસલાઓ વિશે આટલી બધી અજ્ઞાનતા કે અજાણતા આશ્ચર્ય પમાડે છે.

શરઈ પંચાયતોમાં મુસ્લિમોના સામાજિક ઝઘડાઓના જ ફૈસલા અને સમાધાન કરાવવામાં આવે છે. કોઈ પણ જાતનો ફોજદારી કેસ તેમની પાસે આવતો નથી. અને ન શરઈ પંચાયતો ફોજદારી કેસ વિશે કોઈ ફૈસલો કરે છે, કારણ કે તેમને સારી રીતે ભાન છે કે આ તેમના કાર્યક્ષેત્રની ઉપરવટ છે, તેના માટે તો ઈસ્લામી હુકૂમત હોવી જરૂરી છે.

શરઈ પંચાયતોમાં સામાન્ય રીતે નિકાહ, સ્ત્રી તથા બચ્ચાઓનું પાલણ પોષણ, તલાક, ખુલઅ, ફસ્ખ, ઈદ્દત, બક્ષિસ, વસિય્યત (વિલ), વારસા વહેંચણી અને વકફ વગેરે ગણત્રીની બાબતોનો સમાવેશ થાય છે. જેને ભારતના બંધારણે પણ પર્સનલ લો હેઠળ બાકી રાખ્યા છે. પસર્નલ લો વિશે લખાયેલ તમામ પુસ્તકો ચાહે તે મુસ્લિમ વિદ્વાનોના હોય કે પ્રખર હિંદુ કાયદાશાસ્ત્રીઓના લખેલા હોય, આ પુસ્તકોના પ્રકરણો વાંચીને ખ્યાલ આવી જશે કે ઉપર જણાવેલ સામાજિક પ્રશ્નો સિવાય કોઈ પણ ફોજદારી કાયદાનો તેમાં ઉલ્લેખ નથી હોતો. કારણ કે આ વિદ્વાન કાયદાશાસ્ત્રીઓ પણ જાણે છે કે, પર્સનલ લોમાં આ બાબતોને લગતા કાયદાઓની જ ચર્ચા કરવામાં આવે છે.

હવે ચર્ચા કરીએ શરઈ પંચાયતોના બંધારણીય અધિકારોની...

સૌપ્રથમ બંધારણની કલમ નં. (૨૫) જેમાં ભારતના દરેક નાગરિકને પોતાના ધાર્મિક અમલો અને ક્રિયાઓ તથા તેનો પ્રચાર–પ્રસાર કરવાની આઝાદી આપવામાં આવી છે. એજ પ્રમાણે કલમ નં. (૨૯)માં **''કલ્ચર રાઈટસ્** હેઠળ પોતાની સંસ્કૃતિ અને ભાષાની રક્ષા કરવાનો અધિકાર છે. કલમ નં. (૩૫)ના ફેરફારમાં કહેવામાં આવ્યું છે કે, લોકોના કોઈ સમૂહને (જેમની પાસે પોતાનો પસર્નલ લો હશે) પોતાનો પર્સનલ લો છોડવા માટે મજબૂર કરવામાં નહીં આવે, કલમ નં. (૧૨) તથા કલમ નં. (૧૯)ના ફેરફારોમાં પણ આજ પ્રમાણે જણાવ્યું છે.

***(Constituent Assembly Debates-VII-545-721-830)***

શરીઅત એપ્લીકેશન એકટ (**Shariat Application Act 1937**)ની કલમ નં. (૨)માં જણાવ્યું છે કે, શરીઅત એકટ લાગુ પાડયા બાદ શરીઅત વિરૂધ્ધ જે કાયદો કે રિવાજ અમલમાં હશે તે મુસ્લિમોને લાગુ પડશે નહીં.

કલમ નં. ૧૩–(૨)માં એવા કાયદાઓ ઘડવાને ગલત સાબિત ઠેરવ્યા છે, જેનાથી બુન્યાદી હક્કોનો વિરોધ થતો હોય.

આ જ પ્રમાણેની વાતો બંધારણના અનુચ્છેદ ૩૭૨માં પણ દર્શાવી



છે, દિલ્હીની વડી અદાલતે સને ૧૯૮૪માં અવલોકન કર્યુ છે કે, બંધારણીય કાયદાને પતિ–પત્નીના સામાન્ય ઘરેલુ સંબંધોમાં હસ્તક્ષેપ કરવાથી સંબંધો ઉપર ઘાતકી પ્રહાર થશે. ***(AIR 1984 Delhi page No. 66)*** ૧૯૮૦માં સુપ્રિમ કોર્ટે પણ સ્પષ્ટપણે જણાવ્યું છે કે બંધારણ વ્યકિતગત કાનૂનને સ્પર્શતુ નથી. ***[Statute-Law Relating to Muslims in India by Syed Tahir Mahmood : Principles of Mahomedan Law - D. F. Mulla's]***

ઉપરોકત બંધારણીય હવાલાઓ લખવાનો હેતુ એ છે કે આ બંધારણીય હક્કોની મર્યાદામાં રહીને જ મુફતી સાહેબો અને શરઈ પંચાયતોના કાઝીઓ ફૈસલાઓ અને સમાધાન કરાવે છે. જે દેશની બીજી મોંઘી અને કંટાળા-જનક કાર્યવાહીવાળી કોર્ટોનો બોજ મફતમાં હળવો કરે છે. તથા મુસ્લિમ સમાજમાં થતા ઝઘડાઓનો શરઈ નિકાલ કરી સમાજમાં શાંતિ, ભાઈચારો, એકતા અને સહિષ્ણુતાનું વાતાવરણ સર્જે છે. તે સાથે આખિરતનો ડર પેદા કરે છે, જે સઘળા ડરોથી મહત્વનો છે. કારણ કે તે રાત્રીના અંધકારમાં પણ માણસને ગુનાહ કરવાથી રોકે છે. આ કારણોસર શરઈ પંચાયતોનો આભાર માનવો જોઈએ, ન કે ટીકાટીપ્પણી.

મહત્વની વાત એ છે જયારે લોક અદાલતોને આપણી સરકારો તથા અદાલતો ઘણા જ આદર અને માનની નજરથી જુએ છે, તથા તેમને પ્રોત્સાહન આપે છે. તો પછી શરઈ પંચાયતો પણ તેજ કામો બલ્કે તેનાથી વ્યવસ્થિત રીતે સરકારી તંત્ર ઉપર કોઈ પણ જાતના બોજારૂપ બન્યા વગર કરે છે, છતાં તેમની સાથે આવુ ઓરમાયુ વર્તન કેમ?

બિહાર ઓરિસ્સા અને ઝારખંડમાં શરઈ પંચાયતો ૧૯૨૧થી કાર્યરત છે. પોતાના ૯૪ વર્ષના લાંબા ગાળામાં તેમણે હજારો ફૈસલાઓ અને સમાધાનો કર્યા છે. બિહાર જેવા બદનામ અને ગુનાહિત ઈતિહાસ ધરાવતા રાજ્યમાં જઈ એડવોકેટ મિસ્ટર મડાન અને **''ધ વર્લ્ડ ઓફ ફત્વાઝ**ના લેખક મિસ્ટર અરુણશૌરી વગેરે સાહેબો શરઈ પંચાયતોના ફૈસ્લાઓનું અવલોકન કરે. અને ત્યાંની હાઈકોર્ટનો અભિપ્રાય પણ માંગો, તો

વાસ્તવવિકતાનું ભાન થશે કે સરકારી કોર્ટો કરતાં તદ્દન ઓછા ખર્ચે કોઈ જાતના ભપકા તથા પબ્લીસિટી વગર આ પંચાયતો આવા અત્યંત જટીલ અને કપળા ફેંસ્લાઓ આટલી સરળતાથી કેવી રીતે પાર પાડે છે.

જુન ૨૦૦૪માં રાજયસભામાં કેન્દ્રીય રાજયકાયદા મંત્રી શ્રી કે. વેંકટપતિએ જણાવ્યું હતું કે ફકત હાઈકોર્ટોમાંજ ત્રણ લાખથી વધુ સંખ્યામાં કેસો પડેલા છે. સુપ્રીમ કોર્ટના ચીફ જસ્ટિસ શ્રી એ. અહમદીએ પણ આવી જ એક મોટી સંખ્યા પેંડીંગ કેસોની જણાવી હતી. વિવિધ માધ્યમોથી આ સંદર્ભમાં જે વાસ્તવિકતાઓ અને સત્ય હકીકતો આવી રહી છે, તે અત્યંત ગંભીર છે. દેશની અદાલતોમાં પેંડીંગ કેસોની સંખ્યા ત્રણ કરોડ છે. જે કેદીઓ હજુ વિચારણા હેઠળ બંદી છે, તેમના ઉપર વાર્ષિક લગભગ ચારસો કરોડ રૂપિયા ખર્ચ થાય છે. હાઈકોર્ટમાં એક જજ પાસે દરરોજના ૧૦૦ કેસો આવે છે. દેશની ૧૨,૩૭૮ ડિસ્ટ્રીકટ અને નીચલી કોર્ટોમાં બે કરોડ પેંડીંગ કેસોને જોઈને જ એપ્રીલ ૨૦૦૧માં “ફાસ્ટ ટ્રેક કોર્ટો”ની સ્થાપ્ના થઈ હતી. જેનો હેતુ એ હતો કે બે વર્ષ કે તેથી વધુ સમયના પેંડીંગ કેસોનો તાત્કાલિક નિકાલ થાય, કે જેથી સામાન્ય વ્યકિતને ચોક્કસ મુદૃતમાં જલ્દીથી ન્યાય મળી શકે. પરંતુ આ હેતુમાં સફળતા પ્રાપ્ત ન થઈ શકી. ચાર વર્ષમાં ૧૨ લાખ, ૫૮ હજાર કેસોમાંથી ૬ લાખ એટલે કે ૫૦ ટકા કેસોનો નિકાલ થઈ શકયો.

ન્યાયાલયોમાં પેંડીંગ પડેલ કેસોનો ઢગલો એક ગંભીર તેમજ મહત્વપૂર્ણ પ્રશ્ન છે. સુપ્રીમ કોર્ટે ૨૦૦૨માં પોતાના એક ફેંસલામાં કેન્દ્ર સરકારને એમ નિર્દેશ આપ્યો હતો કે પાંચ વર્ષના અંદર દસ લાખ વ્યકિતઓ ઉપર ન્યાધીશોની સંખ્યા પચાસ કરી દેવી જોઈએ. સાથે સાથે સુપ્રીમ કોર્ટે જીલ્લા અદાલતોમાં જજોની ખાલી જગાઓ પૂર કરવાનો નિર્દેશ પણ આપ્યો હતો. પરંતુ અફસોસ કે આમાંથી એક પણ કામ આગળ ન ધપી શકયું. હાલમાં દસ લાખ વ્યકિતઓ ઉપર ન્યાયાધીશોની સંખ્યા પંદરની છે. આવી પરિસ્થિતીમાં તાત્કાલિક ન્યાય અપાવવો અને પેંડીંગ



કેસોનાં ઢગલા ઓછા કરવા અતિ મુશ્કેલ કામ છે, કારણ કે જેટલા કેસોનો ઉકેલ આવે છે, તેથી અધિક બીજા કેસોનો ઢગલો તૈયાર જ હોય છે.

જે દેશમાં ન્યાયની આ પરિસ્થિતિ હોય, ત્યાં શરઈ પચાંયતોના કામકાજને પ્રોત્સાહન મળવુ જોઈએ, જેથી સરકારી કોર્ટોનો બોજ તથા ખર્ચ બન્નેવ ઓછો થાય.

જગતના વિભિન્ન સમાજોમાં કોઈ ન કોઈ ખામી હોય છે. સમાજના બધા જ સભ્યો સારા કેરેકટરવાળા નથી હોતા. મુસ્લિમ સમાજમાં પણ અમુક વ્યકિતઓ ખરાબ હોય છે. જેને લઈ સમાજને બદનામી મળે છે. પરંતુ આપણો રાષ્ટ્રીય પ્રેસ તથા મિડિયા ઈરાદાપૂર્વક વ્યવસ્થિત રીતે તેને એવી રીતે રજુ કરે છે કે જાણે મુસ્લિમ સમાજમાં જ સ્ત્રીઓની હાલત અત્યંત ખરાબ છે. જ્યારે કે આજ ન્યુઝ પેપરો દરરોજ દહેજના ખપ્પરમાં સળગાવાતી, આપઘાત કરતી અને તે સિવાય બળાત્કાર વગેરે સામાજીક બદીઓનો શિકાર થતી સ્ત્રીઓનો ચિતાર રોજ આપણા સમક્ષ રજૂ કરે છે, ત્યારે એ ભૂલી જાય છે કે આમાં હિંદુ સ્ત્રીઓની ટકાવારી વધારે છે. અને મુસ્લિમ સ્ત્રીઓની ટકાવારી (વસ્તી પ્રમાણે) ઓછી છે. એટલા જ માટે મુસ્લિમ સમાજમાં થતા એકલ દોકલ કિસ્સાને હાઈ લાઈટ કરવામાં આવે છે. એ પોતે દર્શાવે છે કે અમારા સમાજમાં તો આની નવાઈ નથી. અમે જ તો નારી સુરક્ષાના ઓથા હેઠળ એના સર્જક છીએ. પરંતુ તમારા સમાજમાં પણ આ પ્રમાણે થાય છે ?

હિંદુ કોડ બિલ અને સેકયુલર કાનૂનોમાં પણ સ્ત્રીઓના હક્કો પ્રત્યે ન્યાયિક વલણ દાખવવામાં આવ્યુ નથી. જમીનદારી એકટમાં પુત્રની હયાતીમાં માતા, બેવા પત્ની અને છોકરીનો હક્ક છીનવી લેવામાં આવ્યો છે. એ જ પ્રમાણે હિંદુ વારસાઈ એકટમાં બહેનને હિસ્સો મેળવવાની શર્તો ઘણી જ કઠિન છે, તથા પતિ-પત્નીમાં છૂટા છેડા અને વારસાઈના કાનૂનમાં સ્ત્રીઓના હક્કો છીનવી લેવાયા છે.

દિલ્હી હાઈકોર્ટના રીટાયર્ડ ચીફ જસ્ટીસ મી. રાજેન્દ્ર સચર સ્વીકારે

છે કે, ઐતિહાસિક રીતે ઈસ્લામ સ્ત્રીઓને મિલ્કતમાંથી હક્કો અપાવવામાં સૌથી વધુ પ્રગતિશીલ છે. આ હકીકત છે કે, ૧૯૫૬માં હિન્દુ કોડબીલ બનવા પહેલા હિન્દુ સ્ત્રીને મિલ્કતમાં કોઈ હક ન હતો, જ્યારે ઈસ્લામે મુસ્લિમ સ્ત્રીઓને આ હક ચૌદસો વર્ષ પૂર્વે આપ્યો હતો.

શ્રી જે. એમ. રોબર્ટ્સ લખે છે કે, ઈસ્લામ એકમાત્ર એવો ધર્મ છે, જેણે ઈતિહાસમાં પહેલી વખતે કાનૂની રીતે સ્ત્રીઓના વારસાઈ હક્કો નક્કી કર્યા.

સ્ત્રીનો દરજ્જો ઈસ્લામમાં તેટલો જ ઊંચો છે, જેટલો પુરૂષનો. બલ્કે પુરૂષથી પણ વધુ ઉચ્ચ સ્થાને સ્ત્રીને બિરાજમાન કરેલ છે. દુન્યવી હક્કો અને આખિરતના ઈન્આમોમાં પણ બન્નેવ વચ્ચે કોઈ ફર્ક અને ભેદ રાખવામાં આવ્યો નથી. પરંતુ ઈસ્લામિક દ્રષ્ટિએ પુરૂષ પુરૂષ છે, અને સ્ત્રી સ્ત્રી છે. જીવન વ્યવસ્થા ચલાવવામાં બન્નેવ બરાબરના ભાગીદાર છે. પરંતુ ફિતરી (પ્રાકૃતિક)ફર્કનો ખ્યાલ રાખીને ઈસ્લામે બન્નેવનું કાર્યક્ષેત્ર અલગ અલગ રાખ્યું છે. સ્ત્રીઓ વિશે આજ દ્રષ્ટિકોણ સઘળા આકાશી પુસ્તકોમાં રહ્યો છે.

વર્તમાનયુગમાં નારી સ્વતંત્રતાની ચળવળે **(Women's liberaration movement)** આ દ્રષ્ટિકોણ રજુ કર્યો કે શિક્ષણ, ધંધા રોજગાર અને રાજકરણ બધામાં સ્ત્રીઓને તે જ દરજ્જો મળવો જોઈએ, જે પુરૂષોને પ્રાપ્ત છે. સૌપ્રથમ ૧૭૯૨માં **Mary wollstonecraft** નામની બ્રિટિશ મહિલાએ આ પ્રમાણેનો દ્રષ્ટિકોણ પોતાના પુસ્તક **(A vindication of the Rights of women)**માં રજૂ કર્યો. ત્યાર બાદ ઘણા જોરશોરથી નારી સ્વતંત્રતાનો મુદ્દો ઉછાળવામાં આવ્યો. અને તે માટે બધા જ દેશોમાં કાયદાઓ ઘડવામાં આવ્યા. અને દરેક ક્ષેત્રમાં પુરૂષોની જેમ સ્ત્રીઓનો પણ સમાવેશ કરવામાં આવ્યો. પરંતુ બસો વર્ષની લગાતાર કોશીષોનું કાંઈ પરિણામ આવ્યું નહીં. અમલી સ્વરૂપે આજે પણ યુરોપ તથા અમેરિકામાં સ્ત્રીઓ પુરૂષોની સમકક્ષતાનો દરજ્જો પ્રાપ્ત કરી શકી નથી.



વિજ્ઞાન નોબલ પ્રાઈઝના કુલ ૨૭૮ વિજેતાઓમાં ૨૭૨ પુરૂષોની તુલનામાં ફકત છ સ્ત્રીઓ જ વિજેતા છે. નેશનલ એકેડમી ઓફ સાયન્સના ૮૦૦ પસંદગી પામેલ સભ્યોમાં સ્ત્રીઓની સંખ્યા ફકત નવ છે. અમેરિકાના પાંત્રીસ હજાર વૈજ્ઞાનિકોમાં સ્ત્રી વૈજ્ઞાનિકોની સંખ્યા ફકત દસ ટકા છે.

આજે પણ બધા જ ક્ષેત્રોમાં સ્ત્રી એ જ પ્રમાણે પાછળ છે, જેમ નારી સ્વતંત્રતાની ચળવળ પહેલાં હતી. આ ચળવળની લગાતાર સંપૂર્ણ નિષ્ફળતાએ યુરોપના લોકોને પરેશાન કરી દીધા. સમગ્ર વિ□માં વૈજ્ઞાનિક દ્રષ્ટિકોણથી અભ્યાસ કરવામાં આવ્યો. છેવટે આ વાત સાબિત થઈ કે, સ્ત્રી અને પુરૂષ દરમ્યાન પયદાઈશી (જન્મજાત) ફર્ક છે. અને તેના કારણે જ સ્ત્રીઓને બધા ક્ષેત્રોમાં પુરૂષોના સમકક્ષ દરજ્જો ન મળી શકયો. વિજ્ઞાનના બધા જ ક્ષેત્રોના લગાતાર સંશોધનોના પરિણામો પ્રમાણે પુરૂષ તાકતવર જાતિ **(Dominant sex)** છે. *(ટાઈમ મેગેઝીન : ૨૦ માર્ચ ૧૯૭૨)*

એ જ પ્રમાણે રીડર ડાઈજેસ્ટના સંશોધન પ્રમાણે સ્ત્રી–પુરૂષના મગજ **(Brain)**માં ઘણો જ મહત્વનો ફર્ક માલુમ પડે છે. અને તેનું કારણ હોર્મોન્સનો ફર્ક છે. એક યુરોપિયન વૈજ્ઞાનિકે આ તારણ કાઢયું કે, સ્ત્રી પુરૂષના અવયવોનો આટલો બારીક ફર્ક સામાજિક જીવનમાં સ્ત્રી પુરૂષના અલગ અલગ કામોની વહેંચણી કરી આપે છે. *(રીડર ડાયજેસ્ટ, ઓક્ટોબર ૧૯૮૧)*

મેલ હોર્મોન્સ અને ફીમેલ હોર્મોન્સનો ફર્ક સ્ત્રી પુરૂષમાં એમના જૈનિક કોડને લઈને છે, જે જન્મ પહેલાથી જ બન્નેવમાં મૌજુદ હોય છે. એનું કારણ સામાજિક નથી, બલ્કે જન્મજાત છે.
*(ટાઈમ મેગેઝીન ૨૦ માર્ચ, ૧૯૭૨, ઈન્સાકલોપીડિયા બ્રિટાનિકા : ૧૯૮૪,૧૯/૯૦૭)*

જાન્યુઆરી ૨૦૦૫માં એક ચર્ચા દરમિયાન દુનિયાની સર્વશ્રેષ્ઠ યુનિવર્સિટી હાર્વડના પ્રમુખ લેરી સુર્મ્મસે **(Larry summerse)** એક પ્રશ્નના ઉત્તરમાં કહ્યુ કે, જીવવિજ્ઞાન અને સમાજશાસ્ત્રની તુલનામાં, ગણિત તથા એન્જીનયરિંગ જેવા વિષયોમાં સ્ત્રીઓની ઓછી સંખ્યાનું કારણ જૈવિક

(કહો કે શારીરિક) ભિન્નતા હોય શકે છે. આ પ્રમાણે કહેતા તેમણે વિ□ના વિવિધ વિક્સિત રાષ્ટ્રોમાં આ બાબતે થયેલા સંશોધનોના હવાલા પણ આપ્યા. અમેરિકાના આંકડાઓ દર્શાવે છે કે, અમેરિકી સ્કૂલોમાં સ્ત્રી શિક્ષકોની સંખ્યા ૩૫% છે. પરંતુ ગણિત, વિજ્ઞાનની ફેકલ્ટીમાં આ સંખ્યા ૨૦% જેટલી રહી જવા પામે છે. *(ટાઈમ્સ ઓફ ઈન્ડીયા, ૨૮/૦૧/૦૫)*

એક સંશોધન મુજબ પુરૂષોનું મગજ સ્ત્રીઓની તુલનામાં ચાર ગણું ઝડપી ચાલે છે. સંશોધન મુજબ પુરૂષોના મગજના કોષોમાં (Cells) સંદેશવહનની ઝડપ સ્ત્રીઓ કરતા ચાર ગણી વધારે હોય છે.

કોઈ વસ્તુને જોયા પછી આંખથી મગજ સુધી જે માહિતી પહોંચે છે, તેમાં જે સમય લાગે છે તે પુરૂષોમાં ઓછો અને સ્ત્રીઓમાં વધારે હોય છે. *(સન્ડે ટાઈમ્સ ૭/૨/૦૫)*

ઉપરોક્ત બધા જ વૈજ્ઞાનિક તારણો દર્શાવે છે કે, સ્ત્રી પુરૂષની શારીરિક બાંધણી, માનસિક આવેગો, હોર્મોન્સની વ્યવસ્થા તથા તેના કાર્યો વગેરે અત્યંત ભિન્ન છે. આ કેવી રીતે શકય છે કે, એક જ પ્રકારના કાર્ય માટે આટલા ભિન્ન સર્જનો સર્જવામાં આવે? જો સ્ત્રી અને પુરૂષ બન્ને એક જેવા કાર્યો કરી શકે છે, અથવા એક પ્રકારની જીમ્મેદારીઓ નિભાવી શકે છે તો, બન્ને વચ્ચે આટલો સ્પષ્ટ શારીરિક તથા માનસિક ભેદ શા માટે?

**ફસાદકા હે ફિરંગી મુઆશરતમેં ઝુહૂર કે**
**મર્દ સાદા હે બિચારા ઝન શનાસ નહીં**



# દેવબંદના ફત્વા બાબતે ચોખવટ

દારૂલ ઉલૂમ દેવબંદ જેણે પોતાના ઈતિહાસના પ્રથમ દિવસથી લઈ દેશની આઝાદી સુધી દેશપ્રેમ, વતનની મુહબ્બત અને ભારતની આઝાદી માટે તન, મન અને ધનની બાજી લગાડનાર એક મોટો સમૂહ પેદા કર્યો. તેણે સંપૂર્ણ આઝાદીનું સૌપ્રથમ એલાન ૧૯૨૬ના કલકત્તા અધિવેશનથી કર્યું. કોંગ્રેસે પંડિત મોતીલાલ નહેરૂની આગેવાનીમાં તૈયાર કરેલ ''નહેરૂ રિપોર્ટ''ને જમીઅતે ઉલમાએ એટલા જ માટે રદ્દ કર્યો હતો કે, તેમાં દેશની સંપૂર્ણ આઝાદીની માંગણીની જગ્યાએ આંશિક આઝાદીની માંગણી હતી. છેવટે ૧૯૨૯ના લાહોર અધિવેશનમાં કોંગ્રેસે પણ જમીઅતે ઉલમાની વાત સ્વીકાર કરી સંપૂર્ણ આઝાદીની ઘોષણા કરી.

દારૂલ ઉલૂમ દેવબંદ તથા જમીઅતે ઉલમાએ મુસ્લિમો માટે ફક્ત ઈલ્મી દર્સગાહો અને મદ્રસાઓ જ કાયમ નથી કર્યા, બલ્કે તેની સાથે આર્થિક, સામાજિક અને રાજકીય બાબતોમાં અંગત રસ લઈ દરેક ક્ષેત્રે પોતાની આગવી સેવા બજાવી કર્તવ્યપાલન કર્યું છે.

આજે પણ ભારતના મુસ્લિમો જે આઝાદી અને સ્વતંત્રતા સાથે જીવન ગુઝારી રહ્યા છે, તે પણ દારૂલ ઉલૂમ તથા જમીઅતે ઉલમાએ હિંદના ઉલમાએ કિરામની દેશ માટેની આઝાદીની લડતમાં ગાંધીજી, જવાહરલાલ નહેરૂ વગેરે સાથેની અનથક નિઃસ્વાર્થ મહેનતો અને બલીદાનના પ્રતાપે છે. હઝરત મવલાના હુસૈન અહમદ મદની (રહ.), મવલાના હિફઝુર્રહમાન સ્યોહારવી (રહ.), મૂફતી કિફાયતુલ્લાહ (રહ.), મવલાના મુહમ્મદમિયાં (રહ.) વગેરેની દેશદાઝ અને કુર્બાનીઓના પ્રતાપે જ દેશનું બંધારણ બિન-સાંપ્રદાયિક (સેક્યુલર) બન્યું.

ભારતના ભાગલા વખતે અજમેર, દિલ્હી તથા બીજા ઘણા બધા સ્થળોએ શરણાર્થીઓએ મુસ્લિમ સૂફી-સંતોના મઝારો ઉપર કબ્ઝો જમાવી દીધો હતો ત્યારે પણ દેવબંદના આલિમોએ જ આ બુઝુર્ગોના મઝારે

મુબારકને શરણાર્થીઓના કબ્ઝામાંથી છોડાવવા અનથક મહેનત કરી હતી.

હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી અજમેરી (રહ.)ના મઝારે મુબારકને શરણાર્થીઓના કબ્ઝામાંથી છોડાવવા માટે હઝરત મવલાના હિફઝુર્રહમાન સા.ની દેશના પ્રથમ વડાપ્રધાન પંડિત જવાહરલાલ નહેરૂ સાથે લાંબી ચર્ચા થઈ ત્યારે પંડિતજીએ મવલાનાથી કહ્યું કે, આપ તો દેવબંદી છો, પછી અજમેરની દરગાહ પ્રત્યે આટલો બધો પ્રેમ અને આગ્રહ કેમ રાખો છો ? તો આઝાદીમાં મહાન બલિદાન આપનાર હઝરત મવલાના હિફઝુર્રહમાન સાહબે પંડિતજીની આંખોમાં આંખો નાંખી વાત કરી કે, પંડિતજી ! આ અમારો અંગત મતભેદ છે, પરંતુ દરગાહની રક્ષા માટે ચાદર ચઢાવવાની પણ જરૂરત પડશે, તો હિફઝુર્રહમાન ચાદર ચઢાવીને પણ દરગાહની રક્ષા કરશે. અને છેવટે દરગાહને શરણાર્થીઓથી સુરક્ષિત કરીને જ દમ લીધો. જેલના સાથી હોવાને લઈ પંડિતજીને પણ એમની વાત માનવી પડી. આ પ્રમાણે અલ્લાહ તઆલાએ દેવબંદના આલિમો મારફતે જે (આ સૂફિયાએ કિરામના હકીકી વારિષ છે) ભારતની દરગાહો અને મઝારોને પણ અન્યોના કબ્ઝાથી સુરક્ષિત રાખ્યા. *(ઝાલિક ફઝ્લુલ્લાહિ યુઅ્તીહિ મંય યશાઅ)*

સેવાના ભેખધારી આ દારૂલ ઉલૂમનો ફતાવા વિભાગ જ્યારે તેનાથી એક મસ્અલો પૂછવામાં આવે છે અને તેનો ઈસ્લામી કાયદા-કાનૂનની રોશનીમાં જવાબ આપે છે, તો ભારતનો પ્રિન્ટ તથા ઈલેક્ટ્રોનિક મિડીયા તો પોતાના પૂર્વગ્રહને લઈ તેને મારી મચોડીને લોકો સમક્ષ રજૂ કરે છે, તેને તેમાં મજબૂર સમજીએ છીએ. પરંતુ મુસ્લિમોમાં સવાયા સેક્યુલર ગણાતો વર્ગ દેવબંદનો ફત્વો ઈન્ટરનેટ પર વાંચ્યા વગર (કાગડો કાન લઈ ગયો જેમ) તેનો વિરોધ કરવા માંડે છે. અને તે જ દિવસોમાં હરિયાણાની "ખાપ પંચાયતો" તરફથી હિન્દુ મેરેજ એક્ટના નિયમોમાં ફેરફાર કરવા માટેના આંદોલન વિશે તથા તેમની રૂઢિચુસ્તતા અને ઓનર કિલિંગ (યુગલોને મારી નાંખવા સુધી) બાબતે એક હરફ સુદ્ધાં લખવાથી ડરી રહ્યા હતા. દરેક રાજકીય પાર્ટીઓ પણ તે સમુદાયના મત ન મળવાના ડરે કાંઈ પણ કહેવાથી



ખામોશ થઈ ગઈ હતી. તેની તુલનામાં મુસ્લિમ શરીઅત તથા સમાજને બોરી બામણીનું ખેતર સમજી જેને જે લખવું હોય તે લખી રહ્યા છે. આ બાબત મુસ્લિમ સમાજ માટે ઘણી જ અપમાનજનક છે.

### ઈસ ઘરકો આગ લગ ગઈ ઘરકે ચિરાગસે

ખૈર, અસલ ફત્વા તરફ ધ્યાન દોરાવવા માંગું છું. દારૂલ ઉલૂમ દેવબંદની બે વેબસાઈટો છે : (૧) **www.darulifta.deoband.org** (૨) **www.darululoomdeoband.com.** આ બન્નેવ વેબસાઈટો ઉપર સ્ત્રીઓની નોકરી બાબતના ઘણા બધા જવાબો લખેલા છે. તે બધાનો સારાંશ એ છે કે, સરકારી અથવા પ્રાઈવેટ સંસ્થાઓ જ્યાં સ્ત્રી-પુરૂષનો મેળ-મેળાપ થતો હોય અને તેને લઈ શરઈ મર્યાદાઓનો ખ્યાલ ન રાખી શકાતો હોય, તેવી સંસ્થાઓમાં સ્ત્રીઓએ નોકરી કરવી જાઈઝ નથી.

આ ફત્વામાં કમાઈ હરામ હોવા બાબતે કોઈ જ વર્ણન નથી, પરંતુ મિડીયાએ પોતાના તરફથી તેનો વધારો કર્યો.

એક બીજા ફત્વામાં સ્પષ્ટ શબ્દોમાં લખ્યું છે કે, સ્ત્રીઓ માટે કમાવવાની મનાઈ નથી, પરંતુ મર્યાદામાં રહીને નોકરી કરે.

એક જવાબમાં છે કે, સ્ત્રીની કમાઈ હરામ નથી. માં-બાપ અને ભાઈ-બહેન તેની પરવાનગીથી તેના પૈસા વાપરી શકે છે, પરંતુ છોકરીનું જરૂરત વગર અને પરદા વગર નોકરી કરવું ગુનાહનું કામ છે.

આ બધા જ જવાબો ઈન્ટરનેટ ઉપર મૌજુદ છે. જેમાં શરતોને આધિન તથા મજબૂરીને લઈ નોકરી કરવાની પરવાનગી આપી છે.

ઈસ્લામની પોતાની એક આગવી આર્થિક તથા સામાજિક વ્યવસ્થા છે. જેમાં કમાવાની સંપૂર્ણ જવાબદારી પુરૂષો ઉપર છે. મજબૂરીમાં જ સ્ત્રી ઉપર આ જવાબદારી આવી શકે છે.

ફત્વો એ અરબી ભાષાનો શબ્દ છે, ઉર્દૂનો નહીં. આપણા કહેવાતા સેક્યુલર લેખકોને તેનું પણ ભાન નથી. એ જ પ્રમાણે ગુજરાત સમાચારના

લેખક મિત્ર શ્રી યાસીન દલાલ સાહેબને એ પણ ભાન નથી કે, કુર્આન શરીફ તથા હદીષ શરીફમાં પરદાનો હુકમ શું છે ? તથા વ્યાજ કેમ હરામ ઠેરવવામાં આવ્યું. બેંક તથા સાદા વ્યાજમાં કોઈ જ ફર્ક નથી. આ વિષયે દલીલો સહિત દળદાર પુસ્તકો લખાય ચૂક્યા છે તથા ''શિક્ષણ મેળવવા માટે ચીન જવું પડે તો તે પણ જવાય'' આ કુર્આન શરીફની આયત નથી, બલ્કે હદીષ છે. જો કે (અત્યંત બારીક સંશોધનને આધારે સનદ ભરોસા-પાત્ર ન હોવાને લઈ) તેના પણ ઝઈફ બલ્કે મૌઝૂઉ (મનઘડત) હોવાનો મુહદ્દિષોએ હુકમ દર્શાવ્યો છે. અને પોતાના લેખમાં ફત્વા વિશે એલફેલ જેમ સમજમાં આવ્યું તેમ લખવાનું ચાલુ રાખ્યું છે.

**એક જગ્યાએ લખે છે કે, સસરાની હવસનો ભોગ બન્યા બાદ બળજબરીપૂર્વક સસરાને પતિ બનાવવામાં આવ્યા અને પતિને પુત્ર બનાવવામાં આવ્યો. બંગાળમાં જલ્પાઈ ગુડીમાં એક બાપે પોતાની પુત્રી ઉપર જ બળાત્કાર કર્યો અને ગર્ભવતિ બનાવી દીધી અને પાછળથી મુલ્લાઓ દ્વારા પુત્રીને જ તેની માં જાહેર કરવામાં આવી.**

આ બન્નેવ કિસ્સાઓમાં શ્રી યાસીન દલાલે જે હવાલો આપ્યો છે, તે સદંતર ખોટો છે. કોઈ પણ સનદ પ્રાપ્ત કરેલ આલિમ કે મૂફતી સાહેબે સસરાને પતિ કે પુત્રીને માતા જાહેર કરી નથી. અને તે આવી નીચ અને ગુનાહની હરકત વિશે વિચાર પણ કરી શકતા નથી. કારણ કે ઈસ્લામમાં રિશ્તા-સગાઈના નિતી-નિયમો અને કાયદાઓ નક્કી કરેલ છે, મૂફતીઓ નક્કી નથી કરતા. આ બન્નેવ કિસ્સાઓમાં પણ મિડીયાએ જાણી જોઈને ફત્વાનું ગલત અર્થઘટન કર્યું. પરંતુ શ્રી યાસીન દલાલ સાહેબે ''યાસીન'' જેવું પવિત્ર નામ હોવાને નાતે આ બાબતે ઈસ્લામી કાયદાઓ શું છે ? તે કોઈ પણ મૂફતી સાહેબને પૂછવું હતું અથવા જે જગ્યાએ આ બનાવો બન્યા ત્યાં જઈને પૂરી તપાસ કરવી-કરાવવી જરૂરી હતી, પછી આ વાત વહેતી કરવી હતી. અભણ વ્યક્તિઓની બનેલ પંચાયતો જો પોતાના તરફથી કોઈ સમાજને બાનમાં લઈ ખોટા કાયદાઓ જબરદસ્તી લાગુ પાડે, તો તેનાથી



ઈસ્લામને કોઈ લેવા-દેવા નથી. ચાહે તે ભારતમાં હોય કે પાકિસ્તાનના કબાઈલી પ્રદેશોમાં હોય.

શ્રી યાસીન સાહેબે પોતે એટલી તસ્દી ન લીધી કે, કોઈ મોટા દારૂલ ઉલૂમના મૂફતી સાહેબ પાસે જઈને લેખ લખતાં પહેલાં ઈસ્લામની બુન્યાદી જાણકારી પણ મેળવે. કોઈ પણ માણસ દરેક જ્ઞાન અને દરેક વિષયમાં પરિપૂર્ણ હોવાનો દાવો કરી શકતો નથી. અરબી ભાષા તથા વ્યાકરણ, ઉસૂલે ફિકહ, કવાઈદે ફિકહિય્યહ, મકાસિદે શરીઅત વગેરેની બારીક દલીલબદ્ધ જાણકારી વગર ફક્ત ઈંગ્લીશ ન્યૂઝ પેપરોનો ઉતારો કે બુકો વાંચી ધર્મની કાયદાકીય બાબતે લેખ ન લખી શકાય.

આજે પણ મુસ્લિમ સમાજ પોતાની ઘણી બધી કમજોરીઓ છતાં પોતાના અકીદાઓ, ઈબાદતો, સામાજિક પ્રશ્નો અને વેપારધંધા બાબતે કાંઈ પણ મૂંઝવણ હોય તો તેના ઉકેલ માટે મૂફતીયાને કિરામ પાસે જાય છે અને મૂફતી સા. કુર્આન શરીફ, હદીષ શરીફની રોશનીમાં તેનો જવાબ આપે છે. નવા ગુંચવડભર્યા મસ્અલા માટે ફિકહી એકેડમીઓની સ્થાપના થઈ છે અને ત્યાં સામૂહિક રીતે સંમેલનો યોજી તથા મહાનિબંધ તૈયાર કરી તે વિષયે ખુલ્લી ચર્ચાઓ થાય છે. જેમાં ઉલમાએ કિરામ સિવાય જે તે વિષયના નિષ્ણાંત ગ્રેજ્યુએટો, ડોક્ટરો, એન્જીનિયરો, પ્રોફેસરો, બેંકના મેનેજરો, ડાયરેક્ટરો વગેરે સાહેબો પણ હાજર હોય છે.

મૂફતી સાહેબો એક અલ્લાહપાકને રાઝી રાખી કુર્આન શરીફ અને હદીષ શ.ની રોશનીમાં ઉમ્મત માટે મસાઈલનો હલ તલાશ કરે છે. લોકો ઉપર સખ્તી કરી કોઈ વસ્તુને હરામ નથી ઠેરવતા, બલ્કે બધા પાસાઓનો ખ્યાલ કરી ફત્વો આપે છે. મખ્લૂકને રાઝી કે નારાઝ કરવાનો કોઈ હેતુ નથી હોતો. જેને તેમના ફત્વા ઉપર અમલ કરવો હોય તે કરે છે અને જેને ન કરવો હોય તેને મૂફતી લોકો કાંઈ બળજબરી કરતા નથી. જેમકે વકીલથી કોઈ વ્યક્તિ દેશના કાયદાઓ બાબતે માહિતી મેળવે તો વકીલનું કામ કાયદો બતાવી પુરૂ થઈ જાય છે. તેમ મૂફતીનું કામ પણ ફત્વો બતાવી પુરૂ થઈ જાય છે.

હવે અસલ મુદ્દો સ્ત્રીઓની કોલેજ, નોકરી દરમ્યાન સામાજિક, આર્થિક અને મનોવૈજ્ઞાનિક પરિસ્થિતિ શું હોય છે ? તેના વિશે ચર્ચા કરવી મુનાસિબ સમજું છું. જેનાથી કુરઆને કરીમે મના કરેલ બેપર્દગી, સ્ત્રી-પુરૂષોનું એક-બીજા સાથે હરવું-ફરવું વગેરે બાબતોની ગંભીરતાથી ખ્યાલ આવે તથા શરીઅતનું ઉલ્લંઘન કરવું સમાજને કેવી રીતે છિન્નભિન્ન કરી નાંખે છે.

## નારી સ્વતંત્રતાની હકીકત

**હુવા હે મુક્કઈકા ફૈસલા અચ્છા મેરે હકમેં**
**ઝુલૈખાંને કીયા ખુદ પાક દામન માહે કન્આ (યુસુફ અલ.)કા**

ઈસ્લામે ઔરતને જે સ્થાન આપ્યું છે, એવું ન તો કોઈ ચળવળ કે ઝુંબેશે આપ્યું છે, ન તો કોઈ બીજા ધર્મે આપ્યું છે. બલ્કે ઈસ્લામના આગમન પૂર્વે તો ઔરતો ઉપર હદ બહારના ઝુલ્મ અને અત્યાચાર કરવામાં આવતા હતા. ઔરતોને કેટલી બુરી અને અયોગ્ય ગણવામાં આવતી હતી તેનો અંદાજ ઈસ્લામથી પહેલાં ઔરતો સાથે અત્યાચારી વર્તાવ ઉપર એક નાનકડો દ્રષ્ટિપાત કરી લગાવી શકાય એમ છે.

ઈસ્લામ પહેલાં ઔરતોને મનહૂસ સમજવામાં આવતી હતી. એક ઈસાઈ પાદરીએ ઔરતના વિષયમાં એવું મંતવ્ય જાહેર કર્યુ છે કે, ''એ (ઔરત) શયતાનના પ્રવેશનું દ્વાર છે. એ મના ફરમાવવામાં આવેલ વૃક્ષ તરફ લઈ જનાર, મર્દને ગારત કરનાર અભાગણી છે.'' કેટલાક સમાજોમાં ઔરતોના સબંધથી એવો ખ્યાલ પ્રગટ કરવામાં આવે છે કે, ''તકદીર (ભાગ્ય), તોફાન, મૃત્યુ, ઝેર, ઝેરીલા સર્પ, આમાંથી કોઈ એટલું ખરાબ નથી જેટલી કે ઔરત.'' *[અરબ સભ્યતા]*

ઔરતો વિશે ઈટાલીઓ માનતા હતા કે, ''બુરી ઔરતથી બચવું જોઈએ. ઘોડો સારો હોય કે ખરાબ, તેને સાદની જરૂર છે. એ જ પ્રમાણે ઔરત સારી હોય કે નઠારી, તેને મારની જરૂરત છે.''



સ્પેની ભાષામાં એક ઉક્તિ અત્યંત પ્રચલિત છે : બુરી ઔરતથી બચવું જોઈએ, પણ સુંદર ચહેરાવાળી ઔરત ઉપર ભરોસો ન કરવો જોઈએ. ક્રાઈસ્ સસ્ટમ જેની ગણના એક મોટા ખ્રિસ્તી પાદરીમાં થાય છે. એ સ્ત્રીના વિષયમાં કહે છે કે, ''એ (ઔરત) અનિવાર્ય બુરાઈ, એક જન્મજાત શંકા, એક આકર્ષક આફત, એક ખાનગી ખતરો, એક દિલરૂબા, દિલ લૂંટનારી મુસીબત છે.''

એક પ્રખ્યાત ફિલોસોફરના વિશે આવે છે કે, તે ઔરતોના વિષયમાં કહયા કરતો હતો કે, ''ઔરતની મુહબ્બત તેની નફરતથી અધિક ખતરનાક છે. જો તેણીએ તમારા ઉપર મુહબ્બતભરી દ્રષ્ટિ નાંખી તો સમજો કે તબાહ થઈ જ ગયા.'' ઔરતના વિશે એક એવી માન્યતા પણ હતી કે, ''ઔરત એક ફરેબ છે, ધોકો છે. જો તમો તમારા આત્માની શાંતિ ચાહતા હોય તો ઔરતથી દૂર ભાગો.''

ઈસ્લામ પહેલાં છોકરીઓને જીવતી દાટી દેવાની પ્રથા પ્રચલિત હતી. અને સમાજમાં જેણે ઘણી બધી છોકરીઓને જીવતી દફનાવી દીધી હોય તેને પ્રતિષ્ઠિત ગણવામાં આવતો હતો. અરબસ્તાનમાં ઈસ્લામ પહેલાં ઔરતોને ઘેટાં-બકરાંની જેમ બજારોમાં વેચવામાં આવતી હતી. ત્યાં સુધી કે એક સમાજમાં શૌહર (પતિ)ના મૃત્યુ પછી ઔરતના જીવતા રહેવાને સારૂ સમજવામાં આવતું નહોતું. અને ઔરતોને શૌહરના મૃત્યુ પછી ચિતાઓમાં બળવુ પડતું હતું.

## * સ્ત્રીઓના હકકોનું વર્ણન *

અત્રે વિચાર કરવા જેવું છે કે, ઈસ્લામ પહેલાં ઔરતોને કેટલી બૂરી અને લાનતપાત્ર સમજવામાં આવતી હતી. જ્યારે ઈસ્લામનું આગમન થયું તો આ અબળાઓના વિશે જર્જરીત વિચારોને રદ કરી દેવામાં આવ્યા. અને તેણીને સન્માનિત દરજ્જો આપવામાં આવ્યો. અને તેણીને શિક્ષણ પ્રાપ્તિનો અધિકાર મળ્યો.

ઈસ્લામ એ વાતને કોઈપણ સંજોગોમાં બરદાશ્ત કરતો નથી કે, કોઈ

ઔરતો ઉપર ઝુલ્મ-અત્યાચાર કરે. આ કારણે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ ઔરતો સાથે સદ્‌વર્તન કરવાનો આદેશ આપ્યો.

હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે, ઔરત પોતાના ઘરબારની દેખરેખ રાખનાર છે. *[બુખારી શરીફ]* આપ (સલ.)એ ફરમાવ્યું કે, નિઃશંક તારી બીવીનો તારા ઉપર હક છે. *[બુખારી શરીફ]* પયગમ્બર (સલ.)એ આ પણ ફરમાવ્યું : જે શૌહર પોતાની બીવીની બદખ્વાહી અને ઈજા ઉપર સબ્ર અને ધૈર્યથી કામ લેશે, એ જન્નતી છે. *[તિબ્રાની]*

બીવી સાથે સારો વર્તાવ કરવાના સબંધમાં આપ અલયહિસ્સલામે ફરમાવ્યું : ''મોઅમિનોમાં સૌથી સંપૂર્ણ ઈમાન એ શખ્સનું છે, જેના અખ્લાક સૌથી સારા હોય. અને તમારામાં સૌથી સારો શખ્સ એ છે, જે પોતાની બીવી સાથે સૌથી સારો હોય. *[તિરમિઝી શરીફ]*

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ છોકરીઓની પરવરિશ ઉપર પણ ખાસ ધ્યાન આપ્યું. આપે ફરમાવ્યું : જે બંદો બે દીકરીઓનો ભાર ઉઠાવશે અને તેમનો ઉછેર કરશે, ત્યાં સુધી કે એ છોકરીઓ પુખ્તવયની થઈ જાય. તો એ બંદો અને હું કિયામતના દિવસે આ રીતે હોઈશું. અને આપે પોતાના હાથની આંગળીઓને બિલ્કુલ મેળવીને દેખાડયું. અર્થાત્ જે રીતે આ આંગળીઓ એકબીજાથી મળેલી છે. *[બુખારી શરીફ]*

રસૂલે અકરમ (સલ.)ની આ હદીષો ઉપરથી અંદાજો લગાવી શકાય છે કે, ઈસ્લામ ઔરતોને કેટલો બુલંદ મુકામ અને ઉચ્ચ સ્થાન આપે છે. અને તેમની સાથે કેટલો શરાફત અને સન્માનનીય વર્તાવનો હુકમ આપે છે.

ગુજરાત સહિત ભારત તથા યુરોપ-અમેરિકા જ્યાં સો ટકા સાક્ષરતા છે અને જ્યાંની સ્ત્રીઓ બાબતે બહારની દુનિયાને ઉંધા ચશ્મા દેખાડ-વામાં આવે છે. ત્યાંથી શિક્ષિત અને રોજગાર પ્રાપ્ત મહિલાઓ સાથેનો વ્યવહાર યુરોપ-અમેરિકાના જ રિપોર્ટો દ્વારા વર્ણન કરેલ અહેવાલને આધારે રજૂ કરૂં છું.



ગુજરાત યુનિવર્સિટીના હ્યુમન સાયકોલોજી ડિપાર્ટમેન્ટના એમ.એ. સાયકોલોજીના વિદ્યાર્થીઓના એક વર્ષના સંશોધનના પરિણામો વિશે જાણકારી આપતા ડો. જોન સોરીએ જણાવ્યું કે, આ સંશોધન દરમ્યાન બેંકમાં કામ કરતી સ્ત્રીઓ, ટીચરો, નર્સો અને સરકારી વિવિધ ઓફિસોમાં ટાઈપિસ્ટ તરીકે સેવા બજાવતી ૨૧ થી ૫૬ વર્ષ સુધીની સ્ત્રીઓના અનુભવને સામે રાખવામાં આવ્યા છે. કુલ ૩૦૬ સ્ત્રીઓમાંથી ૨૧૫ વિવાહિત હતી, અને ૮૧ ગેરવિવાહિત હતી. જેમણે દસમા ધોરણથી લઈ એમ.ફીલ. અથવા પી.એચ.ડી. સુધી વિદ્યા પ્રાપ્ત કરેલ હતી. ઉંમરના હિસાબે એમને બે ઝોનમાં વહેંચી હતી. ૨૧ થી ૩૦ વર્ષ સુધીનો પ્રથમ ઝોન અને ૩૧ થી ૫૬ વર્ષ સુધીનો બીજો ઝોન હતો.

ધંધાકિય પ્રવૃત્તિઓવાળી સ્ત્રીઓના પ્રશ્નો અને તેના નિરાકરણના વિષયે માંગેલા લેખિત સવાલો-જવાબોના સંશોધનથી આ પરિણામ પ્રાપ્ત થયુ કે ૬૬% સ્ત્રીઓ પોતાના ઉપલા અધિકારી-ઓફિસરના શોષણનો ભોગ બની ચૂકી છે. જેમાં ૨૧ થી ૩૦ વર્ષની ઉંમરની ૧૮૮ સ્ત્રીઓમાંથી ૮૦%એ સ્વીકાર્યુ કે, તેમની ઉપલા અધિકારીઓ તેમની સ્ત્રી હોવાનો દુરૂપયોગ કરી યેનકેન પ્રકારે સતામણી કરે છે. ૩૧ થી ૪૦ વર્ષની ઉંમરની સ્ત્રીઓમાંથી ૪૫%નું કહેવુ છે કે, તેમનું શારીરિક શોષણ અને છેડછાડ (છેડતી) થાય છે. પ્રાયવેટ કંપનીઓમાં કામ કરતી ૨૧ થી ૩૦ વર્ષની ૪૩% સ્ત્રીઓને પુરૂષની તુલનામાં ઓછો પગાર મળે છે. જ્યારે કે હોદ્દો અને કામ પુરૂષો જેટલુ જ કરવાનું હોય છે.

સૌથી વધુ અફસોસજનક વાત એ છે કે, ૫૧% નોકરી કરતી સ્ત્રીઓ માનસિક બીમારીઓમાં સપડાયેલ છે. ઘર અને ઓફિસ બન્નેવ તરફથી પૂરતો સહકાર ન મળવાને લઈ તે આ બીમારીઓનો શિકાર બની છે. વધુ તારણ કાઢવામાં આવે તો ૨૧ થી ૩૦ વર્ષની ઉંમરની સ્ત્રીઓ ૬૩% અને ૩૧ થી ૫૬ વર્ષની સ્ત્રીઓમાં ૪૦% માનસિક રોગી માલૂમ પડી.

***[www.patrika.com/news.]***

મહિલાઓ સાથે છેડછાડ અને એમના સાથે બદતમીઝીના કિસ્સાઓ રોજ ન્યુઝ પેપરના પૃષ્ઠો ચમકાવે છે. દેશનું કદાચ જ કોઈ નાનુ મોટું એવું શહેર હશે, જેમાં મહિલાઓની છેડતીના કિસ્સા ન બનતા હોય. એક સર્વે પ્રમાણે આપણા દેશમાં આ પ્રકારનો એક કિસ્સો દર પંદર મિનિટે બને છે. જયેન્દ્ર સ્ટડીઝ ગૃપે દિલ્હી શહેરની યુનિવર્સિટીઓના આંકડા પ્રગટ કર્યા છે, તેમાં ૯૧.૭% હોસ્ટેલમાં રહેનાર, ૮૮.૨% નોન હોસ્ટેલ અને ૮૫.૭% લોકલ વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓએ કેમ્પસમાં દરરોજ જાતિય સતામણીની શિકાયત કરી છે.

યુરોપિય યુનિયન કમીશનની ૨૦૦૬ની રિપોર્ટ પ્રમાણે સમગ્ર યુરોપમાં દર વર્ષે ૧૦% વિવાહિત યુગલો છૂટાછેડા લઈ પોતાના સબંધો તોડી નાંખે છે. સ્ત્રીઓની એક મોટી સંખ્યા પોતાની સ્વતંત્રતા બલ્કે સ્વછંદતા જાળવી રાખવા શાદી અને ત્યાર બાદ છોકરાઓની જંજતમાં પડવા માટે તૈયાર નથી. રિપોર્ટ પ્રમાણે શાદી-વિવાહના દરમાં દર વર્ષે ૭ થી ૯ ટકાનો ઘટાડો થઈ રહ્યો છે. સ્ત્રીઓને પુરૂષોની તુલનામાં કલાકના દરે ૧૫% પગાર ઓછો મળે છે. દરેક પાંચ સ્ત્રીમાંથી એકને પુરૂષોની મારપીટ વેઠવી પડે છે. યુરોપિય કમીશનના જણાવ્યા પ્રમાણે ૪૦ થી ૫૦ ટકા સ્ત્રીઓને કામકાજ-નોકરી દરમ્યાન પોતાની ઓફિસોમાં જાતિય સતામણી વેઠવી પડે છે.

વિશ્વ સંસ્થાના બાળ વિભાગના રિપોર્ટ પ્રમાણે યુરોપમાં દર વર્ષે દસ લાખ બાળકોને (જેમાં વધુ સંખ્યા બાળકીઓની હોય છે) જાતિય શોષણ માટે વેચી દેવામાં આવે છે. એ જ પ્રમાણે ૩૦% સ્ત્રીઓને પોતાના જીવનમાં ઓછામાં ઓછા એક વખતે જાતિય શોષણનો શિકાર બનાવવામાં આવે છે.

અમેરિકી ન્યાય મંત્રાલય પ્રમાણે દર બે મિનીટે એક અમેરિકી સ્ત્રી સાથે જાતિય સતામણી થાય છે. વર્ષે ચાર લાખથી પાંચ લાખ જાતિય શોષણના કેસો દાખલ કરવામાં આવે છે. એનાથી બે ઘણી સંખ્યા તે સ્ત્રીઓની છે, જે પોલિસ કેસ કરવાથી સંકોચ અનુભવે છે. એટલે કે અમેરિકામાં



વાર્ષિક ૧૨ થી ૧૫ લાખ સ્ત્રીઓની ઈઝઝત લૂંટાઈ છે. અફસોસ એ વાતનો છે કે, આ સ્ત્રીઓમાં દર ૬ માંથી એક છોકરીની ઉંમર ૧૨ વર્ષ અથવા તેનાથી પણ ઓછી હોય છે.

કેનેડામાં સ્ત્રીઓની જાતિય શોષણનો કાયદેસર રેકોર્ડ તો મૌજૂદ નથી, પરંતુ વિવિધ સંસ્થાઓનું કહેવું છે કે, કેનેડામાં સ્ત્રીઓની જાતિય શોષણનો દર અમેરિકાથી અઢી ટકા વધારે છે. એટલે કે અમેરિકામાં વાર્ષિક દસ લાખ શોષણ થાય છે, તો કેનેડામાં તેનો દર સાડા બાર લાખ સુધી પહોંચે છે.

એમનેસ્ટી ઈન્ટરનેશનલના રિપોર્ટ પ્રમાણે અમેરિકામાં તલાકનો દર દર વર્ષે દસ ટકા વધારા સાથે નોંધાયો છે.

અમેરિકન ફૌજના મેડીકલ સેન્ટર ૨૦૦૩ ઈસ્વી.ની એક ઈન્કવાયરીથી માલૂમ પડે છે કે, ૫૫૮ સ્ત્રી ફૌજીઓમાંથી ૨૮ ટકા સ્ત્રીઓએ બતાવ્યું કે, ફૌજી નોકરી દરમ્યાન તેમની ઈઝઝત લૂંટાઈ ગઈ અથવા તેની કોશિશો કરવામાં આવી. આ તો તે સ્ત્રીઓની ટકાવારી છે, જેમણે જાતિય સતામણી વિરૂદ્ધ મોઢું ખોલ્યું. પેન્ટાગોનનો ઈ.સ. ૧૯૮૮નો સર્વે દર્શાવે છે કે, ફૌજમાં પુરૂષોની સતામણીનો ભોગ બનેલ નેવું ટકા સ્ત્રીઓ અમુક કારણોસર અધિકારીઓને પોતાની મઝલૂમીની દાસ્તાનનું વર્ણન કરી શકતી નથી.

અમેરિકાની સરકારી ઓફિસોમાં કામ કરતી મહિલાઓ વિશેના ૧૯૮૧ થી ૧૯૮૫ સુધીના સરવેમાં જણાવ્યું છે કે, ત્યાંની કેન્દ્ર સરકારના વિવિધ ડિપાર્ટમેન્ટમાં કામ કરતી ૪૨ ટકા મહિલાઓને સતાવવામાં આવી. અને સ્ટેટ ગર્વમેન્ટની વિવિધ શાખાઓમાં નોકરી કરતી ૭૦ ટકા મહિલાઓની શારીરિક સતામણી એમના માટે રોજીંદો અનુભવ થઈ ચૂકયો છે.

*[ઈન્ડિયન એક્ષપ્રેસ, ૩ ઓગષ્ટ ૧૯૮૬]*

એક અમેરિકી કમીશને અમેરિકામાં વધતી જતી શારીરિક સતામણી અને બળાત્કારનું કારણ ત્યાં સ્ત્રીઓના અંગોનું નગ્ન પ્રદર્શન બતાવી તેની ઉપર પાબંદીની માંગણી કરી છે. *[ટાઈમ્સ ઓફ ઈન્ડિયા, ૧૧ જુલાઈ ૧૯૮૬]*

યુરોપમાં તલાકો (છૂટાછેડા)નું પ્રમાણ વધી રહ્યું છે. ફ્રાન્સમાં તલાકનું પ્રમાણ ૫૦%, કેનેડામાં ૪૦% અને અમેરિકામાં ૫૦% છે. અમેરિકાની ૧૦ મહિલાઓમાંથી છ મહિલાઓ છૂટાછેડાનો અનુભવ કરી ચૂકી છે.

*[The Plain Truth, May 1987]*

ઈન્સાયક્લોપિડિયા ઓફ બ્રિટાનિકામાં લખ્યું છે કે, જગતના વધુ ઉદ્યોગો ધરાવતા દેશોમાં છૂટાછેડાનું પ્રમાણ ઘણુ વધ્યું છે. તેનું કારણ સ્ત્રીઓનું આર્થિક રીતે પગભર અને સ્વાવલંબી હોવું છે. *[Vol. III P.586]* એક અંદાજ પ્રમાણે અમેરિકામાં દર અઢાર સેકન્ડે એક સ્ત્રીની તેના ધણી અથવા બોયફ્રેન્ડના હાથે મારપીટ થાય છે. તેમાંથી એક લાખથી વધુ સ્ત્રીઓને ડોકટરી મદદની જરૂરત પડે છે. એક દિવસમાં અંદાજે ચાર સ્ત્રીઓ મરણ પામે છે. *[રીડર ડાયજેસ્ટ, માર્ચ ૧૯૮૭]*

પીટર ફોર્ડ સંશોધકોના હવાલાથી લખે છે કે, ''તે કારણો જે ઈસ્લામ સ્વીકારનારી ઘણી યુરોપિયન સ્ત્રીઓએ જણાવ્યા, તથા જે તેમની વિચારશૈલીનું પ્રતિબિંબ પણ પુરૂ પાડે છે, તેના મુજબ સ્ત્રીઓની એક મોટી સંખ્યા પશ્ચિમી સમાજના બેજવાબદારીભર્યા વર્તન વિરૂદ્ધ પ્રતિક્રિયા દર્શાવી રહી છે. પરસ્પરનો સબંધ, એકબીજાની દરકાર તથા એકબીજાના મામલાઓ, મુશ્કેલીઓમાં સાથ આપવાની જે સમજ ઈસ્લામ પૂરી પાડે છે, તેને લઈ પશ્ચિમી સ્ત્રીઓના દિલ જીતી રહયો છે.

સન્નારીઓના ઈસ્લામ સ્વીકાર પર સંશોધન કરનારી કેરિયન વેન ન્યુવોકર્કના મતે પશ્ચિમી સ્ત્રીઓમાં ઈસ્લામની લોકપ્રિયતાનું મોટું કારણ સ્ત્રીઓ તથા પુરૂષોના જુદા જુદા કાર્યક્ષેત્રો, અધિકારો તથા જવાબદારી-ઓના તે સ્પષ્ટ વિચારો છે, જે ઈસ્લામી શિક્ષાઓ દ્વારા સમજમાં આવે છે. ઈસ્લામમાં સ્ત્રીની માતૃત્વની ભૂમિકાનું બહુ ઉંચું સ્થાન છે. અહીં સ્ત્રી ''જાતીય રમકડું'' નથી હોતી. આ મત ચોક્કસ બહુ મહત્વપૂર્ણ છે, અને ધ્યાનપાત્ર છે. કારણકે ઈસ્લામ સ્ત્રીઓને માં, બહેન, પત્ની તેમજ પુત્રીની હેસિયતથી જે માન સન્માન આપે છે, પશ્ચિમી સમાજમાં તેવી કોઈ



વિભાવના નથી. આ જાતિગ્રસ્ત સમાજમાં સ્ત્રીઓના અધિકારો તથા સ્ત્રી સ્વાતંત્ર્યના તમામ દાવાઓ છતાં ઔરત માત્ર પુરૂષોનું રમકડું છે.

''ક્રિશ્ચિયન સાયન્સ મોનિટર''નો એક બીજો રિપોર્ટ જે ૨૭, ડિસેમ્બર ૨૦૦૪ના દિને **''લેટિન અમેરિકનો ઈસ્લામમાં પોતાના પ્રશ્નોના ઉકેલ શોધે છે**ના શિર્ષકથી પ્રગટ થયો હતો, તે આ જ વિષયમાં છે. ક્રિસ્ટાઈન આરમેરયુએ તૈયાર કરેલા આ રિપોર્ટનો મુખ્ય વિષય જ એ છે કે, '' પશ્ચિમમાં ઈસ્લામ સ્વીકારના દિન-પ્રતિદિન વધતા વલણનું એક કારણ તે સન્માન છે, જે ઈસ્લામ સ્ત્રીને અર્પે છે.'' રિપોર્ટ મુજબ અમેરિકામાં લગભગ ચાલીસ હજાર લેટિન અમેરિકન નવમુસ્લિમો છે. દર વર્ષે લગભગ વીસ હજાર અમેરિકી સ્ત્રી-પુરૂષો ઈસ્લામ સ્વીકારે છે. જેમાં ઓછાવત્તા ૬% લેટિન અમેરિકન હોય છે. આ નવમુસ્લિમોમાંથી એક મોટી સંખ્યાનું કહેવું છે કે, ' 'તેમના ઈસ્લામ સ્વીકાર પાછળ એ વિશ્વાસે મહત્વપૂર્ણ ભૂમિકા ભજવી છે કે, ઈસ્લામમાં સ્ત્રીઓ સાથે સારો વ્યવહાર કરવામાં આવે છે.'' ટીકાકારો કહી શકે છે કે, નિકાબ (ઘૂંઘટ)ની પાબંદી સ્ત્રીઓની ગુલામીનું પ્રતીક લાગે છે, પરંતુ લેટિન અમેરિકન સન્નારીઓનું કહેવું છે કે, ''તેમના માટે આ એક આહ્લાદક હકીકત છે કે, જયારે તે બહાર માર્ગો પર નીકળે છે, ત્યારે તેમને જોઈને કોઈ સીટી નથી વગાડતું.''

સ્ત્રીઓને સમાનતા અને સ્વતંત્રતાના બહાના હેઠળ ઘરથી બહાર કાઢી બજારો, મેહફિલો બલ્કે ફૌજમાં ભરતી કરવામાં પણ યુરોપ અને અમેરિકાએ મહત્વનો રોલ ભજવ્યો છે. અમેરીકી ફૌજમાં બે લાખથી વધુ સ્ત્રીઓ છે. ફૌજી સેવાઓ બજાવવી તો એમના ફૌજી ડયુટી અને મુલ્કી સેવા બજાવવાના કર્તવ્યપાલનનો એક અંગ છે, પરંતુ તેનાથી વધુ ચોંકાવનારી બાબત એ છે કે, તેમને ફૌજી પુરૂષો અને અફસરોનું જાતિય સુખ માણવા અને ભૂખ સંતોષવા માટે મજબૂર કરવામાં આવે છે. આ મજબૂરીઓ અને લાચારીઓએ તેમને જે મનોવૈજ્ઞાનિક પરેશાનીઓ અને તકલીફોમાં સપડાવી લીધી છે, તેનો અંદાજો એક માજી અમેરીકી ફૌજી

સ્ત્રી ''**મારયાન બક્ક્ષ**ની આપવિતિના વર્ણનથી આવી શકે છે કે, પહેલા જ્યારે હું અમેરીકી ઝંડો જોતી હતી, તો તે મને લાલ, સફેદ અને લીલા કલરનો દેખાતો હતો. પરંતુ હવે એમાં ફક્ત લોહીના ડાઘાઓ જ દેખાય છે. લાલ રંગ તે ખૂનનું પ્રતિક છે, જે મારા શરીરથી વહાવવામાં આવ્યું. લીલો રંગ તે ઝખ્મો અને ઠોકરોનું પ્રતિનિધિત્વ કરે છે, જે મારા કુમળા અને નાજુક શરીરને વેઠવા માટે મજબૂર થવુ પડયું. અને સફેદ કલર મારા થરથર કાંપતાં, ગભરાયેલ ચેહરાની નિશાની છે. મારા પોતાના દેશ માટે મને શારીરિક અને માનસિક પીડાઓ અને અસહ્ય તકલીફો આપવામાં આવી. મારી ઈઝઝત બલ્કે સર્વસ્વ છીનવી લેવામાં આવ્યું.

જે પરિબળોએ સ્ત્રીઓની પ્રગતિના નામે તેઓને ચોવીસ કલાક કામે લગાડી દીધી છે, તેઓ જ વાસ્તવમાં સૌથી મોટા અત્યાચારી છે. નહીંતર શરીઅતે તો ન્યાયપૂર્વક બન્નેના કાર્યક્ષેત્રો જુદા જુદા જ રાખ્યા છે. અને તેને ધ્યાનમાં રાખીને જ ઈસ્લામે પારિવારિક તથા સામાજિક કાનૂનો ઘડયા છે. તેમજ સ્ત્રી સાથે સદ્‌વર્તાવને પ્રોત્સાહન આપવામાં આવ્યું છે. આનાથી મોટી વાત કઈ હશે કે, પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે પોતાના વિદાય પ્રવચનમાં તથા પોતાની અંતિમ વસિયતમાં સ્ત્રીઓ સાથે સદ્‌વર્તાવ પર વિશેષ ભાર મૂક્યો. જે કોઈએ પ્રાચીન તથા અર્વાચિન સભ્યતાઓ વિષયક સ્ત્રી પુરૂષ વચ્ચે આ જુદા જુદા કાર્યક્ષેત્રની અવગણના કરી છે, તેમણે સ્ત્રી પુરૂષો, બન્ને ઉપર જુલ્મ કર્યો છે. વિજ્ઞાન જેટલી પ્રગતિ કરશે, અને હકીકતોથી પડદાઓ ઉંચકશે, તેટલી જ ઈસ્લામ પ્રત્યે ગલતફહ્‌મી દૂર થશે, અને અસત્યતાનો દુષ્પ્રચાર અર્થહીન થઈ જશે, ઈન્શાઅલ્લાહ.

## પરદા પર પાબંદીના સંદર્ભે યુરોપની નિર્લજ્જતા

આપણાં અંગ્રેજી, હિંદી તથા ગુજરાતી વર્તમાનપત્રોના મનોરંજક પાનાઓ પર આપણી કેટલીક ભારતીય નારીઓને અર્ધનગ્નાવસ્થામાં જોઈને આપણે કચવાટ અનુભવી રહ્યા છીએ. જો કે આ તો માત્ર દસમો ભાગ છે. નગ્નતાનો વ્યાપ એનાથી વધારે છે. યુરોપ તથા તેના અનુસરણમાં આપણા



દેશના જાતીયતાના વ્યાપારીઓએ જે ખતરનાક વસ્તુઓ આપણા યુવાનોને પથભ્રષ્ટ (ગુમરાહ) કરવા માટે તૈયાર કરી રાખી છે, તેનું નિરિક્ષણ કરશો, તો આશ્ચર્ય તથા અફસોસ થશે કે આ દેશના નેતાઓએ કેમ પ્રજાના નૈતિક સ્વાસ્થ્યને નુકસાન પહોંચાડનારી બાબતો પર અંકુશ ન મેળવ્યો.

શું માનવીની સ્વતંત્રતાનો અર્થ એ છે કે, તે સમાજને જાતીયતાગ્રસ્ત બનાવી બરબાદ કરવા માટે જે હરકત કરવા માંગે, તેને તેમ કરવા દેવામાં આવે ? પશ્ચિમી સંસ્કૃતિ ભલેને માનવીને વાનર અથવા વરુ બનાવવાને સારૂં કામ કહે, પરંતુ પૂર્વ આ મામલામાં પોતાની વિશેષતાઓને કેમ છોડી મૂકે ? ખેદ તો એ વાતનો છે કે, આપણા પ્રસાર માધ્યમો પશ્ચિમના આ નિર્લજ્જ કૃત્યોની ભ્રત્સના કરવાના બદલે તેની પ્રસંશા કરે છે.

ટાઈમ્સ ઓફ ઈન્ડિયાના ૧લી માર્ચ ૨૦૧૦ના અંકમાં બાળકોને જાતીય પ્રાણી બનાવવાના પ્રયત્નો પર પ્રકાશ નાંખવામાં આવ્યો છે. ''મિસ બમ્બા'' નામની વેબસાઈટનો તેમાં ઉલ્લેખ છે, જે નવયુવાનોમાં બહુ પ્રિય છે. અને તેમાં બમ્બોલેંડની કાલ્પનિક જન્નત (સ્વર્ગ) બનાવવામાં આવી છે. જેમાં હરણની જેવી આંખોવાળી સુંદરીઓ દર્શાવવામાં આવે છે. મિસ બમ્બો એક કલાકાર બનીને સામે આવે છે, અને બમ્બોઈઝમની એક જુદી સંસ્કૃતિ ઘડે છે. તેમાં સૌંદર્ય પ્રાપ્ત કરવાની રીતો દર્શાવવામાં આવે છે. આ વેબ-સાઈટને લોંચ કરનાર નિકોલસ જેકાર્ટ એવો દાવો કરે છે કે, તે દસથી પંદર વર્ષના બાળકોને જાતીય તથા મનોવૈજ્ઞાનિક માર્ગદર્શન પુરૂ પાડી રહ્યો છે. તેનો ખ્યાલ એ છે કે, ઉંમરના આ તબક્કામાં મનોશારીરિક વિકાસના ઘણા સોનેરી મોકાઓ મળે છે. આવી જ રીતે એવા મેગેઝીનો પણ છપાઈ રહ્યા છે, જેમાં સંપૂર્ણ નગ્ન ચિત્રોની ભરમાર હોય છે. અને આ બધા મેગેઝીનો પણ યુવાનોમાં પ્રિય છે.

આ છે જાતીય ઉત્તેજના પેદા કરવાની યુરોપની માનસિકતા. જેનો સ્વીકાર હાલમાં જ ઈંગ્લેન્ડના ગૃહ ખાતાએ એક સર્વેક્ષણ પછી ખુદ કર્યો. જેનું શિર્ષક છે : ''નવયુવાનોને જાતીયતાના બાથરૂમમાં ડુબાડવાની

કોશિશ.'' સર્વેક્ષણ કરનાર એક મનોવૈજ્ઞાનિક લિંડા પાપાડવીઝએ સ્વીકાર કર્યો છે કે, પોપ વીડિયો, કોમ્પ્યુટર ગેમ્સ, વેબસાઈટ અને મુખ્યધારાના સામાયિકોમાં જાતીય ગાંડપણ પેદા કરવાવાળા ચિત્રોનું પૂર નવયુવાનોને ભટકાવે છે, તથા તેઓ એમ સમજવા લાગે છે કે, જાતીય સંતોષ મેળવવો એ જ જીવનનો મુખ્ય હેતુ છે. તેણીએ સ્વીકાર કર્યો છે કે, મીડિયામાં નગ્ન સ્ત્રીઓના ચિત્રો છવાયેલા રહે છે. આના કારણે આખો સમાજ ગંદો તથા વાસનાગ્રસ્ત થઈ ગયો છે. અને જાતીયતાનો વેપાર તથા નગ્નતાનો કારોબાર કૂદકે ને ભૂસકે વધી રહ્યો છે. સંગીત ક્ષેત્રની વાત કરતાં લિંડાએ કહ્યું કે, સંગીતના સ્ટેજ પર ઓછામાં ઓછી વીસ સ્ત્રીઓ કાંઈ પણ કામ વગર મૌજૂદ હોય છે. તેનો રિપોર્ટ આ શબ્દો સાથે સમાપ્ત થાય છે. ''સ્ત્રીઓને બજારની ચીજ બનાવવામાં તથા તેને આવકનું સાધન બનાવવામાં યુરોપને કોઈ શરમ કે ખચકાટ નથી નડતો. આપણી સંસ્કૃતિની નસેનસમાં સ્ત્રીઓનું નૃત્ય તથા તેનું દેહ પ્રદર્શન ઉતરી ગયું છે. આ પ્રકારના દૃશ્યોથી આપણાં સમાજનો દરેક સભ્ય મજા લે છે.''

ઈંગ્લેન્ડના ગૃહખાતાની આ સન્નારી-સ્ત્રીઓ સાથેના આ અપમાનજનક વર્તાવ તથા તેના શરીરની લે-વેચથી ચિંતીત છે. એક દિલચસ્પ હકીકત એ છે કે, યુરોપ પોતાના પ્રાચીન ભૂતકાળ અર્થાત્ રોમન સંસ્કૃતિથી પણ સ્ત્રીઓને રમકડું બનાવવાની બાબતમાં બે ડગલાં આગળ વધી ગયું છે. ઈસ્લામી સંસ્કૃતિએ તેને વિવેક તથા લજ્જાનો માર્ગ દેખાડયો હતો, પરંતુ દુન્યાનું દુર્ભાગ્ય કે પોતાના ખતરનાક હથિયારોના બળે યુરોપ હવે વિશ્વનું માલિક બની ગયુ છે. અને તેના દરેક દૂષણને એશિયા તથા આફ્રિકાના દુર્બળ માનવીઓ (પોતાના સાંસ્કૃતિક વારસાને ત્યજી) અપનાવી રહ્યા છે. અને હવે સ્થિતિ એ છે કે, પશ્ચિમ એશિયાને પોતાની ખૂબીઓ છોડી દેવાની સલાહ આપી રહ્યો છે. એટલે આજકાલ કેટલાય યુરોપીય દેશોમાં મુસ્લિમ સન્નારીઓની પવિત્રતાના ચિહ્નોની હાંસી ઉડાવવામાં આવી રહી છે. તેમના સ્કાર્ફ, ચાદર તથા નિકાબને જુના જમાનાની યાદગાર ઠરાવવામાં



આવી રહી છે. ફ્રાંસે તો પોતાના દેશમાં પરદા ઉપર પાબંદી લગાડતો કાયદો અમલમાં મૂકી દીધો છે. અન્ય કેટલાક યુરોપિયન દેશો પણ નિકાબ પર પાબંદી લાદવા વિશે ગંભીરતાથી વિચારી રહ્યા છે. ફ્રાંસમાં મોટી સંખ્યામાં મુસ્લિમો વસે છે. અને અલ્હમ્દુલિલ્લાહ ! તેઓ પોતાના સાંસ્કૃતિક મૂલ્યોને જાળવી રહ્યા છે. પરંતુ હવે તેમના માટે જીવન દુષ્કર બનાવવાની કોશિશો થઈ રહી છે.

કોટક નામની એક ફૂડ કંપનીએ પોતાના ત્રણસોથી વધારે કેન્દ્રો પૈકી છ (૬) કેન્દ્રો પર હલાલ ફૂડ ઉપલબ્ધ કરાવવાનો નિર્ણય કર્યો. જ્યાં બિસ્મિલ્લાહ પઢીને જાનવરને ઝબહ કરવાની વ્યવસ્થા છે, ઝટકાથી કતલ નથી કરતા. તથા ડુક્કરનું માંસ નથી રાખતા. આ કેન્દ્રો મુસ્લિમોની વસ્તીઓમાં આવેલા છે. આ કેન્દ્રો વિરૂદ્ધ ફ્રાંસની ડાબેરી પાર્ટી નેશનલ ફ્રંટ ઉભી થઈ ગઈ. જેને એ વાતે તકલીફ છે કે, બિનમુસ્લિમો સાથે ભેદભાવ રાખવામાં આવી રહ્યો છે. તેઓ માટે આ કેન્દ્રો પર ડુક્કર તથા ઝટકાનુ માંસ કેમ ઉપલબ્ધ નથી ? તેમના મતે ફ્રાંસ જેવા એક બિનસાંપ્રદાયિક દેશમાં એક ધર્મને આ વિશેષ સગવડ કેમ આપવામાં આવી રહી છે ? તેઓને એ બાબતે પણ ફરિયાદ છે કે, કેટલાક સ્વિમીંગપુલોમાં અમુક સમય માટે પુરૂષો પર તરવા માટે પાબંદી લાદી દેવામાં આવે છે, જેથી તેટલા સમય સુધી માત્ર સ્ત્રીઓ જ તરી શકે. તેમના મતે સ્ત્રી-પુરૂષના અધિકારો સરખા છે. માટે બન્નેવને સાથોસાથ તરવાની મંજૂરી મળવી જોઈએ. એવી જ રીતે એ વર્ગ એ વાત પર પણ ગુસ્સે છે કે, જ્યારે નમાઝનો સમય થાય છે, અને મસ્જીદ દૂર હોય છે, તો મુસ્લિમોને કોઈપણ પાક જગ્યાએ નમાઝ પઢવાની ખુલ્લી છૂટ છે. જ્યારે યહૂદીઓ તથા ખ્રિસ્તીઓ માત્ર પોતપોતાના ઉપાસનાલયોમાં જ પૂજાપાઠ કરે છે.

શ્રીમતિ ફરજાના બન્યાજીએ જે કેમ્બ્રીજ યુનિવર્સીટીના ફ્રેંચ વિભાગમાં રિસર્ચ ફેલો છે. તેમણે તદ્દન યોગ્ય રીતે એ પ્રશ્ન ઉઠાવ્યો કે, જો મુસ્લિમ સન્નારીઓનો હિજાબ (ઘુંઘટ) ફ્રાંસના ગર્વપાત્ર બિનસાંપ્રદાયિકતાના

પાયાને હચમચાવી નાંખે છે, તો શું આપણી બિનસાંપ્રદાયિકતા પર (દરેક માનવીને પોતાની મરજીના વસ્ત્રો ધારણ કરવામાં અવરોધ ઉભો કરવાથી) કોઈ ખરાબ પ્રભાવ નહીં પડશે ? પ્રમુખ સરકોઝીએ ઘણા જોશપૂર્વક કહ્યું કે, નિકાબ ફ્રાંસમાં એક અણગમતી બાબત છે. અને તેમણે એક સંસદીય કમિટીની એ હેતુએ રચના કરી હતી કે, તે તેની પર પાબંદી વિશે વિચાર કરે. અને તે કમિટીએ ભલામણ કરી છે કે, હોસ્પિટલો, સ્કૂલો, સરકારી ઓફીસોમાં પરદાધારી સન્નારીઓને પ્રવેશ આપવામાં નહીં આવે.

પ્રશ્ન એ છે કે, ફ્રેંચ બંધારણ દરેક નાગરિકને પોતાનું મનપસંદ વસ્ત્ર પહેરવાની છૂટ આપે છે, તો સ્કૂલોમાં વિદ્યાર્થીનીઓને સ્કાર્ફના ઉપયોગથી કેમ રોકવામાં આવી રહી છે ? ફ્રેંચ લોકો એમ વિચારે છે કે, નિકાબ તથા સ્કાર્ફ જે તે સ્ત્રીની ઓળખ બનીને સામે આવે છે, અને ધાર્મિક અલગાવવાદનું પ્રતિક છે. જો કે એક બિનસાંપ્રદાયિક સમાજમાં ધર્મ એ વ્યક્તિગત જીવન સુધી મર્યાદિત હોવું જોઈએ. પરંતુ વાસ્તવમાં ફ્રેંચ લોકો પોતાના જાતિવાદના દૂષણને બિનસાંપ્રદાયિકતાના ઓઠા હેઠળ સંતાડી રાખવા માંગે છે. અને કોઈ વર્ગ માટેની આગવી ઓળખ તેમના માટે અસહ્ય છે. જો કે ફ્રાંસના મુસ્લિમોએ પોતાની ધાર્મિક મર્યાદાઓની જાળવણી કરવા સાથે ફ્રેંચ પ્રજા સાથે પણ સંપૂર્ણપણે સદ્ભાવ તથા એકતાના દર્શન કરાવ્યા છે. અને દુન્યાના અન્ય દેશોથી વધારે અહીંના મુસ્લિમો સ્થાનિક ફ્રેંચ પ્રજાથી નજીક છે. અને એકબીજા પર વિશ્વાસ ધરાવે છે.

પશ્ચિમના વર્તમાન શાસકોને હિજાબ (બુરખો) ગુલામીનું ચિહ્ન લાગે છે. પરંતુ આ તો માત્ર અગ્રતાક્રમ *(Preference)*નો મામલો છે. અર્થાત્ મુસ્લિમ સમાજ સ્ત્રીઓને ચાર રસ્તા પર લાવવાનું પસંદ નથી કરતો. અને તેણીઓ પર સામાજીક કાર્યોના બોજ નાંખી પારિવારિક જીવનને વેરવિખેર કરવા નથી માંગતો. જેવી રીતે પશ્ચિમમાં થઈ રહ્યું છે કે, જ્યાં નવી પેઢી માંની મમતાથી વંચિત થતી જઈ રહી છે. એટલા માટે કે રોજી-રોટી રળવા માટેની દોડમાં સ્ત્રી પુરૂષથી પાછળ રહેવા નથી માંગતી. આ આર્થિક સધ્ધરતા



મેળવવાનો પ્રયાસ કદાચ એટલા માટે કરવામાં આવી રહ્યો છે કે, પશ્ચિમમાં પુરૂષ સખત અવિશ્વાસપાત્ર થતો જઈ રહ્યો છે. અને તે પોતે દરેક પળે એક નવા શિકારની શોધમાં રહે છે. જેથી તે પોતાની ઈચ્છા સંતોષી શકે. તે કુટુંબની જવાબદારી સ્વીકારવા-ઉપાડવા માટે તૈયાર નથી. સાર એ કે પશ્ચિમમાં મૂલ્યોનું જે ધોવાણ થયું છે, અને જે વિકટ પરિસ્થિતિ સર્જાઈ છે, તેનો દુષ્પ્રભાવ ત્યાંના મુસ્લિમો પર પડશે. એટલે તેઓએ પોતાનો ધર્મ તથા પોતાના મૂલ્યોની સુરક્ષા માટે પોતાના પ્રયત્નો જારી રાખવા પડશે.

## નોબેલ પીસ પ્રાઈઝ માટે મલાલાનું નામ સન્માન કે ઈસ્લામ વિરૂદ્ધ ખ્રિસ્તી જંગ ?

મલાલા ઉપર હુમ્લા પછી વિવિધ માધ્યમોથી જે વિગતો બહાર આવી છે, તેનાથી સ્પષ્ટ થાય છે કે, આજકાલ બનતા બનાવોની જેમ આ બનાવના બન્નેવ પક્ષો ત્રીજી શક્તિના ષડયંત્રનો ભોગ બન્યા છે. પ્રાપ્ત જાણકારીનો ખુલાસો એ છે કે....

- ૧૪ ઓગષ્ટ પાકિસ્તાનમાં સ્વતંત્રતા દિવસ તરીકે ઉજવાય છે. તે જ દિવસે પાકિસ્તાનને પોતાની બનાવટી સ્વતંત્રતાનું ભાન કરાવવા અમેરિકી સંરક્ષણમંત્રીએ એલાન કર્યું કે, પાકિસ્તાન અને અમેરિકાની ઉચ્ચ ફોજી અને રાજકીય શક્તિઓ સહમત થઈ ગઈ છે કે, પાકિસ્તાની ફૌજ ટૂંકમાં જલ્દીથી ઉત્તરી વઝીરિસ્તાનમાં ફૌજી ઓપરેશન શરૂ કરશે.
- ત્યાર બાદ પાકિસ્તાનમાં અમેરિકાના હિતરક્ષકો અને ગુલામિક માનસિકતા ધરાવતી લોબીએ આ ઓપરેશન માટે સામાન્ય નાગરિકોનું માનસ તૈયાર કરવાની જબરદસ્ત કોશિષો શરૂ કરી દીધી.
- પરંતુ અચાનક આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ વિરૂદ્ધ ફિલ્મ ''ઈનોસન્સ ઓફ મુસ્લિમ્સ''ને લઈ સમગ્ર પાકિસ્તાનમાં અમેરિકા અને યુરોપ વિરૂદ્ધ ભાવનાઓ જાગી અને ઘણા હંગામા થયા. આવા વાતાવરણમાં (અમેરિકાના હુકમને આધિન) પોતાના જ દેશના

નાગરિકો વિરૂદ્ધ લડાઈ છેડવાની પાકિસ્તાની સરકારની હિંમત થઈ નહીં. માટે જરૂરત હતી કે નાઈન ઈલેવન જેવો કોઈ ડ્રામો રચવામાં આવે અથવા કોઈ નવા બનાવની રાહ જોવાઈ રહી હતી, જેના બહાના હેઠળ લોકોનું ધ્યાન બીજી તરફ કેન્દ્રિત કરવામાં આવે. (આ પ્રકારની ઘટનાઓ ઉભી કરવી રાજકારણીઓના ડાબા હાથનો ખેલ હોય છે.)

આવા ભાવનાત્મક વાતાવરણમાં કોઈ ભાવનાત્મક બનાવ જ અસર-કારક થઈ શકે છે. અને તેના માટે પંદર (૧૫) વર્ષની મલાલાનો ભોગ લેવાયો અને બનાવટી તાલિબાનોએ ફક્ત મલાલા ઉપર હુમ્લો કરવાની જવાબદારી જ કબૂલ નહીં કરી, બલ્કે મલાલાને મારવા માટે શરઈ ફત્વો પણ જારી કરી દીધો. પરંતુ ત્યાર બાદ શું બન્યું ? તેને પાકિસ્તાનના જ એક માસિક ''આલમી તરજમાનુલ્કુર્આન''ના તંત્રી પ્રોફેસર ખુરશીદ અહમદની જબાની સાંભળીએ....

તેઓ લખે છે કે, પાકિસ્તાનની રાજકીય તથા ધાર્મિક બધી જ પાર્ટીઓએ મલાલા ઉપરના હુમ્લાને સખ્ત શબ્દોમાં વખોડ્યો અને બધાએ સર્વાનુમતે આ બનાવને ઈસ્લામ તથા માનવતાના વિરૂદ્ધ કહી ગુનેહગારોને સખ્ત સજા આપવાની માંગણી કરી. બીજી તરફ પાકિસ્તાની સરકાર, નાટોના ફૌજી ઓફિસરો, પાકિસ્તાની મીડિયા અને અમેરિકી નેતાઓ આનાથી ફાયદો ઉઠાવી વઝીરિસ્તાન ઉપર ફૌજી ચઢાઈ કરવા માટે લોકોને ઉશ્કેરવા લાગ્યા, પરંતુ પ્રો. ખુરશીદના શબ્દોમાં રાજકીય પાર્ટીઓ, સમજદાર પત્રકારો અને જાગૃત નાગરિકોએ આ સમગ્ર ખેલને નિષ્ફળ કરી દીધો અને ગૃહમંત્રી તથા ઝરદારી સાહેબે યુ ટર્ન લેવો પડ્યો.

આ જ પ્રમાણેનો રિપોર્ટ પાકિસ્તાનના વિદેશ મંત્રાલયના રિટાયર્ડ અફસર આસિફ એઝદીએ જંગ ગૃપના પ્રખર અંગ્રેજી પેપર ''ધ ન્યુઝ ઈન્ટરનેશનલ''માં લખ્યો છે. જેમાં મલાલાના ''ગુલમકાઈ''ના ઉપનામથી બીબીસીના બ્લોગનું લખાણ તથા ૨૦૦૯માં અમેરિકી ઉચ્ચ પ્રતિનિધિ રિચાર્ડ હોલ્બ્રુકની મલાલાથી મુલાકાત વગેરેનું વર્ણન કરી લખ્યું કે, આ



લોકો જ તેને મૌતના મોંમાં ધકેલવા માટે કારણરૂપ બન્યા છે.

આ મુદ્દે થોડા ઈશારા દિવ્ય ભાસ્કરના તા.૬-૨-૨૦૧૩ના 'કળશ'માં પણ જોવા મળે છે. તેમાં લખ્યું છે કે, ''તેને સ્વાતની બાલસંસદની ચેરમેન બનાવવામાં આવી. ૨૦૧૧માં ડેસમન્ડ ટુટુએ મલાલાનું નોમિનેશન ઈન્ટર-નેશનલ ચિલ્ડ્રન્સ પીસ પ્રાઈઝ માટે કર્યું અને મલાલા પાકિસ્તાનના ઉદાર-વાદીઓની લાડકી બની ગઈ.''

પાકિસ્તાની સરકારે મલાલાના બ્લોગની ચર્ચા જગાવવા માંડી, એટલે પાકિસ્તાની મીડિયાનું ધ્યાન તેના તરફ ખેંચાયું. બાર વર્ષની બાળા જે સ્પષ્ટતાથી વાત કરતી હતી, પોતાના મુદ્દા રજૂ કરતી હતી, તેનાથી રિપોર્ટર્સ પ્રભાવિત થઈ જતા હતા. ટી.વી. ચેનલો તેના ઈન્ટરવ્યુ પ્રસારિત કરવા માંડી. સ્વાતમાં સ્ત્રી શિક્ષણની હિમાયતી તરીકે તેનું નામ થવા માંડ્યું. બીબીસીની બ્લોગ ડાયરી લખવાનું પૂરૂં થયું, ત્યાં ન્યૂયોર્ક ટાઈમ્સના રિપોર્ટર આદમ એલિકે મલાલા પર એક ડોક્યુમેન્ટરી બનાવી. આ ડોક્યુમેન્ટરીએ મલાલાને વિશ્વભરમાં પ્રખ્યાત કરી દીધી. હવે તાલિબાનોના પેટમાં તેલ રેડાયું. મલાલાએ એક પ્રેસ કોન્ફરન્સ સંબોધીને તાલિબાનોને બરાબરના ઝાટક્યા એટલે તાલિબાને રેડિયો પર ઝિયાઉદ્દીનને મારી નાંખવાની ધમકી પ્રસારિત કરી. તાલિબાનોની ધમકીઓ ચાલુ રહી, સાથે જ મલાલાને મળતા પ્રતિભાવ પણ વધતા રહ્યા. વીરતા પુરસ્કાર પણ અપાયો. કેટલાક કટ્ટરવાદી જૂથોએ એવું કહ્યું કે, સીઆઈએના કહેવાથી મલાલા પર હુમલાનું ષડયંત્ર રચાયું હતું. જેથી તાલિબાનોને અને ઈસ્લામને વખોડી શકાય. જો કે આ દાવાઓને કોઈએ બહુ સ્વીકાર્યા નહીં.

મલાલાને વિવિધ પુરસ્કારોથી નવાજવામાં આવી, તેને પાકિસ્તાનમાં અને ઈસ્લામિક વર્લ્ડમાં સ્ત્રી કેળવણી અને સ્ત્રી મુક્તિની ચેમ્પિયન ગણાવ-વામાં આવી. યુનાઈટેડ નેશન્સે મલાલાના નામે એક પિટિશન લોન્ચ કરી. જેનો ઉદ્દેશ છે ૨૦૧૫ સુધીમાં વિશ્વનું કોઈ બાળક શિક્ષણવિહોણું ન રહે. હવે તેને નોબેલ પીસ પ્રાઈઝ માટે નોમિનેટ કરવામાં આવી છે. **પંદર વર્ષની**

**તરુણીને પીસ પ્રાઈઝ આપવામાં આવે તો ઈતિહાસ રચાશે, પણ અહીં માત્ર વીરતાને સન્માનવાનો ઉદ્દેશ નથી, અહીં ખ્રિસ્તી વિરૂદ્ધ ઇસ્લામનો જંગ પણ કારણભૂત છે.** નોબેલ પ્રાઈઝ ઘણી વખત વિવાદમાં ઘેરાઈ ચૂક્યું છે. સામાન્ય રીતે એવું બને છે કે, જે લોકોને પશ્ચિમના દેશો વખાણતા હોય, પોતાના દેશમાં જેઓ શાસન કે રૂઢિચુસ્તો કે સ્થાપિત હિતો કે પરંપરા સામે જંગ લડતા હોય તેવા ચીન, રશિયા વગેરેના લોકોને નોબેલ પ્રાઈઝ અપાયા છે. નોર્વેજિયન નોબેલ કમિટી ઉપર મૂડીવાદી પશ્ચિમી સરકારો હાવી રહી છે અને નિર્ણયો ઘણી વખત પોલિટિકલ ગણતરીથી લેવાતા હોય એવું લાગે છે. ગાંધીજીને નોબેલ પીસ પ્રાઈઝ ન અપાયું તેની પાછળ પણ આ જ માનસિકતા કામ કરી ગઈ હતી. નોબેલની આવી થોડી શંકાસ્પદ છાપ છે એટલે એવું લાગે કે મલાલાને પારિતોષિક મળવાની સંભાવના ઘણી વધુ છે. જો કે તેની સ્પર્ધામાં રશિયાની સ્ત્રી ચળવળકાર છે, એ પણ રાજકીય ગણતરીમાં લઈ શકાય તેમ છે. *(દિવ્ય ભાસ્કર)*

દિલ્હીથી પ્રગટ થતા એક ઉર્દૂ દૈનિકના ૧૫ ઓક્ટો. ૨૦૧૨ના અંકમાં મલાલા યૂસુફ ઝઈ પર હુમલો અને પશ્ચિમી દેશોની દિલચસ્પીના શિર્ષક હેઠળ એડિટોરિયલ પેજ પર છપાયેલ લેખમાં મલાલા અને તેના માતા-પિતાના ફોટા, અમેરિકી દૂત રિચાર્ડ હોલબ્રુક તથા બ્રિગેડિયર માર્ટિન જોન્સ તેમજ સી.આઈ.એ.ના અજ્ઞાત કાર્યકરો સાથે છપાયો. લેખમાં મલાલાની ડાયરી (ગુલમકાઈ) જે બી.બી.સી.થી પ્રસારિત થતી હતી તેના હવાલાથી કહેવામાં આવ્યું હતું કે, મને બુરખો જોઈને પાષાણ (પથ્થર) યુગ યાદ આવી જાય છે, અને દાઢીધારી પુરૂષ જોઈને ફિરઔનની યાદ આવી જાય છે. મલાલા પર હુમલાને મીડિયામાં જે કવરેજ આપવામાં આવ્યું તે જોઈ પાછલા ત્રણ-ચાર વર્ષોમાં પાકિસ્તાન ખાતે આ પ્રકારની બીજી બે અસરગ્રસ્ત મહિલાઓનો કિસ્સો માનસપટલ પર ઉભરી રહ્યો છે. એક ઘટના મુખ્તારન માઈ સાથેના મામલાની છે, અને બીજી ડો. શાઝિયા નામની મહિલાની છે. જો કે આ મહિલાઓને અંતિમવાદી પરિબળો સાથે કોઈ લેવાદેવા ન હતી.



પછી હાલમાં જ રહસ્યમય રીતે પાકિસ્તાનમાં બિનમુસ્લિમોની પુત્રીઓને બળજબરીપૂર્વક મુસલમાન બનાવી શાદીઓ કરાવવાના મામલાઓ આંતર-રાષ્ટ્રીય મીડિયા અને ફોરમોમાં ઉછાળવામાં આવ્યા. જેના પર ખુદ પાકિસ્તાન અને પાકિસ્તાનથી બહાર જુદા જુદા પ્રકારની પ્રતિક્રિયાઓ જોવા મળી.

અમેરિકી સરકારે ૯/૧૧ પછી શસ્ત્ર હુમલાઓની સાથોસાથ પોતાના થિંકટેંકની સમીક્ષા તથા સલાહ તેમજ માર્ગદર્શન હેઠળ મુસ્લિમ સમાજના દિલો પર મીડિયા અને ડોલરો વડે પણ હુમલો કર્યો છે. રેન્ડ કોર્પોરેશને પોતાના પૃથ્થકરણમાં ખાસ કરીને એ ઉલ્લેખ કર્યો છે કે, વિશ્વભરના અંતિમવાદી મુસ્લિમો પરસ્પર સંકળાયેલા અને સંગઠિત છે. જ્યારે મવાળ મુસ્લિમો બહુમતીમાં હોવા છતાં અસંગઠિત હોવાના કારણે અસરકારક પરિબળ બની શક્યા નથી.

તેમના સૂચન મુજબ દુનિયાભરના મુસ્લિમોમાં પાંચ ટાર્ગેટ ગૃપ બનાવી તેઓને એકબીજા સાથે સાંકળી સંગઠિત કરવામાં આવે :

- લિબરલ સેક્યુલર ગૃપ.
- યુવાન મધ્યમમાર્ગી ધાર્મિક વિદ્વાનો.
- સામાજીક કાર્યકરો અને એનજીઓ.
- સ્ત્રી સ્વાતંત્ર્ય કે સમાનતા માટે કામ કરતા મહિલા સંગઠનો.
- મધ્યમમાર્ગી પત્રકારો, વિદ્વાનો અને બુદ્ધિજીવીઓનું ગૃપ.

મલાલા પર હુમલા પછી યુરોપ, અમેરિકા, સંયુક્ત રાષ્ટ્રસંઘ અને આંતરરાષ્ટ્રીય મીડિયાએ જેવી રીતે નિવેદનો કર્યા છે અને આ હરકત પર ફિટકાર વરસાવી છે, તે વાસ્તવમાં આ જ એજન્ડાનો ભાગ છે. ખુદ મલાલાના જે ફોટાઓ છપાયા છે, તેનાથી કઈ વાત સમજમાં આવે છે. જો મલાલા સામાજિક કાર્યકર હતી, તો રિચાર્ડ હોલબ્રુક સહિત બ્રિગેડિયર માર્ટિન જોન્સ અને સી.આઈ.એ.ના અધિકારીઓ જેવા સૈન્ય નિષ્ણાંતો સાથે મુલાકાતનો શો અર્થ હોય છે ? માતા-પિતા અને પુત્રી આટલા ઉચ્ચ હોદ્દેદારો

સાથે ક્યા એજન્ડા પર વાત કરી રહ્યા હતા ? બધા જાણે છે કે, વિશ્વભરની ઈસ્લામી ચળવળો કે ઉલમાએ કિરામ સામાન્યપણે મહિલાઓને કેટલીક શરતો સહિત શિક્ષણ આપવાને જરૂરી સમજે છે, અને તેઓ તેની વ્યવસ્થા પણ કરે છે. પાકિસ્તાનમાં જ્યારે એક રાજ્યમાં એમ.એમ.એ.નું શાસન હતું ત્યારે તેમણે સ્ત્રી શિક્ષણ પર વિશેષ ધ્યાન આપ્યું હતું. પરંતુ સહશિક્ષણથી અલગ વ્યવસ્થા કરવામાં આવી હતી. પરંતુ તેમના આ પગલાંનો મલાલાના ''આકાઓ''એ જરા પણ પ્રચાર નહીં કર્યો. અમેરિકી આગેવાનો શિક્ષણની આડમાં આસ્થાનો શિકાર કરી રહ્યા છે, અને પોતાની સંસ્કૃતિ થોપી રહ્યા છે. નહીંતર મલાલાએ પોતાની ડાયરીમાં કેમ લખ્યું કે, મેં સ્કૂલના પ્રિન્સીપાલના આદેશ, કે યુનિફોર્મ વગર ઘરેલુ પોશાક અથવા બુરખો પહેરીને આવો, તો મને પથ્થર યુગ યાદ આવી ગયો. શું આટલી નાની બાળકીને પથ્થર યુગની આટલી બધી જાણકારી હતી ? શું આ તે મોટા ષડયંત્રની કડી નથી કે શિક્ષણના નામ પર ખુદાવિરોધી, ભૌતિકવાદી, જાતિયતાવાદી સંસ્કૃતિ ફેલાવવામાં આવે ?

એક વિચિત્ર યોગાનુયોગ જુઓ કે, માનવતાના બહુ મોટા હિમાયતી એવા ઈંગ્લેન્ડ ખાતે જે દિવસે મલાલાને ઈલાજ માટે ખસેડવામાં આવી, તે જ દિવસે ભારતના બ્રિટીશ દૂતાવાસના અધિકારીઓએ ભારતના જ એક રાજ્ય (ગુજરાત)ના મુખ્યમંત્રીનો બોયકોટ ખત્મ કરવાનું જાહેર કર્યું અને કહ્યું કે, અમે ભૂતકાળને ભૂલી જઈ નૂતન ભવિષ્યનું નિર્માણ કરીશું. માત્ર મલાલા પર આંસુ સારનારા બ્રિટીશ હાકેમો ગુજરાત રાજ્યની ''હજ્જારો મલાલાઓ''ને ભૂલીને ક્યા નવા ભવિષ્યના નિર્માણની વાત કરે છે ! ગાઝા પર ઈઝરાયેલના ૧૭ દિવસ સુધી લંબાવાયેલા હુમલામાં સંયુક્ત રાષ્ટ્ર-સંઘના કમ્પાઉન્ડમાં આવેલ સ્કૂલ પર ઈઝરાયેલી બોમ્બમારામાં ડઝનો ''મલાલાઓ'' મૃત્યુ પામી કે ઈજાગ્રસ્ત થઈ. આ પાપ આચરનારાઓને સંયુક્ત રાષ્ટ્રસંઘ, અમેરિકા તથા યુરોપીયન યુનિયને કઈ સજાઓ ફટકારી? વિશ્વભરના અમેરિકી એજન્ટ જેવા મીડિયાએ આને કેટલું કવરેજ આપ્યું?



અમેરિકી કબ્જાના પરિણામે કોઈ પણ અતિશયોક્તિ વગર ઈરાક, પેલેસ્ટાઈન અને અફઘાનિસ્તાનમાં મલાલા જેવી હાડચામ ધરાવતી લાખો બાળકીઓ અન્ન, જળ, દવા, વસ્ત્રો, સંડાસ અને સ્કૂલો જેવી મૂળભૂત જરૂરિયાતો વગર જીવન વિતાવી રહી છે. ઘટના ઉપર અમેરિકા, યુરોપ અને સેક્યુલર મુસ્લિમોની માનવતા હરકતમાં નથી આવતી ? આ મીણ-બત્તીઓ લઈને પ્રાર્થનાઓ કરવી કઈ સંસ્કૃતિની રીતભાત છે ?

મલાલા જેવી માસૂમ બાળકીઓ મૂલ્યોનો હ્રાસ કરતી સંસ્કૃતિનો હાથો બની રહી છે. આપણી પેઢીને, ખાસ કરીને બાળકીઓને આવા કહેવાતા સંસ્કારી શેતાનોથી બચાવવી બહુ જરૂરી છે. મર્દો (પુરૂષો) તો મસ્જિદોમાં જાય છે, અલ્લાહવાળાઓની સોહબતમાં બેસે છે, પરંતુ પોતાના બાળકો ખાસ કરીને બાળકીઓને ભૌતિકવાદી શૈક્ષણિક સંસ્થાઓને હવાલે કરી દીધા છે. ત્યાં જે કાંઈ થઈ રહ્યું છે, બધાને ખબર છે. આપણાં કહેવાતા પ્રગતિશીલો સાચા શબ્દોમાં કહું તો પશ્ચિમગ્રસ્ત વર્ગે આ વિવાદમાં બહુ સમજી-વિચારીને રણનીતિ નક્કી કરવી જોઈએ. તેમણે એ વાસ્તવિક્તા ધ્યાનમાં રાખવી જોઈએ. પશ્ચિમ ઈસ્લામી જગતના લોકોને અંદરોઅંદર લડાવવા માટે જે મુસ્લિમોનો ઉપયોગ કરે છે, તેમને જ જરૂરત પૂરી થઈ ગયા પછી કચરાપેટીમાં નાંખી દે છે.

ગદ્દાફી, સદ્દામ વગેરે તેના દૃષ્ટાંતો છે. ખુદ તાલિબાનનું અસ્તિત્વ અમેરિકા, બેનઝીર અને ફરહતુલ્લાહ બાહિરના પ્રતાપે છે. જેમને અફઘા-નિસ્તાનમાં રાતોરાત પેદા કરવામાં આવ્યા હતા. અને હથિયાર, પૈસા અને ટ્રેનિંગ આપવામાં આવી હતી. આજે તે જિન જ્યારે નિરંકુશ થઈ ગયો તો ઈસ્લામના ખાતામાં નાંખી દેવામાં આવ્યો. પોતાનું કામ કાઢી લઈ મરેલો સાંપ ઈસ્લામ તથા મુસ્લિમોના દરવાજે લટકાવવાની રમત ખેલાય રહી છે. જે મુસ્લિમ બુદ્ધિજીવીઓ અમેરિકી-પશ્ચિમી હિતોની હિમાયત કરી રહ્યા છે, તેઓએ આ હકીકતો નજર સમક્ષ રાખીને જ પોતાની વ્યૂહરચના ઘડવી જોઈએ. પશ્ચિમી મીડિયાના બહેકાવા-લાલચમાં ન આવો અને ઈસ્લામનું

નામ લો છો, તો દરેક સ્થિતિમાં ઈસ્લામી સિધ્ધાંતોને વળગી રહો. કુર્આને કરીમમાં છે : "કોઈ કૌમની દુશ્મની તમને સીમા ઉલ્લંઘન કરવા માટે નહીં પ્રેરે, ન્યાયપૂર્વક વર્તન કરો, એ જ તકવાથી નજીક છે, અને અલ્લાહ તઆલાથી ડરતા રહો."

## અશ્લિલતા અને નગ્નતાનું પ્રદૂષણ

આ વિશ્વના મોટા-મોટા વૈજ્ઞાનિકો અને પર્યાવરણવાદીઓ હવા તથા પાણીના પ્રદૂષણ, ત્યાં સુધી કે અવાજના પ્રદૂષણની વાતો કરે છે. અને તેના વિશે ઘણી ચિંતા વ્યક્ત કરે છે. તેને કાબૂમાં લેવા માટે મોટા-મોટા સેમિનારો કરવામાં આવી રહ્યા છે. આ યોજનાઓ પર વૈશ્વિક સ્તરે કાર્ય કરવામાં આવી રહ્યું છે. જો કે તેનાથી મોટું પ્રદૂષણ તો આપણી સમક્ષ મોઢું ફાડીને ઉભું છે. જે ભારતીય સમાજ જ નહીં, સમગ્ર માનવજાત માટે અત્યંત ખતરનાક છે. તે છે જાતીય પ્રદૂષણ ***(Sex pollution).***

આ પ્રદૂષણ આપણાં સમાજમાં કેન્સરની જેમ ફેલાતું જઈ રહ્યું છે. પરંતુ એ જેટલું ખતરનાક છે, તેટલી માત્રામાં તે કોઈને ખતરનાક નથી લાગતું. અન્ય પ્રદૂષણોથી તો માનવજીવનને ખતરો છે જ, પરંતુ જાતીય પ્રદૂષણથી માનવતાને ખતરો છે. જે માનવીનું મહાન સત્વ છે, અને તેનો ખાત્મો સમાજના સારા મૂલ્યોનો ખાત્મો છે. જે કોઈપણ સમાજની બુનિયાદ, હાર્દ તથા ઓળખ હોય છે.

શરમ, સંકોચ અને લજ્જા એ માનવીય સમાજનો પાયાનો ગુણ છે. જ્યારે પ્રાણીમાં લગભગ શરમ-સંકોચ નથી હોતી. જન્નતમાં ભૂલચૂકના લીધે હઝરત આદમ તથા હઝરત હવ્વા અલયહિમુસ્સલામના ગુપ્ત અંગો છતા થઈ ગયા હતા. તો તેમણે શરમના માર્યા તત્કાલ પાંદડાઓ વડે શરીરને ઢાંકવાનું શરૂ કરી દીધું હતું. મતલબ કે જાતીય અંગોને ઢાંકવું જ માનવીનો પાયાનો ગુણ છે. જે તેને જાનવરોથી જુદો તારવે છે. પરંતુ આજની પશ્ચિમી જાતીયતાગ્રસ્ત સંસ્કૃતિ અંગ પ્રદર્શનની હિમાયત કરે છે. અને આ સાબિતી આપવામાં જ તેની સમગ્ર શક્તિ ખર્ચાઈ રહી છે.



જાતીય પ્રદૂષણે આપણા આખા સમાજને જકડી રાખ્યું છે. પરિસ્થિતિ એટલી વિસ્ફોટક થઈ ચૂકી છે કે, માનવી હજાર પ્રયત્નો છતાં આ પ્રદૂષણનો ભોગ બનવાથી બચી શકતો નથી. ઘરોમાં અને ઘરોથી બહાર, દરેક જગ્યાએ સ્ત્રીઓ નગ્ન કે અર્ધનગ્ન વસ્ત્રોમાં જોવા મળે છે. આજે પુરૂષની તુલનામાં સ્ત્રી પોતાના અંગોને બહુ ઓછા ઢાંકે છે. ઘરમાં હોય કે બજારમાં, મહેફિલમાં હોય કે રમત-ગમતના મેદાનમાં કે જાહેરખબરમાં, દરેક જગ્યાએ સ્ત્રી નગ્ન ઉભી છે. ઘરમાં સવારના પહોરમાં અખબાર ઉઠાવીને જુઓ તો તેમાં જાણી જોઈને છાપેલા સ્ત્રીના અર્ધ-નગ્ન ચિત્રો જોવા મળશે.

ટી.વી. પર જો તમે સાવચેતીના કારણોસર બધા પ્રોગ્રામ્સ છોડી માત્ર સમાચાર જોવા માંગશો, તો પણ બ્રેક દરમિયાન અશ્લીલ જાહેરખબરોથી બચી નથી શકતા. જો કોઈ મેગેઝીનના પાનાં ઉથલાવશો, તો ત્યાં પણ સ્ત્રીને નગ્ન કરવાની હોડ લાગેલી જોવા મળશે. માર્ગો પર ચોંટાડેલા પોસ્ટરો કે ઉભા કરાયેલા હોર્ડિંગ્સમાં ઠેર ઠેર તમને નગ્ન સ્વરૂપે સ્ત્રી જોવા મળશે. કોઈ વસ્તુ ખરીદશો, તો તેમાં અકારણે પણ સ્ત્રીનું ચિત્ર જોવા મળશે. બાગ-બગીચાઓ કે હરવા-ફરવાના સ્થળે જાઓ તો ત્યાં પણ અશ્લીલ દશ્યો જોવા મળશે.

પહેલાં કોલેજમાં સાદા તથા સુસભ્ય વસ્ત્રો પહેરવાની છૂટ હતી, હવે તો છોકરીઓ કોલેજ એવી રીતે જાય છે, જાણે કે શુટીંગ પર જઈ રહી હોય. બજારો તથા શુભ પ્રસંગોમાં સ્ત્રીઓ એવા કપડાં પહેરીને આવે છે કે, માથુ શરમથી ઝૂકી જાય છે. પરંતુ તેમના વાલીઓને કોઈ ખચકાટ નથી થતો, બલ્કે તેઓ એમ સમજે છે કે, આપણી પુત્રીઓ હાઈ સોસાયટી સાથે વ્યવહાર રાખવાને લાયક બની ગઈ છે.

સાયબર કાફે વડે જાતીયતાગ્રસ્ત સમાજના નિર્માણને વેગ આપવામાં આવ્યો. અને જો આપ સાયબર કાફેનો ઉપયોગ ન કરતા હોવ તો આપના મોબાઈલ પર આપને મૈત્રી કરવાની ઓફર પણ કરવામાં આવે છે. ક્યાંથી અને કેવી રીતે બચશો ? શયતાને ચારેકોરથી હુમલો કરી રાખ્યો છે. અને

આનાથી પણ જાતીયતાગ્રસ્તોનું પેટ ન ભરાયું તો તેઓએ પશ્ચિમની નકલમાં "રિયાલિટી શો" અર્થાત્ "સચકા સામના" જેવા અશ્લીલ પ્રોગ્રામ્સ શરૂ કર્યા. જેમાં સ્ત્રી-પુરૂષ પોતાના અવૈધ સબંધોનો નિઃસંકોચ એકરાર કરે છે.

તદુપરાંત ૧૪ ફેબ્રુઆરીએ "વેલેન્ટાઈન ડે"ના નામે પ્રેમ દિન તરીકે મનાવી જે નિર્લજ્જતા આચરવામાં આવે છે, તે ભારતીય સમાજને દૂષિત કરી રહી છે.

સૌથી મહત્વપૂર્ણ વાત એ કે આ જાતીય પ્રદૂષણના પ્રસારમાં આપણી કેન્દ્રિય સરકારની પણ અત્યંત મહત્વની ભૂમિકા રહી છે. જેણે વિવિધ માધ્યમો તથા જાહેરખબરો વડે ભારતીય સંસ્કૃતિને પશ્ચિમની જાતીયતાગ્રસ્ત સંસ્કૃતિથી ગંદી કરી દીધી છે. આ સંદર્ભે માત્ર એક દાખલો આપીશ.

પહેલાં પરિવાર નિયોજનની પ્રેરણા આપવા માટે સરકાર કોન્ડોમના ઉપયોગ પર ભાર આપતી હતી, પરંતુ હવે હેતુ બદલાય ગયો છે. હવે તેનો મકસદ પરસ્ત્રીગમનનો પ્રસાર કરવાનો છે. પુરાવા માટે એક જાહેરખબર જુઓ, જેમાં એક માણસ બીજા માણસને અત્યંત નિર્લજ્જતાપૂર્વક સલાહ આપી રહ્યો છે :

**પત્ની સાથે વફાદારી હોય કે ન હોય**
**કોન્ડોમ સાથે વફાદારી જરૂર કરજે ભાઈ**

નિરોધની આનાથી પણ વધારે અશ્લીલ તથા શરમજનક સરકારી જાહેરખબરો આવી ચૂકી છે. એક જાહેરખબરમાં માતા, પુત્ર તથા પુત્રી વચ્ચે તેની મહત્વતા સબંધે વિચાર-વિનિમય થતો દેખાડ્યો છે. એક બીજી જાહેરખબરમાં એક પિતા પોતાના પુત્રને કોલેજ ટ્રિપ પર જતાં પહેલાં નિરોધ આપે છે કે મોજમજા વખતે તેને યાદ રાખજે.

હવે જરા વિચારો ! આ સરકારી જાહેરખબરો આપણી સુંદર તથા પવિત્ર સંસ્કૃતિને નિર્મૂળ કરી કેવી કદરૂપી તથા નીચ સભ્યતાને આપણાં દેશમાં લાવવા માંગે છે. અને આપણાં સમાજને ક્યાં લઈ જવા માંગે છે. શું



આ ખુલ્લમખુલ્લા વ્યભિચાર જેવા મહાપાપને ફેલાવવાની જાહેરખબર નથી ? જેમાં સરકાર પણ સમગ્ર ભારતીય સમાજને ધકેલી દેવા માંગે છે !

સ્ત્રીઓના શોષણ વિશે નેશનલ વુમન કમિશનની એક રિપોર્ટમાં દર્શાવવામાં આવ્યું છે કે, ભારતના ૬૧૨ જીલ્લાઓમાંથી ૩૭૮ જીલ્લાઓમાં ૧૧૭૯૪ જગ્યાઓ એવી છે, જ્યાં લોહીનો વ્યાપાર (વેશ્યાવૃત્તિ) થાય છે. ૧૦૧૬ જગ્યાઓ એવી છે, જ્યાં વેશ્યાવૃત્તિ રીતસર એક ધંધા તરીકે કરવામાં આવે છે.

રિપોર્ટમાં દર્શાવવામાં આવ્યું છે કે, કેરળ, આંધ્રપ્રદેશ અને પશ્ચિમ બંગાળ એવા રાજ્યો છે, જ્યાં લગભગ બધા જ જીલ્લાઓમાં શરીર વેચવાનું આ કાર્ય થાય છે. આશ્ચર્યજનક વાત એ છે કે, કેરળ જ્યાં શિક્ષણનો દર સૌથી વધારે છે, ત્યાં પણ શિક્ષિત યુવતીઓ બહુ ખરાબ રીતે વેશ્યાવૃત્તિની ગંદકીમાં સપડાયેલી છે. જરા વિચાર કરો ! ક્યાં પહોંચી ચૂક્યો છે આપણો ભારતીય સમાજ ?

આ પરિસ્થિતિ માટે આપણી કેન્દ્ર સરકાર તો જવાબદાર છે જ, પરંતુ શું આપણાં ભારતીય સમાજના બુદ્ધિજીવીઓ, વિચારકો, સામાજીક સંસ્થાના હોદ્દેદારો તથા ધાર્મિક સંગઠનોએ પણ કોઈ અસરકારક વિરોધ દર્શાવ્યો છે ? શું કોઈ સંયુક્ત પગલાં ભરવામાં આવ્યા છે ? હદ તો ત્યારે થઈ, જ્યારે ખુદ સુપ્રિમ કોર્ટે સજાતીય સબંધોને પણ પરસ્પર સંમતિથી થાય તો જાઈઝ ઠરાવ્યા છે. *ઈન્ના લિલ્લાહિ વઈન્ના ઈલયહિ રાજિઉન.*

આ નીચતા પર તો ભારતવાસીઓએ આખા દેશમાં વિરોધ દર્શાવી એક વંટોળ ઉભુ કરવું જોઈતું હતું. ત્યાં સુધી કે સુપ્રિમ કોર્ટનો આ ચૂકાદો પાછો લઈ લેવામાં ન આવે. ગણત્રીના કેટલાક દુષ્ટ લોકોના મુકાબલે ૯૯.૯ ટકા લોકોનો વિરોધ પ્રદર્શન પાણીના પરપોટા જેવો પૂરવાર થયો.

અલ્લાહ તઆલાએ સ્ત્રીને ઘરની જવાબદાર બનાવી હતી, જેથી ફેમિલી સિસ્ટમ સારી રીતે જાળવી રાખે, પરંતુ જ્યારે તે ઘરથી બહાર આવી ગઈ તો પરિણામ એ આવ્યું કે, પિતા પણ બહાર અને માતા પર બહાર અને

બાળકો શાળામાં કે નર્સરીમાં અને (ઘરે) તાળુ લાગી ગયું અને હવે ફેમિલી સિસ્ટમ વેરવિખેર થઈ ગઈ. સ્ત્રીનું સર્જન એટલા માટે કરવામાં આવ્યું છે કે, જ્યારે તે ઘરમાં રહેશે, તો ઘરની વ્યવસ્થા પણ કરશે અને સંતાનો તેના ખોળામાં કેળવણી પામશે. માતાનો ખોળો બાળકનું પ્રથમ કેળવણી કેન્દ્ર હોય છે, ત્યાંથી જ તેઓ સંસ્કારો શીખે છે, ત્યાંથી જ તેઓ ચારિત્ર્ય શીખે છે, ત્યાંથી જ જીવન પસાર કરવાની ખરી પદ્ધતિ શીખે છે. આજે પશ્ચિમી સમાજમાં સંતાનોને માતા અને પિતાની હૂંફ પ્રાપ્ત નથી. ફેમિલી સિસ્ટમ બરબાદ થઈને રહી ગઈ છે. સ્ત્રી અન્ય ઠેકાણે કામ કરી રહી છે, તો પુરૂષ બીજી જગ્યાએ કામ કરી રહ્યો છે. બન્ને વચ્ચે દિવસ દરમ્યાન કોઈ સંપર્ક થતો નથી. બન્ને સ્થળે આઝાદ સમાજનું વાતાવરણ છે, તો ઘણી વખતે એ બન્નેનો પરસ્પરનો સબંધ કમજોર પડી જાય છે. અને તૂટવા લાગે છે. તેના સ્થાને નાજાઈઝ સબંધો બંધાવવાના શરૂ થઈ જાય છે. અને તેના કારણે તલાક સુધી નોબત પહોંચે છે, ઘર બરબાદ થઈ જાય છે.

સ્ત્રી બિચારી સ્વતંત્રતાના ભ્રામક નારાઓથી પ્રભાવિત થઈને ઘરની બહાર આવી ગઈ. અને પ્રોપેગન્ડાના તમામ માધ્યમો વડે હોબાળો કરી કરીને તેને વિશ્વાસ કરાવી દેવામાં આવ્યો. તેમને સદીઓની ગુલામી પછી આજે આઝાદી મળી છે. અને તેમના દુ:ખ અને મુસીબતોનો અંત આવી ગયો છે. આવા ભ્રામક નારાઓની આડમાં સ્ત્રીને ઘસડીને રસ્તાઓ પર લાવવામાં આવી, તેને ઓફિસોમાં કારકુન બનાવવામાં આવી, તેને પારકા પુરૂષોના પ્રાઈવેટ સેક્રેટરીનો હોદ્દો આપવામાં આવ્યો, તેને સ્ટેનો ટાઈપીસ્ટ બનાવવાનું સન્માન આપવામાં આવ્યું, તેને વેપાર વધારવા માટે ''સેલ્સ ગર્લ'' અને ''મોડલ ગર્લ'' બનવાનું સન્માન આપવામાં આવ્યું. તેના દરેક અંગને જાહેરમાં બદનામ કરીને ગ્રાહકોને દાવત આપવામાં આવી કે, આવો અને અમારાથી માલ ખરીદો. એટલે સુધી કે એ સ્ત્રી જેના માથે પ્રાકૃતિક ધર્મ (ઈસ્લામ)એ આદર અને આબરૂનો તાજ મૂક્યો હતો અને જેના ગળે પાકદામની અને પવિત્રતાનો હાર પહેરાવ્યો હતો, તે વેપારી સંસ્થાઓ માટે



એક શો પીસ અને પુરૂષનો થાક દૂર કરવા માટે એક મનોરંજનનું સાધન બનીને રહી ગઈ.

પ્રોપેગન્ડાની શક્તિઓએ આ વિચિત્ર ફિલોસોફી માનસો પર ઠોકી બેસાડી છે કે, જો સ્ત્રી પોતાના ઘરમાં પોતાના પતિ, માં-બાપ, બહેન-ભાઈઓ અને સંતાનો માટે ઘરની વ્યવસ્થા કરે, તો આ કેદ અને અપમાન છે. પરંતુ તે જ સ્ત્રી પારકા પુરૂષો માટે જમવાનું રાંધે, તેમના રૂમની સફાઈ કરે, હોટલો અને વિમાનોમાં તેમની મિજબાની કરે, દુકાનો પર ગ્રાહકોને આકર્ષે અને ઓફિસોમાં પોતાના અધિકારીઓના નખરા સહન કરે, તો આ 'સ્વતંત્રતા' અને 'સન્માન' છે ! *ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન !*

અને પછી અત્યાચારની પરાકાષ્ઠા એ છે કે, સ્ત્રી રોજગાર માટે આઠ-આઠ કલાકની સખત અને અપમાનવાળી નોકરી કરવા છતાં પોતાના ઘરના કામકાજથી મુક્ત નથી. ઘરની સમગ્ર સેવાઓ આજે પણ પહેલાંની જેમ તેના જ ઝિમ્મે છે. યુરોપ અને અમેરિકામાં બહુમતિ એવી મહિલાઓની છે કે, જેમને આઠ કલાકની નોકરી કર્યા પછી પોતાના ઘરે પહોંચીને રાંધવાનું, વાસણ ઘસવાના અને ઘરની સફાઈનું કામ પણ કરવું જ પડે છે.

કાશ ! આપણને નુકસાનનો અહેસાસ થઈ જાય. આ બહુ મોટું નુકસાન છે. આ આપણી સંસ્કૃતિ તથા પરંપરાઓ માટે ઘાતક છે. આ મામલામાં બિનમુસ્લિમ સંસ્થાઓ તથા સંગઠનોને સાથ-સહકાર આપવાની કે મેળવવાની પણ જરૂર છે. દર વર્ષે ''વેલેન્ટાઈન ડે''ની ઉજવણીથી બે-ચાર દિવસ અગાઉ જ કેટલાક સંગઠનો તેની સામે વિરોધ દર્શાવે છે. અને ચેતવણી ઉચ્ચારે છે કે, આ દિવસે ઉજવણી કરનારા સામે સખત કારવાઈ કરવામાં આવશે. અને ભારતીય સંસ્કૃતિને બરબાદ કરનારાઓને હરગિજ બખ્શવામાં નહીં આવે.

પરંતુ અફસોસની વાત એ છે કે, કોઈ મુસ્લિમ સંગઠન તેની હિમાયતમાં કે ''વેલેન્ટાઈન ડે''ની વિરૂધ્ધમાં અવાજ નથી ઉઠાવતું. શું આપણે સારા

કાર્યમાં માત્ર એટલા માટે સહકાર નથી આપતા કે તેને કોઈ બિનમુસ્લિમ સંસ્થાએ ઉપાડયું છે. જો કે આ એકબીજાથી નજીક આવવાની તક પૂરી પાડે છે. અને તેનાથી પરસ્પરની ગેરસમજો દૂર થવાનો મોકો મળે છે.

પાછલા દિવસોમાં એક રાજકીય પક્ષે ચૂંટણી પૂર્વે પોતાના ઢંઢેરામાં ઘોષણા કરી હતી કે, જો તે સત્તામાં આવશે તો ડાન્સ પાર્ટીઓ પર પાબંદી લગાવી દેશે. બીજા શબ્દોમાં પશ્ચિમી સંસ્કૃતિનો વિરોધ કરશે. આ સારી વાત કહેવાય. આપણે બીજા પક્ષોથી પણ કહેવું જોઈએ કે તેઓ ભારતીય તથા પૂર્વિય સંસ્કૃતિની સુરક્ષાના વાયદાનો પોતાના ઢંઢેરામાં સમાવેશ કરે.

જાગો, ઉઠો અને કંઈક કરો. જાતીયતાગ્રસ્ત સભ્યતાને જડમૂળમાંથી ઉખેડીને ફેંકી દેવા માટે કમર કસી લો. એ પહેલાં કે બહુ વાર થઈ જાય.

## સુસભ્ય સમાજ કોણ અને અસભ્ય સમાજ કોણ ?

ભારતમાં દર ૨૬ મિનિટે એક છોકરી સાથે જાતિય સતામણી થાય છે. દર ૫૧ મિનિટે એક છેડતી થાય છે. આ આંકડા ''ધ સ્ટેટ ઓફ વર્લ્ડ પોપ્યુલેશન''ના અહેવાલમાં જાહેર કરવામાં આવ્યા છે. નેશનલ ક્રાઈમ રેકોર્ડ બ્યુરો (એન.સી.આર.બી)ના ૨૦૧૧ના આંકડા પ્રમાણે ભારતમાં દર ત્રેવીસ મિનિટે એક બળાત્કાર થાય છે. એન.સી.આર.બી.નો અહેવાલ કહે છે કે, ૨૦૦૨માં ભારતમાં દર ૫૪ મિનિટે બળાત્કારનો એક બનાવ નોંધાતો હતો. આ આંકડાઓ દેખાડે છે કે, છેલ્લા દસ વર્ષમાં દેશે આર્થિક ક્ષેત્રે ભલે વિકાસ કર્યો, પરંતુ સામાજિક ક્ષેત્રે રકાસ થયો છે.

વિશ્વમાં બળાત્કારના બનાવો જ્યાં સૌથી વધુ બનતા હોય એવા દેશોની યાદીમાં ભારત ત્રીજા ક્રમે આવે છે. અમેરિકામાં દર ૪૫ સેકન્ડે એક સ્ત્રી જાતિય સતામણીનો ભોગ બને છે. રેપ કેસની બાબતમાં અમેરિકાનું ચિત્ર ભારત કરતાં પણ વરવું છે. જો કે એમાં કંઈ ગૌરવ લેવાની વાત નથી.

નેશનલ ક્રાઈમ રેકોર્ડ બ્યુરોના અહેવાલ મુજબ ૨૦૧૧માં ભારતમાં બળાત્કારના ૨૩,૫૮૨ કેસ નોંધાયા હતા. અમેરિકામાં દર વર્ષે સરેરાશ



૮૯,૦૦૦ બળાત્કારના બનાવો નોંધાય છે. અમેરિકામાં થયેલા એક સર્વેક્ષણ પ્રમાણે ૬૦ ટકા જેટલા રેપના બનાવો પોલીસના ચોપડે નોંધાતા નથી.

પશ્ચિમના લોકો પોતાને બહુ સુધરેલા અને મોર્ડન માનતા હોય છે અને અશ્વેત લોકોને ગંદા, અસભ્ય અને જંગલી ગણીને તેમના પ્રત્યે ધૃણા સેવતા હોય છે. પરંતુ વસ્તીની દૃષ્ટિએ સૌથી વધુ બળાત્કાર થતા હોય એવા રાષ્ટ્રોની યાદીમાં અમેરિકા અને યુ.કે. (ઈંગ્લેન્ડ) બન્ને ટોપ ટેનમાં આવે છે.

જ્યાં બળાત્કારના બનાવો સૌથી ઓછા બનતા હોય એવા દેશોમાં ઈજીપ્ત સૌથી અવ્વલ છે. ત્યાં દર દસ લાખની વસ્તીએ વર્ષમાં માંડ એક રેપકેસ બને છે. *(ગુજરાત સમાચાર દૈનિક, તા.૨૨-૧૨-૧૨)*

ઈસ્લામે ૧૬ વર્ષની વયના છોકરાને શરઈ પુખ્ત ગણી તેના લગ્નની પરવાનગી આપી છે, પરંતુ ભારતના કાયદાઓ પ્રમાણે તે ૨૧ વર્ષનો અને છોકરી ૧૮ વર્ષની થાય ત્યારે જ લગ્નની પરવાનગી મળે છે. તેના કારણે ગુનાહો કરી તે બાળક હોવાના લઈ છૂટી જાય છે. દિવ્ય ભાસ્કરનો નીચેનો લેખ કાયદામાં સુધારાને અનિવાર્ય ગણી ઈસ્લામી કાયદાનું સમર્થન કરે છે.

આજના પ્રસાર માધ્યમોની અસર અને સામાજિક કારણોને લીધે ૧૪ થી ૧૬ વર્ષના કિશોરો પુખ્ત બની રહ્યા છે, પણ આપણા જરીપુરાણા કાયદાઓ તેમને બાળક ગણતા હોવાથી સમાજમાં વિસંવાદિતા પેદા થઈ રહી છે. તાજેતરમાં દિલ્હીમાં જે યુવતી ગેંગરેપનો ભોગ બની તેની ઉપર ત્રાટકનારા પુરૂષોમાં એક સાડા સત્તર વર્ષના તરુણનો પણ સમાવેશ થતો હતો. જુવેનાઈલ જસ્ટિસ એક્ટ મુજબ વધુમાં વધુ સજા ત્રણ વર્ષની જ થઈ શકે છે. વળી ''બાળ ગુનેગાર''ને જેલમાં રાખવાને બદલે બાળ સુધાર ગૃહમાં રાખવામાં આવે છે. આ ત્રણ વર્ષ દરમિયાન જો તે પુખ્ત બની જાય, તો તેને મુક્ત કરી દેવામાં આવે છે. આપણા ફોજદારી કાયદા મુજબ ૧૭ વર્ષના તરુણને બાળક ગણવામાં આવતો હોવાથી તે ફાંસીની સજાથી તો બચી જશે, પછી ગણતરીના મહિનાઓમાં સુધારગૃહમાંથી બહાર પણ આવી જશે.

નેશનલ ક્રાઈમ રેકોર્ડસ બ્યૂરોના આંકડાઓ મુજબ બાળકો દ્વારા જેટલા ગુનાઓ આચરવામાં આવે છે, તેમાંના ૬૪ ટકા ગુનાઓ ૧૬-૧૮ની વયજૂથમાં રહેલા બાળકો દ્વારા આચરવામાં આવે છે. ઈ.સ. ૨૦૧૧માં દેશમાં કુલ ૩૩,૮૮૭ બાળ ગુનેગારોની ધરપકડ કરવામાં આવી હતી. તેમાંના ૧૨૧૧ બાળકો ૭-૧૨ની વયજૂથના હતા. ૧૨-૧૬ની વયજૂથના બીજા ૧૧,૦૧૯ બાળકો હતા અને સૌથી વધુ ૨૧,૬૫૭ બાળ ગુનેગારો ૧૬-૧૮ની વયજૂથના હતા. આંકડાઓ એમ કહે છે કે, ''બાળકો'' દ્વારા આચરવામાં આવતી રેપની ઘટનાઓમાં ૧૮૮ ટકાનો ઉછાળો આવ્યો છે. ૧૬-૧૮ની વયજૂથના બાળકો દ્વારા અન્ય ગુનાઓ પણ વધી રહ્યા છે.

જુવેનાઈલ જસ્ટિસ એક્ટમાં ફેરફાર કરીને ૧૬ વર્ષના તરુણને 'પુખ્ત' જાહેર કરી દેવાથી સમસ્યાનો અંત આવવાનો નથી. વર્તમાન કાયદાઓ મુજબ જો કોઈ ૧૮ વર્ષનો પુરૂષ ૧૬ વર્ષની કન્યા સાથે ભાગીને લગ્ન કરે તો તેની ઉપર દુષ્કર્મનો તેમજ અપહરણનો ગુનો દાખલ કરવામાં આવે છે. ૧૬ વર્ષની કન્યા જો પોતાની મરજીથી આ પુરૂષની પત્ની બની હોય તો પણ કાયદો તેને માન્યતા આપતો નથી અને તેમના સબંધો ''દુષ્કર્મ'' જ ગણાય છે.

૧૬-૧૮ની વયજૂથની કોઈ સગીર કન્યા પોતાની મરજીથી પોતાના પ્રેમી સાથે ભાગી જાય છે, ત્યારે આ સબંધને મંજૂર ન કરનારા કન્યાના સબંધીઓ પુરૂષ સામે અપહરણનો અને દુષ્કર્મનો કેસ કરે છે. કારણ કે ૧૬ વર્ષની કન્યાને નાદાન માનવામાં આવે છે અને તેની સંમતિથી બાંધવામાં આવેલા શારીરિક સબંધને પણ 'દુષ્કર્મ' માનવામાં આવે છે. આ કન્યા ૧૮ વર્ષની ઉંમર વિતાવી જાય અને બાળકની માતા બને તે પછી પણ તેનો પતિ જેલમાં સબડ્યા કરે છે. જો ૧૬ વર્ષની કન્યાને પોતાની મરજીથી પરણવાની અને પોતાના પતિ સાથે જાતીય સબંધો બાંધવાની છૂટ આપવામાં આવે, તો આ પ્રકારના દુષ્કર્મના હજારો કિસ્સાઓ ઘટી જાય તેમ છે. *(દિવ્ય ભાસ્કર : ૬-૧-૧૩)*

દેશના પાટનગર દિલ્હી શહેરમાં બનેલા બળાત્કારના અનુસંધાનમાં આ લેખ છે. ત્યાર બાદ બળાત્કારીઓને ફાંસી અથવા તેમના ગુપ્તાંગ કાપી



નાંખવા કે તેમને ત્રીસ વર્ષની આજીવન કેદની સજા કરવી વગેરે વિવિધ અભિપ્રાયો દર્શાવવામાં આવી રહ્યા છે. તેવામાં જ મદુરાઈ મઠના મહંત અરૂણ ગીરિનાથે મહિલાઓને અપીલ કરી છે કે, બળાત્કારનો ભોગ બનતા અટકવું હોય તો તે મુસ્લિમ મહિલાઓની જેમ પરદો કરે. (મુસ્લિમો માટે પણ આ બાબતે મક્કમપણે વિચારવું રહ્યું અને પોતાની સંસ્કૃતિનું મહત્વ સમજવું રહ્યું.) નીચેના લેખમાં એક યુરોપિયન સ્ત્રી નારી સ્વતંત્રતા ચળવળની ઝંડાધારી જેને અફઘાનિસ્તાનમાં તાલિબાન સરકારે જાસુસ તરીકે પકડી લીધી અને ત્યાર બાદ છોડી મૂકી. તેણે ઈસ્લામનો અભ્યાસ કર્યા બાદ ઈસ્લામ સ્વિકાર કર્યો અને ત્યાર બાદ ઈસ્લામ તથા યુરોપિય સંસ્કૃતિ બાબતે જે સત્ય હકીકતોનું વર્ણન કર્યું, તેને હમો રજૂ કરી રહ્યા છે.

અફઘાનિસ્તાનમાં ધરપકડ પહેલાં હું પરદાવાળી સ્ત્રીઓને અત્યંત અબળા તથા પીડિત સમજતી હતી. અમેરિકા પર આતંકવાદી હુમલાના માત્ર ૧૫ દિવસ પછી હું અફઘાનિસ્તાનમાં એ સ્થિતિમાં પ્રવેશી કે હું માથાથી પગ સુધી લીલા રંગના બુરખાથી ઢંકાયેલી હતી. અને અફઘાનિસ્તાનમાં સરકારી અત્યાચારના કાળમાં ધબકી રહેલા જીવન વિશે અખબારમાં એક લેખ લખવા માંગતી હતી. પરંતુ થયું એ કે, મારૂં રહસ્ય ખૂલી ગયું અને મારી ધરપકડ કરી મને નજરકેદ કરી લેવામાં આવી.

હું જે લોકોની કસ્ટડીમાં હતી, ૧૦ દિવસ સુધી તેમના પર ગુસ્સે થતી રહી. તેઓ પણ જો કે મને ''ખરાબ સ્ત્રી'' કહેતા હતા, પરંતુ તેઓએ મને એ શરતે મુક્ત કરી દીધી કે, હું કુર્આન વાંચીશ અને ઈસ્લામનો અભ્યાસ કરીશ. (સાચી વાત એ છે કે, મને વિશ્વાસ નથી કે છૂટતી વખતે કોણ વધારે ખુશ હતું, તેઓ કે હું ?)

લંડન, પાછી ઘરે પહોંચી અને દીને ઈસ્લામના અભ્યાસ વિશે મેં તેમનાથી કરેલો વાયદો પૂરો કર્યો. અને જે કાંઈ મને જાણવા મળ્યું, તેનાથી હું આશ્ચર્યમાં મૂકાઈ ગઈ. હું કુર્આનમાં એવા પ્રકરણોની ધારણા કરી રહી હતી કે, પોતાની પત્નીની મારપીટ કેવી રીતે કરવામાં આવે અને કેવી રીતે

પોતાની પુત્રીઓ પર અત્યાચાર ગુજારવામાં આવે. તેના બદલે કુર્આનના અભ્યાસ પછી મને ખબર પડી કે, દીને ઈસ્લામે સ્ત્રીના અધિકારો અને આદર પર ભાર મૂક્યો છે. મારી ધરપકડના અઢી વર્ષ પછી મેં ઈસ્લામ ધર્મ સ્વીકારી લીધો, તો કેટલાક મિત્રો અને સ્નેહીઓ આશ્ચર્ય સહિત નિરાશ થઈ ગયા અને બીજા કેટલાકે મને પ્રોત્સાહન આપ્યું.

બ્રિટનના વિદેશમંત્રી જેક સ્ટ્રોની એ ટિપ્પણી અત્યંત ખેદજનક છે કે, મુસ્લિમ સ્ત્રીઓ જે બુરખો પહેરે છે, તે પરસ્પરના સબંધો સ્થાપવામાં અવરોધ બને છે. વડાપ્રધાન ટોની બ્લેયર, સલમાન રુશદી, ઈટાલિયન વડાપ્રધાન રૂમાનો પ્રોડીએ જેક સ્ટ્રોની તરફેણમાં નિવેદનો આપી દીધા.

હવે જ્યારે પરદો તથા પરદા વગર બન્ને પરિસ્થિતિનો મને અનુભવ છે. હું તમને બતાવી શકું છું કે, પશ્ચિમના જે પુરૂષ રાજકારણીઓ તથા પત્રકારો મુસ્લિમ સમાજમાં પરદાવાળી સ્ત્રીઓ પર અત્યાચાર વિશે ખેદ વ્યક્ત કરે છે, તેઓને એ ખબર જ નથી કે તેઓ કઈ બાબત વિશે વાત કરી રહ્યા છે. તેઓ પરદો, બાળ વયે લગ્ન, સ્ત્રીઓની ખત્ના, ઓનર કીલીંગ અને બળજબરીપૂર્વકની શાદી વિશે જે મનમાં આવે તે બોલવા માંડે છે. અને તેઓ અત્યંત ખોટી રીતે આ બધી બાબતો માટે ઈસ્લામને દોષી ઠરાવે છે. તેમના ઘમંડથી વધારે તો તેમની અજ્ઞાનતા છે.

આ સાંસ્કૃતિક બાબતો અને રસ્મોરિવાજનો ઈસ્લામ ધર્મ સાથે ચોક્કસ જ કોઈ સબંધ નથી. જો કુર્આનનો અભ્યાસ સમજદારીપૂર્વક કરવામાં આવે, તો જણાય આવશે કે પશ્ચિમી વિશ્વમાં નારી સ્વતંત્રતાના ટેકેદારોએ સિત્તેરના દાયકામાં જે હેતુ માટે પ્રયાસો કર્યા, તે જ વસ્તુ મુસ્લિમ સ્ત્રીઓને ૧૪૦૦ વર્ષ પહેલાં આપી દેવામાં આવી હતી. ઈસ્લામમાં આધ્યાત્મિક દૃષ્ટિએ સ્ત્રી-પુરૂષ એકસમાન છે. પુરૂષોની જેમ સ્ત્રીઓ માટે પણ જ્ઞાન પ્રાપ્ત કરવું જરૂરી છે. અને સ્ત્રીનું મહત્વ પુરૂષથી જરા પણ ઓછું નથી. બાળકોનો જન્મ તથા તેના ઉછેરમાં કાબેલિયત, મુસ્લિમ સ્ત્રીઓનો એક હકારાત્મક ગુણ સમજવામાં આવે છે.



જ્યારે ઈસ્લામે સ્ત્રીઓને અગણિત અધિકારો આપેલા છે, તો પછી પશ્ચિમી પુરૂષ મુસ્લિમ સ્ત્રીઓના પોશાક વિશે કેમ ચિંતીત છે ? આટલું જ નહીં, બલ્કે બ્રિટીશ સરકારના પ્રધાનો ગોર્ડન બ્રાઉન અને જોન રેડએ પરદા વિશે તુચ્છકારવાચક ટીપ્પણી કરી છે. જ્યારે એમનો ખુદનો સબંધ સરહદ-પાર સ્કોટલેન્ડ સાથે છે. જ્યાં પુરૂષો સ્કર્ટ પહેરે છે.

જ્યારે હું મુસલમાન બની ગઈ અને માથા પર સ્કાર્ફ પહેરવાનું શરૂ કર્યું, તો મને ઘણી બધી પ્રતિક્રિયાઓનો સામનો કરવો પડ્યો. મેં હજુ તો મારૂં માથુ અને વાળ જ ઢાંક્યા હતા, પરંતુ તેના કારણે હું તરત જ બીજા દરજ્જાની નાગરિક જેવી થઈ ગઈ. મને એ તો ખાતરી હતી કે, કોઈ ઈસ્લામ શત્રુ તરફથી મને કંઈક સાંભળવા મળશે, પરંતુ મને એ ડર ન હતો કે, પારકાઓ તરફથી પણ મારો ખુલ્લો વિરોધ થશે. રાત્રે **For hire**ના ચમકતા શબ્દો સાથે ટેક્ષીઓ મારી આજુબાજુથી પસાર થઈ રહી હતી. મારી સામે થોભેલી એક ટેક્ષીમાંથી એક ગૌરવર્ણ મુસાફર ઉતર્યો. હું ટેક્ષી લેવા માટે આગળ વધી, ડ્રાઈવરે મને આંખો કાઢી જોઈ અને ગાડી હંકારી દઈ ચાલ્યો ગયો. બીજાએ બેસાડી તો લીધી, પણ મને એમ કહ્યું કે, "પાછળની સીટ પર બોમ્બ મૂકીને નહીં જતી." અને મારાથી એમ પણ પૂછ્યું કે, "ઉસામા બિન લાદેન ક્યાં સંતાયો છે ?"

એ ખરી વાત છે કે, મુસ્લિમ સ્ત્રીથી તેના ધર્મનો તકાદો છે કે તે પોતાના માટે યોગ્ય વસ્ત્રો પસંદ કરે. પરંતુ જે મુસ્લિમ સ્ત્રીઓને હું જાણું છું, તેમના-માંથી ઘણીખરી પરદો પહેરવાને તો પસંદ કરે છે, જેનાથી ચહેરો ખુલ્લો રહે છે. પરંતુ કેટલીક મુસ્લિમ સ્ત્રીઓ સંપૂર્ણ પરદાને પ્રાધાન્ય આપે છે. અભિવ્યક્તિની આ શૈલી મારી પોતાની છે. મારા પોશાકથી આપને એ ખબર પડી જાય છે કે, હું મુસલમાન છું અને હું ખુદને આદર-સન્માન આધારિત વર્તનની હક્કદાર સમજું છું. જેવી રીતે બેંકનો એક ઓફિસર બિઝનેસ સુટ પહેરી એમ દર્શાવે છે કે, તેને એક એક્ઝિક્યુટિવ સમજવામાં આવવો જોઈએ. ખાસ કરીને પુરૂષોનું સ્ત્રીઓને અયોગ્ય તથા હવસભરી

નજરોથી જોવું મારા જેવી નવમુસ્લિમ સન્નારી માટે અસહ્ય છે.

હું વર્ષો સુધી પશ્ચિમમાં સ્ત્રી મુક્તિ ચળવળની ઝંડાધારી રહી, પરંતુ હવે મારી ઉપર એ રહસ્ય છતું થયું કે, મુસ્લિમ સમાજમાં સ્ત્રીમુક્તિના ટેકેદારો પોતાના સેક્યુલર સાથીઓથી વધારે ક્રાંતિકારી છે. જ્યારે ઈ.સ. ૨૦૦૩માં "વિશ્વસુંદરી"ની સ્પર્ધાના પ્રસંગે ટૂંકા વસ્ત્રો ધારણ કરી અફઘાન સુંદરી દીદહ્ સમાવઝઈને સ્ત્રી સ્વાતંત્ર્ય તરફ એક મહાન પગલું ઠરાવવામાં આવી. સમાવઝઈને સ્ત્રીમુક્તિ આંદોલનની જીતના ચિહ્નરૂપે એક વિશેષ ઈનામ પણ આપવામાં આવ્યું.

કેટલીક નારીવાદી યુવતીઓ પરદાને રાજકીય ચિહ્નરૂપ પણ સમજે છે. જેના વડે પશ્ચિમી સંસ્કૃતિના દૂષણો, શરાબ તથા બેશર્મીને ત્યજવામાં આવે છે. હું પૂછું છું કે, સ્ત્રી સ્વાતંત્ર્યની અભિવ્યક્તિ કઈ બાબતથી થાય છે. સ્કર્ટની લંબાઈ કે વક્ષસ્થળોના કૃત્રિમ ઉભારથી કે વિવેકબુદ્ધિ અને ચારિત્ર્યથી ? ઈસ્લામમાં માન-સન્માનનો આધાર સત્તા, સંપત્તિ કે સૌંદર્ય નથી, બલ્કે સંયમ (તકવા) છે.

મને સમજમાં નથી આવતું કે, હું ઈટાલીના વડાપ્રધાન પ્રોડીના આ વલણ પર હસું કે રડું ? જેના મુજબ તેમણે આ ચર્ચામાં ભાગ લેતાં એ જાહેર કર્યું કે, પરદાનો ઉપયોગ ટાળવો જોઈએ. કારણ કે તેનાથી પરસ્પરનો મેળમિલાપ વધારે મુશ્કેલ બની જાય છે. કેટલી વાહિયાત વાત છે ! જો આવી જ વાત છે, તો પછી મોબાઈલ ફોન, ઈ-મેઈલ અને ફેકસના ઉપયોગને કેમ યોગ્ય ઠરાવવામાં આવે છે ? અને રેડિયો પર સાંભળનારને બોલનારનો ચહેરો દેખાતો નથી તો તે રેડિયો બંધ તો નથી કરી દેતો !

ઈસ્લામે મને માન આપ્યું છે. મારા ધર્મે મને શિક્ષણ મેળવવાનો અધિકાર આપ્યો છે. અને હું વિવાહિત હોઉં કે અવિવાહિત, જ્ઞાનપ્રાપ્તિ મારા માટે ફર્ઝ (અનિવાર્ય) ઠરાવી છે. હવે પ્રશ્ન એ છે કે, શું ઈસ્લામી શિક્ષાઓ (તાલીમાત) આપણને એમ દર્શાવે છે કે, સ્ત્રીઓએ અનિવાર્યપણે પોતાના પતિના કપડાં ધોવા જોઈએ, રસોઈ કરવી જોઈએ કે ઘરની સાફસફાઈ



કરવી જોઈએ ? વાસ્તવમાં આ સ્ત્રી પર જરૂરી નથી. જ્યાં સુધી એ વાતનો સબંધ છે કે, પુરૂષોને પોતાની પત્નીઓને મારપીટ કરવાની પરવાનગી આપવામાં આવી છે, તો તે ખોટી છે. ઈસ્લામના ટીકાકારો એકલદોકલ આયતો અને હદીષોનો હવાલો આપે છે, પરંતુ પૂર્વાપર સંદર્ભો (આગળ-પાછળના વર્ણન)થી છૂટી કરીને. તે આયતનો અર્થ વાસ્તવમાં એ છે કે, જો કોઈ પોતાની પત્ની સમક્ષ નારાજગી વ્યક્ત કરવા માટે માત્ર આઘાત આપવા ખાતર હળવી સજા આપવા માંગે તો એ મારી શકે છે, પરંતુ એવી રીતે મારવાની છૂટ નથી કે જેનાથી તેના શરીર પર નિશાન પડી જાય. વાસ્તવમાં કુર્આન એમ કહેવા માંગે છે કે, બેવકૂફ ! પોતાની પત્નીને ન માર.

સ્ત્રીના સ્થાન અને તેની સાથે દુર્વ્યવહારનો જ્યાં સુધી સબંધ છે, ત્યારે માત્ર મુસ્લિમ પુરૂષોનું નામ નહીં લેવું જોઈએ. હાલમાં જ કરવામાં આવેલ એક સર્વેક્ષણ (ઘરેલુ હિંસાનો હોટલાઈન સરવે) મુજબ ચાર લાખ અમેરિકી સ્ત્રીઓ, સરેરાશ એક વર્ષ દરમિયાન પોતાના પુરૂષ મિત્ર કે પતિ તરફથી સખત મારપીટનો ભોગ બનતી હોય છે, અને દરરોજ ત્રણથી વધારે સ્ત્રીઓની પોતાના પતિ કે પુરૂષમિત્ર દ્વારા હત્યા કરવામાં આવે છે. ૯/૧૧ થી આજ સુધી આ સંખ્યા લગભગ ૫૫૦૦ સુધી પહોંચી ચૂકી છે.

સ્ત્રીઓ પ્રત્યે આ હિંસક મનોવલણ એક વૈશ્વિક કરૂણાંતિકા છે. અને હિંસક પુરૂષોનો સબંધ કોઈ એક ધર્મ કે સંસ્કૃતિ સાથે નથી. એક સર્વે મુજબ વિશ્વભરમાં ત્રણમાંથી એક સ્ત્રી પુરૂષના અત્યાચારની ભોગ બને છે. એમાં મારપીટ, જાતીય શોષણ, અપમાનજનક વ્યવહાર, બધું જ શામેલ છે. આ એક સર્વસામાન્ય સમસ્યા છે, જેનો ધર્મ, સંસ્કૃતિ સાથે કોઈ સબંધ નથી.

પરંતુ એ પણ એક વાસ્તવિકતા છે કે, સ્ત્રીઓ તરફથી વિરોધ પ્રદર્શન છતાં પશ્ચિમમાં પુરૂષ ખુદને સ્ત્રીઓથી ચઢિયાતો સમજે છે. તે કોઈ પણ વિભાગમાં હોય, સ્ત્રીઓથી વધારે વેતન અને વળતર મેળવે છે. સ્ત્રીઓને હજુ સુધી એક જાતીય ચીજ (કોમોડિટી) સમજવામાં આવે છે.

તે લોકો માટે, જે હજુ સુધી એવો પ્રયાસ કરી રહ્યા છે કે, ઈસ્લામને એક એવો ધર્મ પુરવાર કરે, જે સ્ત્રીઓ પર અત્યાચારને યોગ્ય ઠરાવે છે, હું પાદરી પેટ રોબર્ટસનનું એક નિવેદન નોંધીશ, જે તેમણે ૧૯૯૨માં "સશક્ત નારી"ના સંદર્ભમાં આપ્યું હતું કે, "સ્ત્રી મુક્તિનું આંદોલન એક કુટુંબ વિરોધી સોશ્યલિસ્ટ રાજકીય આંદોલન છે. જે સ્ત્રીઓને એ અધિકાર આપે છે કે, તેણીઓ પોતાના પતિઓને છોડીને ચાલી જાય, પોતાના બાળકોને મારી નાંખે, જાદુમંતર કરે, મૂડીવાદને ખત્મ કરે અને સજાતીય બની જાય."

હવે તમે મને એ બતાવો કે, સુસભ્ય કોણ છે અને અસભ્ય કોણ છે ?





# શિક્ષણનો પ્રારંભિક ઈતિહાસ અને ઈસ્લામનું મહત્વપૂર્ણ યોગદાન

પહેલાના સમયમાં મોટા મોટા મંદિરો, શાહી મહેલો, કિલ્લા અને મકબરા બનાવવામાં આવતા હતા. વિદ્યાધામો અને કોલેજો બનાવવાનો રિવાજ પૂર્વયુગમાં બિલ્કુલ ન હતો. એક યુરોપિય સંશોધનકારે લખ્યું છે કે સો ટકા શિક્ષણનો ખ્યાલ સૌપ્રથમ માનવ ઈતિહાસમાં મુસ્લિમોએ જ અર્પણ કર્યો.

મુસ્લિમોમાં આ ખ્યાલ કયાંથી આવ્યો ? મુસ્લિમોને આ ખ્યાલ કુર્આને કરીમ તરફથી મળ્યો. કુર્આન શરીફને તટસ્થ અને ખુલ્લા વિચારોથી પઢવામાં આવે તો ખબર પડશે કે કુર્આન શરીફ સૌથી વધુ ધ્યાન જ્ઞાન પ્રાપ્તિ તરફ આપે છે. કુર્આન શરીફમાં ફકત જ્ઞાનનો શબ્દ ૮૬૫ વખત વપરાયો છે. તે સિવાય જાણકારી, સમજ, બુધ્ધિ, સંશોધન વગેરેના શબ્દો પણ એટલા જ પ્રમાણમાં વપરાયા છે.

કુર્આન શરીફની પ્રથમ વહી (દિવ્યવાણી)માં હઝ. મુહમ્મદ (સલ.) ઉપર સૌપ્રથમ શબ્દ જે માનવ સમાજને ઉલ્લેખીને કહેવામાં આવ્યો તેમાં જ્ઞાન ઉપર જ ખાસ ભાર મૂકવામાં આવ્યો છે.

હઝરત ઈસા અલયહિસ્સલામને આસ્માન ઉપર ઉઠાવી લેવા બાદ છસો (૬૦૦) વર્ષનો લાંબો ગાળો પસાર થઈ જાય છે અને અલ્લાહપાક તરફથી માનવજાતને આટલી લાંબી મુદ્દત બાદ સંબોધવામાં આવે છે. અને તે પણ સૌપ્રથમ અરબસ્તાનની એવી કૌમને સંબોધવામાં આવે છે જે તદ્દન અડિયલ, અભણ અને અસભ્ય છે. જે આ વાતનું પ્રમાણ છે કે ઈસ્લામમાં જ્ઞાન અને જ્ઞાનપ્રાપ્તિના માધ્યમોને મોખરાનું સ્થાન પ્રાપ્ત છે. અને સાથે એ વાતનો પણ અણસાર આપ્યો કે ઈસ્લામનો પાયો અંધશ્રધ્ધા કે અજ્ઞાનતા ઉપર નહી બલ્કે બુધ્ધિમાન્ય અને નક્કર દલીલો આધારિત છે. તેના અનુયાયીઓ અભણ અને અજ્ઞાની નહિ હશે.

ઈસ્લામે પહેલી વખત શિક્ષણને મર્યાદિત વર્તુળમાંથી બહાર કાઢી તેને એક વ્યાપક રૂપ આપ્યું. સાતમી સદીમાં ઈસ્લામનો પુનઃ ઉદય થયો. ઈસ્લામના આગમન પહેલા શિક્ષણ ફકત એક વિશેષ વર્ગ માટે જ ઉપલબ્ધ હતુ. ઈસ્લામે જે ક્રાંતિ સર્જી તેના પ્રતાપે ઈતિહાસમાં પહેલી વખત એ નોંધાયુ કે શિક્ષણને વિશેષ વર્ગની પકડમાંથી બહાર કાઢીને સામાન્યજનો સુધી પહોંચતુ કરવામાં આવ્યુ. શિક્ષણના પ્રચાર–પ્રસારની આ ક્રાંતિકારી ચળવળને જ શિક્ષણના ઈતિહાસમાં ''મદ્રસો'' કહેવામાં આવે છે.

ઈન્સાયકલોપિડિયા ઓફ બ્રિટાનિકામાં ''હિસ્ટ્રી ઓફ એજયુકેશન'' ઉપર બાણુ પાનાનો એક શોધનિબંધ લખવામાં આવ્યો છે. તેને અનેક શિક્ષણશાસ્ત્રીઓએ મળીને તૈયાર કર્યો છે. તે નિબંધમાં શિક્ષણના ઈતિહાસને વિવિધ તબક્કાઓ તથા યુગોમાં વહેંચવામાં આવ્યો છે. તેના મુજબ પહેલો દૌર પ્રારંભિક સંસ્કૃતિ (**PRIMITIVE CALTURE**)નો હતો. આ પ્રારંભિક કાળમાં શિક્ષણનો હેતુ એ હતો કે યુવા પેઢી (અલબત્ત વિશેષ વર્ગની) સામાજિક રિવાજો તથા પરંપરાઓથી વાકેફ થાય. તેના અનુસરણ માટે તેને તૈયાર કરવામાં આવે, તે જમાનામાં લખવા–વાંચવાનો રિવાજ બહુ ઓછો હતો, એટલે આ કૌટુંબિક શિક્ષણ પણ મૌખિક ધોરણે અપાતુ હતું. અને તેમને મોઢે (કંઠસ્થ) કરાવવામાં આવતું હતું. જેથી તે નાશ પામે નહીં.

આખા વંશને આવું શિક્ષણ ઉપલબ્ધ ન હતુ. ફકત ઉચ્ચ વર્ગને જ તેની સુવિધા મળતી. ઉચ્ચ વર્ગમાં મુખ્યત્વે બે પ્રકારના લોકો હતા. એક કુટુંબ કબીલાનો રાજકીય અગ્રગણ્ય વર્ગ અને બીજો ધાર્મિક વર્ગ. જે સામાન્ય લોકોની ધાર્મિક વિધિઓ આટોપવામાં મદદ કરતો હતો. સામાન્યજનોનો આ પ્રક્રિયામાં કોઈ ભાગ ન હતો. [**EB 6/317-18**]

બીજા યુગને તેમાં ''ક્લાસિકલ કલ્ચર''નું નામ આપવામાં આવ્યું છે. મતલબ પ્રાચીન ઐતિહાસિક કાળ. તે જમાનામાં લેખન–વાંચનનો વ્યાપ વધ્યો હતો. પરંતુ હજુ સુધી શિક્ષણની નીતિરીતિ પહેલા કાળ જેવી જ



યથાવત હતી. અનઔપચારિક શિક્ષણની સાથોસાથ તે દૌરમાં જોકે ઔપચારિક શિક્ષણનો પાયો નંખાઈ ચૂકયો હતો. પરંતુ હજુ પણ શિક્ષણ સામાન્યજનની પહોંચ બહાર હતું. તેના ઉપર ઉચ્ચ જાતિ [**HIGHER CASTES**]નો કબ્જો હતો. આ ઉચ્ચ રાજકીય તથા ધાર્મિક વર્ગ સિવાય કુટુંબ–કબીલા કે કૌમના સામાન્યજનો માટે શિક્ષણને જરૂરી સમજવામાં આવતુ ન હતું.

કેટલીક કૌમોમાં સામાન્ય વર્ગને શિક્ષણ અપાતુ હોવાના પુરાવાઓ મળે છે. પરંતુ આ શિક્ષણ માત્ર માહિતી મેળવવાના અર્થમાં હતુ. તેનો આશય એ હતો કે લોકો સમાજની પરંપરાઓથી માહિતગાર થાય. અને એક પ્રસ્થાપિત સમાજ વિઢદ્ધ કોઈ પ્રવૃત્તિ ન કરે. અને સમાજ વેરવિખેર થવાથી બચી જાય. સારાંશ એ કે આ શિક્ષણનો આશય એ હતો કે, કચડાયેલી પ્રજાને જાણ થાય કે તેમણે ઉચ્ચ વર્ગની ગુલામી કેવી રીતે કરવી જોઈએ. [**6/319-320**]

ત્યાર પછી ત્રીજો કાળ શરૂ થાય છે, જેને સાચા અર્થમાં શીખવા-શીખવવાનો યુગ કહી શકાશે. આ કાળનો પ્રારંભ સૈધ્ધાંતિક રીતે જુઓ તો ઈસ્લામી ક્રાંતિ પછી થયો. આ યુગ શરૂ થવા માટે એક અનિવાર્ય પૂર્વશરત એ હતી કે માનવીય સમાજમાં ઉંચનીચના ભેદભાવ ખત્મ થાય. અને આ ભેદભાવનો ખાત્મો માત્ર ઈસ્લામના આગમન પછી થયો. ઈસ્લામ પૂર્વે માનવજાત બે વિભાગમાં વહેંચાયેલી હતી. ઉચ્ચ વર્ગ અને નિમ્ન વર્ગ. અથવા ઉંચી અને નીચી જાતિ. દા.ત. ચીનમાં રાજાને આકાશી પુત્ર [**SON OF HEAVEN**] કહેવામાં આવતો હતો. ભારતમાં વર્ણવ્યવસ્થાના નામે જે અન્યાયી સમાજની રચના અસ્તિત્વમાં હતી તેનાથી કોણ અજાણ છે ? લગભગ આવી જ સમસ્યાઓથી જગતના અન્ય સમાજો પણ પીડાતા હતા. ઈસ્લામે આવીને સર્વપ્રથમ આ બદીને દૂર કરી. ઈસ્લામની આ સિધ્ધીને ન્યાયી તથા તટસ્થ અભિગમ ધરાવતા અનેક ઈતિહાસકારોએ સ્વીકારી છે. ઈસ્લામે જયારે ઉંચ-નીચ અને અસ્પૃશ્યતાને વ્યવહારિક સ્તરે નાબૂદ

કરી, ત્યારે જ એ શકય બન્યુ કે શિક્ષણ અમુક વિશેષ વર્ગોના ઈજારામાંથી નીકળી સામાન્યજનોના ઉંબરે પહોંચે. તે સર્વજન સુલભ બની જાય.

આ પ્રક્રિયાની શરૂઆત ઈસ્લામે સૂચવેલ ઈબાદત (ઉપાસનાની પધ્ધતિ)થી થઈ. ઈસ્લામ પૂર્વે ઉપાસનાની પધ્ધતિ એ હતી કે કોઈપણ 'વ્યકિત' (જીવીત કે મૃત) ખુદા તથા બંદા વચ્ચે માધ્યમરૂપે અનિવાર્યપણે રહેતી. ઉપાસના, સીધેસીધી ખુદા તથા બંદા વચ્ચેની ઘટના બની શકતી ન હતી. આ અન્યાયિક વહેંચણી (માધ્યમની અનિવાર્યતા)ના કારણે ધાર્મિક જ્ઞાન માત્ર તે માણસ માટે જ જરૂરી હતું, જે માધ્યમની ભૂમિકા બજાવી પૂજાવિધિ કરાવતો હોય. આ વર્ગભેદના કારણે ધર્મવડાઓ [PRIESTS] સુધી જ શિક્ષણ સીમિત રહયું. અને સામાન્ય પ્રજા તેનાથી અલિપ્ત રહી.

ઈસ્લામે પહેલી વાર ઈબાદત–બંદગી (ઉપાસના)ને ખુદા તથા બંદા વચ્ચેનો સીધેસીધો સબંધ ધરાવતી ઘટના તરીકે રજૂ કરી. આવુ કરવાથી લખવુ–વાંચવુ બધા માટે ફરજીયાત બની ગયુ. તે તેની બુનિયાદી આવશ્યકતા બની ગયુ. ઈસ્લામ અંગીકાર પછી પ્રત્યેક વ્યકિત કુર્આન વાંચી તેને મોઢે યાદ કરવા લાગ્યો, જેથી તે તેની રોજીંદી ઈબાદતમાં કુર્આન શરીફ પઢી શકે. અન્ય જરૂરી ઈબાદતો (દા.ત. અત્તહિય્યાત, દુરૂદ શરીફ, દુઆએ કુનૂત વિગેરે)ના શબ્દો પણ યાદ કરવા માટે તે અક્ષરજ્ઞાન મેળવવા લાગ્યો. માત્ર ઈબાદતની વિધિ જ નહી બલ્કે ઈસ્લામે અન્ય સ્તરોએ પણ એવા ક્રાંતિકારી નિયમો પેશ કર્યા, જેના લીધે આ ભેદભાવ ખત્મ કે હળવો થતો ગયો.

એક માનવી અને બીજા માનવી વચ્ચે કેટલીક ભિન્નતા અને વિવિધતાઓના કારણે એવુ ઠસાવવામાં આવતુ રહયુ કે કેટલાક લોકો ઉંચા છે, અને કેટલાક લોકો નીચા છે. ઈસ્લામે ભેદભાવ આધારિત આ વિચારને જડમૂળથી ઉખેડી કાઢયો. અને છેડેચોક ઘોષણા કરી કે, "એ લોકો, અમે તમને એક પુરૂષ અને એક સ્ત્રીથી ઉત્પન્ન કર્યા છે. અને તમને કુટુંબ કબીલામાં વહેંચી નાખ્યા છે. જેથી તમે એકબીજાને (સરળતાથી)





ઓળખી શકો. સાચી વાત તો એ છે કે અલ્લાહપાકના મતે તમારામાંથી એ બંદો વધારે સન્માનનીય છે જે (ખુદાથી) સૌથી વધારે ડરતો હોય. સાચે જ અલ્લાહપાક જાણ રાખનાર, ભાળ રાખનાર છે." *[અલહુજુરાત–૧૩]*

આ વિષયે હદીષ શરીફ પણ એમ જ કહે છે. દા.ત. અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમએ ફરમાવ્યું છે કે બધા જ માનવીઓ ભાઈ–ભાઈ છે. *[અબૂ દાવૂદ]* આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે એમ પણ કહયુ છે કે "બધા જ માનવીઓ હઝરત આદમ અલયહિસ્સલામના સંતાન છે અને અલ્લાહપાકે હઝરત આદમ અલયહિસ્સલામને માટીથી બનાવ્યા હતા." એવી જ રીતે આપે ફરમાવ્યું કે "સાંભળો, કોઈ આરબને બિનઆરબ ઉપર કોઈ પણ જાતની ઉંચાઈ પ્રાપ્ત નથી. અને કોઈ બિનઆરબને કોઈ આરબ ઉપર પણ શ્રેષ્ઠતા મળેલી નથી. કોઈ ગોરાને કાળા ઉપર અને કોઈ કાળાને ગોરા ઉપર કોઈ પ્રકારની (જન્મજાત) ઉચ્ચતા પ્રાપ્ત નથી. જો ઉચ્ચતા મળી શકતી હોય તો એક માત્ર ખુદાના ખૌફ–ડરના કારણે મળી શકે છે. *[મુસ્નદે અહમદ ૫/૪૧૧]*

માનવીય સમાનતાની આ ઘોષણા માત્ર ઘોષણા ન હતી, બલ્કે તે એક વાસ્તવિક ક્રાંતિનું જાહેરનામુ હતું. હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ તથા આપના સાથીઓ (સહાબા)ને અલ્લાહપાકની વિશેષ મદદથી એ તક મળી કે તેઓ માનવીય સમાનતાની માત્ર સૈધ્ધાંતિક ઘોષણા જ નહી કરે, બલ્કે વિશ્વના વિશાળ ક્ષેત્રફળમાં ક્રાંતિ લાવી તેને વ્યવહારમાં પ્રસ્થાપિત પણ કરે. ઈતિહાસના સંશોધનકારોએ સામાન્યતઃ સ્વીકાર્યુ છે કે સામાજિક વ્યવહારમાં માનવીય સમાનતાની વ્યવસ્થા ઈતિહાસમાં સર્વપ્રથમ ઈસ્લામે સ્થાપી હતી.

ઈસ્લામ પહેલાં ઠેર ઠેર રાજાશાહી હતી. અન્યજનો માટે જાણે લખાઈ ચૂકયુ હતું કે, તેઓ કચડાયેલ-શોષિત પ્રજા તરીકે જ રહે. ભેદભાવ આધારિત આ રાજકીય વ્યવસ્થાએ શિક્ષણને શાસકો-રાજકર્તાઓની જાગીર બનાવી, સામાન્ય પ્રજાજનો માટે તેમાં કોઈ જ હિસ્સો રાખ્યો ન હતો.

ઈસ્લામે આ સરમુખત્યારશાહીને નાબૂદ કરીને લોકશાહીલક્ષી સલાહકાર સમિતિ (શૂરા) આધારિત રાજયવ્યવસ્થા રજૂ કરી. અને વ્યવહારમાં તેની સ્થાપના પણ કરી. ઈતિહાસકારોએ માન્યુ છે કે, પ્રાચીન રાજાશાહીનો અંત ઈસ્લામી ક્રાંતિ પછી થયો છે. દા.ત. ફ્રૅંચ ઈતિહાસકાર હેન્રી પિરેને [HENRI PIRENNE] લખ્યું છે કે, ઈસ્લામે જો રોમન તથા ઈરાનિયન સામ્રાજ્યનો ખાત્મો ન કર્યો હોત તો, વિશ્વમાંથી કદાચ કયારેય સરમુખત્યારશાહી ખત્મ ન થઈ હોત.

આ એક ઐતિહાસિક હકીકત છે કે પ્રાચીન રાજાશાહી વ્યવસ્થા તૂટીને લોકશાહી કાળનું આગમન માત્ર ઈસ્લામી ક્રાંતિ પછી જ શકય બન્યું. આ ક્રાંતિના વિવિધ સામાજિક પરિણામો ઈતિહાસમાં નોંધાયા. તેનું શૈક્ષણિક પરિણામ એ આવ્યુ, જેની આગળ અમે ચર્ચા કરી.

એન્સાયકલોપિડીયા બ્રિટાનિકા (૧૯૮૪)માં કહેવામાં આવ્યુ છે કે, ઈસ્લામના આગમન પછી મદ્રસાઓનો મોટાપાયે વિકાસ થયો. સર્વપ્રથમ તઅલીમ (શિક્ષણ આપવા કે મેળવવા) માટે કુંડાળાઓ વાળીને બેસવાની રીત અપનાવાઈ. પછી દરેક મસ્જીદ સાથે એક મકતબ (પ્રાથમિક પાઠ-શાળા) હોવુ અનિવાર્ય સમજવામાં આવ્યું. મસ્જીદમાં ચાલતા મદ્રસાઓ જ્યારે અપૂરતા જણાયા તો મોટી સંખ્યામાં અલગ ઈમારતોમાં મદ્રસાઓ શરૂ થવા લાગ્યા. અબ્બાસીકાળમાં તો મદ્રસાઓ સોળે કળાએ ખીલી ઉઠયા. હવે મોટા મોટા વિશ્વવિદ્યાલયો [UNIVERSITIES] બનવા લાગ્યા. દા.ત. નિઝામિય્યહ, મુસ્તન્સિરિય્યહ વિગેરે. [6/332-33]

સારાંશ કે, ઈસ્લામ પૂર્વે વિવિધ અંધશ્રધ્ધાયુકત વહેમો [SUPER-STITIONS]ના કારણે માનવીય અસમાનતાના વિચારને બળ મળતું રહયું. તેણે સમાજમાં ફાટફૂટ મચાવી હતી. તેનું પરિણામ એ આવ્યું કે, જ્ઞાન (વિજ્ઞાન) મેળવવાની સુવિધા માત્ર ઉચ્ચ વર્ગ માટે જ ઉપલબ્ધ હતી. અને નિમ્ન વર્ગ હજારો વર્ષ સુધી અજ્ઞાનતાના અંધકારમાં અટવાતો રહયો. સાતમી સદીમાં પહેલી વખત આ અંધશ્રધ્ધાઓ તથા વહેમો ઈસ્લામે તોડી



નાખ્યા. આ ક્રાંતિના જે હકારાત્મક પરિણામો આવ્યા તે એ કે જ્ઞાન મેળવવુ બધા માટે શકય બન્યુ. માલદાર માટે પણ, ગરીબ માટે પણ. બ્રાહ્મણ માટે પણ, શુદ્ર માટે પણ.

## ભારતિય ઉપખંડના મદ્રસાઓનો ઈતિહાસ

કુર્આન શરીફે ઈલ્મ અને જ્ઞાનને સંકુચિત કુંડાળામાંથી કાઢી માનવ ઈતિહાસને વ્યાપક વિશાળ જ્ઞાન [Mass Education]ના ખ્યાલની ઓળખ આપી અને હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે અમલીરૂપે પોતાના શહેર મદીના મુનવ્વરહમાં સૌપ્રથમ વિદ્યાધામની સ્થાપના કરી. જેના પ્રથમ ઉસ્તાદ પણ આપ પોતે જ હતા. અને કોઈ પણ નાત-જાત, કુટુંબ-કબીલાના ભેદભાવ વગર બધા જ ઈસ્લામ સ્વિકારનાર લોકો તે મદ્રસામાં જ્ઞાન પ્રાપ્ત કરતા હતા. તેમાં ધાર્મિક, રાજકીય, સામાજિક, અર્થશાસ્ત્ર તથા કાનૂન વ્યવસ્થા વગેરે બધા જ વિષયો ઉપર ચર્ચા થતી હતી. અને વિદ્યા સાથે સૌથી વધુ વિનય, વિવેક, ઉચ્ચ સંસ્કારો, સદ્‌ગુણો અને સદાચારોના સિંચનને મહત્વ અપાતુ હતું.

મુસ્લિમોમાં લખવા-ભણવાનો રિવાજ એટલો વ્યાપક થઈ ગયો કે તેમણે જગતના બધા જ જ્ઞાન ભંડારોથી જ્ઞાન પ્રાપ્ત કરી અરબી ભાષામાં તેનું ભાષાંતર કર્યુ. અને દરેક વિષયમાં પારંગત થઈ જગતની બધી જ કૌમોના ઉસ્તાદ બની ગયા. દરેક જગ્યાએ લખવા-વાંચવા અને ભણવા-ભણાવવાને જ પોતાનું મિશન બનાવ્યુ. જ્ઞાન પ્રાપ્ત કરવા-કરાવવાની આ લહેર મક્કા મુકર્રમહથી ઉઠી, પછી મદીના મુનવ્વરહ પહોંચી. ત્યાંથી દમાશ્કસ (સિરિયા) પહોંચી. ત્યારબાદ બગદાદ (ઈરાક) અને કાહિરહ (ઈજીપ્ત) તેનું કેન્દ્ર બન્યા. ત્યાર પછી કુર્તુબા અને ગરનાતા (સ્પેન)માં દાખલ થઈ. ત્યાંથી ફેલાઈને સમગ્ર યુરોપ ખંડમાં પ્રસરી.

મુસ્લિમોના આ ઈલ્મદોસ્ત સ્વભાવનું પરિણામ હતું કે જ્યારે એમના પ્રથમ કાફલા ભારતીય ઉપખંડમાં પ્રવેશ્યા તો અહિંયા પણ તેમણે વધુ પ્રમાણમાં પ્રાયવેટ તથા સરકારી નિમંત્રણ હેઠળ મદ્રસા અને વિદ્યાપીઠો

કાયમ કરી. આ કહેવું સાચું છે કે ભારતીય ઉપખંડમાં ઈલ્મ (જ્ઞાન)નો વ્યાપક ફેલાવો પણ પહેલી વખતે મુસ્લિમો દ્વારા થયો.

શ્રી પંડિત જવાહરલાલ નહેરૂએ સ્વીકાર કર્યો છે કે, મુસ્લિમો ભારતમાં એક શાનદાર સંસ્કૃતિ લઈને આવ્યા હતા.

ભારતમાં ૪૦૯ હિજરી (૧૦૧૮ ઈ.સ.) પછી સુલ્તાન મહમૂદ ગઝનવીના અમીરો દ્વારા મદ્રસા બનાવવાના શરૂ થયા. ત્યાર બાદ સુલ્તાન શિહાબુદીન ઘોરીએ ૫૮૭ હિજરી (૧૧૯૧ ઈ.સ.)માં અજમેરમાં મદ્રસો કાયમ કર્યો. સુલ્તાન શમ્સુદ્દીન અલ્તમશે ૬૦૭ હિજરી (૧૨૧૧ ઈ.સ.)માં દીલ્હીમાં સંખ્યાબંધ મદ્રસા કાયમ કર્યા. જ્યાં વિદ્યાર્થીઓ તથા શિક્ષકો માટે ખાવા–પીવા અને રહેવાની (બોર્ડીંગ + લોજીંગ) સઘળી વ્યવસ્થા સરકાર તરફથી થતી હતી. તે સમયે આ મદ્રસાઓની ખ્યાતિ દૂર દૂર સુધી પ્રસરી ગઈ હતી. અને દૂર દૂરથી વિદ્યાર્થીઓ જ્ઞાન પ્રાપ્તિ માટે દીલ્હી આવતા હતા. સુલ્તાન મુહમ્મદ તઘલક તથા ફીરોજશાહે પણ ઘણા મદ્રસા બનાવ્યા. જેમાં મદ્રસા ફિરોજશાહી (૭૫૩ હિ. ૧૩૫૨ ઈ.સ.) તો ત્યાંના ઉચ્ચ શિક્ષણને લઈ ઘણો જ પ્રખ્યાત થઈ ગયો હતો. મોગલ બાદશાહોમાં હુમાયુ પોતે ભણેલા હતા. તે વખતના પ્રચલિત બધા જ જ્ઞાન ભંડારોથી પરિચિત હતા. તેમણે પણ દિલ્હીમાં મદ્રસા સ્થાપ્યા. ત્યારબાદ અકબર, જહાંગીર અને શાહજહાંના યુગમાં પણ ઘણા મદ્રસાઓની સ્થાપના થઈ. અને બાદશાહો સિવાય મોટા મોટા વિદ્વાન આલિમો તથા વઝીરો અને અમીરોએ પણ ઘણા મદ્રસા સ્થાપ્યા. જેમાં આગ્રા, ફતેહપૂરસિક્રી, મથુરા, બદાયુ, લખનૌ, હૈદરાબાદ, જોનપૂર, શાહજહાંપૂર, પટના, અમદાવાદ, સુરત, પાટણ અને ભરૂચ વગેરે શહેરોમાં સંખ્યાબંધ મદ્રસા કાયમ થયા.

ઓગણીસમી સદીના પ્રારંભમાં જ્યારે અંગ્રેજોએ ભારત ઉપર કબઝો જમાવ્યો તેની સાથે મદ્રસાઓ ઉપર ઝુલ્મ અને અત્યાચાર શરૂ થઈ ગયો. તેનું કારણ એ હતું કે અંગ્રેજો વિરૂધ્ધની સૌપ્રથમ રાજકીય ચહેલપહેલ વધુ પ્રમાણમાં ઉલમાએ કિરામ અને મદ્રસાઓ તરફથી જ શરૂ થઈ. જેથી



અંગ્રેજોએ મદ્રસાઓની જાગીરો અને વકફોની મિલ્કતો કબ્જે કરી લીધી. ઉલમાએ કિરામની ઘણી મોટી સંખ્યાને શહીદ કરી, સંખ્યાબંધને જેલમાં પૂરી દીધા. ઘણા મદ્રસાઓ બંધ કરી દીધા.

ઉલમાએ કિરામના અંગ્રેજોના વિરોધનું એક કારણ વિદેશી તાકાતોના દેશ ઉપર કબ્ઝો જમાવવાના ષડયંત્રને અસફળ કરવાનું હતું. જે તેમના દેશપ્રેમ, વફાદારી, ત્યાગ અને બલિદાનની ભાવનાને લઈ જરૂરી હતું.

વિરોધનું બીજુ કારણ એ હતું કે અંગ્રેજોએ ભારતમાં પોતાની નવી શિક્ષણનિતિ અને અભ્યાસક્રમ લાગુ પાડયો હતો. જેના દ્વારા ભારતિયોને અંગ્રેજી કલ્ચર અને સંસ્કૃતિમાં રંગી દેવા હતા.

ભારતિય ઉપખંડમાં વર્તમાન શૈક્ષણિક વ્યવસ્થાના સ્થાપક લોર્ડ મેકાલે હતા, જેમણે પોતાની ઐતિહાસિક ડાયરી (ઈ.સ. ૧૮૫૩)માં ભારતના ગવર્નર જનરલ સમક્ષ રજૂ કરી હતી. જેમાં શૈક્ષણિક વ્યવસ્થાના સઘળા હેતુઓ ઘણા જ સ્પષ્ટ શબ્દોમાં વર્ણન કર્યા છે.

એમનું મોટામાં મોટુ મિશન અને બુન્યાદી હેતુ એ હતો કે, ભારતિયો ખાસ કરીને નવી પેઢીને પોતાની સંસ્કૃતિ વારસા વિષે લઘુતાગ્રંથિતામાં પિડાતા કરી તેમના દિલ અને દિમાગમાં પશ્ચિમી સંસ્કૃતિનો સિક્કો જમાવી આપવો. ભારતિયો પોતાની સંસ્કૃતિ, સમાજ અને પૂર્વીય જ્ઞાન પ્રત્યે ધિક્કાર અને ધૃણાની લાગણી અનુભવી, જીવનના દરેક ક્ષેત્રે પશ્ચિમનું આંધળુ અનુકરણ કરવાને જ સિધ્ધિના સોપાન સર કરવા સમાન સમજવા લાગે. લોર્ડ મેકાલેએ ૭ માર્ચ ૧૮૩૫ની શૈક્ષણિક મીટીંગમાં સ્પષ્ટ શબ્દોમાં વર્ણન કરતા કહયુ છે કે, આપણે એક એવો જનસમૂહ તૈયાર કરવાનો છે, જે લોહી અને રંગમાં તો ભારતિય હોય, પરંતુ આચાર વિચાર, રહેણી કરણી અને સંસ્કૃતિમાં સંપૂર્ણ અંગ્રેજ હોય.

આ જ કારણોસર લોર્ડ મેકાલેએ સંસ્કૃત અને અરબી પાઠશાળાઓ તથા મદ્રસાઓ પ્રત્યે તિરસ્કારની ભાવના જન્માવવાની પોતાની યથા-શકિત પ્રમાણે કોશિશ કરી છે. ત્યાં સુધી કે પોતાને સંસ્કૃત અને અરબી

ભાષાની જાણકારી ન હોવાના એકરાર કર્યા બાદ પણ લખે છે કે યુરોપની કોઈ સારી લાયબ્રેરીની ફકત એક અલ્મારી ભારત અને અરબોના સઘળા સાહિત્ય ભંડારોથી શ્રેષ્ઠ છે.

૧૮૩૪માં લોર્ડ મેકાલે લંડનથી ભારત આવ્યા. તેમણે ભારતના શૈક્ષણિક માળખાને તથા અરબી અને સંસ્કૃત મદ્રસાઓ તથા પાઠશાળા-ઓનો અભ્યાસ કર્યા બાદ એક શૈક્ષણિક સ્કીમ બનાવી. જેની બુન્યાદ ઉપર ભારતમાં નવો અભ્યાસક્રમ અને શિક્ષણનિતિ લાગુ પાડી.

આવા નાજુક સંજોગોમાં ઉલમાએ કિરામે ઘણી સમજદારી અને દીર્ઘદ્રષ્ટીથી કામ લઈ સહીહ માર્ગદર્શન આપ્યુ. અને સૌપ્રથમ દેવબંદમાં ઈસ્લામી યુનિવર્સિટી કાયમ કરી. ત્યારબાદ સહારનપૂર, લખનૌ, દિલ્હી, મુરાદાબાદ, બનારસ, આઝમગઢ, વેલુર, મુબારકપૂર વગેરે જગ્યાઓએ મદ્રસા કાયમ થયા. અને ત્યાર બાદ પાછલા સો-દોઢસો વર્ષોમાં સમગ્ર ભારતિય ઉપખંડમાં મદ્રસાઓની જાળ બિછાવવામાં આવી.

મેકાલેના આ ચેલેંજને ઉલમાએ કિરામે કબૂલ કરી તેનો જવાબ દારૂલ ઉલૂમ દેવબંદની સુરતમાં રજૂ કર્યો. જેનો ભાવાર્થ એ હતો હમો એક એવો જનસમૂહ ઉભો કરીશું જે લોહી, રંગ અને વર્તનમાં ભારતિય હોય અને રહેણીકરણીમાં ઈસ્લામી સંસ્કૃતિને સાચવવાવાળો હોય.

ઈતિહાસ સાક્ષી આપે છે કે લોર્ડ મેકાલેનો પ્લાન અસફળ રહયો. અને ઉલમાએ કિરામનો પ્લાન અલ્લાહપાકની તૌફીકથી સફળ રહયો. આ મહેનતનું જ પરિણામ છે કે, ભારતિય ઉપખંડમાં મુસ્લિમોએ પોતાનું ધાર્મિક, સાંસ્કૃતિક અસ્તિત્વ જ બાકી નથી રાખ્યુ, બલ્કે સમગ્ર વિશ્વમાં ઈસ્લામી સંસ્કૃતિ ફેલાવનારા અને તેનું રક્ષણ કરનારા સાબિત થયા. યુરોપિય સંસ્કૃતિનો જુવાળ મુસ્લિમોની ધાર્મિક ઓળખ મિટાવવામાં સફળ ન થયો, તેનું મુખ્ય કારણ મદ્રસાઓ અને ઉલમાએ કિરામની કુર્બાની તથા બલિદાનની ભાવના છે.

ઈ.સ. ૧૮૨૩માં સૌપ્રથમ ભારતની આઝાદી માટે ચળવળ ઉપાડી.



અને અંગ્રેજો વિરૂધ્ધ સશસ્ત્ર જીહાદનો પ્રારંભ કર્યો. અને શાહ અ.અઝીઝ રહ.એ સૌપ્રથમ અંગ્રેજો વિરૂધ્ધ ફત્વો આપ્યો. પરંતુ ચાલીસ વર્ષના અનુભવ પછી ઉલમાએ કિરામે બીજો મોરચો પણ ખોલ્યો અને એલાન વગર ફત્વો આપ્યો કે ફકત સશસ્ત્ર મુકાબલો પૂરતો નથી. તેની સાથે રચનાત્મક પ્રવૃત્તિથી ઈસ્લામી સંસ્કૃતિની સાચવણી પણ અત્યંત જરૂરી છે. અને તેના માટે ઠેર ઠેર મદ્રસાઓની જાળ બિછાવવાનું નક્કી કર્યુ. અને સૌપ્રથમ દેવબંદમાં તે જ આલિમોએ મદ્રસો કાયમ કર્યો જે અંગ્રેજો વિરૂધ્ધની જંગમાં ૧૮૫૭માં શરીક રહ્યા હતા.

૧૮૫૭ની આઝાદીની જંગમાં અસફળતા પછી ઉલમાએ કિરામે ઘણા ચિંતનમનન અને દિર્ઘદ્રષ્ટિ તથા આપસમાં વિચારવિમર્શ કરી એ નક્કી કર્યુ કે અંગ્રેજોથી લડાઈના મોરચે સફળતા મેળવવી મુશ્કેલ છે. હવે જંગ અને ટકરાવ છોડી અમલી મેદાનમાં કોઈ રચનાત્મક કામ શરૂ કરવામાં આવે. કુર્આન અને હદીષ શરીફની રોશનીમાં એમને નજર આવ્યું કે, આ રચનાત્મક કામ ફકત ઈલ્મ (જ્ઞાન) મેળવવુ અને પહોંચાડવાનું છે. માટે ફેંસલો કર્યો કે, મુસ્લિમ કૌમને તાલીમ અને શિસ્તબધ્ધ બનાવવામાં પોતાની શકિતને વાપરે અને સાથે રચનાત્મક, આયોજનબધ્ધ, અહિંસક આંદોલનથી દેશને અંગ્રેજોની ગુલામીથી મુકત પણ કરાવીએ.

ઉલમાએ દેવબંદના આદરણીય બુઝુર્ગ અને આઝાદીની જંગના મહાન સપૂત હઝ. મૌલાના શૈખુલ હિંદ (રહ.) જેમનો કાબૂલમાં આરઝી સેકયુલર ભારતિય સરકાર રચવામાં પણ મહત્વનો ફાળો હતો. તેમણે જ્યારે અંગ્રેજો વિરૂધ્ધ લગાતાર નિષ્ફળતાઓ જોઈ તથા એશિયા અને યુરોપના રાજકીય વાતાવરણને પોતાની સખી આંખે જોયુ. અને અંગ્રેજોની વિરૂધ્ધ તુર્કી ખલીફા તથા અફઘાન સરકારની મદદ લઈ ભારત ઉપર આક્રમણ કરવાનો સંપૂર્ણ માસ્ટરપ્લાન બનાવ્યો હતો. જેમાં હિંદુ-મુસ્લિમ બન્નેવ કૌમની સંયુકત સરકાર રચી હતી. અને તેના પ્રમુખ રાજા મહેન્દ્ર પ્રતાપને બનાવવામાં આવ્યા હતા. પરંતુ તેમના સઘળા દસ્તાવેજો જેની

આપ-લે રેશમી રૂમાલની વળાંટમાં લખાણ દ્વારા થતી હતી. આ અતિ ગુપ્ત પ્લાનની માહિતી પણ જ્યારે અંગ્રેજોને દેશના ગદ્દારોએ પહોંચતી કરી અને આ મહાન વિભૂતિ શૈખુલ હિંદ હઝરત મૌલાના મહમૂદુલ્હસન દેવબંદી રહ.ને મક્કા મુકર્રમહથી (જે તે વખતે તુર્કી ખિલાફતમાં શામેલ હતું ત્યાં તે તુર્કી સરકારથી મદદ માટે ગયા હતા) માલ્ટા (યુરોપ)ની જેલમાં પહોંચાડવામાં આવ્યા. અને ત્યાં કષ્ટો વેઠવા પડયા. જેલમાંથી છૂટકારો મળ્યા બાદ આપે બે વાતો તરફ ખાસ ધ્યાન કેન્દ્રિત કર્યુ. તેમાં પ્રથમ ઈલ્મ (જ્ઞાન) અને બીજી વાત હિંદુ-મુસ્લિમ એકતાની હતી.

આપ મરણ પથારીએ પડેલા હતા. અલીગઢ યુનિ.ના વિદ્યાર્થીઓએ યુનિવર્સિટીનો બાયકોટ કર્યો હતો. અને એક અલગ યુનિવર્સિટીની સ્થાપના માટે આપને તેના પ્રમુખ બનાવવામાં આવ્યા હતા. સખ્ત બિમારીને લઈ આપના સેવકોએ અલીગઢ જવાથી રોકયા તો વતનપ્રેમ અને દેશદાઝને લઈ કહયું કે “મારા પ્રમુખ બનવાથી અંગ્રેજોને નુકસાન થતું હશે, તો હું જરૂરથી આ પ્રોગ્રામમાં શરીક થઈશ.” છેવટે સખ્ત બિમારી અને અતિશય કમજોરી છતાં પાલખીમાં સૂતા સૂતા પણ અલીગઢ પહોંચ્યા અને આપના પ્રમુખિય પ્રવચનથી નવી યુનિવર્સિટી “જામિઅહ મિલ્લીયહ”ની સ્થાપના કરવામાં આવી. આપે પ્રમુખિય પ્રવચનમાં કહયું કે, હમે ભારતના બે ઐતિહાસિક સ્થળો અલીગઢ અને દેવબંદ (ધાર્મિક અને સેકયુલર શિક્ષણ)નો સબંધ એકબીજાથી જોડયો.

આપે દીન-દુન્યા બંનેની જ્ઞાનપ્રાપ્તિ તરફ મુસ્લિમોનું ધ્યાન કેન્દ્રિત કર્યુ. પરંતુ દુન્યવી જ્ઞાન પ્રાપ્ત કરનારાઓને દીનના બુન્યાદી શિક્ષણ પ્રાપ્ત કરવા માટે પણ જામિઅહ મિલ્લિયહના પ્રમુખિય પ્રવચનમાં ખાસ જોર આપ્યું. ઈમાન, તૌહિદ, રિસાલત તથા આખિરતના અકીદાઓ અને ઈબાદતોની પાબંદી કરવાની ખાસ તાકીદ કરી. આશા છે કે, સેકયુલર શિક્ષણ પ્રાપ્ત કરનારા વિદ્યાર્થીઓ તથા શિક્ષકો દીની શિક્ષણ તરફ પણ પોતાનું ધ્યાન કેન્દ્રિત કરશે.



# સહશિક્ષણ તથા સેક્સ શિક્ષણ દ્વારા ભારતિય સમાજનું માળખુ છિન્નભિન્ન કરવાનું કાવત્રુ

**ન સમજોગે તો મિટ જાઓગે હિંદુસ્તાનવાલોં**
**તુમ્હારી દાસ્તાં તક ભી ન હોગી દાસ્તાનોંમેં**

માનવ સંશાધન અને વિકાસ મંત્રાલયે જુન-૨૦૦૭ થી દેશભરની બધી જ સેન્ટ્રલ બોર્ડ હેઠળની (CBSE)ની સ્કૂલોમાં ધોરણ-૬ થી લઈ ધોરણ-૧૨ સુધીના વિદ્યાર્થીઓ-વિદ્યાર્થીનીઓ માટે સેકસનું શિક્ષણ ફરજિયાત કરી દીધું છે અને રાજ્ય સરકારોને પણ કહેવામાં આવ્યું છે કે, તે પોતાના નિયંત્રણ હેઠળની સ્કૂલોમાં તેને લાગુ પાડે. આની પાછળ યુનીસેફ અને વર્લ્ડ પોપ્યુલેશન ફંડનો હાથ છે. જે એઈડ્ઝના બહાના હેઠળ આ પ્રદૂષણ ભારતમાં ઘુસાડવા માંગે છે.

ભારતની સ્કૂલોમાં ભણતા બાળકોને સેકસનું શિક્ષણ આપવું જોઈએ કે નહીં એ બાબતમાં ગરમાગરમ ચર્ચાઓ ચાલી રહી છે. એક વર્ગ એવું માને છે કે સ્કૂલમાં જતા બાળકોને સેકસ વિશે બધુ જ ભણાવી દેવું જોઈએ. તેમાં સ્ત્રી પુરૂષના પ્રજનન અંગોથી માંડીને સંભોગની ક્રિયા, ગર્ભાવસ્થા, માસિક સ્ત્રાવ, બાળકોનો જન્મ, સંતતિ નિયમનના, મુખમૈથુન, કોન્ડોમનો ઉપયોગ, જાતીય સતામણી જેવી તમામ બાબતોનો સમાવેશ થઈ જવો જોઈએ. બીજો એક વર્ગ એવું માને છે કે, બાળકોને સેકસનું શિક્ષણ બિલ્કુલ આપવું જોઈએ નહીં.

એક અંગ્રેજી રાષ્ટ્રીય દૈનિકે પોતાના તંત્રી લેખમાં લખ્યું છે કે, “સેકસની ક્રિયા વગર ભારતની વસ્તી એક અબજ ઉપર કેવી રીતે પહોંચી ગઈ ? સેકસની બાબતમાં આપણો દેશ દંભનો શિકાર બન્યો છે.” શું દેશની વસ્તી એક અબજ ઉપર પહોંચી ગઈ તેના ઉપરથી એવું ફલિત થાય છે કે બાળકોને પણ સેકસનું શિક્ષણ આપવું જોઈએ. આપણા દેશોમાં પ્રજનનનું કાર્ય બાળકો કરી રહયા છે ?

નવી દિલ્હીમાં સેકસના શિક્ષણનો વિરોધ કરવા માટે જે સેમિનાર યોજાઈ ગયો, તેમાં માત્ર ધર્મગુરૂઓ અને વિદ્યાગુરૂઓ જ નહોતા આવ્યા. પણ દેશના ટોચ કક્ષાના બુદ્ધિજીવીઓ પણ આવ્યા હતા. આ બુદ્ધિજીવી-ઓના વક્તવ્યોનો સૂર એક જ હતો કે, "અમે મૂળભૂત રીતે સેકસનું શિક્ષણ આપવાના વિરોધી નથી. આ શિક્ષણ લગ્ન કરી ચૂકેલા અથવા લગ્નની વયે પહોંચેલા યુવક-યુવતીઓને આ વિષયનું વૈજ્ઞાનિક જ્ઞાન ધરાવતા નિષ્ણાંતો દ્વારા શિષ્ટ ભાષામાં આપવામાં આવે તેની સામે અમારો વિરોધ નથી. તેને બદલે અત્યારે સ્કૂલમાં ભણતા કુમળા બાળકોને શિથિલ ચારિત્ર્ય ધરાવતા શિક્ષકો દ્વારા અશ્લીલ ભાષામાં જે રીતે થિયરેટિકલ અને પ્રેકિટકલ શિક્ષણ પણ અપાઈ રહ્યું છે તેના અમે વિરોધી છીએ."

નવી દિલ્હીના સેમિનારમાં હાજર રહેલા સુપ્રિમ કોર્ટના ભૂતપૂર્વ ચીફ જસ્ટીસ આર. સી. લાહોટીએ જે કંઈ કહ્યું તે સેકસના શિક્ષણનું આંધળુ સમર્થન કરનારા સૌ કોઈએ સાંભળવા જેવું છે : "જો પૂર્વને પૂર્વ જ રહેવા દેવું હોય તો પશ્ચિમના આ કચરાને દેશમાં પ્રવેશવા જ ન દો. એઈડ્સનો રોગ આપણા દેશને અમેરિકા તરફથી ભેટમાં મળ્યો છે. અને આપણા દેશના શાસકોએ અમેરિકાથી આવા સડેલા વિચારોની આયાત કરવાનું બંધ કરવું જોઈએ."

મુંબઈની સેન્ટ ઝેવિયર્સ કોલેજના લેકચરર શ્રીમતિ પ્રતિભા નૈથાનીએ સી.બી.એસ.ઈ.ની સ્કૂલોમાં સેકસના શિક્ષણ અંતર્ગત બાળકોને શું ભણાવાઈ રહ્યું છે તેના થોડાક નમૂનાઓ અભ્યાસક્રમમાંથી ભેગા કર્યા છે.

❊ ધોરણ-૬માં ભણતા વિદ્યાર્થીઓએ ૮ વર્ષ અને ૧૫ વર્ષની ઉંમરના છોકરા-છોકરીઓના ચિત્રો દોરવાના હોય છે. જેમાં આ સમય-ગાળા દરમિયાન તેમના શરીરમાં કેવા બાહ્ય ફેરફારો થાય છે તે પણ દર્શાવવાનું હોય છે. આ કસરત દ્વારા બાળકોને સ્ત્રી-પુરૂષના ગુપ્ત અંગોપાંગોનો પણ ખ્યાલ આપવામાં આવે છે.

❊ ધોરણ-૬માં ભણતા બાળકને પૂછવામાં આવે છે કે, માસિક સ્ત્રાવ



દરમિયાન સ્ત્રીને કેવી તકલીફ થાય છે ? છઠ્ઠા ધોરણમાં ભણતું બાળક ૧૦–૧૧ વર્ષની ઉંમરનું હોય છે. તેને આવો સવાલ કરવામાં કેટલુ ઔચિત્ય છે ?

❊ ધોરણ-૭ના વિદ્યાર્થીઓને શિક્ષક કહે છે કે, તમને જ્યારે સેકસની ઈચ્છા થાય ત્યારે તેનો અમલ કરવો કે નહીં એ નક્કી કરવાનો તમને અધિકાર છે. શું સાતમા ધોરણમાં ભણતા વિદ્યાર્થીને સેકસમાં પ્રવૃત્ત બનાવવાની આ ચેષ્ટા નથી ?

❊ સાતમા ધોરણના એક વિદ્યાર્થીને બીજા વિદ્યાર્થીના શરીરને સ્પર્શ કરવાની પ્રેરણા કરવામાં આવે છે. કઈ જગ્યાએ સ્પર્શ કરવામાં આવે તો નથી ગમતું એ વિદ્યાર્થીએ નક્કી કરવાનું હોય છે. કલ્પના કરો કે, એક છોકરીને સ્પર્શ કરવાની છૂટ આપવામાં આવે અને પુરૂષ શિક્ષક પ્રેક્ષક હોય તો કેવી પરિસ્થિતિ થાય ?

❊ ધોરણ-૮ના વિદ્યાર્થીઓને 'જો કપડાં ન હોય તો' જેવા કાલ્પનિક વિષય ઉપર નિબંધ લખવાનું કહેવામાં આવે છે. શિક્ષકોને સુચના આપવામાં આવે છે કે, વિદ્યાર્થીઓ હાસ્યાસ્પદ વાતો લખે તો પણ વાંધો નહીં. આ વિષયની વર્ગમાં ચર્ચા પણ કરવામાં આવે છે. જે વર્ગમાં છોકરા-છોકરીઓ સાથે ભણતા હોય ત્યાં આવી ચર્ચા છેડવામાં આવે તો શું પરિણામ આવે ?

❊ ધોરણ-૮ના વિદ્યાર્થીઓને સ્ત્રી-પુરૂષના પ્રજનન અંગોનો ચાર્ટ બતાવવામાં આવે છે. અને તેમને ઓળખવાનું કહેવામાં આવે છે. આ ચાર્ટમાં શિશ્ન, યોનિ, કિલટોરિસ, પ્રોસ્ટેટ ગ્લાન્ડ વિગેરે બધું હોય છે. વિદ્યાર્થીઓને આ સાથે શિશ્ન અને યોનિ કેવી રીતે સાફ કરવા એ પણ ભણાવવામાં આવે છે. ધોરણ-૮ના વિદ્યાર્થીઓને કહેવામાં આવે છે કે, તંદુરસ્ત સ્ત્રી-પુરૂષો હસ્તમૈથુન કરે છે. સ્ત્રીએ હસ્તમૈથુન કરવું હોય તો કેવી રીતે કરવું એ પણ આ પ્રકરણમાં ભણાવવામાં આવે છે.

* ધોરણ-૧૨માં સોળ વર્ષના કુમાર-કુમારીને જે શીખવવાનો કોર્સ ઘડયો છે તે સવાલ–જવાબરૂપે નીચે પ્રસ્તુત છે :

[૧] પ્રશ્ન : શું છોકરો હસ્તમૈથુન કરે તો તે નપુંસક બની જાય છે ? જવાબ : હસ્તમૈથુન તો યુવાનની સેકસની ઈચ્છાને સંતોષવાનો એક માર્ગ છે. અને તે નોર્મલ છે. તેમાં ખોટું નથી. તેની આરોગ્ય પર કોઈ અસર થતી નથી. જો ૧૬ વર્ષનો છોકરો હસ્તમૈથુનમાં વધુ પડતો જાય તો સેકસ્યુઅલ વાસના જ નહીં તે કોઈપણ બાબતમાં નાસીપાસ થાય તો ફ્સ્ટ્રેશનને નિવારવા પણ હસ્તમૈથુન કરતો થઈ જાય છે. અને તેથી તેની રોગપ્રતિકારક શકિત ઘટે છે. ચહેરાનું નૂર ઘટે છે. ફરિયાદ કરાવું કે હસ્તમૈથુનની આ 'ભલામણ' સેકસ એજ્યુકેશનના સરકારી પાઠયક્રમમાં છે. આડકતરી રીતે જાણે કહેવાય છે કે હસ્તમૈથુન કરી સ્વમઝા માણો. કોઈ નુકસાન નથી !

[૨] પ્રશ્ન : ઓરલ સેકસ એટલે શું ? વર્ગમાં આવો પ્રશ્ન પુછાય છે. પાઠયક્રમમાં તેનો જવાબ છે કે, ઓરલ સેકસ એટલે મુખમૈથુન. પુરૂષના લિંગને મોંમાં લઈને ઉત્તેજવાની ક્રિયા (આ ક્રિયા ખરાબ છે તેવી પાઠયક્રમમાં કોઈ ચેતવણી નથી).

[૩] પ્રશ્ન : છોકરીઓ માસિકસ્ત્રાવમાં હોય ત્યારે સેકસ કરવાથી છોકરી ગર્ભવતી બનતી નથી તે વાત સાચી છે ? પાઠયક્રમમાં આવા સવાલનો શિક્ષક જવાબ આપે છે કે, માસિક સ્ત્રાવમાં સેકસ કરાવે તો પણ છોકરી ગર્ભવતી થાય છે ! (બસ આટલું લખીને શિક્ષક વધુ કહેતા નથી કે માસિક સ્ત્રાવમાં સેકસ કરવું આરોગ્ય માટે સારું નથી.)

[૪] પ્રશ્ન પુછાય છે કે, "તમારો પ્રેમ વ્યકત કરવા માટે સુકસ્યુઅલ ઈન્ટરકોર્સ શું શ્રેષ્ઠ રસ્તો છે ?" આનો સત્તાવાર જવાબ મળે છે કે તમારો પ્રેમ વ્યકત કરવા સેંકડો રસ્તા છે, સેકસની જરૂર નથી. ઉપરાંત સેકસ્યુઅલ એકિટવિટીમાં ઘણી બાબતો આવી જાય છે. છોકરા-છોકરી એકબીજાનો હાથ પકડે, એકબીજાને ભેટે, સ્પર્શે, એકબીજાને ચુંબન કરે અને એક-



બીજાના અંગને રમાડે, મઝા લે ! સ્ત્રીના ગુપ્ત અંગને રમાડીને તેમાંથી પરાકાષ્ઠાનું સુખ છોકરીને આપે ! [આનાથી પણ વધુ ખતરનાક સવાલ જવાબ સેકસ એજ્યુકેશનના કોર્સમાં છે. આ પ્રેમ વ્યકત કરવા માટે જે રસ્તા બતાવ્યા છે તે તો યુવા પ્રજાને વંઠાવવાની વાત છે.] *–દિવ્ય ભાસ્કર*

**આમ હોગી આશિકી કાલેજકે અંઝો તૂલ (સંકુલ)મેં**
**લયલા વ મજનૂન નઝર આયેંગે હર સ્કૂલમેં**

એક સમયે બ્રિટનની સરકાર માનતી હતી કે સ્કૂલના બાળકોને સેકસનું શિક્ષણ આપવાથી કિશોરીઓ ગર્ભવતી થવાના કિસ્સાઓ ઘટશે, પણ તેથી ઉલ્ટું બન્યું છે. બ્રિટનમાં દર વર્ષે સ્કૂલમાં ભણતી આશરે ૧૦,૦૦૦ કન્યાઓ ગર્ભવતી બને છે. તેમને સલામત ગર્ભપાતની સલાહ આપવા માટે સ્કૂલોમાં નર્સો રાખવી પડી છે. આ કિશોરીઓ માટે સ્કૂલની કેન્ટીનમાં સંતતિ નિયમનની ગોળીઓની વ્યવસ્થા કરવી પડી છે.

અમેરિકાને પણ હવે કુમળી વયે જાતીય શિક્ષણ આપવાના દુષ-પરિણામો દેખાઈ રહ્યા છે. આ કારણે પ્રેસિડેન્ટ જ્યોર્જ બુશે સ્કૂલના બાળકોને સેકસથી દૂર રહેવાનું સમજાવવા માટે મોટી ઝુંબેશ સરકારી ખર્ચે શરૂ કરી છે. આ માટે સરકાર તરફથી ૧.૧ અબજ ડોલરનું ભંડોળ ફાળવવામાં આવ્યું છે. સ્કૂલમાં બ્રહ્મચર્યના સેમિનારો યોજાય છે. અમેરિકાની સરકાર જ્યારે બાળકોને બ્રહ્મચર્યના પાઠો ભણાવી રહી છે ત્યારે આપણી સરકાર સેકસના પાઠો ભણાવવા ઉતાવળી બની છે. એ વિધિની મોટી વિચિત્રતા જ છે. *[ગુજરાત સમાચાર : ૨૧/૦૭/૦૭, શનિવાર]*

અમેરિકન ફૌજના મેડીકલ સેન્ટર ૨૦૦૩ની એક ઈન્કવાયરીથી માલુમ પડે છે કે, ૫૫૮ સ્ત્રી ફૌજીઓમાંથી ૨૮% સ્ત્રીઓએ બતાવ્યું કે, ફૌજી નોકરી દરમ્યાન તેમની ઈઝઝત લૂંટાઈ ગઈ અથવા તેની કોશિશો કરવામાં આવી. આ તો તે સ્ત્રીઓની ટકાવારી છે, જેમણે જાતિય સતામણી વિરૂધ્ધ મોઢું ખોલ્યુ. પેન્ટાગોનનો ઈ.સ. ૧૯૮૮નો સર્વે દર્શાવે છે કે, ફૌજમાં પુરૂષોની સતામણીનો ભોગ બનેલ ૯૦ ટકા સ્ત્રીઓ અમુક

કારણોસર અધિકારીઓને પોતાની મઝલૂમીની દાસ્તાનનું વર્ણન કરી શકતી નથી.

ભારતમાં પણ પોલીસ ઓફિસરોનું કહેવુ છે કે, જો છોકરીઓનો પહેરવેશ વ્યવસ્થિત થઈ જાય તો શાંતિ જાળવવામાં મદદ મળી શકે છે.

જયેન્દ્ર સ્ટડીઝ ગૃપે દિલ્હી શહેરની યુનિવર્સિટીઓના આંકડા પ્રગટ કર્યા છે, તેમાં ૯૧.૭ ટકા હોસ્ટેલમાં રહેનાર, ૮૮.૨ ટકા નોન હોસ્ટલઝ અને ૮૫.૭ ટકા લોકલ વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓએ કેમ્પસમાં દરરોજ જાતિય સતામણીની શિકાયત કરી છે.

દિલ્હીની એક પબ્લિક સ્કૂલનો સર્વે રિપોર્ટ ટાઈમ્સ ઓફ ઈન્ડિયાએ પ્રકાશિત કર્યો છે, જે અત્યંત ચોંકાવનારો છે કે, બારમી કલાસથી પહેલા જ તે સ્કૂલોના ૭૫ ટકા વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓ કોઈ ન કોઈ પ્રકારે શારીરિક સુખ માણી ચૂકયા છે. તેનું કારણ વિદ્યાર્થીનીઓના પશ્ચિમી કલ્ચરના ભડકાવનાર ડ્રેસીસ હોય છે.

સો ટકા સાક્ષરતાની ડંફાશો મારતા રાજ્ય કેરાલામાં ૨૦૦૩ જુનથી એક વર્ષના ગાળામાં ૨૦૧૭ જેટલી સુશિક્ષિત મહિલાઓની જાતિય સતામણીના તથા ૨૮૬૩ જેટલા પુરૂષો દ્વારા પત્નીઓ પર ગુજારાતા અત્યાચારોના કેસો થયેલા છે. છેલ્લા ત્રણ વર્ષમાં આ પ્રકારના કેસોમાં ૩૯૬ પિડીતોએ આત્મહત્યા કરેલી છે.

એક આંતરરાષ્ટ્રીય એજન્સીએ આપેલી માહિતી પ્રમાણે ભારતમાં દરરોજ ૨૧૪ બળાત્કાર થાય છે. નાની બાળકીઓ સાથે બળાત્કાર કરવાની વિક્રમરૂપ કુખ્યાતિ ભારતે ૧૯૯૪માં મેળવી હતી. આ વર્ષે દરરોજ ચાર બાળકીઓ પર બળાત્કાર થયો હતો. લાગે છે કે હાલનું વર્ષ ૧૯૯૪ને પણ પાછળ મૂકી દેશે. *[જન્મભૂમિ, તા. ૨૪/૯/૦૪]*

ઈન્સાનોને પેદા કરવાવાળા અલ્લાહપાકે માનવસમાજની સ્વચ્છતા આદર્શતા અને પાકીઝગીની જે સુંદર વ્યવસ્થા કરી છે, તેમાં સ્ત્રી-પુરૂષના



કામો વહેંચી આપ્યા છે. સ્ત્રી જો ઘરની જવાબદારી સંભાળી, આદર પત્ની અને પ્રેમાળ માતાની જવાબદારીનું ભાન રાખે તો તે પુરૂષનો ઘરની બહારની બધી જ જવાબદારીઓથી ભાર હલકો કરી આપે છે. પરંતુ જ્યારે તે પોતાની ઘરેલુ જવાબદારીઓમાં નિષ્ક્રિય રહી પારકા પુરૂષોની નજરોમાં પ્રિય થવા પોતાના અંગોનું પ્રદર્શન કરવા બહાર નીકળી પડે છે, તો ગૃહનિર્માણ થવાની જગ્યાએ બરબાદીનું કારણ બને છે.

આ વાત ખૂબ ગંભીરતાપૂર્વક વિચારવાની છે કે, શિક્ષણમાં છોકરા-છોકરીઓનું સાથે રહી ભણવું કયાં સુધી સ્વીકાર્ય હોય શકે ? સહ શિક્ષણની બાબતે બે પાસાંઓ ધ્યાનપાત્ર છે. શું વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓનો અભ્યાસક્રમ એકસમાન હોવો જોઈએ કે અલગ ? બીજું એ કે વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓને એક જ વર્ગખંડમાં બેસાડવા જોઈએ કે અલગ અલગ?

નાની વયે જ્યારે જાતીય આવેગોથી બાળકો મુકત હોય છે, ત્યારે સહશિક્ષણની ગુંજાઈશ છે. પ્રાયમરી સુધી સહશિક્ષણની વ્યવસ્થા રાખી શકાય એમ છે. એટલે જ ઈસ્લામે નાસમજ બાળકોને પારકી સ્ત્રી પાસે આવવા-જવાની છુટ આપી છે. *[અન્નુર : ૫૮]* પરંતુ જ્યારે બાળકોમાં જાતીય આવેગો પ્રબળ થવા લાગે તો વર્ગખંડમાં તેમને એક સાથે બેસાડવા એ આગ તથા ગંધક એકત્ર કરવા જેવું છે. ઈસ્લામનું દ્રષ્ટિબિંદુ આ બાબતે અત્યંત સ્પષ્ટ છે કે, એક પુરૂષ પારકી સ્ત્રીને જોઈ શકે નહિ.

આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે, ‘‘નજર ઈબ્લીસ (શયતાન)ના તીરોમાંથી એક તીર છે.’’ સમગ્ર ખરાબીના મૂળ આ નજરમાં છે. નજરથી જ બધા ફિત્નાઓ જાગે છે. જ્યારે વારંવાર નજર પડે છે તો હિંમત વધે છે. વાત કરવાની હિંમત થાય છે, પછી હવસનો હાથ ઉપડે છે, મુલાકાતો ગોઠવાય છે. અને અંતે શરમ તથા લજ્જાની બધી હદો વટાવી દે છે. એટલે નજરના બગાડને નજરઅંદાજ કરી શકાય એમ નથી. ખાસ કરીને એ સ્થિતિમાં જ્યારે કે ચુસ્ત તથા આકર્ષક યુનિફોર્મ હોય. માત્ર ચહેરો જ નહીં, સ્કર્ટના કારણે ઘુંટણ સુધીનો ભાગ પણ ખુલ્લો હોય.

શુધ્ધ શૈક્ષણિક દ્રષ્ટિકોણથી જુઓ તો મૂળ શિક્ષણ બે વાતોનું નામ છે. જે કાંઈ ભણાવવામાં આવી રહ્યું છે તેને વિદ્યાર્થી સારી પેઠે સમજે અને બીજું એ કે, તેને યાદ રાખે. આ બન્ને બાબતો માટે એકાગ્રતા હોવી જરૂરી છે. તેના માટે વિદ્યાર્થી કે વિદ્યાર્થીનીનું પુરૂં ધ્યાન શિક્ષક તરફ હોય એ જરૂરી છે. તેમજ ભયનું વાતાવરણ ન સર્જાય એ પણ જરૂરી છે. પરંતુ સહશિક્ષણમાં છોકરા-છોકરીઓનું ધ્યાન વહેંચાતું રહે છે. તેઓ વિજાતીય પાત્રની હાજરીમાં એકચિત્તે પાઠ સાંભળી શકતા નથી. બીજી તરફ શરીફ, સારા ઘરની વિદ્યાર્થીનીઓ, છેલબટાઉ, રોડરોમિયોથી ભયભીત રહેતી હોય છે. અને ગભરાતા ગભરાતા તેઓ વર્ગખંડમાં બેસે છે. આવી સ્થિતિમાં વિદ્યાર્થીઓ એકાગ્રતા કેવી રીતે સિધ્ધ કરી શકવાના છે ?

જો કોઈ સંસ્થા કે વ્યકિત તે વિદ્યાર્થીઓનું સર્વેક્ષણ કરે જેમણે સહ-શિક્ષણ મેળવ્યું છે, તથા જેઓ અલગ અલગ (બોયઝ અલગ, ગર્લ્સ અલગ) સ્કૂલ કોલેજોમાં ભણ્યા હોય તો મારું અનુમાન છે કે અલગ અલગ તાલીમ પામેલા વિદ્યાર્થીઓ તથા વિદ્યાર્થીનીઓ વધારે સફળ હશે. જો આપણે વિદ્યાર્થીનીઓ માટે અલગ શૈક્ષણિક સંસ્થાઓ ઉચ્ચ ધારા-ધોરણ સહિત નહીં સ્થાપીએ તો આપણા માટે આપણી સામાજિક તથા ધાર્મિક મૂલ્યોની સાચવણી શકય નહીં બને. અને પશ્ચિમનું આંધળુ અનુકરણ આપણને કયાંયના નહીં રાખે.

## મફત ફરજિયાત પ્રાથમિક શિક્ષણ અને બંધારણીય અધિકારો

મફત અને ફરજીયાણ શિક્ષણ બાળકોનો મૂળભૂત અધિકાર એક્ટ *(The Right of children to free and compulsary Education Act 2009)* બિલ સંદર્ભમાં રજૂ કરવામાં આવ્યું. ૧૯ ફેબ્રુઆરી ૨૦૧૦ના દિને ગેઝેટમાં પ્રગટ કરવામાં આવ્યું અને પહેલી એપ્રિલ ૨૦૧૦થી તેને લાગુ કરવામાં આવ્યું. ટૂંકમાં આ એક્ટને *Right to Education* અથવા *RTE* કહેવામાં આવે છે. આ એક્ટનો હેતુ આપણા દેશના ૬ થી ૧૪ વર્ષના



બાળકોના પ્રાથમિક શિક્ષણનું નવુ માળખુ અસ્તિત્વમાં લાવવાનો અને વિનામૂલ્યે ફરજિયાત શિક્ષણની સવલત ઉપલબ્ધ કરાવવાનો છે.

કોઈપણ સરકારની એ મોટી જવાબદારી છે કે, પોતાના દેશના બાળકો માટે શિક્ષણની યથાયોગ્ય વ્યવસ્થા કરે. એ હિસાબથી આ એક બહુ સારૂ પગલુ છે કે, મફત ફરજીયાત શિક્ષણનો એક્ટ સંસદથી મંજૂર કરાવવામાં આવ્યો. પરંતુ જેવી રીતે આ એક હિંમતભર્યું કદમ તથા એક સુંદર વિચાર છે, તેવી જ રીતે તે ઉતાવળભર્યો તથા બેધ્યાનીથી ઉઠાવવામાં આવેલ એક મૂર્ખતાભર્યો નિર્ણય પણ છે. આ કાનૂનને જેવો છે તેવો જો લાગુ કરી દેવામાં આવશે, તો લઘુમતિઓના મામલામાં તેના પરિણામો બહુ ખરાબ આવશે. આનાથી તેમના ધાર્મિક શિક્ષણ તથા સાંસ્કૃતિક ઓળખ પર અવળી અસર પડશે. ઓલ ઈન્ડિયા મુસ્લિમ પર્સનલ લો બોર્ડની કાર્યકારી સમિતિએ પોતાની મિટીંગ (૨ જુલાઈ ૨૦૧૦)માં આ એક્ટના હવાલાથી પોતાના હકારાત્મક તથા નકારાત્મક વિચારો તથા સંદેહોને આ શબ્દોમાં દર્શાવ્યા છે :

- શિક્ષણની તકો ઉપલબ્ધ કરાવવા માટે અને બાળકોને પાયાના શિક્ષણથી શણગારવા માટે આ શ્રેષ્ઠ એક્ટ છે.
- આ એક્ટને લાગુ કર્યા પછી મદ્રસાઓ, પાઠશાળાઓ, ગામડામાં ચાલતી નાની નાની શિક્ષણ સંસ્થાઓનો કોઈ અવકાશ નથી રહેતો. ઉક્ત સંસ્થાઓ આ નવા કાનૂન મુજબ ગુનેહગાર છે, અને તેમને દંડ ફટકારી શકાય છે.
- આ એક્ટમાં ભારતિય બંધારણની મૂળભૂત અધિકારોની કલમ ૨૯, ૩૦ની અવગણના કરવામાં આવી. દા.ત. હવે કોઈ નવો માણસ શિક્ષણ સંસ્થા નહીં ખોલી શકે. ક્યાં તો સરકાર ખોલશે, ક્યાં તો મોટા મોટો ઉદ્યોગપતિઓ ખોલશે.
- આ એક્ટથી એવી શિક્ષણ વ્યવસ્થા ઉભી થશે, જેમાંથી ૭૫% એવા વિદ્યાર્થીઓ બહાર પડશે, જેમની અંદર આઠમા ધોરણથી આગળ ભણવાની લાયકાત નહીં હશે.

❊ બાળકોમાં નીતિના બદલે અનીતિ જન્મશે. બાળકો સુશીલ બનવાના બદલે અશ્લીલતામાં સરી પડશે.

એક્ટની કલમ નં. ૨ (N)માં સરકારે શિક્ષણની જે વ્યાખ્યા દર્શાવી છે, તે મૂળભૂત બંધારણીય અધિકારોથી વિપરીત છે. સરકારના મતે વિનામૂલ્ય ફરજીયાણ શિક્ષણનો અર્થ પહેલાથી આઠમા ધોરણ સુધીનું શિક્ષણ, પ્રાથમિક શિક્ષણ છે. આ પ્રાથમિક શિક્ષણ કોઈ પણ પરંપરાગત શાળામાં પૂરા સમય (Full Time) માટે આપવામાં આવશે. શિક્ષણ એ આપવામાં આવશે, જેને સરકાર તથા સરકાર સબંધી સંસ્થાઓ કાનૂની ધોરણે શિક્ષણ તરીકે સ્વીકારે. દરેક બાળકનો એ અધિકાર છે કે, તે પરંપરાગત સ્કૂલમાંથી પ્રાથમિક શિક્ષણ મેળવે, સાથોસાથ સ્કૂલ ધારાધોરણ મુજબની હોય તથા તેમાં શિક્ષણ સારી રીતે આપવામાં આવતું હોય.

પરંપરાગત શાળા જેમાં બાળકોને મફત ફરજીયાત શિક્ષણ આપવામાં આવશે, તે શાળાની વ્યાખ્યા એક્ટમાં વિગતવાર દર્શાવવામાં આવી છે :

❊ સ્કૂલથી મતલબ સરકાર દ્વારા માન્યતા પ્રાપ્ત સ્કૂલ છે, જે પ્રાથમિક શિક્ષણ આપે.
❊ તે સ્કૂલ, જેને સરકાર કે સ્થાનિક અધિકારીઓએ સ્થાપી હોય અને તેના પર સરકાર કે સ્થાનિક સ્વરાજ્યનો અંકુશ હોય.
❊ તે સ્કૂલ, જે સરકાર અથવા સ્થાનિક અધિકારીઓ પાસેથી આંશિક કે પૂરી આર્થિક સહાય મેળવતી હોય.
❊ તે સ્કૂલ, જે નક્કી કરેલી કેટેગરી સાથે સબંધ ધરાવતી હોય.
❊ તે સ્કૂલ, જે સરકાર કે સ્થાનિક અધિકારીઓ દ્વારા આર્થિક સહાય મેળવતી ન હોય.

ઉપરોક્ત પ્રકારની બધી જ સ્કૂલો, મદ્રસાઓ, મક્તબો, પાઠશાળા-ઓમાં RTE કાનૂન લાગુ થશે. અને ઉપરોક્ત સંસ્થાઓ કલમ ૨ (N)ની અંદર આવશે. આ બધી સંસ્થાઓએ RTEના નીતિનિયમો માનવા પડશે.



સ્કૂલની મજકૂર વ્યાખ્યાના વર્તુળમાંથી જે સ્કૂલ બહાર હશે, તેને "સ્કૂલ" સમજવામાં નહીં આવશે. બીજા શબ્દોમાં કોઈ મદ્રસો, મક્તબ કે પાઠશાળા, જેણે સરકારથી મંજૂરી લીધી નહીં હોય અને તેમાં સરકારી અભ્યાસક્રમ ભણાવાતા ન હોય, તો તે સંસ્થા દોષી હશે. અને ત્યાં જે શિક્ષણ આપવામાં આવી રહ્યું હશે, તે સરકારની મરજી વિરૂદ્ધ લેખાશે. તેમજ જો કોઈ સંસ્થા ફુલટાઈમ (પુરા સમય) માટે પ્રાથમિક શિક્ષણ નહીં આપશે, તો તે પણ ગુનેહગાર ઠરશે. સ્કૂલ માટે જે નીતિનિયમો આપવામાં આવ્યા છે, તેની સ્પષ્ટતા કલમ ૧૯ અને ૨૫માં કરવામાં આવી છે. ગામડાં તો દૂર રહ્યા, શહેરવાસી મુસ્લિમો માટે પણ આ કાનૂન પર અમલ કરવું અશક્ય છે. પરિણામ એ આવશે કે, સ્કૂલના (કહેવાતા) ધારાધોરણ તથા અભ્યાસ-ક્રમમાં કમી રહી જવાના ગુનામાં સંડોવણી બદલ ઉક્ત સંસ્થાઓ, તેના ટ્રસ્ટીઓ, તેના ઉસ્તાદો તથા વાલીઓ ગુનેહગાર ઠરશે. એટલે જ કલમ (5)17 કહે છે કે, જે માણસ સ્કૂલની માન્યતાનું સર્ટિફિકેટ મેળવ્યા વગર સ્કૂલ ચલાવશે અથવા માન્યતાપ્રાપ્ત સ્કૂલની મંજૂરી રદ કરવા છતાં સ્કૂલ ચલાવે છે, તેને એક લાખ રૂપિયા સુધી દંડ ભરવો પડશે. અને જો મંજૂરી વગર શિક્ષણકાર્ય ચાલુ રાખવામાં આવશે, તો એ સ્થિતિમાં પ્રતિદિન માટે દંડ પેટે દસ હજાર (૧૦,૦૦૦) રૂપિયા આપવા પડશે. RTEની જ કલમ ૧૮માં કહેવામાં આવ્યું છે કે, સરકારની મંજૂરી લીધા વગર કોઈ પણ સ્કૂલ સ્થાપી નહીં શકાશે.

આમ, ન નવા મદ્રસાઓ, મકાતિબ બનાવી શકાશે, ન જૂના મદ્રસાઓ તથા મકાતિબોને (સ્કૂલની વ્યાખ્યામાં બંધબેસતા ન હોવાના લીધે) બચાવી શકાશે. જો કોઈએ ઉલ્લંઘન કર્યું, તો એક લાખ રૂપિયાનો દંડ અને ત્યાર પછી પણ ઉલ્લંઘન ચાલુ રહ્યું તો દરરોજ દસ હજાર રૂપિયાનો દંડ આપવો પડશે. સારાંશ કે, કોઈ એક પણ શરત પૂરી નહીં થશે, તો દંડ ભરવો પડશે. જો નોટિસ મળ્યા પછી ત્રણ વર્ષની અંદર કોઈ શૈક્ષણિક સંસ્થા સરકારે નક્કી કરેલા ધારાધોરણ મુજબ નહીં વર્તશે, તો તે સંસ્થા બંધ કરવી પડશે.

સરકારે આઝાદી પછી લઘુમતિ સંસ્થાઓ સ્થાપવા માટે NOCની શરત તો લગાવીને રાખી જ છે, આ સર્ટિફિકેટ મેળવવુ પણ લોખંડના ચણા ચાવવા બરાબર છે. હવે નવી સ્કૂલ ખોલવા માટે મંજૂરી **(Recognition)**ની શરત પડતા પર પાટુ સમાન નીવડશે. હઝ. મૌલાના મુહમ્મદ વલી રહમાનીના શબ્દોમાં "આઠમા ધોરણ સુધીની મંજુરી જો મેળવવી હોય, તો ધારાધોરણ મુજબની જગ્યા, બાંધકામ, શિક્ષકો, કર્મચારીઓ અને વિદ્યાર્થીઓ ભેગા કરવા પડશે. ત્યારે જ ઈન્સ્પેક્ટર (એજ્યુકેશન) O.K.ની રિપોર્ટ આપશે. પછી 'વ્યવહાર' કરીને મંજૂરી મેળવવી પડશે. પરંતુ જો ઈન્સ્પેક્શન વખતે અધિકારીએ એમ પૂછી લીધું કે, આ વિદ્યાર્થીઓને શા માટે એકત્ર કર્યા છે ? અને કોઈ સ્કૂલવાળાએ બાફી માર્યું કે, "ભણાવવા માટે" તો ઉક્ત એક્ટ મુજબ આ માન્યતા વગરની સંસ્થાને એક લાખ રૂપિયાનો દંડ આપવો પડશે. સરકારી અધિકારીઓની બૂરી નિય્યતથી લઘુમતિ સંસ્થાઓને કેવી રીતે બચાવી શકાશ ? આનો જવાબ તો સરકાર જ આપી શકે છે."

જો તમે પાંચમા ધોરણ સુધી સ્કુલ ખોલવા માંગો તો તમને ક્યારેય મંજૂરી નહીં મળે. મંજૂરી મળશે તો આઠમા સુધીની જ મળશે. આ બધી જ કલમો ભારતિય બંધારણની તે મૂળભૂત અધિકારોની કલમ વિરૂદ્ધ છે, જેના મુજબ દરેક ભારતિય નાગરીક કે સમૂહને પોતાને મનગમતી શૈક્ષણિક તથા ધાર્મિક સંસ્થાઓ સ્થાપવાનો અધિકાર આપવામાં આવ્યો છે.

વર્તમાન એક્ટમાં "રાષ્ટ્રીય અભ્યાસક્રમ" ભણાવવા ઉપર ભાર આપવામાં આવ્યો છે. કલમ ૩(A) પણ મૂળભૂત અધિકારોથી વિપરીત છે.

ઉક્ત એક્ટ મુજબ આઠમા ધોરણ સુધી કોઈ પરીક્ષા લેવામાં નહીં આવે. તેઓને પરીક્ષા વગર જ ઉપલા ધોરણમાં ચઢાવી દેવામાં આવશે. વિદ્યાર્થીને નાપાસ થવાનો ભય જ નહીં રહેશે, તો તે મહેનત જ કેમ કરશે ? અને જો તેર-ચૌદ વર્ષ સુધી બાળકોને મહેનતની ટેવ (પરીક્ષાના હવાલાથી) પાડવામાં નહીં આવશે, તો આગળના અભ્યાસમાં એના અંદર



મહેનત કરીને પાસ થવાની ઉમંગ કેવી રીતે જાગશે ?

સમાન નાગરિક ધારા દ્વારા પહેલાં ધાર્મિક ઓળખ પર હુમલો કરવામાં આવ્યો, હવે "સમાન અભ્યાસક્રમ"ના અખતરા દ્વારા લોકોની જુદી જુદી સાંસ્કૃતિક તેમજ ભાષાકીય ઓળખ ભૂંસવાની કોશિશ કરવામાં આવી રહી છે. લગભગ એવું લાગે છે કે, નિશાન ઉપર લઘુમતિઓ છે. આનાથી ભારતની લોકતંત્ર વ્યવસ્થા ઉપર અવળી અસર થશે.

બધા જ બાળકો ડાહ્યા નથી હોતા, અમૂક બાળકો તોફાની હોય છે. તોફાની બાળકોમાં પણ કેટલાક બાળકો એવા હોય છે કે, તેમને જો સામાન્ય શારીરિક સજા આપવામાં આવે, તો તેઓ સખણાં રહે છે. ઉક્ત શૈક્ષણિક એક્ટમાં શારીરિક-માનસિક કોઈ પણ પ્રકારની સજા સંપૂર્ણપણે મનાઈ ફરમાવવામાં આવી છે. જો કે "શારીરિક કે માનસિક સજા" એક અસ્પષ્ટ શબ્દ છે. કોઈ વિદ્યાર્થીને હોમવર્ક (ગૃહકાર્ય) નહીં કરવાના લીધે ક્લાસમાં ઉભો કરી દેવામાં આવે, તો એ શારીરિક સજા થઈ જશે અથવા શિક્ષક એમ પૂછી લે કે, તેં હોમવર્ક કેમ નહીં કર્યુ ? તો સહઅધ્યાયીઓ સમક્ષ તેનું અપમાન થવાના લીધે આ માનસિક સજાની વ્યાખ્યામાં આવી જશે. તો આવી સ્થિતિમાં ઉક્ત કાનૂનની નજરમાં શિક્ષક ગુનેહગાર ઠરી શકે છે. અને તેના પર એક્શન લઈ શકાશે. મતલબ એ થશે કે, વિદ્યાર્થીની ભલાઈ ખાતર થોડીક "કડક ભાષા" પણ એક "પાપ" ગણાશે.

ઉક્ત શૈક્ષણિક એક્ટમાં હેલ્થ એન્ડ ફિઝીકલ એજ્યુકેશનના નામે સેક્સ એજ્યુકેશન આપવામાં આવશે. એનાથી જાતિય જ્ઞાન તો નહીં આવે, પરંતુ જાતિય અવ્યવસ્થા જરૂર સર્જાશે.

ઉક્ત એક્ટ મુજબ એક્ઝીક્યુટિવ બોડીમાં ૭૫ ટકા વાલીઓ હશે, અને ૨૫ ટકા સ્કૂલના સંચાલકો તથા ટીચર્સ હશે. વળી, ૭૫ ટકા વાલી-ઓમાં અડધી સંખ્યા સ્ત્રીઓની હોવી જરૂરી છે. નારીવાદીઓ માટે તો આ ખુશખબરી છે, પરંતુ નાદાન નારીવાદીઓ એ નથી સમજતા કે, આ પુરૂષ પ્રધાન સમાજ સ્ત્રી પર તો પુરૂષની જવાબદારીઓ નાંખી દે છે (સ્કૂલ

ચલાવવાની), પરંતુ શોષણકર્તા પુરૂષપ્રધાન સમાજ સ્ત્રીની કોઈ જવાબદારી (દા.ત. ઘરકામની) પોતાના શીરે લેવાની તૈયારી નથી દર્શાવતો. પશ્ચિમ આ માર્ગ પર ચાલી ચૂક્યું છે, અને તેણે આ માર્ગ છોડવાની શરૂઆત પણ કરી દીધી છે. પરંતુ ભારતિય બુદ્ધિવાદીઓને પશ્ચિમનું થૂકેલુ ચાટવામાં મજા આવે છે.

એક ગરીબ બાળક ક્યાં તો સ્કૂલે જ નથી જતો, ક્યાં તો પહેલા-બીજા ધોરણ પછી મજૂરી પર લાગી જાય છે. આ એક્ટ મુજબ જો ગરીબ બાળકોને બળજબરીપૂર્વક ભણાવવામાં આવશે, તો આઠમા ધોરણ પછી પણ એ પોતાની આર્થિક ભીંસ ઓછી કરવા માટે શાળા તો છોડી જ દેવાનો છે. તો શું આઠમું ધોરણ પાસ કર્યા પછી એના આધારે તેને કોઈ નોકરી મળશે ? કે પછી તેને ત્યાર પછી પણ મજૂરીમાં જ જોતરાવું પડશે ? ગરીબ બાળક આઠમા પછી માધ્યમિક શિક્ષણ કેવી રીતે જારી રાખી શકશે એ સરકારે વિચાર્યું છે ?

## આજે પણ ઈમાનનો શિકારી ટાંપીને જ બેઠો છે

ઈસ્લામ અને અન્ય ધર્મો વચ્ચે જે માન્યતા ભેદરેખા દોરે છે, તે શુદ્ધ એકેશ્વરવાદની માન્યતા છે. ''શુદ્ધ એકેશ્વરવાદ''નો અર્થ એ છે કે, અલ્લાહ તઆલા પોતાના વ્યક્તિત્વ (ઝાત)ના હિસાબથી પણ અજોડ છે. ન તેનો કોઈ પિતા છે, ન માતા. ન પત્ની, ન સંતાન. ન કુટુંબ, ન કબીલો. તેમજ તે પોતાના ગુણો (સિફાત)ના હિસાબથી પણ અજોડ છે. તદુપરાંત તેની સત્તામાં પણ તેનો કોઈ ભાગીદાર નથી. ઝિંદગી તથા મૌત, રોઝીની તંગી તથા તેમાં બરકત, તંદુરસ્તી તથા બીમારી, અજ્ઞાનતા તથા જ્ઞાન, બધાની ચાવીઓ તેણે પોતાના હાથમાં રાખી છે. ન કોઈ શક્તિનો દેવતા છે, ન કોઈ જ્ઞાન તથા રોજીની દેવી. એકેશ્વરવાદમાં એ વાત પણ શામેલ છે કે, અલ્લાહ તઆલાના કેટલાક અધિકારો છે, જે ખાસ કરીને તેને જ પ્રાપ્ત છે. અન્ય કોઈ તેમાં ભાગીદાર નથી. ઈબાદત (પૂજા) અલ્લાહપાકની જ કરવાની છે. દુઆ (પ્રાર્થના) અલ્લાહપાકથી જ કરવાની છે. અલ્લાહ



તઆલા જ સિજદાના હક્કદાર છે. કોઈ પણ વસ્તુને હલાલ કે હરામ કરવાની સત્તા અલ્લાહપાકના જ હાથમાં છે. ન અન્યની ઈબાદત જાઈઝ છે, ન સિજદો કરવો અને ન તેની સામે હાથ જોડવા. અર્થાત્ તૌહીદ (એકેશ્વરવાદ) અલ્લાહ તઆલાની ઝાત (તત્વ)માં પણ છે, સિફાત (સત્વ)માં પણ છે અને હુકૂક (અધિકારો)માં પણ છે.

ઈસ્લામ સિવાય વિશ્વમાં જેટલા પણ ધર્મો છે, ક્યાં તો સ્પષ્ટપણે અનેક દેવવાદના પ્રચારક છે, ક્યાં તો જો એકદેવવાદના હિમાયતી છે, તો પરોક્ષ (આડકતરી) રીતે અનેક દેવવાદમાં સપડાયેલા છે. કોઈ ખુદા માટે સંતાન માને છે, કોઈ એમ માને છે કે ખુદાપાકે સૃષ્ટિના સંચાલન માટે કેબિનેટ બનાવી રાખી છે. અને પોતાની સત્તાઓ જુદા જુદા ખાતાઓને હવાલે કરી દીધી છે. કોઈ મોઢાથી ખુદાપાકને એક કહે છે, પરંતુ પોતાનું માથુ જુદા જુદા સ્થાનકો પર નમાવે છે. શુદ્ધ, નિર્મળ એકદેવવાદ ઈસ્લામની લાક્ષણિકતા છે. અને આ માનવજાત માટે ખુદાપાકની બહુ મોટી મહેર (રહમત) છે. આ એકદેવવાદ જુદી જુદી ડેલીઓ પર માથુ ઝુકાવવાથી અને જુદા જુદા દરબારમાં હાથ ફેલાવવાથી છૂટકારો અપાવે છે. માનવીય સમાનતાનો વિશ્વાસ ઉત્પન્ન કરે છે. વર્ણ તથા જાતિના આધારે એક માનવી તથા બીજા માનવી વચ્ચેના ભેદને મિટાવે છે અને ઈસ્લામની બધી શિક્ષાઓ માટે શિક્ષકનો દરજ્જો ધરાવે છે.

કુરૂઆન મજીદ આપણને દર્શાવે છે કે, વિશ્વમાં જેટલા પયગમ્બરો આવ્યા, તે બધાનું મૂળ અભિયાન આ જ એકદેવવાદનો પ્રચાર હતો. પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ.) અંતિમ પયગમ્બર હતા. અને જરૂરી હતું કે, આપના વડે એકદેવવાદનો વિચાર એટલો પાક્કો કરી દેવામાં આવે કે, હંમેશ માટે વૈજ્ઞાનિક સ્તરે અનેક દેવવાદની વિચારધારા પરાજિત થઈ જાય. આપ (સલ.)એ આ ઝુંબેશ માટે ઘણી તકલીફો સહન કરી, ગલીકૂચીઓમાં ફરવાના કારણે પગમાં છાલાં પડ્યા, ઈજાઓ થઈ, પથ્થર મારવામાં આવ્યા, કડવા વેણ સાંભળ્યા, ભૂખ વેઠી અને દરેક પ્રકારની

તકલીફ ઉઠાવતાં એક એક માણસને કાકલૂદી કરી કે, ''લા ઈલાહ ઈલ્લલ્લાહ'' (અલ્લાહપાક સિવાય કોઈ ઈબાદતને લાયક નથી)નો એકરાર કરી લો અને સફળતા મેળવી લો. **''કૂલૂ લા ઈલાહ ઈલ્લલ્લાહુ તુફલિહૂ.''**

ઈસ્લામ પૂર્વે અનેક દેવવાદની માન્યતાનું એવું વૈચારિક પ્રભુત્વ હતું કે, જે ધર્મો એકદેવવાદની ઝુંબેશ ઉપાડતા હતા તેઓ પણ પોતાનો પાલવ અનેક દેવવાદથી બચાવી શકતા ન હતા. હઝરત ઈસા મસીહ (અલૈ.)ના આકાશગમન (રફઅ્ ઈલસ્સમાઅ્) પછી દોઢેક સદી દરમિયાન જ ઈસાઈ ધર્મ ''ત્રિદેવવાદ''ના બીબામાં ઢળી ગયો. ખુદ હિન્દુ ધર્મના પ્રાચીન સંદર્ભગ્રંથોને જોવામાં આવે તો એમાં પણ સ્પષ્ટપણે એકદેવવાદની શીખ જોવા મળે છે. પરંતુ વર્તમાનમાં હિન્દુમત કદાચ વિશ્વમાં અનેક દેવવાદી વિચારધારાનો સૌથી મોટો પ્રતિનિધિ છે. જેની પાસે દેવ-દેવીઓની એટલી મોટી સેના છે કે, તેમની ગણત્રી કરવી પણ સરળ નથી.

આ ઈસ્લામનું ક્રાંતિકારી રૂપ છે કે, તેણે આ વિચારની કાયાપલટ કરી નાંખી અને એકદેવવાદની માન્યતાને એટલી પ્રભાવી બનાવી નાંખી કે, જે અનેક દેવવાદી ધર્મો હતા તેઓ પણ પોતાની અંદર એકદેવવાદના તત્વો શોધવા લાગ્યા. ખ્રિસ્તીઓમાં પ્રોટેસ્ટંટ સંપ્રદાય જન્મ્યો, જેણે હઝ. ઈસા (અલૈ.)ના ''ઈશ્વરપુત્ર'' હોવાનો ઈન્કાર કર્યો. હિન્દુઓમાં આર્યસમાજની ચળવળ ઉભી થઈ, જેનો હેતુ મૂર્તિપૂજાનો વિરોધ હતો. ઘણા બધા અનેક દેવવાદી ધર્મો તો એવા હતા, જે ઈસ્લામના આગમન પછી નામશેષ થઈ ગયા અથવા તેમનો વ્યાપ એટલો મર્યાદિત થઈ ગયો કે, તેઓ નામશેષ જેવા થઈ ગયા.

ભારતની એ વિશેષતા રહી છે કે, હિન્દુ ધર્મે પહેલાં તો અન્ય ધર્મોને બળજબરીપૂર્વક દેશમાંથી કાઢી નાંખવાનો પ્રયત્ન કર્યો. બૌદ્ધમત અને જૈનમત આનું ઉદાહરણ છે. પરંતુ જ્યારે એ વાત શક્ય ન બની શકી, તો તેણે અન્ય ધર્મોને પોતાની અંદર સમાવી લેવાની યુક્તિ અજમાવી અને તેમાં તેને મોટા પાયે સફળતા પણ મળી. બૌદ્ધમત અને જૈનમત વ્યવહારતઃ



હમણાં હિન્દુમતનો જ એક ભાગ બનીને રહી ગયા છે. આવો જ હાલ ગુરૂનાનકજી દ્વારા સ્થપાયેલ ''શીખમત''નો થયો. ઈસ્લામ સાથે પણ હિન્દુમતે પોતાના તે ઈતિહાસને દોહરાવવા માંગ્યો. સર્વધર્મ સમભાવનો વિચાર અને તે વિચાર હેઠળ ઈતિહાસની વિખ્યાત ''ભક્તિ ઝુંબેશ'' આવા જ પ્રયત્નોનો એક ભાગ છે. ત્યાર પછી અકબર અને દારાશિકોહ જેવા શાસકો વડે આ ચળવળને બળ પુરૂ પાડવાનો સામાન તૈયાર કરવામાં આવ્યો, જેને ઔરંગઝેબ આલમગીર (રહ.) જેવા જ્ઞાની તથા વિચક્ષણ રાજપુરૂષે નિષ્ફળ બનાવી દીધો.

જે લોકો ભારતને માત્ર ધર્મના પડછાયા હેઠળ જોવા માંગે છે, તેમના માટે આ વાત ચિંતાજનક છે કે આખરે સદીઓના પ્રયત્નો છતાં મુસલમાનોને હિન્દુ ધર્મ અને સંસ્કૃતિમાં કેમ સંમિલિત કરી ન શકાયા. આ લોખંડના ચણાને કેવી રીતે ઓગાળવામાં આવે ? તેના માટે પહેલાં પહેલાં કોમી રમખાણોનો સિલસિલો શરૂ કરવામાં આવ્યો કે મુસ્લિમો ભીંસમાં આવી જઈ ઈસ્લામી વિચાર તથા સંસ્કૃતિનો પાલવ છોડી દે. પરંતુ તેમનું એ સ્વપ્ન સાકાર ન થઈ શક્યું અને દુનિયાએ અનુભવ્યું કે, એક મુસલમાન માટે પોતાના લોહીનું છેલ્લું ટીપું વહાવી દેવું વધારે સરળ છે, પરંતુ તે પોતાના ધર્મને છોડી નથી શકતો. ત્યાર પછી મુસ્લિમોના વ્યક્તિગત કાનૂનને નિશાન બનાવવામાં આવ્યું કે, જો આ કાનૂનનું અસ્તિત્વ નહીં રહે, તો મુસ્લિમો અને દેશબાંધવો વચ્ચે સાંસ્કૃતિક અંતર ખત્મ થઈ જશે. અને કદાચ તેઓ આ કૌમને આવી રીતે પોતાની અંદર ભેળવી દેશે. પરંતુ ભારતના મુસ્લિમ સમાજની એકતાએ આ કાવત્રાને પણ નિષ્ફળ બનાવી દીધું.

આ પશ્ચાદભૂમાં કોમવાદી પરિબળોને એવો અહેસાસ થઈ ગયો છે કે, મુસ્લિમોના ઈસ્લામી વિચાર વ્યવહારની ધોરી નસ વાસ્તવમાં શિક્ષણ સંસ્થાઓ (મદ્રસાઓ) છે. જ્યાં સુધી શિક્ષણ સંસ્થાઓમાંથી એકદેવવાદ અને અનેક દેવવાદ વચ્ચેના આ ભેદભાવને મિટાવવામાં નહીં આવે, ત્યાં

સુધી આ હેતુ પ્રાપ્ત નહીં કરી શકાશે. આ જ પરિપ્રેક્ષ્યમાં એક બાજુ દીની પાઠશાળાઓ (મદ્રસાઓ)ને બદનામ કરવાની ઝુંબેશ ચલાવવામાં આવી રહી છે. જે સંસ્થાઓ સાચા અર્થમાં માનવતાની ઝંડાધારી છે, તે સંસ્થાઓને આતંકવાદી કહેવામાં આવી રહી છે. અને બીજી બાજુ સરકારી પાઠશાળા-ઓના અભ્યાસક્રમમાં એવું પરિવર્તન લાવવામાં આવી રહ્યું છે કે, તે વ્યવહારિક સ્તરે હિન્દુ ધર્મનો પરિચય તથા તેનો પ્રચાર બની જાય અને અન્ય કૌમોમાં લઘુતાગ્રંથી ઉત્પન્ન થાય. તેની સાથો સાથ "વંદે માતરમ્" અને "સરસ્વતી વંદના" ગાવાની ચળવળ શરૂ કરવામાં આવી રહી છે. "વંદે માતરમ્" અનેક દેવવાદયુક્ત (શિર્કવાળી) કવિતા છે. જેમાં ભારતની ભૂમિને ઉપાસ્ય (મઅ્બૂદ)નો દરજ્જો આપવામાં આવ્યો છે. આ એક એવા રાષ્ટ્રશત્રુની કવિતા છે, જે અંગ્રેજોના આગમનથી ખૂશીઓ મનાવે છે અને હિન્દુઓ તથા મુસ્લિમો વચ્ચે નફરતના બી વાવે છે. સરસ્વતી હિન્દુ ભાઈઓના ખ્યાલમાં જ્ઞાનની દેવી છે. "સરસ્વતી વંદના"નો અર્થ સરસ્વતીની પૂજા કરવી છે. આ બધી યુક્તિઓનો મૂળ હેતુ તથા લક્ષ્ય એ જ છે કે, મુસલમાન અને બીજી લઘુમતીઓને હિન્દુ ધર્મ તથા સંસ્કૃતિમાં ખેંચી લેવામાં આવે. શિર્ક (અનેક દેવવાદ) સાથે તેમનો મનમેળ થઈ જાય અને તૌહીદ (એકદેવવાદ)ના પવિત્ર વિચારથી હાથ ધોઈ બેસે.

હકીકત એ છે કે, મુસ્લિમો અથવા કોઈ બીજી કૌમથી એ વાતોની માંગણી વાસ્તવમાં એ વાતની માંગણી છે કે, પોતાની ધાર્મિક માન્યતાઓ ત્યજી દઈ બહુમતીની ધાર્મિક માન્યતાઓને સ્વીકારી લે. આ આડકતરી રીતે ધર્મ પરિવર્તન કરાવવાનું ષડયંત્ર છે. આ માત્ર કોઈ રાષ્ટ્રીય સમસ્યા નથી, બલ્કે શુદ્ધ ધાર્મિક સમસ્યા છે અને મુસ્લિમો માટે તો ધાર્મિક હિસાબથી જાણે કે આ જીવન-મરણનો પ્રશ્ન છે.

આ લઘુમતીઓ પર માત્ર અત્યાચાર નથી, બલ્કે આપણા આ બહુકોમીય રાષ્ટ્રની બિનસાંપ્રદાયિક ભૂમિકા અને લોકશાહી મૂલ્યોની પણ ખુલ્લમ ખુલ્લી હત્યા છે. એટલે ચોક્કસ જ આ એવી વાત છે, જે દરેક



રાષ્ટ્રપ્રેમી નાગરિકને તડપાવી દે.

ઈસ્લામમાં મક્કા મુકર્રમા અને મદીના મુનવ્વરા સૌથી વધારે પવિત્ર સ્થાનો છે. પરંતુ અહીંની માટી પણ મુસ્લિમો માટે પૂજનીય નથી. પાછલા બધા જ પયગમ્બરો સહિત હઝ. મુહમ્મદ (સલ.) મુસ્લિમોની નજરમાં અત્યંત પવિત્ર હસ્તી છે. પરંતુ તેમની પણ "વંદના" અને "બંદગી" થતી નથી. એટલે મુસ્લિમો કેમ કરીને આવી માંગણીઓ સંતોષી શકે છે. મુસ્લિમોએ આ દેશ પર લગભગ એક હજાર વર્ષ સુધી રાજ કર્યું છે. જો તેમણે ધર્મની બાબતમાં બળજબરીનો આ માર્ગ અપનાવ્યો હોતે તો કદાચ લઘુમતી-બહુમતીની સમસ્યા જ ન હોતે. અને સમગ્ર ભારતીય ઉપખંડ એક ધર્મ તથા સંસ્કૃતિના રંગે રંગાયેલું હોતે. પરંતુ મુસ્લિમોએ ધર્મ, સંસ્કૃતિ, અહીં સુધી કે ભાષાની બાબતમાં પણ ક્યારેય બળજબરીનો માર્ગ નહીં અપનાવ્યો.

**આ પરિસ્થિતિમાં મુસ્લિમો માટે જરૂરી છે કે.....**

- ❊ તેઓ વધારેમાં વધારે ખાનગી સ્કૂલો, કોલેજો સ્થાપે. જેથી સરકારી શિક્ષણ સંસ્થાઓના "ધાર્મિક આતંકવાદ"થી સુરક્ષિત રહી શકે.
- ❊ અભ્યાસક્રમમાં થયેલું વિષયુક્ત પરિવર્તન અને નવો ઈતિહાસ લખવાની કોશિશનો પૂરી શક્તિથી મુકાબલો કરીએ અને સરકારી સ્કૂલોમાં 'વંદે માતરમ્'ના માત્ર ફરજિયાતપણાંનો જ વિરોધ નહીં કરીએ, બલ્કે દેશની સેક્યુલર ભૂમિકા અને બંધારણીય અધિકારોની પશ્ચાદભૂમાં એ વાતની ઝુંબેશ ચલાવીએ કે કોઈ પણ ધાર્મિક કવિતા સ્કૂલોમાં ગાવામાં જ ન આવે.
- ❊ ગામડે-ગામડે, વસ્તીએ-વસ્તીએ દીની તઅલીમના પાર્ટટાઈમ તથા ફુલ-ટાઈમ કેન્દ્રો (મક્તબ) સ્થાપે. એ વાતની વ્યવસ્થા કરે કે કોઈ મુસલમાન બાળક દીનની બુન્યાદી તઅલીમથી અજ્ઞાત ન રહે તેમજ મુસલમાન પોતાના સંચાલન હેઠળની સ્કૂલોમાં પાયાના ધાર્મિક

શિક્ષણની વ્યવસ્થા કરે અને વિદ્યાર્થીઓ, વિદ્યાર્થીનીઓને ઈસ્લામી સંસ્કૃતિથી નજીક લાવીએ.

- દીની મદ્રસાઓ આજે આપણાં દેશમાં ઈસ્લામી મૂલ્યોની સુરક્ષા અને ઈસ્લામ વિરૂદ્ધ ફિત્નાઓના મુકાબલા માટેના સૌથી મોટા કેન્દ્રો છે. તેમને બળ પુરૂ પાડીએ અને તેમની ઉપર આંચ ન આવવા દઈએ.
- પોતાના બાળકોના દિલોમાં શિર્ક (અનેક દેવવાદ)ની નફરત બેસાડે અને એકદેવવાદની માન્યતાને તેમના દિલો-દિમાગમાં સારી રીતે ઉતારે.
- નવી પેઢીને વ્યવસ્થિત રીતે મુસ્લિમોની ધાર્મિક, સાંસ્કૃતિક, સાહિત્યીક, રાજકીય ઈતિહાસથી માહિતગાર કરે. ભારતનો સાચો, તથ્ય આધારિત ઈતિહાસ તેઓને ભણાવે. જેથી મુસ્લિમ બાળકો લઘુતાગ્રંથીથી ન પીડાય અને તે એમ કહેવાની સ્થિતિમાં હોય કે અમે ભારતને લૂંટ્યું નથી, બલ્કે તેને શણગાર્યું છે અને તેને ઘણું બધુ આપ્યું છે.
- દેશબાંધવોમાં શિક્ષિત, ગંભીર તથા સાદા મનના લોકોને વ્યક્તિગત તથા સામૂહિક સ્તરે, મૌખિક તથા લેખિત સ્વરૂપે દર્શાવીએ કે વંદે માતરમ્ અને તેના જેવી ઈસ્લામ વિરોધી બાબતોની મુસ્લિમોથી માંગણી કરવી જાણે કે તેમનાથી તેમનો ધર્મ છોડવાની માંગણી કરવી છે.

જો આપણે હમણાં આ મુદ્દા પ્રતિ ધ્યાન ન આપ્યું, તો ખબર નહીં ભવિષ્યનું ભૂગોળ શું હશે ? બુલબુલના નસીબમાં આજે પણ શાંત ખૂણો નથી, કારણ કે શિકારી આજે પણ ટાંપીને બેઠો છે.

**ગોશએ અમન નહીં આજ ભી બુલબુલકો નસીબ**
**ચશ્મે સય્યાદ બહરસૂ નિગરાં આજ ભી હૈ**



## અભ્યાસક્રમની સમિક્ષા : એક મહત્વપૂર્ણ બાબત

માનવીય વિચારના ઘડતરમાં બે વાતો પાયાની હેસિયત ધરાવે છે : એક વાતાવરણ (માહોલ), બીજું શિક્ષણ. માનવી જે વાતાવરણમાં ઉછરે છે, તેના વડીલોનો જે વિચાર હોય છે, એનો તેની ઉપર અસામાન્ય પ્રભાવ પડે છે. આ સાંભળેલી-જોયેલી વાતો કાનો તથા આંખોથી પસાર થઈ દિલદિમાગ સુધી પહોંચી જાય છે. અને તે વાતોનું સત્ય હોવું તેના મન પર એવું અંકિત થઈ જાય છે જાણે કે તે પથ્થરની લકીર હોય. એટલે જ આપણને કુરૂઆન મજીદના અભ્યાસથી જાણવા મળે છે કે, જ્યારે પણ નબીઓને કોઈ કૌમ તરફ મોકલવામાં આવ્યા ત્યારે તેમણે તૌહીદ (એક દેવવાદ) તરફ બોલાવ્યા. શિર્કથી રોક્યા. સારા સંસ્કારની દઅવત આપી અને બૂરી આદતોની મનાઈ ફરમાવી. તો ઘણાખરા લોકોએ તેમનો વિરોધ કર્યો. તે વિરોધ માટે તેમની પાસે કોઈ દલીલ ન હતી અને દલીલ હોય પણ કેવી રીતે, કુફ્ર-શિર્ક માટે પણ શું કોઈ દલીલ હોય છે ? અને સારી વાતો પર ખરાબ વાતોને પ્રાથમિકતા આપવા માટે કોઈ આધાર મળી શકે છે ? પરંતુ થાય એ છે કે, દરેક દલીલની સામે તેમની એક જ વાત થતી હતી કે, જે કાર્યોને અમે અમારા પૂર્વજોને કરતા જોયા છે, તેને અમે કેવી રીતે છોડી શકીએ છીએ ? *(૨:૧૭૦)* આ તે જ વાતાવરણની અસર છે.

વિચાર કરો કે, માનવીના સ્વભાવમાં સ્વતંત્રતા છે, પરંતુ માનવીઓએ સદીઓ સુધી એક વ્યક્તિ કે એક વંશની ગુલામી સ્વીકારી છે. અને આ સ્વીકૃતિ પણ એવી, જેમાં ધીમે ધીમે દિલની ખૂશી પણ શામેલ થઈ જતી હતી. બ્રાહ્મણોએ ઉંચનીચની એક અન્યાયી ફિલસૂફી ઉપજાવી કાઢી અને તેને સમાજનો હિસ્સો બનાવી દીધો. દ્રાવિડોએ જો કે પ્રારંભે તેનો વિરોધ કર્યો, પરંતુ ધીમે ધીમે વિરોધ શાંત થતો ગયો અને શુદ્રના નામે એક એવો વર્ગ અસ્તિત્વમાં આવી ગયો જેઓ પોતે પોતાની જાતને તુચ્છ સમજતા હતા. અને એમ વિશ્વાસ કરતા હતા કે, તેઓને સવર્ણોની સેવા માટે સર્જવામાં આવ્યા છે અને તેમાં જ તેમનું સૌભાગ્ય છે. વિચાર કરો તો આ બધું તે

વાતાવરણનો પ્રભાવ હતો, જે તે વખતે બનેલું હતું. જ્યારે બાળક પેદા થતુ અને પોતાની આંખો ખોલતું તો રાત-દિન આ જ વિચારને અનુરૂપ આચરણ તેને જોવા મળતું. ખુદ પોતાના વડીલોને આ બાબત પર સંતુષ્ટ જોતું. આખરે ધીમે ધીમે તેની પણ ગુલામીની માનસિકતા દૃઢ થઈ જતી.

બીજી વસ્તુ જે માનવી પર પ્રભાવ નાંખે છે, તે છે શિક્ષણ. જ્ઞાન એક પ્રકાશ છે, જે માનવીના વિચાર તથા નજર સામેનો અંધકાર દૂર કરે છે. જેવી રીતે સૂર્યોદય થતાં જ રાતનો અંધકાર વિખેરાય જતો હોય છે, એવી જ રીતે શિક્ષણની રોશની માનવીની વર્તણૂંકને બદલી નાંખે છે અને દિલ-દિમાગ પર તેનું શાસન સ્થપાય જાય છે. એટલા માટે કે શિક્ષણ દ્વારા જે વૈચારિક ક્રાંતિ આવે છે તેનો આધાર દલીલ પર હોય છે. એટલે વાતાવરણ તથા પરંપરાના આધારે વિચારની જે ઈમારત ઉભી થાય, જ્યારે શિક્ષણ વડે તેની પર હુમલો કરવામાં આવે છે. તો ભલે શરૂમાં વિરોધ થાય છે, પરંતુ અંતે શિક્ષણને જીત મળે છે. ખાસ કરીને નાની વયના બાળકો અને યુવાનો તેનાથી જલ્દી પ્રભાવિત થાય છે. આ જ કારણે અંબિયા (અલૈ.)ની દઅવત હંમેશ યુવાનો કબૂલ કરવામાં આગળ આવ્યા. મોટી ઉંમરના લોકો તેમને જોઈને કહેતા હતા કે, આ યુવાનો અને બિનઅનુભવી લોકોના મંતવ્યનો શો ભરોસો ?

તેનું એક મનોવૈજ્ઞાનિક કારણ એ છે કે, બાળપણથી લઈ યુવાવસ્થા સુધીની ઉંમર બગાવત (વિદ્રોહ)ની ઉંમર હોય છે. આ ઉંમરમાં માનવીનું મન પરંપરાગત વાતોથી સંતુષ્ટ થવા નથી માંગતું, બલ્કે તેમની અંદર અસામાન્ય કક્ષાની સંશોધનવૃત્તિ હોય છે. જ્યારે પરસ્પર વિરોધાભાસી વાતો સામે આવે છે તો તે ઈચ્છે છે કે, દલીલના આધારે નિર્ણય કરે કે, કઈ વાત સાચી છે અને કઈ વાત ખોટી છે. આ જ સંશોધનવૃત્તિના કારણે નબીઓને પોતાની અનેકદેવપૂજક તથા માથાભારે કૌમમાંથી એવા લોકો મળી જતાં હોય છે, જે બધા હિતોને પાછા ઠેલી તેમની પૂકારને કબૂલ કરતા હતા અને નવયુવાન હોવાના કારણે તેમની અંદર પોતાની ઝુંબેશ



માટે કંઈક કરવાનો જુસ્સો હોય છે. જો અલ્લાહપાકના રસૂલ (સલ.)ના જીવનમાં આપણને તે દૃશ્ય જોવું હોય તો આપણે હિજરતની ઘટના નજરમાં રાખવી જોઈએ કે, મક્કાથી મુહાજિરો અર્થાત્ સત્યમાર્ગના પ્રવાસીઓ જેવી રીતે લૂંટાયેલી-પીટાયેલી અને જીવનના સાધનોથી વંચિત અવસ્થામાં મદીના શરીફ પહોંચ્યા. રાવી કહે છે કે, તે બધાની દાઢીઓ કાળી હતી. સિવાય હઝરત અબૂબક્ર સિદ્દીક (રદી.) કે જેમની મુબારક દાઢીમાં કાળા-ધોળા બન્નેવ પ્રકારના વાળ હતા.

અને એ પણ એક હકીકત છે કે, જે લોકો શિક્ષણ તથા કેળવણી દ્વારા કોઈ વિચારધારાને સ્વીકારે છે, તેઓ તેની ઉપર અડગ રહે છે. ડરાવીને કે લલચાવીને તેમને ડગમગાવી શકાતા નથી. ઈતિહાસમાં આના દાખલાઓ મળી આવે છે. તેનાથી વિપરિત પરંપરાગત વિચારધારા બાહ્ય રીતે મજબૂત નજર આવે છે, પરંતુ દલીલ પર આધારિત વિરોધી વિચારધારાનો જ્યારે પવન ફુંકાય છે, તો પરંપરાગત વિચારધારાનો માળો કરોળિયાના જાળાની જેમ વિખેરાય જાય છે.

પશ્ચિમી દેશોમાં યહૂદીઓના લાંબા ગાળાના કાવત્રાઓ દ્વારા ઈસ્લામને બદનામ કરવા માટે, મુસ્લિમોને એકલા પાડી દેવા માટે, ખ્રિસ્તી વિશ્વને મુસ્લિમોથી ભયભીત કરવા માટે, પશ્ચિમમાં ઈસ્લામ વિશે ગેરસમજો ફેલાવવા માટે લેખન તથા અધ્યાપનને પણ એક મહત્વપૂર્ણ સાધન તરીકે અપનાવાય રહ્યા છે. ઓરિએન્ટલિસ્ટો (પૂર્વના વિષયોના પશ્ચિમી વિદ્વાનો)નો એક મોટો વર્ગ આ કાર્ય માટે કાર્યરત્ છે. તેઓ ઈસ્લામ પર નિરાધાર વાંધાવચકા રજૂ કર્યા કરે છે. જવાબ આપી દીધા પછી પણ તેને દોહરાવ્યા કરે છે. કારણ, હથિયાર જો બુઠ્ઠુ હોય તો પણ નિશસ્ત્ર માણસને નુકસાન પહોંચાડી શકાય છે. એવી જ રીતે જો દલીલ કમજોર કે ખોટી હોય તો પણ સત્યથી અજાણ વ્યક્તિને પ્રભાવિત કરવા માટે પુરતી હોય છે.

પશ્ચિમી વિશ્વવિદ્યાલયો પણ આમાંથી બાકાત નથી. ત્યાં ઈસ્લામનો અભ્યાસ મૂળ સંદર્ભના બદલે ગૌણ સંદર્ભો (ધર્મના જાણકારોની જગ્યાએ

અધકચરા જાણકારો કે વિરોધી લેખકો) વડે કરવામાં આવે છે. ઈસ્લામી વિષયો પર લખાયેલા પી.એચ.ડી.ના મહાનિબંધો પર મંજૂરીની મહોર ત્યારે જ મારવામાં આવે છે, જ્યારે તેમાં કાંઈને કાંઈ ઈસ્લામ વિરોધી વાત લખવામાં આવે. વિખ્યાત મિસ્રી વિદ્વાન ડો. મુસ્તફા સબાઈના હદીષ શરીફની ચોખવટ વિશેના શોધ નિબંધ **"અસ્સુન્નતુ વ મકાનતુહા ફીત્તશરીઈલ ઇસ્લામી"**ને યુરોપની એક યુનિવર્સિટીએ માત્ર એટલા માટે નામંજૂર કરી દીધો કે તેમાં ઓરિએન્ટલિસ્ટોએ ઉઠાવેલા વાંધાવચકાનો યોગ્ય જવાબ આપવામાં આવ્યો હતો અને ઈસ્લામ વિરોધી કોઈ વાત લખવામાં આવી ન હતી.

આ રોગ ધીમે ધીમે પૂર્વિય દેશોમાં પણ પ્રસરી રહ્યો છે. ભારતમાં શરૂથી જ સંઘ પરિવારના લોકોએ અભ્યાસક્રમમાં ઝેર ભરવાની કોશિશ કરી છે. કોંગ્રેસ આ પ્રયત્નોનો હાથો બનતી રહી. સંઘ પરિવારના મતે શિક્ષણ વિભાગ પર પ્રભાવી બનવું કેટલું મહત્વપૂર્ણ છે તેનો અંદાજો એ વાતથી લગાવી શકાય છે કે, જનતા પાર્ટીના કાળથી લઈ આજ સુધી જ્યાં પણ ભાજપ સત્તામાં ભાગીદાર બન્યું, ત્યાં તેણે શિક્ષણખાતું પોતાના કબ્જામાં રાખ્યું. અને જ્યાં તેમની સરકાર બની ત્યાં તેમણે પૂરી તાકાતથી આ ખાતાને પોતાના રંગમાં રંગવાની કોશિશ કરી. આનું પરિણામ એ છે કે, શૈક્ષણિક મટીરીયલ તૈયાર કરનારા ઘણાંખરા લેખકો આ જ વિચારધારાના બીબામાં ઢળાયેલા છે. એટલે કેન્દ્રથી લઈ રાજ્ય સુધીના શૈક્ષણિક બોર્ડો દ્વારા સંકલિત પુસ્તકોમાં વાંધાજનક વાતો સામે આવતી રહી છે.

આંધ્રપ્રદેશના સરકારી અભ્યાસક્રમ મુજબ પ્રકાશિત સાતમા અને નવમા ધોરણના પુસ્તકો બે મુસ્લિમ શિક્ષકો લઈને આવ્યા. જે અંગ્રેજી તથા ઉર્દૂ બન્ને ભાષામાં હતા. તેના લેખકો તેમજ સમીક્ષકો ગેરમુસ્લિમો હતા. નવમા ધોરણની ચોપડીમાં ઈસ્લામનો પરિચય કરાવતાં કહેવામાં આવ્યું છે કે, ઈસ્લામના ૬ અરકાન (ફરજિયાત બાબતો) છે. અને છટ્ઠા ફરજિયાત કર્તવ્ય (રૂકન) તરીકે "જિહાદ"નો ઉલ્લેખ કરવામાં આવ્યો



છે. આ ખોટું પણ છે અને તેનો હેતુ લોકોમાં ઈસ્લામ વિશે ગેરસમજ ફેલાવવાનો પણ છે. આ વાત ખોટી એટલા માટે છે કે, જિહાદ ભલે એક મહત્વપૂર્ણ ઈબાદત છે, પરંતુ ઈસ્લામના જે પાંચ અરકાન (ફરજો) હદીષ શરીફમાં દર્શાવવામાં આવ્યા છે, જિહાદનો તેમાં સમાવેશ નથી થતો. અને કુશંકા પ્રેરિત એટલા માટે છે કે, જિહાદનો હેતુ સાત્વિક છે. અત્યાચારીને અત્યાચારથી રોકવો અને પીડિતની સહાય કરવી એ જિહાદનો મકસદ છે. પરંતુ આજે બિનમુસ્લિમ મિત્રોના મનમાં એવી વાત ઠસાવી દેવામાં આવી છે કે, જિહાદ બિનમુસ્લિમો સાથે લડવાનું નામ છે. હવે દેખીતી વાત છે કે, બિનમુસ્લિમ વિદ્યાર્થીઓ ઈસ્લામનો આ પરિચય વાંચશે તો તે તેમની અંદર મુસ્લિમો વિશે નફરત જાગી ઉઠશે.

સાતમા ધોરણની ચોપડીમાં ઈસ્લામનો પરિચય કરાવતા સૂફીસંતોની સેવાઓનો ઉલ્લેખ એવી રીતે કરવામાં આવ્યો છે કે, "તેમણે શરીઅતને ફગાવી દીધી હતી, તેઓ કટ્ટરવાદી ન હતા." અને તેમાં જ એ વાત પણ લખી છે કે, "સૂફીઓ નાચગાનને જાઈઝ (વૈધ) ઠેરવતા હતા." આનાથી એવું જાહેર થાય છે કે, ઈસ્લામ જાણે કે કટ્ટરવાદી ધર્મ છે અને સૂફીઓના મતે શરીઅત વિશ્વાસપાત્ર નથી. એ સાચું છે કે, કેટલાક સૂફીઓ શે'ર શાયરી સાંભળવાને જાઈઝ ઠેરવતા હતા, પરંતુ તે સંગીતના સાધનો વગર. તેમાં ખુદાપાકની હમ્દ (સ્તુતિ) તથા રસૂલુલ્લાહ (સલ.)ની નઅ્ત (પ્રશસ્તિ કાવ્ય) સિવાય કશું ન હતું. તેઓ અલ્લાહપાક તથા તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની મુહબ્બતમાં એટલા ગળાડૂબ હતા કે, કોઈ ચોટદાર શે'ર પર ક્યારેક તેઓ ભાન ભૂલી જઈ પોતાના શરીર પરથી કાબૂ ગુમાવી દેતા હતા. (તેમની એ સ્થિતિ ન ટીકાપાત્ર છે, ન અનુસરણપાત્ર છે.) એટલે એવી સ્થિતિને ઈસ્લામમાં વાજિંત્રો સહિતના સંગીત તથા નાચગાનની યોગ્યતા સાબિત કરવા માટે દલીલરૂપે રજૂ કરવી ઠીક નથી. (ઈસ્લામમાં પ્રમાણભૂત બાબતો ચાર છે : કુર્આન-હદીષ, મુસ્લિમ વિદ્વાનોની સર્વસંમતિ તથા અનુમાન (કિયાસ). અમુક સૂફીઓની આવી અપવાદિક ઘટનાથી કોઈ નિયમ તારવવો ઈસ્લામી કાયદાશાસ્ત્ર મુજબ બરાબર નથી.)

થોડાક મહિનાઓ અગાઉ જે રાજ્યોમાં ભાજપની સરકારો છે અથવા જ્યાં ભાજપ સરકારમાં ભાગીદાર છે, ત્યાં સરકારી સ્તરે ''સૂર્ય નમસ્કાર'' કરવાની સૂચનાઓ આપવામાં આવી છે. જેનો અર્થ સૂર્યપૂજા છે. એવી જ રીતે કેટલાક રાજ્યોમાં સ્કૂલોની અંદર સરસ્વતીની મૂર્તિ રાખવામાં આવી છે અને બધા વિદ્યાર્થીઓને તેના પર પાણી તથા ફુલ ચઢાવવા પડે છે. વંદે માતરમ્ તો દેશની વિવિધ સ્કૂલોમાં ગવડાવવામાં આવે છે અને ખેદજનક વાત એ છે કે, આ બધું સરકારી સ્કૂલોમાં પણ થઈ રહ્યું છે. સારાંશ કે, સ્કૂલોમાં અભ્યાસક્રમ વડે અને વિદ્યાર્થીઓને માત્ર હિંદુ વિચારધારાની નજીક લઈ જવામાં આવી રહ્યા છે, બલ્કે ઈસ્લામ વિરૂદ્ધ ગેરસમજો પણ ઉભી કરવામાં આવી રહી છે.

આ તો લખેલી વાતો હતી, બાકી એવા સર અને ટીચર્સ જેઓ પૂર્વગ્રહ-યુક્ત માનસિકતા ધરાવે છે કે, તેઓ ક્લાસમાં જે કાંઈ વાતો કરે છે તેનું નુકસાન લખાયેલી વાતોથી પણ વધારે છે. એક મુસ્લિમ વિદ્યાર્થીનીએ મને એક વિખ્યાત કોલેજની વાત કરતાં કહ્યું કે, ત્યાંની મહિલા પ્રોફેસરે મુસ્લિમ વિદ્યાર્થીનીઓને સંબોધન કરતાં કહ્યું કે, ''બુરખો ઈસ્લામમાં નથી. મોઘલકાળમાં સ્ત્રીઓનું અપહરણ કરી લેવામાં આવતું હતું એટલે સ્ત્રીઓએ ચહેરો ઢાંકવાનું શરૂ કર્યું. આજના કાળમાં તમને આની જરૂર નથી.'' વિચારો ! આ કેટલી ખતરનાક વાત છે. આનાથી એક બાજુ મુસ્લિમ છોકરીઓના મનમાં એવું બેસાડી દેવામાં આવશે કે, ઈસ્લામમાં માથાથી પગ સુધી પરદાનો હુકમ નથી. બીજી બાજુ મુસ્લિમોના ઈતિહાસ વિશે એવી વિકૃત જાણકારી મળશે કે, તેઓ જાન-માલ તથા ઈઝઝત-આબરૂને લૂંટતા હતા.

આ તો માત્ર થોડાક નમૂના છે, જે આપણી જાણમાં આવ્યા. બાકી આવી તો અસંખ્ય ઘટનાઓ ઘટે છે, જે પ્રકાશમાં નથી આવતી. આના ઉકેલ માટે મુસ્લિમોએ એક એવી સંસ્થા સ્થાપવી જોઈએ, જે રાષ્ટ્ર તથા રાજ્ય સ્તરે પ્રાયમરીથી લઈ યુનિવર્સિટી લેવલ સુધી અભ્યાસક્રમ પર



નજર રાખે, સરકારી સૂચનાઓ પર ધ્યાન રાખે, તેમાં જો કંઈ વાંધાજનક લાગે તો શિક્ષણખાતાના સંપર્કમાં રહી તેને જાણ કરે, માહિતી દોષ હોય તો તેમાં સુધારો કરાવે, લાગતા-વળગતા અધિકારીઓ, રાજકારણીઓ સુધી આ બધી માહિતીઓ મોકલાવે, મીડિયાને માહિતગાર કરે. વિવિધ મુસ્લિમ સંગઠનો જો આવી સંસ્થા સ્થાપવા સફળ થાય અને પોતાનો વિરોધ નોંધાવે તો આશા છે કે, આપણે ફાસીસ્ટ પરિબળોનો મુકાબલો કરી શકીશું. આ સમયની માંગ છે. જો આના પ્રતિ ધ્યાન નહીં આપીશું, તો એનું નુકસાન એટલું મોટું તથા તેની અસર એટલી દૂરગામી હશે કે તેની ભરપાઈ શક્ય નહીં હશે.

## મુસ્લિમોના પુનરૂત્થાનની સમસ્યા તથા તેનો ઉકેલ

માનવીય જીવનના સૌંદર્યનો આધાર તેની શિક્ષણ તથા સંસ્કારની વ્યવસ્થા પર છે. આ વ્યવસ્થા માં-બાપથી શરૂ થાય છે, અને ઉલમાએ કિરામ તથા સામાજીક સુધારકો સુધી વિસ્તરે છે. જ્યારે સમાજ સારો બને છે, ત્યારે તેમાં આ ત્રણેય પરિબળોનો સિંહફાળો હોય છે. જાગૃત પ્રજાઓ આ મહત્વપૂર્ણ બાબત પ્રતિ બહુ ધ્યાન આપે છે, અને પછી તેના સારામાં સારા પરિણામો મેળવવામાં આવે છે. બીજી બાજુ પછાત કૌમો આના પ્રતિ દુર્લક્ષ સેવતી જાય છે, પછી તે કૌમોને તેના ભયંકર પરિણામો ભોગવવા પડે છે.

ઈતિહાસમાં બન્ને પ્રકારના ઉદાહરણો જોવા મળે છે. આરબો વેર-વિખેર હતા, ધાર્મિક દષ્ટિએ ગુમરાહ હતા, અને દુન્યવી દષ્ટિએ પછાત હતા. પરંતુ અલ્લાહપાકના રસૂલ (સલ.)એ કુર્આન શરીફના માધ્યમથી તેમને એવા સંસ્કાર આપ્યા કે આરબો વિશ્વના રાહબર બની ગયા. તેઓ યુગસર્જક બની ગયા. તેમના યોગદાનથી સદીઓ સુધી માનવીઓ ફાયદો ઉઠાવતા રહ્યા, અને કદાચ સદીઓ સુધી ઉઠાવતા રહેશે.

વર્તમાનકાળને ધ્યાનમાં રાખીને કેળવણીને ત્રણ વિભાગમાં વહેંચી શકાય છે. એક કેળવણી સર્વસામાન્ય કેળવણી છે, જે ઘરની અંદર વડીલો

દ્વારા અને ઘરની બહાર ઉલમાએ કિરામથી થાય છે. બીજો વિભાગ શૈક્ષણિક વ્યવસ્થા વડે કેળવવાનો છે, અને ત્રીજો વિભાગ પ્રસાર માધ્યમો વડે લોકોને એજ્યુકેટ કરવાનો છે. આ ત્રણેય વિભાગ નવી પેઢીનું માનસ તો ઘડે જ છે. સાથોસાથ મોટેરાઓનું પણ મંતવ્ય ઘડવામાં પહેલો તથા ત્રીજો વિભાગ અસરકારક નીવડે છે. કારણકે સમસ્યા માત્ર યુવાનોની જ નથી, મોટી ઉંમરના મુસ્લિમોની પણ છે. તેઓની અંદર પણ સ્વતંત્રતા તથા સ્વચ્છંદતાના લક્ષણો દેખાય છે. એટલે તેઓને પણ કેવી રીતે દીન સાથે જોડાયેલા રાખી શકાય એ એક પ્રશ્ન છે. જો આની ચિંતા નહીં કરીશું તો આપણે બીજાઓના ધાર્મિક સાંસ્કૃતિક બીબાઓમાં ઢળી જઈશું.

એક અભ્યાસ એમ કહે છે કે, ભારતમાં મુસ્લિમોના લાંબા શાસનકાળ છતાં હિન્દુ સ્ત્રીઓ ઘરમાં પોતાના બાળકોને હિન્દુ ધર્મની શિક્ષા તથા સંસ્કાર આપતી રહી.

મુસ્લિમોમાં આ વ્યવસ્થા ભાગલા પહેલાં હતી. બાળકો સ્કૂલ-મદ્રસે પહોંચે એ પહેલાં જ તેને અક્ષરજ્ઞાન મળી જતુ હતું. ભાગલા પછી આનું ચલણ ઓછુ થતું ચાલ્યું ગયું. હદ ત્યારે થઈ કે હવે આપણા બાળકો સ્પોર્ટસમેન કે એક્ટર્સના નામો જાણે છે, પરંતુ અલ્લાહપાકના રસૂલ (સલ.) વિશે કશું પણ નથી જાણતા. તેમને અંગ્રેજી, હિન્દી, ગુજરાતી આવડે છે, પરંતુ અરબી, ફારસી કે ઉર્દૂ નથી આવડતી.

માં-બાપ હવે પોતાના બાળકોને ઈસ્લામ ધર્મ તથા સંસ્કૃતિ વિશે માહિતી નથી આપતા. પરિણામે જ્યારે તેઓ રાષ્ટ્રિય શિક્ષણ વ્યવસ્થાના ધારામાં પડે છે, તો કોઈ પણ ઉલટી દિશા તરફ પ્રયાણ કરી શકે છે.

ઘરના વર્તુળથી બહાર નીકળો તો રીતસર અભ્યાસનો તબક્કો આવે છે. એ સંદર્ભે પણ ચોમેર અંધકાર જ અંધકાર છે. કોઈ કૌમ માટે તેના મૂલ્યો સાચવવા માટે સૌથી વધારે મહત્વપૂર્ણ બાબત ભાષાનું છે. અને માનસ ઘડતર કરતાં વિષયોનું છે. એનાથી જ વ્યક્તિ ઘડાય છે. અને આ કોઈ આંશિક બાબત નથી, બલ્કે અત્યંત સર્વવ્યાપક બાબત છે. એનાથી કોઈ





સમાજ આંખ આડા કાન કરી નહીં શકશે. ભલે તે આસ્તિક હોય કે નાસ્તિક. ભાષા તથા યોગ્ય વિષયોના લીધે કામ કરવાનો જુસ્સો પેદા થાય છે.

જ્યાં સુધી ભાષાનો સબંધ છે, તો તે માત્ર શબ્દોની આપ-લેનું સાધન નથી, બલ્કે તે માનવીના વિચાર-વલણ ઉપર પણ પ્રભાવ નાંખે છે.

કોઈપણ ભાષાના શબ્દો, રૂઢિપ્રયોગો પોતપોતાનું એક વ્યક્તિત્વ ધરાવે છે, જેમ માણસનું વ્યક્તિત્વ હોય છે. સારા માણસથી મળીને ખૂશી થાય છે, ખરાબ માણસની મુલાકાત મન પર એક ખરાબ છાપ છોડી જાય છે. આવું જ શબ્દોનું પણ છે. ઈબાદત, પૂજા અને પ્રેયર (**Prayer**), સલામ અને પ્રણામ, અલ્લાહ, પરમેશ્વર અને ગોડ (**God**)ના શબ્દો જુદી જુદી અસરો ઉભી કરે છે. ભલે અર્થના હિસાબથી આ બધા શબ્દોને એકમેકના પર્યાયવાચી સમજવામાં આવે છે, પરંતુ ઈબાદતના શબ્દથી માનસપટ પર એવું ચિત્ર ઉપસે છે કે, કોઈ ઈસ્લામી પધ્ધતિ મુજબ નમાઝ પઢી રહ્યો છે. અને ''પૂજા'' શબ્દના પ્રયોગ પછી મનમાં એવું દ્દશ્ય આવે છે કે, કોઈ મંદિરમાં મૂર્તિ સમક્ષ હાથ જોડીને ઉભેલો છે.

માત્ર ભાષાના શિક્ષણ વડે કોઈના પણ વિચારને એક ધર્મથી બીજા ધર્મ તરફ અને એક સંસ્કૃતિથી બીજી સંસ્કૃતિ તરફ વાળી શકાય છે.

ભારતીય મુસ્લિમોએ પોતપોતાની સ્થાનિક ભાષા દા.ત. અહીં ગુજરાતી સાથે મજબૂત સબંધ ધરાવતા હોવા છતાં ઉર્દૂ ભાષાથી દૂર ન થવું જોઈએ. આવું કરવાથી આવનારી પેઢીઓ માટે સમસ્યાઓ ઉભી થશે.

બધી જ જાગૃત કૌમો પોતાની ભાષાને સુરક્ષિત રાખવાનો આગ્રહ સેવી રહી છે. કારણ કે એ તેમનું સાંસ્કૃતિક જીવન ધબકતું રાખવા માટે અનિવાર્ય છે. અને જો ક્યારેક બાંધછોડ કરવી પડે, તો પોતાની માતૃભાષા કે રાષ્ટ્રભાષાને તેના ખરાબ પ્રભાવથી બચાવવાની કોશિશમાં લાગી જાય છે.

જ્યાં સુધી એ વિષયોનો સબંધ છે, જે માનસઘડતરનું કામ કરે છે, તેમાં સાહિત્ય, ઈતિહાસ, નીતિ તથા રાજનીતિશાસ્ત્ર ખાસ કરીને ઉલ્લેખનીય

છે. આ વિષયો વડે સંમતિ તથા અસંમતિ મેળવી શકાય છે. કોઈ શિક્ષિત માનવી તેને અવગણી નહીં શકે. જો સ્કૂલમાં કોઈનું માનસ નહીં ઘડાય, તો જાહેર માધ્યમો વડે તેનું પ્રસારણ કરવામાં આવે છે અને લોકોને બાટલીમાં ઉતારી લે છે.

ઈતિહાસમાં ઔરંગઝેબ (રહ.)ને જેવી રીતે બદનામ કરવામાં આવ્યા, તેનાથી સામાન્ય શિક્ષિત મુસ્લિમો કેટલી મોટી સંખ્યામાં પ્રભાવિત થયા, તો એમાં વાંક કોનો હતો ? આપણો વાંક હતો. કારણ કે આપણે બિન-મુસ્લિમોના લખેલા ગ્રંથોને માહિતી મેળવવાનું સાધન બનાવ્યું. પરંતુ જ્યારે કેટલાક ન્યાયપ્રિય (મુસ્લિમ તથા બિનમુસ્લિમ) ઈતિહાસકારોએ તે ગેરસમજો દૂર કરી, તો ઘણા બધા લોકોના દિમાગ સાફ થયા. જે લોકો સુધી આવું સાહિત્ય નથી પહોંચ્યું, તેઓ આજ સુધી જાદુનાથ સરકારના પુસ્તકોને જ પ્રમાણભૂત સમજે છે.

નીતિશાસ્ત્ર એક વિશાળ વિષય બની ચૂક્યો છે. યુરોપના મોટા મોટા વિચારકોએ તેમાં રંગ પૂર્યો છે. અને શિક્ષિત લોકો સામાન્યતઃ તેનાથી જ પ્રભાવિત છે. આ પ્રભાવને તમે માત્ર એમ કહી ખત્મ નહીં કરી શકો કે આ ખોટું છે. તેઓ વૈજ્ઞાનિક તથા પ્રાયોગિક દલીલોના આધારે કોઈક વાત રજૂ કરે છે કે માને છે. જો આના તોડ માટે આપણે તે જ ધોરણના જવાબો તૈયાર નહીં કરીશું, તો આપણે તેઓના વિચારોને બદલી નહીં શકીશું.

તત્વજ્ઞાન અને માનસશાસ્ત્ર ક્ષેત્રે ઘણા બધા વાદો યુરોપે અપનાવ્યા છે, જેમનો આધાર ક્યાં તો નાસ્તિકતા પર છે, ક્યાં તો અનેકદેવવાદ પર છે. પરંતુ તેની ઉપર વૈજ્ઞાનિક સંશોધનના લેબલ લાગેલા છે. પૂર્વની બધી જ શૈક્ષણિક સંસ્થાઓ પશ્ચિમે ભણાવેલો આ પાઠ પોતાના વિદ્યાર્થીઓને ભણાવે છે. કારણ કે તેમની પાસે એવો વિચાર નથી કે જે યુરોપના વિચારનો વિકલ્પ બની શકે. પૂર્વ ખાતે મુસ્લિમો પાસે એક વૈકલ્પિક વિચાર-વ્યવહાર વ્યવસ્થા છે, પરંતુ તેને આધુનિક શૈલીમાં અભિવ્યક્ત (રજૂ) કરવામાં નથી આવી તેમજ તેને વ્યવહારિક રૂપે રજૂ કરવામાં નહીં આવી.



મદ્રસાઓમાં પણ આ કમી છે કે, તેઓ વિદ્યાર્થીઓને પોતાના વિચાર વ્યવહારને સારી રીતે સમજવાની ક્ષમતા તથા વિરોધીઓની અસત્યતા પૂરવાર કરવાની શક્તિ નથી આપતા. રૂસોએ જે લોકતાંત્રિક માનસ ઘડ્યું, ડાર્વિને માનવીની જે ભૌતિક હકીકત બતાવી, ફ્રોઈડે માનવીની જે માનસિક હકીકત દર્શાવી, સાત્રેએ માનવીનું જે સ્થાન નક્કી કર્યું, મેકયાવલીએ સત્તાનું જે તત્વજ્ઞાન આપ્યું, માર્કસે માનવીય સમાજની જે વ્યવસ્થા કલ્પી તે બધાનો આધાર માત્ર દાવાઓ ઉપર ન હતો, બલ્કે તેની પાછળ કહેવાતી વૈજ્ઞાનિક દલીલો હતી. જો આપણે જ્ઞાનનો જ્ઞાન વડે મુકાબલો નહીં કરીશું, તો આપણે મજબૂર થઈ દબાય જઈશું. વધારામાં પુરૂ ભારતમાં સ્થાનિક બિનઈસ્લામી દર્શનશાસ્ત્રોની પણ અસર શિક્ષણ પર જોવા મળે છે. મુસ્લિમોની નવી પેઢી આ શિક્ષણ સંસ્થાઓ સાથે સંલગ્ન છે. રહ્યા એ બાળકો, જે મદ્રસાઓમાં ભણે છે. તો તેમની સંખ્યા સચ્ચર સમિતીના અહેવાલ મુજબ બે-ચાર ટકાથી વધારે નથી. અને બીજી સમસ્યા એ છે કે, તેમના અભ્યાસક્રમમાં એવા વિષયો નથી, જે તેઓને આધુનિક પડકારોનો સામનો કરવા માટે સક્ષમ બનાવે.

શૈક્ષણિક સંસ્થાઓથી જો કંઈક કચાશ રહી ગઈ હોય, તો તે કચાશ પ્રસારના આધુનિક માધ્યમો પૂરી કરી દે છે. આ પ્રસાર માધ્યમો લોકોની ભૌતિકવાદી માનસિકતા ઘડવામાં મહત્વની ભૂમિકા ભજવી રહ્યા છે.

મારા મતે હમણાં પાંચ મુદ્દાઓ પર વધારે ધ્યાન આપવાની જરૂર છે. બાળકોને ઘરમાંથી કુર્આન શરીફની તઅલીમ, દીનની બુન્યાદી વાતો તથા કામો વિશે જાણકારી આપી દેવામાં આવે. આ કામ માં-બાપ કે ઘરના વડીલો કરી શકે છે. ટી.વી; મોબાઈલ, ઈન્ટરનેટ પર પાબંદી લગાવવામાં આવે. ઘરમાં માનસઘડતરનું આ કાર્ય ચાલતાં-ફરતાં થઈ શકે છે. રાત્રે સિરીયલોના બદલે માં-બાપ બાળકોને ઈસ્લામી કહાનીઓ સંભળાવે, તો તેનાથી બહુ મોટું કામ થઈ શકે છે.

❊ મુસ્લિમોના ૯૫% બાળકો સ્કૂલો કે કોલેજમાં શિક્ષણ મેળવે છે. ત્યાં

બિનઈસ્લામી બલ્કે ઈસ્લામ વિરોધી શિક્ષણ આપવામાં આવે છે. તેના તોડ માટે લઘુમતિ શાળાઓ સ્થાપવાની જરૂર છે. સ્કૂલના બિનઈસ્લામી વાતાવરણની અસર ઓછી કરવા માટે મકાતિબની વ્યવસ્થા ઉભી કરી તેને મજબૂત બનાવવામાં આવે.

- આપણી સામાજીક વ્યવસ્થાને ઈસ્લામી રંગ આપવામાં આવે. જ્યાં આપણી વસ્તી છે, ત્યાં **"અમ્ર બિલ મઅરૂફ"** વડે સારો માહોલ બનાવવામાં આવે અને **"નહ્ય અનિલ મુન્કર"** દ્વારા ખરાબ વાતાવરણ દૂર કરવામાં આવે. એવા પ્રોગ્રામ્સ કરવામાં આવે, જેથી મહોલ્લા-વાસીઓ દીનની બુન્યાદી વાતોથી વાકેફ થતા રહે.
- ચોથો મુદ્દો એ છે કે, મદ્રસાઓના અભ્યાસક્રમમાં એવા વિષયોનો સમાવેશ કરવામાં આવે, જેનાથી વિદ્યાર્થીઓમાં આધુનિક પડકારોને સમજવાની ક્ષમતા તથા ઈસ્લામી હિતોની સુરક્ષાની શક્તિ પેદા થાય. આ ક્ષમતા વિકસાવવા માટે નીતિશાસ્ત્ર, રાજનીતિશાસ્ત્ર, દર્શનશાસ્ત્ર, માનસશાસ્ત્ર તથા શિક્ષણશાસ્ત્ર જેવા વિષયોને અભ્યાસ-ક્રમનો ફરજીયાત કે મરજીયાત ભાગ બનાવવામાં આવે.
- પાંચમો મુદ્દો એ છે કે, પત્રકારત્વ તથા સાહિત્ય ક્ષેત્રે પણ ધ્યાન આપવામાં આવે. આજનું ઈસ્લામ વિરોધી પત્રકારત્વ લોકોના વિચાર પર જબરો પ્રભાવ પાડી રહ્યું છે. એટલે તેનો વિકલ્પ પુરો પાડવો અને વાચકોની ભૂખ સંતોષવી એ જ સાચો ઉકેલ છે.

## સ્કુલોના પાઠ્યપુસ્તકોમાં કૌમવાદ

અત્રે અમે રાજ્યસભામાં કરવામાં આવેલ તે પ્રવચનનો સાર રજૂ કરીએ છીએ જે શ્રી બી. એન. પાંડે (ગવર્નર ઓરિસ્સા)એ ૨૯, જુલાઈ ૧૯૭૭ના દિવસે કર્યું હતું. પ્રશ્ન એ હતો કે ભારતના મધ્યયુગીય ઈતિહાસનો અભ્યાસક્રમ કેવો હોય, જેનાથી સાંસ્કૃતિક એકતા સ્થપાય, તથા સમાન લાગણી અનુભવાય. આ સંદર્ભે તેમણે બહુ લાંબુ પ્રવચન કર્યું. જેના કેટલાક અંશો વાચકો સમક્ષ પેશ કરીએ છીએ.



"દુર્ભાગ્યવશ આપણી સ્કૂલો અને કોલેજોમાં પાછલા કેટલાય દશકાઓથી જે પુસ્તકો ભણાવવામાં આવી રહ્યા છે, તે તે જ છે જે યુરોપીય લેખકોએ જે કાંઈ (ઊંઠા) ભણાવ્યા છે તેના પ્રભાવમાંથી ભારતીયો હજુ સુધી બહાર આવી શકયા નથી. આવા ઈતિહાસ લેખનથી આપણું રાષ્ટ્રીય જીવન ડહોળાય રહયું છે. ઉક્ત પુસ્તકોમાં એમ સાબિત કરવામાં આવે છે કે હિંદુ-મુસ્લિમો એકબીજા પ્રત્યે કેવું હિંસક વલણ ધરાવતા હતા. તેઓ એકબીજાના પ્રદેશો જીતી લઈ લૂંટમાર કરતા હતા. ધાર્મિક ભેદભાવ રાખતા હતા. તે પુસ્તકોમાં એમ પણ બતાવવામાં આવ્યું છે કે, મુસ્લિમો હિંદુઓની સંસ્કૃતિને બરબાદ કરવામાં વ્યસ્ત રહયા. તેમના મંદિરો તથા મહેલો તોડયા, તેમની મૂર્તિઓ ખંડિત કરી, અને તેમની સમક્ષ એ ખોફનાક શર્ત પેશ કરતા રહયા કે, "ઈસ્લામ સ્વીકાર કરો, નહીંતર તલવારનો ઉપયોગ કરવામાં આવશે." પછી આ બધી વિગતો માનવીય જીવનના એવા તબક્કા (બાલ્યાવસ્થા કે કિશોરાવસ્થા)માં ભણાવવામાં આવે છે કે તે તબક્કામાં મન પર જે ઊંડી છાપ પડી જાય છે, તો પછી જીવનભર બાકી રહે છે. તેને ભૂંસી નાંખવાનું મુશ્કેલ હોય છે. એટલે આ કોઈ આશ્ચર્યની વાત નથી કે હિંદુઓ અને મુસ્લિમો એકબીજાને શંકાની નજરે જોવા માટે ટેવાય ગયા છે. તથા તેમની વચ્ચે પરસ્પર અવિશ્વાસ પેદા થઈ ગયો છે. આ ખોટી માહિતીના કારણે હિંદુઓ એ માનવા માટે મજબૂર થઈ ગયા કે, મુસ્લિમોનું આઠસો વર્ષનું શાસન નિરાશાપ્રેરક હતું. તેઓ મુસ્લિમોના ઈતિહાસ (ભારતના સંદર્ભમાં) પર ગર્વ નથી અનુભવતા. બલ્કે તેની અવગણના કરી પોતાના પ્રાચીન વારસાથી જ બધું શીખવા ધારે છે. પછી તેને જ સોનેરીકાળ સમજી તેના ગુણગાન ગાયા કરે છે. બીજી બાજુ મુસ્લિમો પોતાના આગમન પૂર્વેના ભારતીય ઈતિહાસને નજર અંદાજ કરી નાંખે છે. જેના આધારે તેઓના સાંસ્કૃતિક કારનામાઓ સર્જી શકાયા. જો કે તેમણે અહીંના પ્રાચીન ઈતિહાસ ઉપર પણ ગર્વ કરવો જોઈએ. હિંદુઓ તથા મુસ્લિમોની આ લાગણીઓ ભડકાવવામાં અંગ્રેજ ઈતિહાસવિદોએ બહુ મોટો ભાગ ભજવ્યો છે.

ડો. બી. એન. પાંડેએ પોતાનું પ્રવચન ચાલુ રાખતાં એમ પણ કહયું કે, “શીવાજીના પ્રાઈવેટ સેક્રેટરી શેખ સદર કાઝી હતા. જે તેના બધા દસ્તાવેજો સાચવીને રાખતા હતા. અને તેના વતી પત્રવ્યવહાર કરતા હતા. સીદી હંબલ તથા સીદી બિલાલ તેના બે ફોજી અફસરો મુસલમાન હતા. તેની નૌકા સેનાનો સેનાપતિ પણ એક મુસલમાન હતો. શીવાજી દિલ્હીના કેન્દ્રીય શાસન વિરૂદ્ધ ન હતા, આ તે પત્રોથી પ્રગટ થાય છે, જે તેમણે ઔરંગઝેબને લખ્યા હતા. અને જે પારસ નબીસ લાયબ્રેરીમાં આજ સુધી સુરક્ષિત છે. તેઓ કેટલીક છૂટછાટ માંગતા હતા. અને તે એ હતી કે તેમને ચોથ વસૂલ કરવાની તથા પોતાના નામે સિક્કા પાડવાનો અધિકાર આપવામાં આવે. શીવાજીના દાદા એક મુસલમાન બુઝુર્ગ શાહ શરફુદ્દીન પ્રત્યે આસ્થા ધરાવતા હતા. તેમના નામ પર તેમણે પોતાના એક પુત્રનું નામ શાહજી તથા બીજાનું શરફાજી રાખ્યું. ખુદ શીવાજીને કલ્સીના મુસલમાન બુઝુર્ગ (સંત) બાબા યાકૂત પ્રત્યે ઘણી શ્રધ્ધા હતી.

રાણા પ્રતાપ સાથે અકબરે હલ્દીઘાટ પર જે યુધ્ધ કર્યું, તે કોઈપણ અર્થમાં ધર્મપ્રેરિત ન હતું. તેમાં અકબર તરફથી ચાલીસ હજાર રાજપૂતો અને સાઠ હજાર મોઘલ સૈનિકો હતો. રાજા માનસિંઘ અકબરનો તે વખતે સેનાપતિ હતો. બીજું, રાણા પ્રતાપની સેનામાં ઘણા બધા પઠાણો હતા. તેની એક ટુકડીની બાગડોર હકીમ ખાંસુરના હાથમાં હતી. જાલોરનો પઠાણ રાજા તાજખાન એક હજાર સવારો સહિત રાણા પ્રતાપની તરફેણમાં લડી રહયો હતો. વળી, રાણા પ્રતાપની ફોજમાં ચાલીસ હજાર રાજપૂતો પણ હતા. ચિત્ર એવું બને છે કે રાજપૂત, રાજપૂત વિરૂદ્ધ અને પઠાણ, પઠાણ વિરૂદ્ધ લડી રહયા છે. પછી આ યુદ્ધને આપણે ઈસ્લામ અને હિંદુમતની લડાઈ કેવી રીતે કહી શકીએ છીએ ? આ તો કેન્દ્રીય તથા પ્રાદેશિક પરિબળોની પરસ્પરની અથડામણ હતી. રાણા પ્રતાપ પ્રસંશાને પાત્ર ખરા, કારણકે તેઓ પોતાની બહાદુરીથી પોતાની સ્વતંત્રતા યથાવત્ રાખવા માંગતા હતા. પરંતુ કોઈપણ સંજોગોમાં આપણે તેમના યુધ્ધને ઈસ્લામ તથા હિંદુ મતનું યુધ્ધ નહીં કહી શકીએ.



બીજી પણ ઘણી વાતોનો ઉલ્લેખ કરી ડો. બી. એન. પાંડેએ કહયું કે, આ ઘટનાઓ ઈતિહાસમાં ભણાવવામાં નથી આવતી. જરૂર છે કે ઈતિહાસના પુસ્તકોમાં એવી બિન પાયેદાર ઘટનાઓ લખવામાં ન આવે, જેનાથી બે સમૂહો વચ્ચે વૈમનસ્ય પેદા થાય.

### શ્રી એન. સી. સકસેના :

શ્રી એન. સી. સકસેના (આઈ.એ.એસ.) લઘુમતિ કમીશનના જોઈન્ટ સેક્રેટરી હતા. તેમને એવી જીમ્મેદારી સોંપવામાં આવી કે તેઓ ઉત્તરપ્રદેશની સ્કૂલોના અભ્યાસક્રમમાં ચાલતા પુસ્તકોની સમિક્ષા કરે. તેમણે આ સબંધે જે અહેવાલ રજૂ કર્યો તેનો ટૂંકસાર આ મુજબ છે.

“નવભારત” (બીજો ભાગ) નામી પુસ્તકમાં રાણી દુર્ગાવતી તથા અકબર વચ્ચે યુધ્ધનું વર્ણન એવી રીતે કર્યું છે, જાણે કે રાણી દુર્ગાવતીનું શાસન એટલે સમગ્ર ભારત અને અકબર એટલે એક ગુનેહગાર તથા એક વિદેશી બાદશાહ. જેને નાના વિસ્તારો પર હુમલો કરી તકલીફ પહોંચાડવામાં આનંદ આવતો હતો. જો આવું લખનાર શાંતિ ઈચ્છતો હોય તો તે યુધ્ધને યોગ્ય કેવી રીતે સાબિત કરે છે.

પુસ્તકમાં હર્ષવર્ધન પર જે પ્રકરણ છે તેમાં પ્રાચીન ભારતમાં તેમના વિવિધ યુધ્ધો માટે પ્રસંશા કરવામાં આવી છે. મતલબ એક બાજુ વિસ્તારવાદ, શાસનની મજબૂતી તથા દેશની એકતાના નામે યુધ્ધોને યોગ્ય ઠરાવવામાં આવે છે, પરંતુ આ જ કારણોસર જો મુસ્લિમ શાસકો યુધ્ધ કરે છે, તો તેમની પર ફિટકાર વરસાવવામાં આવે છે.

ઈતિહાસના પાઠયપુસ્તક (બીજા ભાગ)માં શીવાજી વિશે લખ્યું છે કે, તેઓ મહારાષ્ટ્રીય વિભૂતિ હતા. તેમણે ઔરંગઝેબની નાકે દમ લાવી દીધો હતો ને પોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું હતું.

પ્રશ્ન એ છે કે શું ભારતમાં મોઘલોનું શાસન વિદેશી શાસન હતું ? જો આવું છે તો વર્તમાનકાળના ભારતીય મુસ્લિમો એવું વિચારી શકે છે

કે તેઓ એક વિદેશી શાસનમાં જીવી રહયા છે. એટલા માટે કે અહીંનો વડાપ્રધાન તથા રાષ્ટ્રપતિ હિંદુ છે, ક્યાં તો બિનમુસ્લિમ છે. શીવાજી રાષ્ટ્રીય નાયક કેવી રીતે હોય શકે તે એક સંપ્રદાયવાદી મરાઠા હતા. પોતાના સંપ્રદાયમાં બહુ કટ્ટર હતા.

નવભારત નામી પુસ્તકમાં (પહેલા તથા બીજા ભાગમાં) અબ્દુલ હમીદ અને ઈબ્રાહીમ ગાર્દી વિશે એક વાક્ય આમ છે કે, "હમીદે પોતાના બલિદાન દ્વારા એ વાત સિધ્ધ કરી દીધી કે ભારત એક જાતિનું નથી. તેની ધરતી પર પ્રત્યેકને સમાન અધિકાર છે. ઈબ્રાહીમ સાચા અર્થમાં મુસલમાન હતો. અને પોતાની માતૃભૂમિ પ્રત્યે તેમાં શ્રધ્ધા તથા નિષ્ઠા ઠાંસી ઠાંસીને ભરેલી હતી."

આ વાંચી એવું લાગે છે કે, ઈબ્રાહીમ અને હમીદ જો કે મુસલમાન હતા, પરંતુ રાષ્ટ્રપ્રેમી રહયા. આનો અર્થ એ કે આપણે એ મુસ્લિમોને શંકાની નજરે જોવાનું જેઓને યુધ્ધમાં લડીને મરી જવાનો મોકો નહીં મળ્યો ? શું આપણા દેશની સેકયુલર ભૂમિકા ત્યારે જ ઉભી થઈ શકી, જ્યારે હમીદે પોતાના પ્રાણની આહૂતિ આપી ? આવા પ્રશ્નના ઉત્તરો આપવાની જરૂર છે.

આપણે માનવું પડશે કે આપણાં ટીચરો–પ્રોફેસરો પણ આવા વિષયુક્ત પુસ્તકો વાંચીને જ શિક્ષણ મેળવે છે. દેખીતી વાત છે કે તેઓ પણ કોમવાદથી મુક્ત રહી શકતા નથી. એટલે સમાન ભાવના જગાડે એવા અભ્યાસક્રમો તૈયાર કરવાની તાતી આવશ્યકતા છે.

*[મુસ્લિમ ઈન્ડિયા, ડીસે. ૧૯૮૩]*

હમણાં પ્રો. બી. એન. પાંડેના પ્રવચન તથા શ્રી એન. સી. સક્સેનાના લખાણનો જે ટૂંકસાર રજૂ કરવામાં આવ્યો, તેનાથી સહિષ્ણુ હિંદુઓનો દ્રષ્ટિબિંદુ જાણવા મળ્યો. જો ભારતીય ઈતિહાસનો અભ્યાસ તે જ દ્રષ્ટિ-કોણથી કરવામાં આવે, જેની ભલામણ ઉપરોક્ત લીટીઓમાં કરવામાં આવી છે તો ભારતમાં કોમી એકતાની વર્તમાન ઝૂંબેશને જરૂરથી બળ મળશે.



# ઔરંગઝેબનો હિંદુઓ તથા મંદિરો સાથેનો વ્યવહાર

શ્રી બી. એન. પાંડે (ભૂતપૂર્વ ગવર્નર ઓરિસ્સા) પોતાના લાંબા સંશોધનપૂર્ણ લેખમાં જણાવે છે કે, ૧૯૪૮–૧૯૫૩ દરમિયાન જ્યારે હું ઈલ્હાબાદ મ્યુનિસિપાલિટીનો ચેરમેન હતો તો મારી પાસે એક જમીન સંપાદન સુધારાનો કેસ આવ્યો. આ વિવાદ એક જમીન માટે હતો. જે સોમેશ્વરનાથ મહાદેવ મંદિર માટે દાન કરવામાં આવી હતી. મંદિરના મહંતના દેહાંત પછી તે જમીનના બે પક્ષો દાવેદાર થયા હતા. દાવેદારો પૈકી એકે કેટલાક એવા દસ્તાવેજો રજૂ કર્યા જે તેના કુટુંબના કબ્જામાં હતા. અને તે એ "ફરમાન" સ્વરૂપે હતા, જે ઔરંગઝેબે જારી કર્યા હતા. ઔરંગઝેબે જમીનનો ખાસ્સો મોટો ભાગ અને કેટલાક રોકડા રૂપિયા આ શર્તે મંદિરને દાનમાં આપ્યા હતા કે, તેનાથી મળનારી આવકનો ઉપયોગ દેવતાને ચઢાવવા તથા પૂજા માટે કરવામાં આવશે.

*[બી. એન. પાંડે, આગળનો હવાલો, લેકચર્સ સીરીઝ II, પૃ–૧૨/૧૩]*

ઔરંગઝેબે જારી કરેલા મંદિરો માટે જમીન વકફ કરતાં અનેક ફરમાનો ૧૬૫૯ થી ૧૬૮૫ વચ્ચેના મળી આવ્યા છે. *[હાઈકોર્ટ પેરિસ, ૧૯૩૪, પૃ–૧૪]* ઉત્તર ભારતના કેટલાક ગુરૂદ્વારાઓ પાસેથી પણ જમીનો વકફ કરવા સંબંધી ઔરંગઝેબના ફરમાનો મળી આવ્યા છે. *[આગળનો હવાલો]*

'બનારસ ફરમાન'ના નામથી ખ્યાત એક ફરમાન વાંચવાથી માલુમ પડે છે કે, બનારસના ગૌરી મહોલ્લાના રહેવાસી એક બ્રાહ્મણ પરિવાર માટે આ ફરમાન બહાર પાડવામાં આવ્યું હતું. જેની સંપૂર્ણ વિગતો પહેલી વખત ૧૯૧૧માં જર્નલ ઓફ ધી રોયલ એશિયાટિક ઓફ બંગાલમાં પ્રગટ થઈ. ૧૦ માર્ચ ૧૬૫૯ ઈ.સ.ના દિવસે અપાયેલ આ ફરમાન મુજબ એક મુસલમાન કોઈ હિંદુ મંદિર તોડી ત્યાં બગીચો (પાર્ક) બનાવવા માંગતો હતો, પરંતુ ઔરંગઝેબે તેને આમ કરતાં અટકાવી દીધો. *[આગળનો હવાલો]*

કેટલાક બીજા ફરમાનોના અભ્યાસથી જાણવા મળે છે કે ઔરંગઝેબ એ વાત માટે પ્રયત્નશીલ હતા કે બનારસના હિંદુઓ સુખશાંતિથી જીવન

વિતાવે. એક ખાસ મોકા પર જ્યારે મહારાજા ધીરાજ રાજા રામસિંઘે એક દરખાસ્ત ઔરંગઝેબને મોકલાવી કે ગંગા નદીના તટ પર ભગવત ગોસાંઈ નામી ધાર્મિક પુજારી માટે (આપના) પિતાના કાળથી જ એક મકાન બાંધવામાં આવ્યું હતું. પરંતુ હવે કેટલાક મુસ્લિમો ગોસાંઈને હેરાન કરી રહ્યા છે. તો ઔરંગઝેબે સંબંધિત અધિકારીઓને નોટીસ મોકલાવી કે ગોસાંઈને હેરાન કરશો તો સજાને પાત્ર ઠરશો. તેમણે એવી સલાહ પણ આપી કે હિંદુ ધર્મ અને હિંદુઓ વચ્ચે સુખશાંતિનું વાતાવરણ સર્જવા કે બાકી રાખવામાં બધા મુસ્લિમો સહકાર આપે. *[આગળનો હવાલો : પૃ–૧૫/૧૬]*

૧૯૩૪ના ઈલ્હાબાદ હાઈકોર્ટના એક કેસના કાગળો વાંચવાથી જાણવા મળે છે કે ઔરંગઝેબ મુસ્લિમો દ્વારા કરવામાં આવેલ જમીનો પર ગેરકાનૂની કબ્જાના વિરોધી હતા. બનારસના રહેવાસી જગમલ તથા અર્જુનમલે આ બાબતે એક અરજી આપી કે બનારસના એક મુસલમાન નઝીર બેગે તેમના પાંચ મકાનો પર ગેરકાયદેસર કબ્જો કરી લીધો છે. આ સંબંધે ઔરંગઝેબે ૧૬૭૫ ઈ.સ.માં એક ફરમાન પાઠવ્યું કે જો અર્જુનમલ તથા જગમલની વાત સાચી હોય તો નઝીરબેગને કોઈપણ સંજોગોમાં ઘરમાં પ્રવેશવા દેવામાં નહીં આવે. *[આગળનો હવાલો]*

હું અસમંજસમાં પડી ગયો. અંદાજો એ હતો કે આ ફરમાનો ઉપજાવી કાઢેલા હશે. મને આશ્ચર્ય એ વાતે પણ હતું કે ઔરંગઝેબ, જેને મંદિરોને તોડવા માટે ખ્યાતિ મળી હતી, તે મંદિરોને જાગીર અર્પણ કરવા વિશે કેવી રીતે આદેશ આપી શકતો હશે ?

ફરમાનનું લખાણ આ મુજબ હતું કે, “આ જાગીર, પૂજા અને દેવતા-ઓના ભોગ માટે અર્પણ કરવામાં આવી રહી છે.” મને એ પ્રશ્નએ પરેશાન કરી દીધો હતો કે ઔરંગઝેબ પોતાની ઓળખ વિરૂદ્ધ જઈ મંદિરોને કેવી રીતે સહાય આપતો હશે ? મને વિશ્વાસ હતો કે આ દસ્તાવેજો અસલી નથી. પરંતુ કોઈ નિર્ણય પર આવતાં પહેલાં મને ઠીક લાગ્યું કે, હું ડો. તેજબહાદુર સપ્રુ પાસેથી સલાહ લઈ લઉં, જેઓ ફારસી તથા અરબીના



મોટા વિદ્વાન હતા. મેં કાગળો તેમની સામે મૂકી સલાહ આપવાની વિનંતી કરી. દસ્તાવેજોના નિરીક્ષણ પછી ડો. સપ્રુએ કહયું કે, ઔરંગઝેબના આ ફરમાનો બિલ્કુલ અસલી છે. પછી તેમણે પોતાના મુન્શી પાસે વારાણસીના જંગમેરી શીવા મંદિરના કેસની ફાઈલ મંગાવી, જેની અનેક અપીલો ઈલ્હાબાદ હાઈકોર્ટમાં પાછલા પંદર વર્ષથી સુનાવણી હેઠળ છે. જંગમેરી શીવા મંદિરની પાસે મંદિરને જાગીર અર્પણ કરવા સંબંધી ઔરંગઝેબના અન્ય બીજા પણ ફરમાનો હતા.

ઔરંગઝેબનું આ નવું ચિત્ર જ્યારે મારી સમક્ષ આવ્યું તો મને ઘણું આશ્ચર્ય થયું. ત્યારપછી ડો. સાહબના અંગુલિનિર્દેશ મુજબ મેં અનેક મહત્વપૂર્ણ મંદિરોના મહંતોને પત્રો લખ્યા કે જો તેમની પાસે તેમના મંદિરોને જાગીર આપવા સંબંધી ઔરંગઝેબના કોઈ ફરમાન હોય તો મને તેની ફોટોકોપી મોકલવામાં આવે. મને ઘણો જ અચંબો તથા તાજ્જુબ જેવું લાગ્યું. અને મારા આશ્ચર્યનો પાર ન રહયો. જ્યારે મને મોટા મોટા મંદિરો દા.ત. મહાકાલેશ્વર મંદિર (ઉજ્જૈન), બાલાજી મંદિર (ચિત્રકૂટ), ઉમાનંદ મંદિર (ગૌહાટી), જૈન મંદિર (શૈત્રુંજય) અને બીજા અનેક મંદિરો અને ગુરૂદ્વારાઓ (જે ઉત્તર ભારતમાં વિખરાયેલા છે) તરફથી ઔરંગઝેબના ફરમાનોની નકલ મળી. આ ફરમાનો ૧૦૬૫ હિ.સ. થી ૧૦૯૧ અર્થાત્ ૧૬૫૯ થી ૧૬૯૫ ઈ.સ. વચ્ચે આપવામાં આવ્યા હતા.

ઉપરોકત દાખલાઓથી હિંદુ મંદિરો પ્રત્યે જ્યાં ઔરંગઝેબની સખાવત પુરવાર થાય છે ત્યાં જ એ પણ સાબિત થાય છે કે ઈતિહાસકારોએ તેના વિશે જે કાંઈ લખ્યું છે તે પૂર્વગ્રહના કારણે લખ્યું છે. તે ચિત્રની માત્ર એક બાજુ હતી. ભારત એક વિશાળ દેશ છે. જ્યાં હજ્જારો મંદિરો ઠેર ઠેર જોવા મળે છે. મને વિશ્વાસ છે કે જો પુરતું સંશોધન કરવામાં આવે તો આવા બીજા પણ ઉદાહરણો મળી આવશે. જે એ વાતની સાબિતી હશે કે બિનમુસ્લિમો પ્રત્યે ઔરંગઝેબ કેટલા ઉદારદિલ હતા.

ઔરંગઝેબના ફરમાનોના સંશોધન દરમિયાન મારી મુલાકાત જનાબ

જ્ઞાનચંદ્ર અને ડો. પી. એલ. ગુપ્તા સાથે પણ થઈ. જેઓ પટના મ્યુઝિયમના માજી સંચાલક હતા, અને જે ઔરંગઝેબ વિશે ઐતિહાસિક મહત્વ ધરાવતું સંશોધન કરી રહયા છે. મને એ જાણીને ખુશી થઈ કે સત્ય શોધક એવા કેટલાક બીજા સંશોધકો પણ છે જે પોતાની રીતે સંપૂર્ણ કોશિશ કરી રહયા છે કે ઔરંગઝેબના ચિત્ર પરથી બદનામીના એ ડાઘા દૂર કરી દેવામાં આવે, જે પૂર્વગ્રહથી પીડાતા ઈતિહાસવિદોએ લગાવ્યા હતા, લગાવ્યા છે. જેનો એક શાયરે આ પ્રમાણે વ્યકત કર્યો છે :

તુમ્હે લે દે કે સારી દાસ્તાંમે બસ યાદ હે ઈત્ના કે
આલમગીર હિંદુ કુશ થા, ઝાલિમ થા, સિતમગર થા

ઔરંગઝેબને બદનામ કરવા માટે જે ફરમાનને આધાર બનાવવામાં આવે છે, તે બનારસ ફરમાનની હકીકત એ છે કે જુના મંદિરોના મહંતોની કામગીરીમાં દખલગીરી કરવા કેટલાક અસંતુષ્ટો નવા નવા મંદિરો બંધાવતા હતા. ઔરંગઝેબે આવા નવા મંદિરો બાંધવા પર પાબંદી ચાલુ રાખી હતી. (ચાલુ રાખી હતી નો અર્થ એ છે કે, આ કાનૂન શાહજહાંકાળથી ચાલ્યો આવતો હતો.) તેમજ તેમણે આવા ગેરકાયદેસર નવા બંધાયેલા મંદિરોને તોડી પાડવાના પણ આદેશ આપ્યા હતા.

શાહજહાંના સમયમાં એક બનાવ બન્યો હતો કે, એક જગ્યાએ બે પૂરાણા મંદિરો હતા. અમુક હિંદુઓએ ત્રીજુ મંદિર બાંધવાનું શરૂ કર્યુ. જેને લઈ ત્યાંના હિંદુઓમાં આપસમાં ઝઘડો થયો. જ્યારે શાહજહાંને ખબર પડી તો તેમણે ઝઘડો દૂર કરવા માટે સરકારની પરવાનગી વગર નવુ મંદિર બાંધવા માટે પાબંદી લગાવી દીધી. તે જ હુકમ ઔરંગઝેબના સમયમાં પણ જારી રહયો. બનારસ ફરમાનમાં તે જ આગલી હુકમની બહાલી છે, કોઈ નવો હુકમ લગાવ્યો નથી. એક અન્ય ફરમાનથી જાણવા મળે છે કે ઔરંગઝેબ હૃદયપૂર્વક ઈચ્છતા હતા કે હિંદુઓ સુખચેનથી રહે.

આ ફરમાન ઔરંગઝેબે ૧૦ માર્ચ ૧૬૫૯ના બનારસના સ્થાનિક સરકારી હોદ્દેદારના નામે જારી કર્યો. જે એક બ્રાહ્મણના કેસ કરવાને લઈ



કર્યો. આ કેસમાં તે બ્રાહ્મણે જે ત્યાંના સ્થાનિક મંદિરનો વહીવટકર્તા હતો. અને તેને અમુક લોકો સતાવી રહ્યા હતા તેમની શિકાયતો કરી હતી. તે શિકાયતો દૂર કરવા માટે અને ખાસ કરીને બ્રાહ્મણોનો ખ્યાલ રાખવા માટે જે ફરમાન જારી કર્યુ હતું.

ગોલકુંડાની જામે મસ્જિદ પણ તેમણે તોડી પાડી. કારણ કે ત્યાંના શાસક તાનાશાહે એ હરકત કરી કે શાહી કર તો ઉઘરાવ્યો, પરંતુ તેને દિલ્હી દરબારમાં જમા ન કરાવ્યો. થોડાક જ વર્ષોમાં આ રકમ કરોડોને આંબી ગઈ. તાનાશાહે આ ખજાનો જમીનમાં દાટી દઈ તેની ઉપર જામે મસ્જિદ બાંધી દીધી. જ્યારે ઔરંગઝેબને આની જાણ થઈ ત્યારે તેમણે તેને તોડી પાડવાનો આદેશ આપ્યો અને દફન કરેલો ખજાનો કબ્જામાં લઈ લોક કલ્યાણના કામોમાં ખર્ચ કર્યો.

બી. એન. પાંડેના કહ્યાનુસાર તેમની સરકારની નીતિ મુજબ તેમણે હિંદુ મંદિરો તથા મઠો માટે ખર્ચાઓ નક્કી કરી આપ્યા. *[બી. એન. પાંડે–ખુદાબખ્શ મેમોરિયલ એન્યુઅલ લેકચર્સ / ધી વેશનવઝ્ ઓફ પંડોરા–ગ્રેવાલ–બી. એન. ગોસ્વામી–સેન્ટ ઓફ એડવાન્સ સ્ટડીઝ, શિમલા]* ઈલ્હાબાદ સ્થિત સોમેશ્વરનાથ મહાદેવ મંદિર તથા મહેશ્વરનાથના પૂંજારીઓ માટે બનારસમાં કાશી વિશ્વનાથનું મંદિર, ચિત્રકૂટનું બાલાજી મંદિર, ગૌહાટીનું ઉમાનંદ મંદિર, શૈત્રુંજયમાં જૈન મંદિર, ઉત્તર ભારતમાં આવેલ અનેક મંદિરો તથા ગુરૂદ્વારો માટે ઔરંગઝેબે જાગીરો વકફ કરી હતી.

*[બી. એન. પાંડે, ખુદાબખ્શ મેમોરિયલ એન્યુઅલ લેકચર્સ, પટના, ૧૯૮૬]*

બનારસના કાશી વિશ્વનાથ મંદિરને તોડવાનો આક્ષેપ ઔરંગઝેબના માથે થોપવામાં આવ્યો છે, પરંતુ આજ સુધી તેનો કોઈ સમકાલીન પુરાવો સાંપડયો નથી, જેનાથી ઔરંગઝેબ દ્વારા ઉક્ત મંદિર તોડવાનું સાબિત કરી શકાય. હિંદુ રાજાઓએ અનેક હિંદુ મંદિરો તોડયા છે, પરંતુ તેના પર કોઈ ખાસ ટીકા કરવામાં આવી નથી. પ્રશ્ન એ થાય છે કે આખર બનારસ તથા મથુરાના મંદિરો તોડવાની વાતો જ કેમ કરવામાં આવે છે ? શું ભારતના

અન્ય ભાગોમાં મોટા મોટા મંદિરો ન હતા ? દક્ષિણ ભારત મોટા તથા મહત્વપૂર્ણ મંદિરો માટે આજે પણ વિશ્વભરમાં પ્રખ્યાત છે. (તો ત્યાંના કોઈ મંદિર કેમ ઔરંગઝેબે ન તોડયા ?) બીજો પ્રશ્ન એ છે કે ઔરંગઝેબ તો વિરોધીઓના કહ્યા મુજબ એક કટ્ટર મુસલમાન હતો, તો શું મંદિર તોડીને તેની જગ્યાએ મસ્જિદ બાંધવાની શરીઅત પરવાનગી આપે છે ? શરીઅતમાં તો તેની સ્પષ્ટ શબ્દોમાં મનાઈ ફરમાવવામાં આવી છે. આ મુદ્દો પણ ધ્યાનપાત્ર છે કે મોઘલ બાદશાહો પાસે શું જગ્યાની ટાંચ (કમી) હતી કે તેમના માટે મંદિર તોડી તોડી મસ્જિદો બાંધવી જરૂરી હતી. વાસ્તવિકતા તો એ છે કે ઔરંગઝેબ નવી નવી મસ્જિદો બાંધવાના શોખીન જ ન હતા. તેમના શાસનકાળમાં તો વધારે પડતું મસ્જિદોની મરામતનું જ કામ થયું છે.

લગભગ સમગ્ર ભારત ઔરંગઝેબના શાસન હેઠળ રહયું, તો પણ હિંદુ ધર્મ તેની આગવી ઓળખ સહિત બાકી રહયો. ઔરંગઝેબ ચોક્કસ જ આ હકીકત જાણતા હતા કે હિંદુ ધર્મને ઠેસ પહોંચાડી તેના માનનારાઓની ખફામરજી વહોરવી મુનાસિબ નથી. માત્ર આ કારણસર જ તેમના સમય-કાળમાં વધુ પ્રમાણમાં મંદિરોનું ધાર્મિક પાવિત્ર્ય બાકી રહયું.

ઉપરોક્ત બાબતોને ધ્યાનમાં રાખી ઔરંગઝેબના શાસનકાળ તથા તેના ધાર્મિક દ્રષ્ટિકોણને સમજવો પડશે. બનારસના કાશી વિશ્વનાથ મંદિરને તોડવાના સંબંધે પી. સીતારામ નાથે અત્યંત મહત્વપૂર્ણ પુરાવો રજૂ કર્યો છે. (જુઓ ધી ફીદર્સ એન્ડ ધી સ્ટોન્સ–પી. સીતારામ) જેની નોંધ બી. એન. પાંડેએ પણ પોતાના લેખમાં લીધી છે. *[બી. એન. પાંડે ખુદાબખ્શ મેમોરિયલ એન્યુઅલ લેકચર્સ, પટના, ૧૯૮૬]* તેઓએ લખ્યું છે કે, કચ્છની આઠ મહારાણીઓ કાશી વિશ્વનાથ મંદિરમાં દર્શનાર્થે ગઈ. તેમાંથી એક સુંદર રાણીનું મહંતોએ અપહરણ કરી લીધું. કચ્છના રાજાએ આ ઘટનાની જાણ ઔરંગઝેબને કરી. પહેલાં તો ઔરંગઝેબે એમ કહી વાત ટાળી દીધી કે આ હિંદુઓનો આંતરિક મામલો છે. અને આમાં તે કોઈ પગલાં લે તો એ બરાબર ન કહેવાશે, પરંતુ કચ્છના રાજાએ ઘણા કાલાવાલા કર્યા તો ઔરંગઝેબે કેટલાક હિંદુ સૈનિકોને



ઘટનાની તપાસ અર્થે મોકલ્યા. તે સૈનિકોને મહંતના માણસોએ ધાકધમકી આપી માર મારી ભગાડી મૂકયા. ઔરંગઝેબ પોતાના સૈનિકો સાથેના આ વર્તાવથી ગિન્નાયા. તેમણે બીજી વખત કેટલાક ઉચ્ચ હોદ્દેદાર સૈનિકોને ઘટના પાછળની હકીકત જાણવા માટે મોકલ્યા, પરંતુ આ વખતે પણ મંદિરના પૂજારીઓએ બરાબર સામનો કર્યો. મુઘલ સૈનિકોએ પણ મુકાબલો કર્યો. મંદિરની અંદર સૈનિકો તથા પૂજારીઓ વચ્ચે થયેલી આ અથડામણના કારણે મંદિર ધરાશયી થયું અને અથડામણની સ્થિતિમાં આમ હોવું શકય છે. સૈનિકો જ્યારે અંદર પ્રવેશી ગયા તો તેમણે અપહૃત રાણીની શોધ આદરી. શોધખોળ દરમિયાન વિશેષ દેવતા (મહાદેવ)ની પાછળ એક સુરંગ મળી આવી. જ્યાંથી માથું ફાડી નાખતી દુર્ગંધ આવતી હતી. બે દિવસ સુધી દવા છાંટી તે દુર્ગંધ દૂર કરવામાં આવી. આ દરમિયાન ત્યાં સતત ચોકી પહેરો રાખવામાં આવ્યો. ત્રીજા દિવસે સૈનિકોએ સુરંગમાંથી કહોવાયેલી અનેક સ્ત્રીઓની લાશો કાઢી. કચ્છની લાપતા રાણીની લાશ પણ મળી આવી જે નગ્નાવસ્થામાં હતી. અને સામુહિક બળાત્કારના કારણે મૃત્યુ પામી હતી. મોટા પૂજારીની ધરપકડ કરવામાં આવી. અને તેને સખત સજા ફટકારવામાં આવી.

હૈદરાબાદના સાલારજંગ મ્યુઝિયમમાં રાખેલ એક રેકોર્ડ (નોંધ)ના અભ્યાસથી જાણવા મળે છે કે દખ્ખણની બગાવતોને કચડવા માટે ઔરંગઝેબ થોડાક દિવસો માટે ત્યાં રોકાયા હતા. તે દરમિયાન નજીકના એક ગામડાના એક બ્રાહ્મણ પરિવારને ત્યાંથી શિવલિંગ ચોરાય ગયું. લોકોને તે બ્રાહ્મણની આજુબાજુમાં રહેતા કેટલાક મુસ્લિમ પરિવારો પર શંકા હતી. શિવલિંગના દર્શન કર્યા વગર તે બ્રાહ્મણ કશું પણ ખાતો-પીતો ન હતો. એ કારણે તેની હાલત મરવા જેવી થઈ ગઈ હતી. આ વાતની જાણ તેની પત્ની દ્વારા જ્યારે ઔરંગઝેબને થઈ તો તેમણે સ્થાનિક અધિકારીઓને આદેશ આપ્યો કે, ચોવીસ કલાકની અંદર અંદર આ બ્રાહ્મણ પરિવારને શિવલિંગ મળી જવું જોઈએ. નહીંતર આખા ગામને સજા ફટકારવામાં આવશે. ઉક્ત રેકોર્ડના અંતે એ સ્પષ્ટતા કરવામાં આવી છે કે તે શિવલિંગ પેલા બ્રાહ્મણને મળી ગયું.

શ્રાવક સંપ્રદાયના સીતાદાસ જૌહરી માટે ઔરંગઝેબે ૧૬૬૦ ઈ.સ.માં નસાર અને આબુજીની પહાડીઓ પણ દાન કરી. તેમણે પોતાના તાબાના અધિકારીઓને ભારપૂર્વક આદેશ આપ્યો કે આ પહાડીઓની આવકમાંથી કોઈ વેરો વસૂલવામાં નહીં આવે અને કોઈપણ શત્રુ રાજાને તેના પર કબ્જો કરવા દેવામાં નહીં આવે. *[વ્હી પંકજ પચુરી, 'મંદિરકા મુઘલિયા રિશ્તા' ઈન્ડીયા ટૂડે (હિન્દી) અંક ૨૧, ૧૫ સપ્ટે. ૧૯૮૭, પૃ–૧/૭]*

કર્ણાટક પર વિજય મેળવ્યા બાદ તિરુપતિના વિખ્યાત મંદિર માટે ઔરંગઝેબે વિશેષ દિલચસ્પી દર્શાવી.
*[શ્રી રામ શર્મા, 'મુઘલ શાસકોકી ધાર્મિક નીતિ' પૃ. ૧૬૧ / મિરઆતે અહમદી I પૃ. ૧૬૨]*

પોતાન શાસનકાળના છેલ્લા ૨૭ વર્ષો તેમણે દક્ષિણ ભારતમાં વિતાવ્યા, પરંતુ આ સમયકાળ દરમિયાન ત્યાં કોઈ હિંદુ મંદિર તોડવામાં આવ્યા નથી.
*[શ્રી રામ શર્મા, આગળનો હવાલો, પૃ. ૧૬૨]*

બંગાળના વિશાલપુર શહેરમાં ઔરંગઝેબના જમાનામાં બે મંદિરો ૧૬૮૧માં બાંધવામાં આવ્યા અને ત્રીજું મંદિર ૧૬૯૦માં બાંધવામાં આવ્યું.
*[મનુચી IV, ૧૧૮–૧૨૧ / શ્રી રામશર્મા, આગળનો હવાલો]*

ગુજરાતના સહસ્ત્રાંગ સરોવરના ગંદા પાણીને કાઢી લઈ સ્વચ્છ પાણી ભરવા માટેનો પુરો ખર્ચો સરકારી તિજોરીમાંથી અદા કરવાનો ઔરંગઝેબે આદેશ આપ્યો. *[ન્યૂઝ લેટર, ૭ જુલાઈ ૧૬૬૪, શ્રી રામશર્મા]*

ગયા (બિહાર) ખાતે એક મંદિર માટે તેમણે જમીન દાન કરી.
*[આ'ઝમ, તારીખે કશ્મીર, પૃ. ૧૬૫]*

ઉપરોક્ત હકીકતોથી જાણવા મળે છે કે, તે જમાનામાં જે મંદિરો તરફથી સરકારને સહકાર મળતો રહયો, ઔરંગઝેબે તેમની સાથે સદ્વર્તાવ કર્યો. પરંતુ તે મંદિરોને ઔરંગઝેબે વિના વિલંબે તત્કાળ કચડી નાંખ્યા, જેના માધ્યમથી હિંદુ રાજાઓ બગાવત કરવા ઈચ્છતા હતા. તેમણે મુસ્લિમો સાથે પણ આ જ નીતિ અપનાવી. ગોલકુંડાની શાહી મસ્જિદ, જે સરકાર વિરોધી તત્વોનો જાણે કે અડ્ડો બની ચૂકી હતી, તોડી પાડવામાં





આવી, બલ્કે તેમણે પોતાના બાપ, ભાઈ અને ખતરો લાગતાં બેટા તથા બેટીને પણ બખ્શી નહીં. જરૂર મુજબ હિંદુ મુસલમાન વચ્ચે ભેદભાવ રાખ્યા વગર તે પોતાના માણસોની પોઝીશનને હંમેશ મજબૂત કરવામાં વ્યસ્ત રહયા. હિંદુઓ વિશે આપણે કહી શકીએ છીએ કે તેઓ બધા જ ઔરંગઝેબના વિરોધી ન હતા. હિંદુ હોય કે મુસલમાન ઔરંગઝેબ વિરોધીઓ સાથે એકસરખી રીતે સખ્તાઈપૂર્વક વર્તતા હતા. અને મિત્રો સાથે હૃદયપૂર્વક વ્યવહાર કરતા હતા. પછી તે મિત્ર હિંદુ હોય કે મુસલમાન.

## બનારસી ફરમાન વિશે એક જરૂરી નોંધ :

ઈંગ્લેન્ડના એક પ્રખર ઓરીયન્ટિયલ લેફટનન્ટ કર્નલ ડી. સી. ફલટને ઓકટોબર ૧૯૧૧ ઈ.ના બનારસ જવાનો મોકો મળ્યો. ત્યાં તેમને ઔરંગઝેબના ફરમાનની ફોટો કોપી મળી આવી. કર્નલ ફલટ ઔરંગઝેબ વિશે પહેલેથી જાણતા હતા કે તેમને હિંદુ મંદિરો બાબતે બદનામ કરવામાં આવ્યા છે. એટલા માટે તેમને આ ફરમાનનું સાચુ હોવું શંકાસ્પદ લાગ્યું. એટલા માટે તે બીજા વખતે બનારસ પહોંચ્યા. ત્યાંના કોટવાલ ખાન બહાદુર મુ.તૈયબની મદદથી અસલ ફરમાન જોવાનું મળ્યું. કોટવાલ સાહેબના કહેવા પ્રમાણે બનારસના સંગલાગોરી મહોલ્લામાં ગોપી ઉપાધ્યાય નામી એક બ્રાહ્મણ રહેતા હતા. જેમના મરવાને પંદર વર્ષ થઈ ગયા હતા. તેમને સગા-સબંધીઓમાં ફક્ત એક નવાસો મંગલ પાંડે નામી હતો. તે પણ આજ મહોલ્લામાં રહેતો હતો. નાનાના મરણ બાદ કુટુંબના બીજા કાગળો સાથે ઔરંગઝેબનું આ ફરમાન પણ તેને વારસામાં મળ્યું. એપ્રિલ ૧૯૦૫ના મંગલ પાંડેએ બનારસની કલેકટરની ઓફિસમાં એક અરજી કરી અને હું (કોટવાલ તૈયબ સા.) કલેકટરના હુકમથી પ્રાથમિક શોધખોળ માટે નિયુક્ત હતો. મંગલ પાંડે એક ઘાટીયા બ્રાહ્મણ છે. જે નદીની ઘાટ ઉપર બેઠો રહેતો હતો અને પૂંજારીની સેવા બજાવતો હતો. પાછલા દિવસોમાં ગુજરાતથી અમુક સ્ત્રીઓ પોતાની ધાર્મિક વિધિ પ્રમાણે ત્યાં આવીને ઘાટ ઉપર ધરણા દેવા બેસી ગઈ. અને જોરજોરથી રડવા

માંડી, તથા શોરબકોર કરવા માંડી. જેથી બીજા પૂંજારીઓની ઉપાસનામાં ખલેલ પહોંચવા માંડયો. મંગલ પાંડેએ તેમને રડવાથી રોકી અને કહયું કે, તમો આવા બુમ-બરાડા પાડશો તો બીજા પૂંજારીઓ આ ઘાટ ઉપર આવતા અટકી જશે. અને મને નુકસાન થશે. મંગલ પાંડે અને આ સ્ત્રી-ઓના ઝઘડાએ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું. અને મંગલ પાંડેએ અદાલતના દ્વાર ખખડાવ્યા. મેં તેને પૂછયું કે તમારી પાસે આ ઘાટના પુરોહિત હોવાના કોઈ કાનૂની દસ્તાવેજ હોય તો રજૂ કરો. આના જવાબમાં તેણે અને તેના નોકર બાબુ નંદને અમુક કાગળો રજૂ કર્યા. જેમાં બાદશાહ ઔરંગઝેબનું ફરમાન પણ મૌજુદ હતું. જેમાં બાદશાહના પૂત્ર શાહઝાદા મુહમ્મદ સુલ્તાનનો સિક્કો પણ લાગેલો હતો.

આ સ્પષ્ટીકરણ પછી કર્નલ ફિલ્ટની શંકાઓનું નિરાકરણ થઈ ગયું. તેમણે સમગ્ર બાબત તથા બાદશાહનું 'બનારસ ફરમાન' પણ પ્રગટ કર્યુ.

આસામના પાટનગર ગૌહાટીમાં આવેલ ઉમાનંદ મંદિરના પુજારી સુદામા બ્રાહ્મણને ઔરંગઝેબે અમુક જમીન તથા જંગલોની આવકનો એક ભાગ દાનમાં આપ્યો. *[આસામ રિસર્ચ સોસાયટી, જાન્યુઆરી, એપ્રિલ ૧૯૪૨, પૃ–૧/૧૨]* ઉજ્જૈનના મહાકાલેશ્વર નામી વિખ્યાત શિવ મંદિરમાં અખંડ જ્યોત (ચોવીસ કલાક) પ્રગટાવવા માટે ઔરંગઝેબના પહેલાંથી જ એક બહુ મોટી જમીન મંદિર માટે વકફ હતી. ઔરંગઝેબના કાળમાં કેટલાક મુસ્લિમ હોદ્દેદારોએ તેના પર પાબંદી લાદી, જેની ફરિયાદ કરતાં ઉક્ત શિવ મંદિરના પુજારીએ એક અરજી ઔરંગઝેબને લખી. ઔરંગઝેબે એક ઉચ્ચ અધિકારી મુહમ્મદ મેહદીને તપાસ સોંપી. ત્યાર પછી ચબૂતરા કોટવાલીના વેરા અધિકારીને ચાર શેર ઘી ઉક્ત મંદિર માટે દિપક પ્રગટાવવા માટે આપવાનો આદેશ આપ્યો.

અનેક ઈતિહાસકારો અમદાવાદ શહેરના રઈસ (સરદાર) દ્વારા બનાવવામાં આવેલ ચિંતામણિ મંદિરને ઔરંગઝેબે તોડી પાડયું તેનું વર્ણન તો વધારી ચઢાવીને કરે છે. પરંતુ એ હકીકતને નજરઅંદાજ કરે છે કે તે જ



સરદારે (રઈસે) બંધાવેલ શેત્રુંજય અને આબુ મંદિરને ઔરંગઝેબે જમીનો વકફમાં આપી હતી. જેની વિગતો તે કાગળમાં મળી આવે છે જેને જોન્સે ૧૯૨૩ ઈ.સ.માં ચીફ સેક્રેટરીને રજૂ કર્યો હતો.

*[જર્નલ ઓફ બોમ્બે યુનિવર્સિટી, I/૫૫]*

સાહસભાઈના પુત્ર શાંતિદાસ જૌહરી (જેઓ શ્રાવક સંપ્રદાય પાળતા હતા) માટે પાલીતાણાનું એક ગામ ઔરંગઝેબે પોતાના ફરમાન વડે દાન કર્યું હતું. ફરમાનમાં લખે છે કે, જે વ્યક્તિ શૈત્રુંજય અને તેના મંદિરની સુરક્ષા કરશે તે પાલીતાણાની આવકનો હકદાર લેખાશે. જેથી ત્યાંની રૈયત હમારા માટે દુઆ કરતી રહે. પાલીતાણાની પહાડીઓ શેત્રુંજયના નામે જગમશહૂર છે. જ્યાં એક મંદિર પણ છે. *[બી. એન. પાંડે લેકચર સીરીઝ]*

ભારતના પહેલા રાષ્ટ્રપતિ ડો. રાજેન્દ્રપ્રસાદ પોતાના પુસ્તકમાં લખે છે કે, મુન્શી સુબ્હાન રાય જે ઔરંગઝેબના કાળનો ઈતિહાસ લેખક હતો. પોતાની કિતાબ ''ખુલાસતુત્તવારીખ''માં લખે છે કે, ''દીપાલીવાલ નામી ગામ જે કાલાનુર પાસે આવેલ છે, ત્યાં શાહ શમ્સુદ્દીન દરિયાઈનું મઝાર છે. હિંદુ તથા મુસ્લિમો બન્ને તેમનાથી અકીદત (શ્રધ્ધા) ધરાવે છે. તેઓ હયાત હતા ત્યારથી જ દીપાલી નામના એક હિંદુને એટલી હદે તેમના ઉપર આસ્થા હતી કે તેઓની વફાત પછી હિંદુ અને મુસલમાન બધાએ મળીને દીપાલીને જ મઝારનો વહીવટકર્તા (ટ્રસ્ટી) બનાવી દીધો. થોડાક વર્ષો પછી કેટલાક મુસ્લિમોએ વાંધો ઉઠાવ્યો અને દીપાલીને વહીવટમાંથી ખસેડવાની માંગ કરી, પરંતુ ઔરંગઝેબે આ હંગામો સફળ થવા ન દીધો. અને આજે જ્યારે આ ગ્રંથ રચાય રહયો છે (યાને ખુલાસતુત્તવારીખ) ત્યારે ઔરંગઝેબના કાર્યકાળને ૩ વર્ષ થઈ ગયા છે અને મઝારનો વહીવટ પહેલાંની જેમ હિંદુઓના (દીપાલી) હસ્તે છે.

*[રાજેન્દ્ર પ્રસાદ, ઈન્ડીયા ડિવાઈડેડ, દિલ્હી ૧૯૮૬, પૃ. ૩૫–૩૬]*

ગાદીએ બેસવાના (રાજયાભિષેકના) પાંચમા વર્ષે જ્યારે ભારતમાં શાંતિ સ્થપાઈ ગઈ અને આલમગીર દક્ષિણ તરફ પ્રયાણ કરી ગયા તો

ઈતિહાસના પૃષ્ઠો પર ત્યાર પછી મંદિર તોડવાની એક પણ ઘટના નોંધાયેલી મળતી નથી. દક્ષિણમાં બીજાપુર તથા ગોવલકુંડા જેવી મુસ્લિમ સત્તાઓ સાથે મુકાબલો હતો. જો ધાર્મિક પૂર્વગ્રહ હોતે તો અહીં મંદિરો તોડવાનો સૌથી સારો મોકો હતો.

શહેનશાહ ઔરંગઝેબ પર એક બહુ મોટો આક્ષેપ એ પણ લગાડવામાં આવે છે કે, તેઓ હિંદુ મંદિરોના સૌથી મોટા વિરોધી હતા. પરંતુ આ આક્ષેપ લગાવનારાઓથી પૂછી શકાય એમ છે કે, જો ઔરંગઝેબ આ હિંદુ મંદિરોના સાચે જ વિરોધી હોત તો તેઓ દક્ષિણમાં લાંબી મુદ્દત સુધી અજંટા ઈલોરાના હિંદુ મંદિરોના નજીક જ નહીં તેની છાંયમાં પચ્ચીસ વર્ષ કેમ પડયા પાથર્યા રહયા ? અને તે મંદિરો તથા મૂર્તિઓને કેવી રીતે તેઓ સાંખતા રહયા ?

ઔરંગઝેબ દક્ષિણમાં એક–બે વર્ષ નહીં, બલ્કે તેમના જીવનના અંતિમ ૨૫ વર્ષ દક્ષિણમાં જ વીત્યા છે. આ મુદ્દત દરમિયાન કોણ જાણે તેઓ કેટલી વખત દક્ષિણના પેલા ઐતિહાસિક મંદિરો પાસેથી પસાર થયા હશે, પરંતુ તેમણે અથવા તેમના સૈન્યના કોઈ સૈનિકે આટલી લાંબી મુદ્દતમાં મંદિરની હજ્જારો મૂર્તિઓમાંથી કોઈ એક મૂર્તિને પણ હાથ અડાડયો નથી. શું કોઈ મૂર્તિભંજક અને મંદિરશત્રુથી આ આશા રાખી શકાય છે ? દક્ષિણ સિવાય દિલ્હી, મથુરા, આગ્રા, વૃંદાવન, બનારસ અને ભારતના અન્ય વિસ્તારોમાં આજે પણ એક–બે નહીં, ઔરંગઝેબ કાળના હજ્જારો મંદિરો મૌજૂદ છે. તેમને તોડી નાંખવાનું તો દૂર રહયું, તેમની મૂર્તિઓને કોઈએ સ્પર્શ સુધ્ધાં કર્યો નથી. તે છતાં ઔરંગઝેબ પર એવો આરોપ મૂકવામાં આવે છે કે, ''તેઓ મૂર્તિભંજક હતા અને હિંદુ મંદિરોના દુશ્મન હતા.'' જૂઠની પણ કોઈ હદ હોય છે !

ચોક્કસ આ પ્રશ્ન થઈ શકે છે કે ઔરંગઝેબ જો મંદિર વિરોધી હતા તો તેઓ મંદિરોને જાગીરો તથા પંડિતોને ભથ્થાંઓ કેમ આપતા હતા ? ભારતના સૌથી મોટા હિંદુ ઈતિહાસકાર જાદવનાથ સરકારે પોતાના પુસ્તક 'મોગલ ઈતિહાસ'માં એવા અસંખ્ય ફરમાનોની નોંધ લીધી છે, જેના



મુજબ ઔરંગઝેબે મંદિરો માટે જમીનો તથા જાગીરો અર્પણ કરી હતી. આ કેટલી વિચિત્ર વાત છે કે, ઔરંગઝેબ મંદિર વિરોધી પણ હતા. અને તેમને યથાવત્ રાખવા માટે જાગીરો પણ આપતા રહેતા હતા ?

બનારસ સ્થિત, જ્ઞાનવાણી (ગ્યાનવાપી) મસ્જિદ વિશે એમ કહેવામાં આવે છે કે, ઔરંગઝેબે તેને મંદિર તોડીને બનાવી હતી, પરંતુ ઈતિહાસ આપણને એમ દર્શાવે છે કે ત્યાં કોઈપણ કાળે કોઈપણ મંદિર ન હતું. વાસ્તવમાં તો ત્યાં અકબર બાદશાહ પ્રેરિત 'દીને ઈલાહી'ની એક સંસ્થા હતી. જેને તોડીને શાહજહાંએ ઈ.સ.૧૬૭૩માં એક મસ્જિદ બનાવી લીધી હતી. અને તેનું તારીખી નામ (એવું નામ જેના શબ્દના અંકોના સરવાળાથી તેની સ્થાપનાની તારીખ નીકળી આવે) ''ઈવાને શરીઅત'' રાખવામાં આવ્યું હતું. આ હકીકતો જોતાં કયો ન્યાયપ્રિય માણસ ઔરંગઝેબ પર મૂર્તિભંજકનો આક્ષેપ લગાડી શકશે ?

## દેશદાઝ અને બિનસાંપ્રદાયિક્તાના પ્રખર હિમાયતી ટીપુ સુલ્તાનને બદનામ કરવાની કોશિશ

અમદાવાદ હર્ષલ પબ્લિકેશન તરફથી પ્રગટ થતા મેગેઝિન 'સફારી'ના ઓગષ્ટ ૨૦૧૪ના અંક નં.૨૪૩ના પેજ નં.૨૨ ઉપર ભારતની આઝાદીના મહાન લડવૈયા ટીપુ સુલ્તાન (રહ.) વિશે એક ઐતિહાસિક બનાવનું વર્ણન કરતાં લખ્યું છે કે, ઈ.સ. ૧૭૮૯માં મૈસૂરના ટીપુ સુલ્તાને ઉત્તર મલબાર પર આક્રમણ કરી એ પ્રદેશમાં આતંક ફેલાવ્યો હતો. ટીપુના લશ્કરે અનેક ઘરોને આગ ચાંપી, મંદિરો તોડી પાડ્યા અને ધર્મ પરિવર્તન કરાવવા માટે લોકો પર જુલમો ગુજાર્યા. સફારીના અંકમાં લખાયેલ આ બાબત તરફ જનાબ અઝહરૂદ્દીન અજમેરી સાહેબે અમારૂં ધ્યાન દોરવ્યું અને તકાદો કર્યો કે, ટીપુ સુલ્તાન (રહ.) વિશે ઉપરોક્ત આક્ષેપોનો જવાબ 'પયગામે રહમત'માં આપવામાં આવે તો લોકોને ઐતિહાસિક જાણકારી સાથે ટીપુ સુલ્તાન જેવા મહાન ક્રાંતિકારી અને સ્વતંત્ર સેનાની વિશે સત્ય હકીકત પ્રકાશમાં આવે.

ભારતિય ઉપખંડમાં બે મુસ્લિમ બાદશાહોએ મંદિરોનો ખ્યાલ રાખી સૌથી વધુ મંદિરો માટે જમીન-જાગીર અને રોકડ રકમો આપી છે. પરંતુ ઈતિહાસનું દુર્ભાગ્ય છે કે, આ બન્નેવ (ઔરંગઝેબ-ટીપુ સુલ્તાન)ને સૌથી વધુ બદનામ કરવામાં આવી રહ્યા છે.

'સફારી' અંકમાં પ્રગટ થયેલ લખાણ જેવું જ કલકત્તા યુનિવર્સિટીના સંસ્કૃત વિભાગના પ્રમુખ ડો. હરીપ્રસાદ શાસ્ત્રીએ લખેલ મેટ્રીકની પરીક્ષા માટેના ઈતિહાસના પાઠ્ય પુસ્તકમાં (TEXT) પણ લખ્યું હતું કે, "ત્રણ હજાર બ્રાહ્મણોએ માત્ર એટલા માટે આત્મહત્યા કરી લીધી કે, ટીપુ સુલ્તાન તેમને બળજબરીપૂર્વક મુસલમાન બનાવવા માંગતા હતા."

આ પ્રકારના લખાણો અંગ્રેજ ઈતિહાસકારોના "લડાવો અને હુકૂમત કરો" આશય હેઠળ લખાયેલા છે. અને તેનો જવાબ શ્રી બી. એન. પાંડે (ગવર્નર એમ.પી. અને ઓરિસ્સા)એ ૨૯ જુલાઈ ૧૯૭૭ના રાજ્યસભામાં કરેલ પ્રવચનમાં વિગતવાર ચર્ચા કરતાં આપ્યો હતો.

ત્યાર બાદ તેમણે એક પુસ્તક પણ લખ્યું છે, જેનું નામ "Aurangzeb and Tipu Sultan" (Evaluation of their Religious Policies) છે. તેમાં ઔરંગઝેબ બાદશાહ અને ટીપુ સુલ્તાન પર થયેલ આક્ષેપોનું ખંડન કર્યું છે.

શ્રી બી. એન. પાંડે લખે છે કે, જ્યારે એક પ્રસંગે મને જાણ થઈ કે કલકત્તા યુનિવર્સિટીના સંસ્કૃત વિભાગના પ્રમુખ ડો. હરીપ્રસાદ શાસ્ત્રીએ એક ટેકસ્ટ (TEXT) બુકમાં એમ લખ્યું છે કે "ત્રણ હજાર બ્રાહ્મણોએ માત્ર એટલા માટે આત્મહત્યા કરી લીધી કે ટીપુ સુલ્તાન તેમને બળજબરીપૂર્વક મુસલમાન બનાવવા માંગતા હતા." તો મેં તરત ડો. શાસ્ત્રીથી તેનો હવાલો માંગ્યો. તેમને કેટલાય પત્રો લખ્યા. તો તેમણે જવાબ આપ્યો કે આ ઘટના "મૈસુર ગેઝેટર"માંથી લીધી છે. તે ગેઝેટરની શોધ મેં ઈલ્હાબાદ તથા કલકત્તાની ઈમ્પીરીયલ લાયબ્રેરીમાં કરી તો મને આ લખાણનું સમર્થન ન મળ્યું. મૈસુર યુનિવર્સિટીના તત્કાલીન વાઈસ



ચાન્સલર સર હરિચંદ્રનાથ સેલ હતા. મેં એક પત્ર વડે આ ઘટના વિશે જાણવાની તેમની સમક્ષ ઈચ્છા દર્શાવી. તેમણે મારો પત્ર શ્રીકાંત્યા પાસે મોકલી દીધો. જેઓ તે વખતે "મૈસુર ગેઝેટર"ની નવી આવૃત્તિ તૈયાર કરી રહયા હતા. તેમણે મને લખી મોકલ્યું કે "મૈસુર ગેઝેટરમાં આવી કોઈ ઘટના નોંધવામાં આવી નથી." તેમણે એમ પણ લખ્યું કે "તેઓ મૈસુરના ઈતિહાસથી સારી પેઠે વાકેફ છે. એટલે તેઓ વિશ્વાસપૂર્વક કહી શકે છે કે મૈસુરમાં આવી કોઈ ઘટના ઘટી નથી." તેમણે એમ પણ લખ્યું કે "ટીપુ સુલ્તાનના સેનાપતિ ક્રિષ્નારાવ નામી એક બ્રાહ્મણ હતા." પછી તેમણે મૈસુરના ૧૫૬ મંદિરોની સૂચી પણ મોકલી, જેને ટીપુ સુલ્તાન વાર્ષિક સહાય આપતા હતા. ટીપુ સુલ્તાનના મૈસુરના શ્રીગેંરી મઠના જગદ્ગુરૂ શંકરાચાર્ય સાથે ઘણા સૌહાર્દપૂર્ણ સબંધ હતા. તેમણે ટીપુ સુલ્તાને શંકરાચાર્યને ઉદ્દેશીને લખેલા ત્રીસ પત્રોની ફોટો સ્ટેટ કોપી પણ જવાબ સાથે મોકલાવી હતી. મૈસુરના શાસકોનો નિત્યક્રમ હતો કે તેઓ શ્રી રંગપટ્ટમની અંદર જે રંગનાથ મંદિર છે ત્યાં જતા હતા. ટીપુ સુલ્તાન પણ સવારે નાસ્તા પહેલાં દરરોજ ત્યાં જતા હતા.

પ્રો. શ્રી કાંત્યાએ એમ પણ લખ્યું કે, "ડો. શાસ્ત્રીએ આ ઘટના કદાચ કર્નલ માઈલ્સની "હિસ્ટ્રી ઓફ મૈસુર"થી લીધી હશે, જેમણે ફારસીનો એક હસ્તપ્રત "તારીખે ટીપુ સુલ્તાન"નું ભાષાંતર કર્યું હતું. આ હસ્તપ્રત રાણી વિકટોરીયાની ખાનગી લાયબ્રેરીમાં મોજુદ છે. મેં આગળ તપાસ કરી તો જાણવા મળ્યું કે આવી કોઈ હસ્તપ્રત રાણી વિકટોરીયાની લાયબ્રેરીમાં નથી. કર્નલ માઈલ્સના પુસ્તકમાં બધા કિસ્સાઓ મનઘડત તથા જુટ્ટા છે. ડો. શાસ્ત્રીનું પુસ્તક બંગાળ, આસામ, બિહાર, ઓરિસ્સા, યુ.પી; એમ. પી. અને રાજસ્થાનની સ્કૂલોના અભ્યાસક્રમમાં શામેલ હતું. મેં કલકત્તા યુનિવર્સિટીના તત્કાલીન વાઈસ ચાન્સલર સર આશુતોષ મુખરજી સાથે પત્રવ્યવહાર કર્યો. અને બધી ઘટનાઓ લખી મોકલી તો તેમણે પેલું પુસ્તક અભ્યાસક્રમમાંથી કઢાવી નાંખ્યું. પરંતુ મને એ જોઈ આશ્ચર્ય થયું કે યુ.પી.ના જુનિયર સ્કૂલોના

અભ્યાસક્રમના પુસ્તક (૧૯૭૨)માં આ વાત ફરી દોહરાવવામાં આવી.

આ એક મુખ્ય અને વારંવાર બેવડાવાતો આરોપ છે કે, ટીપુ સુલ્તાન ધર્મચુસ્ત હતા, જેમણે બિનમુસ્લિમોનું દમન કર્યું હતું. આપણે એ નોંધવું જોઈએ કે, ભારતમાં મુસ્લિમ શાસકો વિરૂદ્ધ ધર્માંધતાનો આરોપ હિંદુ-મુસ્લિમ વચ્ચે વેરભાવ અને દુશ્મનાવટ વધારવા માટે સદાય દબાણપૂર્વક લેવાયેલ છે. ટીપુ સુલ્તાન એક ધર્મનિષ્ઠ મુસ્લિમ હતા, પરંતુ ધર્માંધતા અને કોઈની શ્રદ્ધાના ભક્તિભાવમાં ભારે તફાવત છે.

આપણે કહી શકીએ કે, મૂળ હકીકતોના તટસ્થ અભ્યાસ એ રહસ્ય છતુ કરે છે કે, ટીપુ સુલ્તાન સંસ્કારી શાસક હતા. પોતે બિનસાંપ્રદાયિક વિચાર ધરાવતા. જો તેમણે કુર્ગના હિંદુઓને, મેંગ્લોરના ખ્રિસ્તીઓ અને નાયરના મુસ્લિમોને કચડ્યા હતા તે એ કારણે કે તેઓ અંગ્રેજો સાથે જોડાઈને ટીપુ સુલ્તાનની સર્વોપરિતાને હાનિ પહોંચાડવાના ઈચ્છુક હતા. તે મલબારના મોપીલાઓ અને મહેદવી મુસલમાનોને આ જ લોકોના દાયરામાં જોયા, તો તેઓનો વિશાન કરતા ખચકાયા ન હતા. તેમણે સવાનુર, કુદાયાહુ અને કુર્નુલના નવાબો ઉપર આક્રમણ કર્યું હતું અને મરાઠા કરતાં નિઝામ પ્રત્યે તેમનું વલણ વધુ દુશ્મનાવટભર્યું હતું. તેમની સખ્તાઈ તે સમયે રાજકીય કારણે હતી. અહેવાલ જણાવે છે કે, વધુ પડતો આનંદ કે આળસ, ધર્માંધતા યા રૂઢિચુસ્તતા જે એના કારભારમાં અવરોધ પેદા કરે છે એને ટીપુ સુલ્તાન કદાપિ ચલાવતા ન હતા. અંગ્રેજો સાથે એમને મતભેદ હોવા છતાં પશ્ચિમી દેશોનું વિજ્ઞાન અને તેઓના પ્રકારની રાજ્ય વ્યવસ્થાના તેઓ આગ્રહી હતા.

સામાજિક અને ધાર્મિક બાબતે ટીપુ સુલ્તાનની મૂળ સુધી પહોંચવાની લાક્ષણિકતા સમાનહકધર્મી મુલવી શકાય. મૈસુર નજીક કાલી મંદિરમાં તેમણે નરબલીનો રિવાજ બંધ કરાવ્યો હતો. દારૂબંધી તથા ભાંગની ખેતી બંધ કરાવી હતી. સ્થાયી અને મુસાફરી કરતા દારૂડિયા અને કેફી પદાર્થોનો વ્યવહાર કરતા ફકીરોને સજા કરી દેશનિકાલ કર્યા. વેશ્યાગીરી, સ્ત્રી શોષણ



પ્રથા ગેરકાયદેસર જાહેર કરી. નાયર જાતિની બહેનોની માનમર્યાદા તથા વિનમ્રતાની જાળવણી માટે પગલાં ભર્યા અને આદેશ જારી કર્યો કે તેઓ સંપૂર્ણ કપડાં સહિત પોતાના ઘરોમાંથી બહાર નીકળે. અનેકપતિ પ્રથાનો વ્યવહાર બંધ કરાવ્યો.

કે. એમ. પાનીકર સાચે જ કહે છે કે, આ રીતે નાયર જાતિની અશ્લીલ પ્રથા પર મનાઈ હુકમ ફરમાવી ટીપુ સુલ્તાન સમજતા કે પોતે સાંસ્કૃતિક મિશન ચલાવી રહ્યા છે. આ એક સુધારકની બુધ્ધિ છે, જે સૈધ્ધાંતિક તથા ભૌતિક રીતે લોકોના કલ્યાણ માટે કેટલા આતુર છે તેનું દર્શન કરાવે છે.

ધાર્મિક દ્રષ્ટિએ ટીપુ સુલ્તાન સંસ્કારી તથા સમાનહકધર્મી સુલ્તાન હતા, પરંતુ અંગ્રેજ લેખક ચાર્લ્સ સ્ટીવાર્ડ જેવાએ તેઓને ધર્માંધ સુલ્તાન તરીકે ચિતર્યા હતા. જેમણે ધાર્મિક રીતે જાતિ ભેદ અને અસહિષ્ણુતા પેદા કરી શક્તિ દ્વારા ધર્મ પરિવર્તન કરાવ્યું. ઉપરાંત ચોક્કસ જાતિનો સફાયો કરી યુદ્ધો લડ્યા હતા, પરંતુ સાચે જ સઘળા પુરાવા આ તમામ આરોપોનું ખંડન કરે છે. બધી જ જાતિના લોકો ઉપર સરખો વેરો, જમીન, વ્યાપાર અને ધંધા સબંધે નાંખ્યો હતો. પ્રત્યેક સુબામાં તેમણે એક કાઝી તથા એક પંડિતને ન્યાય માટે તથા શ્રી રંગપટ્ટમની હાઈકોર્ટમાં અપીલ માટે એક હિંદુ અને એક મુસ્લિમની જજ તરીકે નિમણૂંક કરી હતી. એમણે બનાવેલ કેલેન્ડર હિંદુ-મુસ્લિમ બન્નેવ કૌમોને માન્ય હતું. રાજાશાહીના પ્રતિક સમ હાથીની છાપ તેમના તાંબાના સિક્કા ઉપર જોવા મળતી.

વધુ પ્રમાણમાં રાજકારભારમાં મોટા હોદ્દા ઉપર હિંદુઓની નિમણૂંક જેવા કે પુર્નિઆ, આપાજીરામ, શ્રી નિવાસરાવ, મુલચંદ, સુજાનરાવ અને બીજા કેટલાય હતા. શ્રી રંગપટ્ટમમાં બ્રાહ્મણોના રહેઠાણ માટે કેટલાક મકાનો અનામત રાખ્યા હતા. હિંદુ-મુસ્લિમ, ખ્રિસ્તી લોકો શાંતિથી હળીમળીને રહેતા હતા તે એ દર્શાવે છે કે, એમના રાજ્યમાં સામાજીક સમાનતા સંપૂર્ણપણે જળવાયેલી હતી. આ સઘળી હકીકતો દર્શાવે છે કે, એમણે કદાપિ જાતિભેદ દર્શાવ્યો ન હતો, કે ન તો તેઓ મુસ્લિમોનું

પ્રભુત્વ ચાહતા હતા. ન તો તેઓ મૂર્તિભંજક કે મંદિરભંજક હતા, બલ્કે હકીકતમાં એ તમામ મંદિરો જે તેમના રાજ્યમાં આબાદ હતા તેને સક્રિય પ્રોત્સાહન પણ આપતા અને નાણાંકીય સહારો પણ પૂરો પાડતા. તેનો ઉદાહરણીય દાખલો શ્રીગેંરીના હિંદુ મઠના જગતગુરૂ સાથે તેમનું રક્ષણ કરી પૂરો પાડ્યો હતો અને સાથે નાણાં, અનાજ, કાપડ વગેરે ભેટમાં આપ્યા. હિંદુ હુમલાખોરોના આ મંદિર ઉપર લૂંટના પ્રસંગે તેમણે ત્વરીત પગલાં ભર્યા.

મેલૂકોટિના શ્રી નારાયણ સ્વામી મંદિરને તેમણે ૧૨ હાથી, ઘરેણાં, સોના અને ચાંદીના વાસણો ભેટમાં આપ્યા હતા. નનજાગુડના શ્રી કંઠેશ્વરના મંદિરને ચાંદીનો કપ તથા પ્રખ્યાત 'પાદશાહ લિન્ગા' જે એક ખાસ પ્રકારના લીલા મજબૂત સુશોભિત પથ્થરમાંથી બનેલ હતો, ત્યાં લગાવ્યો હતો. સાત ચાંદીના કપ તથા ચાંદીની ધુપદાની દીપક શ્રી રંગપટ્ટમના શ્રી રંગનાથન મંદિરને ભેટ આપ્યા હતા. શ્રી વેંકટરામન અને તિરૂમાલાનો માન-મર્તબો વધાર્યો હતો. કંજીવરામન મુકામે ભગવાનના રહેઠાણ બનાવવા માટે દાન આપ્યા હતા. રથ ઉત્સવમાં તેઓ ભાગ લેતા અને દારૂખાના, રોશની માટે દાન પણ આપતા. દક્ષિણ મલબાર અને બીજા સ્થળોએ વિના મૂલ્યે મંદિરો માટે જમીનની વ્યવસ્થા કરતા. પુષ્પાગીરી મઠ, ગોંડિકોઠનું અંજયનિયા સ્વામી મંદિર, ગુટુપેટનું નરસિમ્હા સ્વામી મંદિર, મંચુરનું ચિનાકેશવા સ્વામી, માતુરનું પ્રસન્ના વેંકટેશ્વર મંદિર, પ્રિવેલીમાં આવેલ શ્રીરંગા મંદિર આ સર્વનો ખર્ચ ટીપુ સુલ્તાન ઉપાડતા હતા. પુલીવેન્ડામાં અંજાનેશ્વર મંદિરમાં બંધ પડેલ પૂજાવિધિ એમણે ચાલુ કરાવી. મહારાજા હરિપ્પા જેવા બ્રાહ્મણોને તેમણે જમીન ભેટમાં આપી. રાયાકોટ્ટાઈ મંદિરના પૂજારીઓને તેમણે રોકડ રકમની મદદ કરી હતી. મેલુકોટીમાં શ્રીવિશ્નવ સંપ્રદાયના બે વર્ગો વેડાગલાઈ અને ટીનકલાઈ વચ્ચે મંદિર બાબતમાં તેમનો ન્યાય નિષ્પક્ષપાતી હતો. આ સત્યો, હકીકતો, શાંતિ અને ભારે પુરાવાઓ દર્શાવે છે કે, હિંદુઓને તેમના તરફથી મદદ અને પ્રોત્સાહન સતત મળતા રહેતા અને તેઓ શાંતિથી પોતાના ધર્મનું સંપૂર્ણપણે



સ્વતંત્રતાથી પાલન કરતા હતા. ખ્રિસ્તી ધર્મ સાથે પણ તેમનો વ્યવહાર સમાનહકધર્મી હતો. સિરીયન અને આર્મેનિઅન સંપ્રદાયના ખ્રિસ્તીઓના જનકલ્યાણ અર્થે ધ્યાન આપતા અને ગોવાના આર્કબિશપને તેઓના કેથોલિક પાદરીઓને મૈસુરના ખ્રિસ્તીઓની સેવામાં મોકલવા માટે વિનંતી પણ કરી હતી.

ટીપુ સુલ્તાન સુશિક્ષિત બાદશાહ હતા. તેઓ સમજતા હતા કે, પોતે મુસ્લિમ શાસક હોવા છતાં બિનમુસ્લિમ દેશમાં છે. જ્યાં મુસ્લિમ લોકો સમગ્ર વસ્તીના હિસાબે ઘણી ઓછી એવી લઘુમતિમાં છે. તેઓ પોતાની સત્તાની મર્યાદાઓથી વાકેફ હતા. બિનમુસ્લિમોને મંજૂર ન હોય એવો કોઈ પ્રકારનો કારભાર પોતાના રાજ્યમાં ચલાવતા ન હતા. મલબાર અને કુર્ગના સામંતોની અમીરશાહીની પ્રત્યાઘાતી વર્તણૂંકનું જે માપ તેમણે કાઢ્યું હતું તે દર્શાવતું જ નથી કે, ટીપુ સુલ્તાન ખાસ ધાર્મિક મિશન ધરાવતા હતા. આ કાર્યો તેમના રાજ્ય સંચાલન અંગેના રાજકીય વિચારને આધિન હુકમો હતા. જે પોતાના રાજ્યના ધર્મોમાં એક ધર્મની સલામતી માટે વ્યૂહરચનાને લગતા હતા. એ જ પ્રમાણે મહેદવી મુસ્લિમોનો દેશનિકાલ ન તો તે માટે હતો કે તેઓ મુસ્લિમની વ્યાખ્યામાં બેસતા ન હતા, બલ્કે તેમણે જાણકારી મેળવી હતી કે તેઓ તેમના વિરૂદ્ધ ષડયંત્ર ઘડી રહ્યા છે, અને વિદેશી દુશ્મન તાકતોના એજન્ટ તરીકે તેમની સામે પડતા હતા.

ટીપુ સુલ્તાન એક જ્ઞાની વ્યક્તિ હતા. તેઓ હંમેશા જ્ઞાનીઓને પસંદ કરતા. એમનો દરબાર ઘણા જ્ઞાની હિંદુ પંડિતો અને મુસ્લિમ વિદ્વાનોથી હર્યોભર્યો રહેતો. તેમનું વિશાળ પુસ્તકાલય કિંમતી અને અસામાન્ય પુસ્તકોથી ભરપૂર રહેતું. તેઓ સાદુ, સ્વચ્છ અને વિનયશીલ જીવન જીવ્યા. તેમનો ખોરાક દૂધ અને ફળોનો રહેતો. તેમણે કદાપિ દારૂ યા અન્ય માદક પદાર્થોનું સેવન કર્યું ન હતું.

ટીપુ સુલ્તાનમાં કોઈ પણ પ્રકારનું છીછરાપણું ન હતું. જે રાજાના શપથમાં પવિત્ર સ્વીકારેલ છે કે, "જો હું તમારૂં દમન કરૂં તો મને સ્વર્ગથી,

જીવનથી, અંનતિથી વંચિત કરવામાં આવે. મારી પ્રજાના સુખમાં જ મારૂં સુખ રહેલું છે. તેઓના કલ્યાણમાં જ મારૂં સુખ રહેલું છે. તે કોઈ ખુશીઓ જેનો હું પોતે વિચાર કરૂં તે કલ્યાણકારી નથી, પરંતુ જે કાંઈ ખુશીઓ મારી પ્રજા વિચારે તે સુખમય છે.'' સ્થાનિક વતનના પાયામાંથી ઉદ્ભવેલ નવા વિચારો પેદા કરવામાં આ હકીકતે તેમને મદદ કરી.

'યંગ ઈન્ડિયા' તંત્રી, મહાત્મા ગાંધી, ૨૩ જાન્યુઆરી ૧૯૩૦, પેજ-૩૧માં નીચેની હકીકત દર્શાવવામાં આવી છે.

''મૈસુરના ફતેહઅલી ટીપુ સુલ્તાન જેમને વિદેશી ઈતિહાસકારોએ ધર્મઝનૂની તરીકે વર્ણવેલ કે જે પોતાની હિંદુ પ્રજાને દબાવી તેઓને તાકતના જોરે ધર્મ પરિવર્તન કરાવી ઈસ્લામમાં દાખલ કર્યો હોવાનો આરોપ લગાવે છે, પરંતુ સમગ્ર રીતે તે આ પ્રમાણે ન હતા. અન્યથા હિંદુ પ્રજા સાથે તો સબંધો સંપૂર્ણપણે અત્યંત સ્નેહાળ હતા. મૈસુર રાજ્યના આર્કિઓલોજી વિભાગના કબ્જામાં ૩૦ થી વધુ પત્રો ટીપુ સુલ્તાનના છે. જે તેણે શ્રીંગેરી મઠના શંકરાચાર્ય ઉપર લખ્યા હતા. આ પત્રો કન્નડ ભાષાની લાક્ષણિકતામાં લખેલ છે. ૧૭૯૩માં શંકરાચાર્ય ઉપર લખેલ એક પત્રમાં તેમના તરફથી મળેલ પત્રનો ઉલ્લેખ કરે છે અને તેઓને વિનંતી કરે છે કે, તેઓ તપ કરે અને સમગ્ર જગત માટે તથા પોતાના રાજ્ય માટે કલ્યાણ અને પ્રગતિ માટે પ્રાર્થના કરે. અંતમાં તે શંકરાચાર્યને વિનંતી કરે છે કે, તેઓ મૈસુર રાજ્યમાં પરત ફરે. કારણ પવિત્ર વ્યક્તિઓની હાજરીથી સારા વરસાદ અને સારા પાક અને ભંડારની અનુભૂતિ થાય છે.'' આ પત્ર ભારતના ઈતિહાસમાં સોનેરી પત્ર તરીકે છાપકામનો આદર્શ નમૂનો છે.

ટીપુ સુલ્તાન અતિશય પ્રમાણમાં હિંદુ મંદિરોને દાન આપતા તે મંદિરો જેવા કે શ્રી વેંકટરામન, શ્રી નિવાસ અને શ્રી રંગનાથ, જે ટીપુ સુલ્તાનના મહેલોની પડોશમાં આવેલા હતા. આજે પણ તેમના ઉદાર મનની સહિષ્ણુતાનો પુરાવો આપે છે અને દર્શાવે છે કે, તેઓ ઉચ્ચ કક્ષાના શહીદ અને સાચા અર્થમાં સ્વતંત્રતા માટે જ શહીદ હતા. **-મહાત્મા ગાંધીજી**



# ડો. પ્રવિણ તોગડીયાની સેવામાં

**વો કેહતે થે હિંદુ-મુસ્લિમ, એક માલા કે મનકે હે**
**આપસ કે યે કીને-ઝઘડે, ધંધે પાગલપન કે હે**
**હાઈલ (રૂકાવટ) હોં મુહબ્બતમેં નફરત કી ો દીવાળેં**
**એહસાસે મુરૂવ્વત (માનવતા) કે ફૂલોં સે સા ડાલો**

આપ એક ગ્રેજયુએટ અને તે પણ ડોકટર હોવાને નાતે માનવસેવાના ભેખધારીની છાપ ધરાવો છો. ભારતિય સમાજના વિભિન્ન સંપ્રદાયો-ધર્મો વિશે પૂરતી માહિતી આપની પાસે હશે જ. અને આ જ પરિપ્રેક્ષ્યમાં ઈસ્લામમાં જ્ઞાનની મહત્વતા, મદ્રસાઓના ઈતિહાસની પૂર્વભૂમિકા, પ્રવૃત્તિઓ, હેતુઓ તથા એક સંસ્કારી અને આદર્શ સમાજની રચનામાં મદ્રસાઓનો મહત્વનો ફાળો વગેરે બાબતોનો આપે તલસ્પર્શી અભ્યાસ કર્યો હશે એવી આશા રાખુ છું.

મદ્રસાઓ વિરૂદ્ધ આજ સુધી સરકારી દફતરે કોઈ ગુનો નોંધાયો નથી, છતાં મીડિયામાં વારંવાર આપનું નિવેદન પ્રગટ થાય છે. જો આપની પાસે મદ્રસાઓની વિરૂધ્ધ કોઈપણ પુરાવો હોય તો તેની સરળ રીત એ છે કે આપ સરકારને તેની જાણ કરો, જેથી તે તપાસ કરે. પરંતુ અમોને ઘણું જ આશ્ચર્ય થાય છે કે સરકારી ઓફિસરો તથા પોલીસ અધિકારીઓ એક વર્ષ દરમ્યાન ત્રણ-ચાર વખતે મદ્રસાઓમાં આવીને બધી જ માહિતી લઈ જાય છે (જે બીજી કોઈપણ સરકારી કે બિનસરકારી સ્કૂલ-કોલેજ પાસેથી લેતા નથી). વિદ્યાર્થીઓ તથા પ્રાધ્યાપકો અને કર્મચારીઓની વિગતવાર ફાઈલો જોઈને તેના અભિપ્રાયમાં અમુક ઓફિસરો તો એવું પણ કહે છે કે, આટલો પારદર્શક વહીવટ અને આટલી વ્યવસ્થિત ફાઈલો તો સરકારી ખાતાઓમાં પણ હોતી નથી.

છતાં આપના તરફથી મીડિયામાં મદ્રસાઓ વિશે આક્ષેપો કરવા અને ગુજરાત સરકાર તરફથી ખંડન ન થવું, બલ્કે મુકપ્રેક્ષક બની રહેવું સમજમાં આવતું નથી. આપના આ આક્ષેપો મદ્રસાઓ ઉપર નથી, બલ્કે વહીવટીતંત્ર

ઉપર થઈ રહ્યા છે. પરંતુ સરકારી ઓફિસરો સત્ય બાબતો જાણતા હોવા છતાં પોતાની સફાઈના બે શબ્દો પણ કહી શકતા નથી. એ સરકાર માટે કલંકરૂપ છે. આશા રાખીએ છીએ કે સરકારશ્રી આ બાબતે પોતાનો સ્વતંત્ર રિપોર્ટ રજૂ કરશે, જેથી રાજ્યનું અશાંત વાતાવરણ વધુ કલૂષિત ન થાય. અને ઝખ્મોના ઘા રૂઝાય જાય.

બીજી મહત્વની વાત એ છે કે આપ રાષ્ટ્રવાદી અને રાષ્ટ્રપ્રેમી છો તો પછી ફક્ત મદ્રસાઓની જ તપાસના શા માટે આગ્રહી છો ! જ્યાં પણ આપને દેશદ્રોહ અને સમાજ વિરૂધ્ધ પ્રવૃત્તિની બાતમી મળે અથવા તેનો ઉલ્લેખ મીડિયામાં થાય તો આપના રાષ્ટ્રપ્રેમનો તકાઝો છે કે તેની વિરૂધ્ધ આપ અવાજ ઉઠાવો. **સ્વતંત્ર ભારતના બધા જ ધર્મસ્થાનો તથા વિદ્યાધામો ચાહે મદ્રસા હોય કે ગુરૂકુળો હોય, જૈન આશ્રમો હોય કે બૌદ્ધ વિહાર હોય, ખ્રિસ્તી મિશનરી હોય કે ગુરૂદ્વારા, પ્રાયવેટ સ્કૂલો હોય કે સરકારી કોલેજો, દેશપ્રેમ અને દેશદાઝની બાબતમાં બધા માટે સરખા નિયમો હોવા જોઈએ. કોઈ એક જગ્યાએ થતી અસામાજિક પ્રવૃત્તિનો ઢાંકપિછોડો કરવો અને બીજાઓ ઉપર ખોટા આક્ષેપો કરવા એ દેશપ્રેમ નથી, બલ્કે પોતાના સમાજ પ્રત્યે પણ બેદરકારી અને અસમાનતા દાખવવા સમાન છે. જેનાથી સમાજના વિભિન્ન વર્ગો વચ્ચે અવિશ્વાસની ભાવના તથા વિખવાદ જન્મે છે.**

### મદ્રસાઓના બાંધકામ, હિસાબ-કિતાબ :

જ્યાં સુધી મદ્રસાઓના બાંધકામ અને વહીવટનો પ્રશ્ન છે તો આપને ખબર હશે જ કે મદ્રસાઓના બાંધકામના કોન્ટ્રાકટરો, એન્જીનીયરો, આર્કિટેકટ તથા મજૂર વર્ગ વધુ પડતા હિંદુ ભાઈ-બહેનો જ હોય છે. તેમને મદ્રસાઓના બાંધકામના નકશા વગેરેની માહિતી મુસ્લિમો કરતાં વધારે હોય છે. તેમાં ભોંયતળિયા છે કે નથી તેની તેમને સંપૂર્ણ માહિતી હોય છે. માટે તેમનાથી પણ મદ્રસાઓના પ્લાનિંગ નકશા લઈ જોઈ શકાય છે. એક વાતની સ્પષ્ટતા કરીશ કે ઈસ્લામ એક ખુલ્લો અને સાદો ધર્મ છે. તેની



ધાર્મિક વિધિઓમાં કોઈ બાબત અંગત હોતી જ નથી. બલ્કે વધુ પડતી ઈબાદતો (ઉપાસનાઓ) સામૂહિક બજાવવાની હોય છે. અને વ્યક્તિગત કરતાં સામૂહિક ઈબાદતોનું મહત્વ તથા પૂણ્ય પણ વધુ હોય છે. માટે મુસ્લિમ ધર્મસ્થાનો તથા વિદ્યાધામોમાં ભોંયતળિયાનો પ્રશ્ન ઉપસ્થિત થતો જ નથી.

વાર્ષિક હિસાબ-કિતાબ માટે ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ પણ હિંદુ ભાઈઓ જ હોય છે. એ જ પ્રમાણે મદ્રસાઓમાં સાફ-સફાઈ અને બાગ બગીચાની દેખરેખ તથા નાના-મોટા બધા જ કામોમાં મુસ્લિમ કર્મચારીઓ સાથે હિંદુ કર્મચારીઓ અને મજૂર વર્ગ પણ શામેલ હોય છે. જે મદ્રસાઓની બધી બિલ્ડીંગો તથા રૂમોમાં થતી રાત-દિવસની બધી ગતિવિધિઓથી સંપૂર્ણ માહિતગાર હોય છે.

દરેક મદ્રસો કાયદેસર મુંબઈ સાર્વજનિક ટ્રસ્ટ એકટ અને ત્યારબાદ ૧૯૯૬થી વકફ બોર્ડમાં રજીસ્ટર્ડ નંબર સાથે તેને લગતા બધા જ નિતિ-નિયમોને અનુરૂપ પોતાના હેતુઓ, સભ્યો, હોદ્દાઓ વગેરે સાથે નોંધાયેલ છે. અને દર વર્ષે વર્ષ દરમ્યાન થતી ગતિવિધિઓ દર્શાવતો અહેવાલ તથા આવક-જાવકનો હિસાબ રિપોર્ટ અને સરવૈયુ ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ દ્વારા ઓડિટ થયેલ સહી-સિક્કાઓ સાથે દર્શાવવામાં આવે છે. જેની એક-એક નકલ દર વર્ષે સરકારી અધિકારીઓ અને પોલીસ ખાતુ લઈ જાય છે. તથા દાન ફાળો આપતા મુસ્લિમોને વહેંચવામાં આવે છે. અને મસ્જિદો તથા લાયબ્રેરીઓમાં પણ મૂકવામાં આવે છે.

એ જ પ્રમાણે બિનનિવાસી ભારતીયો પણ ફેરાના નિયમ મુજબ વિદેશથી F.C.R. એકાઉન્ટ દ્વારા રકમો મોકલે છે. દરેક મદ્રસા પાસે F.C.R.ની પરવાનગીનો રજીસ્ટર્ડ નંબર હોય છે. તેનો પણ અલગથી આવક -જાવકનો હિસાબ મદ્રસાના એકાઉન્ટન્ટ મારફતે ઓડિટરને આપવામાં આવે છે. તે બરાબર તપાસ્યા બાદ જ ઓડિટર સહી-સિક્કા લગાવે છે. આ પ્રમાણેના પારદર્શક વહીવટને લઈ આજ સુધી ગુજરાતના કોઈ પણ મદ્રસામાં નાણાંકીય ઉચાપત કે દુરૂપયોગની ફરિયાદ નોંધાયેલ નથી.

અને સૌથી વધુ આશ્ચર્યની વાત એ છે કે ગુજરાતના ઘણા મદ્રસાઓ નેશનલ હાઈવે, સ્ટેટ હાઈવે અથવા કોઈપણ સડકના કિનારે જાહેર માર્ગો ઉપર ખુલ્લા વાતાવરણમાં જ સ્થાપાયા છે. અને તેમના પ્રવેશદ્વાર દરેક આવનારા મહેમાનો માટે સદાય ખુલ્લા રહે છે. અને જો કોઈ હિંદુ ભાઈ ''મદ્રસો જોવા માટે આવ્યો છું'' એમ કહે છે તો મદ્રસાના સંચાલકો ખુશ થઈ બધી જ પ્રવૃત્તિઓનું જાતનિરિક્ષણ કરાવે છે. હવે તો વધુ પડતા મદ્રસાઓની વેબસાઈટો તથા ઈ-મેલ સિસ્ટમો છે. માટે ઓનલાઈનથી વિચારોની આપ-લે અને શંકા-કુશંકાઓનું નિરાકરણ થઈ શકે છે. કોઈ પણ જાતના ભેદ કે રહસ્યમય વગર તેની બાહ્ય તથા આંતરિક સ્વચ્છતા, સુંદરતા અને તેના ખુલ્લા શાંત વાતાવરણમાં આવી તન મનને ઠંડક અને શિતળતાનો અનેરો લ્હાવો મળે છે.

### મદ્રસાઓના અભ્યાસક્રમ તથા આતંકવાદ સબંધે :

અભ્યાસક્રમ વિશેની આપની ચર્ચાના અનુસંધાનમાં જણાવવાનું કે પાકિસ્તાન અને ભારતના મદ્રસાઓનો અભ્યાસક્રમ ચોક્કસ એક છે. અને પાકિસ્તાનના વધુ પડતા મદ્રસાઓ પણ તે જ રીતે વ્યવસ્થિત પોતાના હેતુઓ અને પ્રવૃત્તિઓમાં પરોવાયેલા છે. ત્યાં પણ કોઈ આતંકવાદી પ્રવૃત્તિઓ ચાલતી નથી. હાં, અફઘાનિસ્તાનની સરહદના અમુક મદ્રસાઓમાં જિહાદી પ્રવૃત્તિઓ ચાલતી હતી, અને કદાચ હાલમાં પણ ચાલતી હશે, પરંતુ તેનો ઈતિહાસ અને તેની પૂર્વભૂમિકા જાણવી પડશે. જ્યારે રશિયન સામ્યવાદીઓ (નાસ્તિકો)એ અફઘાનિસ્તાન ઉપર ગેરકાયદેસરનો કબ્ઝો જમાવ્યો. અને ત્યાંથી હિજરત કરીને લાખોની સંખ્યામાં લોકો પાડોશી દેશો પાકિસ્તાન તથા ઈરાન ચાલ્યા ગયા.

આ અત્યંત નાજુક પરિસ્થિતીનો અમેરીકાએ ખંધા રાજકારણીની જેમ ખૂબ સારી રીતે ફાયદો ઉઠાવ્યો. પાકિસ્તાન-અફઘાનિસ્તાનના મુસ્લિમો અને ધર્મગુરૂઓને એમ સમજાવવામાં અમેરીકા સફળ થઈ ગયુ કે જો અફઘાનિસ્તાનમાં સોવિયેત રશિયાનો મુકાબલો કરવામાં નહિં આવશે, તો



રશિયન લાલ અજગર પાકિસ્તાનને પણ કોળિયો બનાવી દેશે. અને તેનું સમજમાં આવે તેવુ બાહ્ય કારણ પણ હતું. કારણકે રશિયન સામ્યવાદીઓએ ઉઝબેકિસ્તાન, કઝાકિસ્તાન, તુર્કમાનિસ્તાન, તાજિકિસ્તાન, આઝરબાઈજાન અને આર્મેનિયા જેવા સંખ્યાબંધ મુસ્લિમ દેશો ઉપર જબરદસ્તી કબ્ઝો કરી ત્યાંના મુસ્લિમોની સામુહિક કત્લેઆમ કરી હતી. સૌથી મહત્વની દુ:ખદાયક બાબત ઈસ્લામ ધર્મથી તેમને વિમૂખ કરવાની હતી. આ ઐતિહાસિક સત્ય તથ્યોનો અમેરિકાએ ખૂબ ખૂબ લાભ ઉઠાવી પાકિસ્તાનમાં એક ઈન્ટરનેશનલ લશ્કરી છાવણી ઉભી કરી દીધી. અને પાકિસ્તાનના અમુક સરહદી મદ્રસાઓ પણ તેનો ભોગ બન્યા. આ એક અત્યંત કરૂણ ઈતિહાસ છે. જેમાં અમેરીકાએ એક કાંકરે ઘણા શિકાર કર્યા. તેમાં સોવિયેત યુનિયનના સામ્યવાદનો મહેલ તોડવાની સાથે પાકિસ્તાની મુસ્લિમોમાં ગન કલ્ચર ફેલાવવાનો પણ હતો. કારણકે માનવજગતનો ઈતિહાસ તથા મનોવિજ્ઞાન બતાવે છે કે કોઈ પણ કૌમ કાયદા કાનૂનને જ્યારે માન આપતી નથી, તો પછી ત્યાં જંગલરાજ સ્થપાય જાય છે. ત્યાં ''અંધેરી નગરી ને ગંડુ રાજા'' જેવી પરિસ્થિતી જન્મ લે છે. જે હાલના સંજોગોમાં આપણે પાકિસ્તાન-અફઘાનિસ્તાનમાં જોઈ રહ્યા છે.

પરંતુ આ બધું મદ્રસાઓના અભ્યાસક્રમને લઈને નહીં, બલ્કે સંજોગો અને રાજકીય ઘટનાચક્રથી લાભ ઉઠાવનારા પરિબળોને લઈને થયું. એટલા જ માટે પાકિસ્તાન તથા ભારતના હજારો મદ્રસાઓ બલ્કે યુરોપ અને આફ્રિકાના મદ્રસાઓ પણ આ જ અભ્યાસક્રમથી પોતાના મૂળભૂત હેતુઓ ઘણી જ શાંતિ, નમ્રતા, સદાચાર, શિષ્ટાચાર અને ધીરજ સાથે સિધ્ધ કરી રહ્યા છે. આ જ અભ્યાસક્રમ અફઘાનિસ્તાન ઉપર સોવિયેત રશિયાના આક્રમણ પહેલા પણ પાકિસ્તાન અને અફઘાનિસ્તાનમાં ચાલતો હતો, ત્યારે કેમ આતંકવાદ પેદા ન થયો. માલૂમ પડયું કે અભ્યાસક્રમને આનાથી કોઈ લેવા નથી. નહીં તો આપણે એમ પણ કહી શકીએ છીએ કે મોર્ડન કોલેજો, યુનિવર્સિટીઓના અભ્યાસક્રમે પ્રથમ અને બીજા વિશ્વયુધ્ધને જન્મ આપ્યો.

અને હાલના જગતભરના બધા જ ધર્મોના આતંકવાદીઓ પણ કેમીકલ એન્જીનિયરીંગ, સાઈબર કાફે અને મનોવિજ્ઞાનની ભેટ છે. કારણ કે મોર્ડન અભ્યાસક્રમના વિષયોમાં નિપૂણતા વગર કોઈપણ પાકો આતંકવાદી બની શકતો નથી.

મદ્રસાના અભ્યાસક્રમનું સૌથી મહત્વનું કામ સમાજ સુધારણા, ઉચ્ચ સંસ્કારો અને નૈતિક મૂલ્યોનું જતન કરવાનું છે. તથા ભલાઈ, માણસાઈ અને નેકીના કામમાં લોકોને આગળ ધપાવી અન્યોના દુઃખ દર્દમાં સહભાગી બનાવવાનું છે. એટલા જ માટે મુસ્લિમ સમાજમાં થતી રચનાત્મક પ્રવૃત્તિઓ અને કોઈપણ નાતજાતના ભેદભાવ વગર સમાજ સેવાના કામોમાં આલિમો તરફથી સૌથી વધુ સહકાર પ્રાપ્ત થાય છે. ઘણી સાર્વજનિક સંસ્થાઓ, અંજુમનો, રિલીફ ટ્રસ્ટો તથા માનવસર્જિત કે કુદરતી આફતો સમયે બિમારો, અનાથો, બેવાઓ માટે દવાદારૂ, અનાજ, પાણી વગેરેની વ્યવસ્થા વધુ પડતી મદ્રસાના આલિમોના સાથ-સહકારથી જ પાર પડે છે. આ સાથે સમાજમાંથી અભણતા, બેકારી, દારૂ, જુગાર, જડતા, રૂઢિવાદ, ગુંડાગીરી, ખોટા ભપકાઓ, ખોટા રિવાજો તથા અંધ-શ્રધ્ધાઓ દૂર કરવામાં મદ્રસાઓનો મહત્વનો ફાળો છે. મદ્રસાઓને જેટલી સ્વતંત્રતાથી સમાજમાં કામ કરવાનો મોકો મળશે તેટલી જ મુસ્લિમ સમાજ (અને ભારતિય સમાજ)માંથી અભણતા, ગુનાહિત પ્રવૃત્તિ અને અંધશ્રધ્ધાઓ દૂર થશે. જે વિસ્તારમાં મદ્રસાઓ છે અથવા મદ્રસાઓથી જે લોકો લાભ ઉઠાવી રહ્યા છે, તે વિસ્તારોમાં ગુનાહોનું પ્રમાણ ચોક્કસ ઓછુ જોવા મળશે. આપને પણ નમ્ર વિનંતી કરીશ કે આપ પણ જો હિંદુઓના હિતેચ્છુ અને રક્ષક છો તો પોતાનું ધ્યાન હિંદુઓના આંતરિક પ્રશ્નો અને સમાજ સુધારણામાં ખાસ લગાડો. હિંદુ સમાજમાં જે ક્ષેત્રે પણ બગાડ આવ્યો હોય અને લોકોને હાલાકી વેઠવી પડતી હોય તો સ્વામી દયાનંદ સરસ્વતી, સ્વામી વિવેકાનંદ, રાજા રામમોહનરાય અને ગાંધીજીની જેમ ખુલ્લા મનની વિચારશિલતા દાખવી આ બગાડને દૂર કરવાના પ્રયત્નો કરશો તો હિંદુ સમાજનું ઘણુ ભલુ થશે.



સાથે મહાન વિચારક અભ્યાસી અને હિંદુ ધર્મના સાચા લાગણીશીલ હિતેચ્છુ શ્રી ગુણવંત શાહ સાહેબના એક ચિંતનજનક લેખનો છેલ્લો ફકરો લખવાનું મન થાય છે.

“જેમ પ્રદૂષિત સેક્યુલરિઝમ દેશના હિતમાં નથી, એ જ પ્રમાણે પ્રદૂષિત હિંદુત્વ પણ દેશના હિતમાં નથી. આસારામ સામે જે સ્વયંભૂ બળવો ગુજરાતમાં થયો તેની આગેવાની જો આર.એસ.એસ; વિશ્વ હિંદુ પરિષદ અને બજરંગદળે લીધી હોત, તો હિંદુત્વની શોભા વધી હોત. આ ત્રણે સંગઠનો પરિશુદ્ધ હિંદુત્વમાં માને છે કે ગંદાગોબરા હિંદુત્વમાં ? શું આ સંગઠનોને હિંદુત્વને લાગેલાં કલંકો પ્રત્યે પણ પ્રેમ છે ? જે ધર્મ સ્વસુધારણાની ક્ષમતા ગુમાવી બેસે છે તેનું કોઈ ભવિષ્ય નથી હોતું. સદ્ભાગ્યે હજી પણ હિંદુત્વમાં પોતાની મર્યાદાઓ ખોળીને તેની સામે લડવાની તાકાત બચી છે. પોતાને ‘સનાતન હિંદુ’ ગણાવનારા મહાત્મા ગાંધીએ આવી પ્રચંડ તાકાત બતાવી હતી. એમનું હિંદુત્વ તો મનુષ્યત્વનું જ બીજું નામ હતું. હિંદુઓ આજે એક વિચારક્રાંતિના ઓવારે બેઠા છે. તેઓ કયારે જાગશે ? *[વિચારોના વૃંદાવનમાં, દિવ્ય ભાસ્કર : ૧૦/૦૮/૦૮]*

આ જ અભ્યાસક્રમ અખંડ ભારતના પ્રખર હિમાયતી મૌલાના અબૂલ કલામ આઝાદ અને લંડનની કોન્ફરન્સમાં ભારતની સ્વતંત્રતાની ઘોષણા કરનાર મૌલાના મુહમ્મદઅલી જૌહર તથા અંગ્રેજો વિરૂધ્ધ ભારતના હિંદુ મુસ્લિમોની સંયુક્ત આરજી સરકાર કાયમ કરનાર શૈખુલ હિંદ હઝરત મૌલાના મહમુદુલ્હસન દેવબંદી તથા કરાંચીમાં અંગ્રેજ ન્યાયાધીશો સમક્ષ ખુલ્લી છાતીએ ગરજદાર અવાજ સાથે અંગ્રેજો વિરૂધ્ધ ફત્વો આપનાર અને સ્વતંત્રતા માટે વર્ષો સુધી અંગ્રેજોની જેલમાં રહેનાર મૌલાના હુસૈન અહમદ મદની પણ આ જ અભ્યાસક્રમ ફક્ત ભણ્યા જ નથી, બલ્કે વર્ષો સુધી દેવબંદમાં ભણાવ્યા પણ છે. અને તેની સાથે દેશ માટે મહાન બલીદાનો આપતા રહ્યા છે. જે આ અભ્યાસક્રમની દેશ માટેની બલીદાન આપવાની પ્રેરણા તથા વફાદારીની ભાવના છે, ન કે આતંકવાદી બનવા માટેની.

મદ્રસાઓના અભ્યાસક્રમની વિગતવાર માહિતી દર્શાવતું એક પુસ્તક મેં (તંત્રી) પણ (ગુજરાતી + ઈંગ્લીશ)માં લખ્યું છે. જેનું નામ ''મદ્રસાઓની પ્રવૃત્તિઓ-હેતુઓ-અભ્યાસક્રમો'' છે. જેમાં અભ્યાસક્રમની સંપૂર્ણ માહિતી પારિભાષિક શબ્દોમાં રૂપાંતર કરી સમજાવવાની કોશીશ કરી છે.

## કેટલાક મહાનુભાવોના મંતવ્યો :

મદ્રસાઓના અભ્યાસક્રમ તથા આતંકવાદ સબંધે અમુક મહાનુભાવો તથા મદ્રસાઓના વિષયે પી.એચ.ડી. થયેલા સ્કોલરો, પ્રખર લેખકો અને અનુભવીઓના મંતવ્યો રજૂ કરૂ છું, જેમણે મદ્રસાઓ વિશેની રજે રજ માહિતી એકત્ર કરી મદ્રસાઓ વિશે દળદાર પુસ્તકો લખ્યા છે.

જેમ કે ભારતના પ્રથમ રાષ્ટ્રપ્રમુખ શ્રી રાજેન્દ્ર પ્રસાદ ૧૮૫૭ની સ્વતંત્રતા ચળવળની સો વર્ષિય ઉજવણી પ્રસંગે દારૂલ ઉલૂમ દેવબંદના આલિમોએ દેશની આઝાદી માટે જે લાંબી કુર્બાની અને યોગદાન આપ્યું તેનો આભાર વ્યક્ત કરવા ૧૩ જુલાઈ ૧૯૫૭ના દારૂલ ઉલૂમ દેવબંદ ગયા. અને પોતાની મુલાકાત સમયે ત્યાંના શાંતિ અને સૌહાદભર્યા વાતાવરણનો સ્વાદ માણ્યા બાદ અંતરની અવાજે જણાવ્યુ હતું કે આપણા દેશમાં દેવબંદ જેવા મદ્રસાઓની તાતી જરૂરત છે. આ ફક્ત મુસ્લિમોની સેવા નથી, બલ્કે આખા દેશ અને જગતની સેવા છે. આજે દુનિયામાં ભૌતિક-તાના વિકાસથી અશાંતિ ફેલાયેલી છે. દિલોમાં સુખ શાંતિનો અભાવ છે. જેનો ખરો ઉપચાર આત્મિયતા જ છે. હું જોઈ રહ્યો છું કે સુખ શાંતિની આ સાધન સામગ્રી દારૂલ ઉલૂમના વડીલો જગતને અર્પણ કરી રહ્યા છે. હું દારૂલ ઉલૂમમાં આવી ઘણો આનંદિત થયો અને અહિંથી કાંઈક લઈ જઈ રહ્યો છું. *[**ડૉ. રાજેન્દ્રપ્રસાદ,** પ્રથમ રાષ્ટ્રપ્રમુખ ૧૩, જુલાઈ ૧૯૫૭]*

મને આશા છે કે આપ સાહેબ પણ જો કોઈપણ એક દારૂલ ઉલૂમ અને મદ્રસામાં જશો, તો આપના અંતરને પણ એવો જ એહસાસ થશે, જેવો શ્રી રાજેન્દ્રપ્રસાદ સાહેબને થયો હતો.



આ ગયરીયતકે પરદે એક બાર ફિર ઉઠા લે
બિછરોં કો ફિર મિલા દેં નકશે દુઈ મિટા દેં

આ જ પ્રમાણેનો અભિપ્રાય પ્રખર લેખક અને ઈન્ટરનેશનલ ઈન્સ્ટીટયુટ ફોર ધ સ્ટડી ઓફ ઈસ્લામ ઈન મોર્ડન વર્લ્ડ (હોલેન્ડ)માં પોસ્ટ ડોકટરીયેટ પ્રાપ્ત કરનાર શ્રી યોગેન્દ્ર સ્કંદ સાહેબે પોતાના મદ્રસાઓ વિશેના વિગતવાર પુસ્તકમાં રજૂ કર્યા છે. તેમના દળદાર પુસ્તકનું નામ **Bastions of Believers (Madrasa & Islamic Education in India)** છે. અને ૩૫૮મા પેજમાં મદ્રસાઓને લગતી બધી જ બાબતોની ચર્ચા (ખાસ કરીને આતંકવાદ) સ્વજાતે મદ્રસાઓની મુલાકાત લઈ સવિસ્તર કરી છે. તેમાં એક બાબત આ પણ લખી છે કે ભૂતકાળમાં હિંદુઓ પણ આ મદ્રસાઓમાં શિક્ષણ લેતા હતા. દાખલારૂપે તેમણે લખ્યું છે કે ભારતિય નવઉત્થાનના સંસ્થાપક શ્રી રાજારામ મોહનરાયે એક મદ્રસામાં શિક્ષણ પ્રાપ્ત કર્યું હતું.

આગળ લખે છે કે, પત્રકારોએ દીની મદ્દસાઓમાં આતંકવાદી ગતિવિધિઓ ચલાવવાના જે આક્ષેપો કર્યા છે, તે સદંતર જુઠાણું છે. દક્ષિણ એશિયામાં સૈકાઓથી મદ્રસાઓનું અસ્તિત્વ છે. અને લગભગ બે સૈકાઓથી સામાન્ય રીતે તેના કોર્સમાં બુન્યાદી ફેરફાર થયો નથી. તેઓ એ બાબત ભૂલી જાય છે કે, મદ્રસાઓનો કોર્સ પોતાના સામાન્ય સ્વભાવ પ્રમાણે લડાઈ ઝઘડાઓથી દૂર રહેવા પર આધારિત છે. એ જ પ્રમાણે તેમને રાજકારણ સાથે પણ કોઈ લેવા દેવા હોતી નથી. આ કોર્સ જુનવાણી જરૂર છે, પણ રાજકીય રીતે આતંકવાદ પર આધારિત તો નથી જ. એટલા જ માટે રાજકીય બાબતોને મદ્દસાઓમાં ભાગ્યેજ જગ્યા મળે છે. તેના બદલે આવી વિચારસરણી અને ચળવળોને કોલેજ અને યુનિવર્સિટીઓ, વિશેષ રીતે તેમના હૃદયસમા વિષયો સાયન્સ, એન્જીન્યરીંગ, મેડીસીન, વિગેરેમાં જગ્યા મળે છે.

દીની મદ્રસાઓ રાજ્યોના ઈસ્લામીકરણ અથવા સત્તા પ્રાપ્ત કરવાના

પ્રયત્નો કરવાને બદલે ભારતમાં મુસ્લિમ ધાર્મિક ઓળખને બાકી રાખવા અને તેની સુરક્ષા માટે પ્રયત્નશીલ છે. ૧૯૪૭ પછી ભારતના જુદા જુદા ભાગોમાં મોટી સંખ્યામાં મદ્રસાઓની સ્થાપનાનું કારણ પણ આ જ છે. આ બધા જ મદ્રસાઓ છેવટ સુધી રાજકારણથી દૂર રહી ઈસ્લામનું શિક્ષણ આપે છે. તેમની સમગ્ર શક્તિ મુસ્લિમ બાળકોને અકાઈદ (માન્યતાઓ) અને ધાર્મિક રિવાજોની તાલીમ આપવા પર હોય છે. ભારતના બધા જ મદસાઓ આ જ માર્ગે ચાલી રહ્યા છે. તેમના કોર્ષમાં કોઈ તફાવત નથી. એટલા માટે એમ કેહવું કે આ આતંકવાદના અડ્ડાઓ બની ગયા છે, એક બુન્યાદ વિહોણો અને જુઠો આક્ષેપ છે.

*[હવાલો અલ્ફુરકાન, એપ્રિલ–૦૪ તથા એપ્રિલ–૦૮]*

મદ્રસાઓ વિરૂધ્ધ અમેરિકા તથા યૂરોપિય મીડિયા અને ત્યાંની ગર્વમેન્ટો તરફથી રોજ રોજ લખવાને કારણે યૂરોપ, અમેરિકામાં સ્કોલરો અને લેખકોની એક એવી ટીમ ઉભી થઈ જેમણે મદ્રસાઓ વિશે સાચી માહિતી મેળવવાનો સાચો અને યોગ્ય પ્રયાસ કર્યો. જેને લઈ તેમણે મદ્રસાઓની રજે રજ માહિતી મેળવી મદ્રસાઓ વિશે દળદાર પુસ્તકો લખ્યા અને તેમાં દલીલો તથા જોરદાર પુરાવાઓથી સાબિત કર્યું કે આતંકવાદ સાથે મદ્રસાઓને કોઈ જ લેવાદેવા નથી. બલ્કે મદ્રસાઓ માનવતા, સદાચાર અને પ્રેમની ભાવના પેદા કરે છે.

હાલમાં **મીસ્ટર પેટરબર્ગન** અને **શ્રી પાંડે** બન્નેવ લેખકોએ મળીને એક સવિસ્તર નિબંધ લખ્યો છે જેનો શિર્ષક ‘‘મદ્રસાઓ વિશે ભ્રમ’’ છે.

અમેરીકી સરંક્ષણ મંત્રી મી. રોનાલ્ડ રમ્સફિલ્ડના મદ્રસાઓ વિરૂધ્ધ આપેલ પ્રવચનના જવાબમાં મીસ્ટર બર્ગન લખે છે કે આ ધાર્મિક સ્કૂલો (મદ્રસા)માં ન તો ટેકનીકલ શિક્ષણ અપાય છે અને ન તો **Linguistic Skills** ઉપર વધુ ધ્યાન આપવામાં આવે છે. જયારે કે એક નિષ્ણાંત આતંકવાદી બનવા માટે આ બન્નેવ વસ્તુઓની જરૂરત હોય છે. આજ સુધી મદ્રસાઓ વિશે એક પણ એવી સાબિતી નથી મળતી, જેનાથી સ્પષ્ટ



થતું હોય કે તે એવા આતંકવાદીઓને શિક્ષણ આપે છે જે યુરોપ વિરૂધ્ધ હુમલા કરવાની શકિત ધરાવતી હોય.

**મીસ્ટર પેટરબર્ગન** પોતાના દાવાને વધુ સ્પષ્ટ કરતાં દલીલરૂપે જણાવે છે કે હાલમાં યૂરોપ-અમેરિકા વિરૂધ્ધ કરવામાં આવેલ ભયાનક આતંકવાદી હુમલાઓમાં લગભગ ૭૫ શંકાસ્પદ આતંકવાદીઓની શૈક્ષણિક કારકીર્દી અને પૂર્વ ભૂમિકાનું ઘણું બારીકાઈથી મેં અવલોકન કર્યુ તો માલુમ પડયું કે તેમાંથી વધુ પ્રમાણમાં યુનિવર્સિટીઓમાં ભણેલા લોકો છે. ખાસ કરીને ટેકનીકલ એન્જીન્યરીંગ વિગેરે વિષયોમાં તેમનું પ્રમાણ વધુ છે.

છેલ્લે લખે છે કે મુસ્લિમોમાં શિક્ષણને આગળ ધપાવવામાં અને મુસ્લિમોની શૈક્ષણિક પ્રગતિમાં મદ્રસાઓનો ઘણો મોટો ફાળો છે. અને સૌથી મહત્વની વાત એ છે કે આ મદ્રસાઓ અમેરિકા માટે કોઈ જ ખતરારૂપ નથી.

ઉપરોકત હવાલાઓ લખવાનો હેતુ એ જ છે કે, આપ જેવા જે લોકોએ મદ્રસાઓની મુલાકાત નથી લીધી. અને ત્યાંના વાતાવરણને કદી નજીકથી નિહાળ્યુ નથી, છતાં મદ્રસાઓ વિશે ભ્રામક પ્રચાર કરી રહયા છે, તેમને નમ્ર વિનંતી કરીએ છીએ કે તેઓ મદ્રસાઓના શાંત વાતાવરણમાં મહેમાન બનીને આવે, જેથી તેમને જે કાંઈ શંકા-કુશંકાઓ છે, તેનું સાથે બેસી નિરાકરણ સાથે વાસ્તવિકતાનો ખ્યાલ આવે. અને એકબીજાને સમજવાની કોશિષ કરીએ....

અપની મુહબ્બત અપની વફા કા
યું ભી સિલા (બદલા) હમ પાતે હૈં
કત્લ યહાં હો જાએ કિસીકા,
હમ કાતિલ કેહલાતે હૈં......!!!

## શૈક્ષણિક નિષ્ણાંતોના તુલનાત્મક અભ્યાસના આધારે

# મદ્રસાઓની વિવિધ વિશેષ્ઠતાઓ

ઈસ્લામી સ્કોલર મવલાના વહીદુદ્દીન ખાન સાહબ જે પોતે પણ મદ્રસાઓની જ ઉપજ છે, તે પોતાના મદ્રસાના અનુભવ વિશે દારૂલ ઉલૂમ દેવબંદના સ્થાપક હઝ. મૌલાના નાનોત્વી (રહ.) વિશે યોજાયેલ સેમિનાર માટે તૈયાર કરેલ મહાનિબંધમાં લખે છે કે, મદ્રસાઓની વ્યવસ્થામાં ડીસીપ્લીન-સભ્યતા, મર્યાદા વગેરે બાબતો ઉપર પુરતુ ધ્યાન આપવામાં આવે છે. મારા વિશે જાણકાર માણસો જાણે છે કે, મારા સ્વભાવમાં જે ડીસીપ્લીન છે, તે મારી પ્રકૃતિ (Second Nature) બની ગઈ છે. મદ્રસાના જીવન દરમ્યાન મારી જે સારસંભાળ રાખવામાં આવી. અને મને જે નિતિ-નિયમોનો પાબંદ બનાવવામાં આવ્યો, તેણે જ મારા સ્વભાવને ડીસીપ્લીન-વાળો બનાવી દીધો. આ અનુભવને આધારે એમ કહેવું યોગ્ય લેખાશે કે, દરેક મદ્રસો નિતિ-નિયમો અને ડીસીપ્લીનનું એક ટ્રેનિંગ સેન્ટર અને (Disciplined Way) છે. પ્રેસ કોન્ફરન્સ, રેડીયો, ટી.વી. ઈન્ટરનેટ વગેરે બધા જ પ્રોગ્રામોમાં હું પોતાને સંપૂર્ણ રીતે મદ્રસાની ઉપજ (Product) સમજુ છું. મારી આ બધી રચનાત્મક કાર્યવાહીઓની ક્રેડીટ સૌપ્રથમ મદ્રસાને મળે છે, ત્યારબાદ મને અને મારા સાથીઓને મળે છે. મદ્રસાએ જ આ બધી પ્રવૃત્તિઓ માટે મને ભાન, એહસાસ અને મોકળુ મેદાન અર્પણ કર્યું છે. અને મારી મહેનત તથા પરિશ્રમના વર્તુળમાં દરેક કદમે મને માર્ગદર્શન પુરૂ પાડયું છે.

મદ્રસાઓ મારફત દેશને સારા પ્રતિષ્ઠિત નાગરિકો મળી રહ્યા છે. આવા નાગરિકોની દરેક સમાજને જરૂરત હોય છે. સારા નાગરિકો વગર કોઈ સમાજ સારો સમાજ બની શકતો નથી. પરંતુ અફસોસ છે કે, આજે ભારતમાં એવી સંસ્થાઓ નથી, જે સારા નાગરિકો તૈયાર કરતી હોય. દેશમાં સ્કુલો, કોલેજો અને યુનિવર્સિટીઓની શૈક્ષણિક વ્યવસ્થા સેક્યુલર આધારિત છે. માટે સારા નાગરિકો તૈયાર કરવા તેમના હેતુઓમાં શામેલ નથી. જ્યારે



કે મદ્રસાઓનો બુન્યાદી હેતુ તથા તેમની પ્રાથમિક તઅલીમથી લઈ ડીગ્રી પ્રાપ્ત કરવા સુધીનો સંપૂર્ણ અભ્યાસક્રમ તથા દૈનિક કાર્યક્રમોમાં નૈતિકતા અને અખ્લાકને સૌથી વધુ મહત્વતા આપવામાં આવે છે.

મૌલાના વહીદુદ્દીન ખાન સાહબ આગળ લખે છે કે, દીની મદ્રસાઓની સૌથી મહત્વપૂર્ણ વિશિષ્ઠતા એ છે કે, તેની બુન્યાદ વાસ્તવિક જ્ઞાન ઉપર કાયમ છે. અર્થાત્ ઈસ્લામી શિક્ષણ ઉપર છે, જે ધર્મનું ફક્ત એક સુરક્ષિત એડીશન છે. બીજા કોઈપણ ધર્મો આજના વૈજ્ઞાનિક પરિક્ષણ પ્રમાણે સુરક્ષિતતાની કસોટીએ પાસ થઈ શકતા નથી. આના પણ ઘણા પ્રયોગો યુરોપ તથા અમેરીકાના આંતરરાષ્ટ્રીય ધાર્મિક પુસ્તકો વિશેના સેમીનારોમાં થઈ ચૂકયા છે. અને તેમાં કુર્આન શરીફ વિશે સ્પષ્ટ શબ્દોમાં ઠરાવો પાસ થઈ ચૂકયા છે કે, પ્રાચિનકાળથી લઈ આજ સુધી સૌથી સુરક્ષિત કોઈ પુસ્તક હોય તો તે ફક્ત અને ફક્ત કુર્આન શરીફ જ છે. બીજા બધા જ માનવીય કે આકાશીય પુસ્તકોમાંથી કોઈપણ પુસ્તક બાહ્ય તથા આંતરિક (શાબ્દીક કે ભાવાર્થિય) સુરક્ષિતતાની કસોટીએ ઉતરી શકતુ નથી.

આ સુરક્ષિતતાનું સૌથી મોટુ અને પ્રથમ પરિણામ એ આવે છે કે, મદ્રસાનો વિદ્યાર્થી પ્રથમ દિવસથી પોતાની માન્યતા, શ્રધ્ધા અને અમલી-કરણમાં દઢ માન્યતા અને ચોક્કસ ભરોસા સાથે આગળ વધે છે. તે એ યકીન સાથે પોતાની શૈક્ષણિક કારકિર્દીમાં આગળ ધપે છે કે, તે જે કાંઈ પ્રાપ્ત કરી રહ્યો છે, તે ચોક્કસ સચ્ચાઈ છે, તેમાં જૂઠ કે શંકા-કુશંકાને કોઈ સ્થાન નથી.

કુર્આન શરીફ અને હદીષ શરીફ વિશે સચ્ચાઈની આ પારખાઈ અને રાતદિવસ તેમનો અભ્યાસ તથા ચિંતનમનન તેમને પોતાના જ્ઞાન વિશે કોઈ પ્રકારની શંકાઓથી સુરક્ષિત રાખી [તેમની બૌધ્ધિક તથા આધ્યાત્મિક શક્તિ વધારી] તેમનામાં દઢ વિશ્વાસ પેદા કરે છે. જે ઘણી જ મહાન સિધ્ધિ છે. કારણકે તેના જ્ઞાનનો આધાર ખુદાઈ જ્ઞાન આધારિત છે, જ્યારે બીજી શૈક્ષણિક સંસ્થાઓના શિક્ષણનો આધાર માનવીય જ્ઞાન આધારિત છે.

હું (મૌ. વહીદુદ્દીન ખાન) અત્રે અમૂક તુલનાત્મક દાખલાઓ ટાંકવા માંગુ છું, જેનાથી અંદાજો થઈ જશે કે મદ્રસાઓ અને બીજી શૈક્ષણિક સંસ્થાઓમાં શું ફર્ક છે.

❊ પશ્ચિમી વિચારધારાવાળી શૈક્ષણિક સંસ્થાઓ ચાહે દેશમાં હોય કે દેશની બહાર હોય, બધી જ અમલી સ્વરૂપે એક જ હેતુ ધરાવે છે. અને તે એ કે વિદ્યાર્થીમાં એટલી લાયકાત પેદા થઈ જાય કે તે સારી નોકરી પ્રાપ્ત કરી શકે. દરેક જગ્યાએ જોબની દિશા દર્શાવતા શિક્ષણ (Job-oriented Education)નો રિવાજ છે. બીજા શબ્દોમાં માનવીને "કમાનાર જાનવર" બનાવવાના કારખાના છે.

મદ્રસાઓનો મામલો એનાથી વિપરીત છે. એક વાકયમાં "મદ્રસાઓ ખુદાઇ દિશાનિર્દેષ શિક્ષણ" (God-oriented Education)ના ઈદારા છે. તે માનવીમાં ઉચ્ચ હેતુઓનો એહસાસ જગાવે છે. તે માનવીને ભૌતિકતા (માદ્દીયત)થી ઉપર ઉઠાવી રૂહાની (આધ્યાત્મિક) ઉચાઈથી જીવવાનું શિખવાડે છે.

❊ શૈક્ષણિક ઈદારાઓ પ્રેકટીકલ રીતે એ પાઠ શિખવાડે છે કે, દુન્યાની ભૌતિક વસ્તુઓ (મકાન, નોકરી, ફર્નીચર, વૈભવતાના સાધનોની વિપુલતા)ની પ્રાપ્તિ આપણા જીવનનો અંતિમ ધ્યેય છે.

જયારે મદ્રસાઓ પોતાના અભ્યાસક્રમના સમગ્ર માળખામાં વિદ્યાર્થીનું એ માનસ બનાવે છે કે, આ બધી ભૌતિક વસ્તુઓ ફકત તમારી જરૂરત છે, તમારો જીવનધ્યેય અને હેતુ નથી.

❊ પશ્ચિમી શૈક્ષણિક ઈદારાઓની જે ફિલોસૂફી છે, તેમાં માનવીની સ્વતંત્રતાનો ઉલ્લેખ તો જરૂર છે, પરંતુ સ્વતંત્રતાની કોઈ મર્યાદા (Limitations) નથી. તેના ખરાબ પરિણામો યુરોપ અમેરીકા અને ભારતમાં પણ નવયુવાન છોકરા-છોકરીઓના જાતિય સબંધો અને તેમાં નિષ્ફળતાના સ્વરૂપે સામાજિક સબંધોની અસમતુલાથી સમાજ



કેટલી નવી નવી બુરાઈઓને જન્મ આપી રહ્યો છે. અને કેટલી વ્યક્તિઓ તેનાથી પ્રભાવિત થઈ આત્મહત્યાઓ કરી રહી છે. [તે સિવાય આ લગામ વગરની સ્વતંત્રતા કેટલા લોકોને કેટલા ક્ષેત્રોમાં દુઃખી કરી રહી છે, તેનો અભ્યાસ કરવો જરૂરી છે. કોલેજોમાં થતી રેગિંગ જે વિદ્યાર્થીઓની મોતનું કારણ પણ બને છે, તે પણ સ્વછંદતાનો જ નમુનો છે.]

આની તુલનામાં મદ્રસાઓના શિક્ષણની બુન્યાદ ખુદાઇ શરીઅતના નિયમો આધારિત છે. માટે મદ્રસાઓની શૈક્ષણિક ફિલોસૂફીમાં માનવીની સ્વતંત્રતાની બધી જ હદો અને મર્યાદાઓ તેના બધા જ પ્રકારો સાથે સવિસ્તર રીતે ભણાવવામાં આવે છે. [અને અમલી પ્રેકટીસ મારફતે મનેચ્છાઓને કંટ્રોલ કરવાની બધી જ ભૌતિક તથા આધ્યાત્મિક તરકીબો અજમાવવામાં આવે છે.]

❊ પશ્ચિમી શૈક્ષણિક સંસ્થાઓમાં સામાન્ય રીતે જે જીવન નિયમ પ્રચલિત છે, તે ઉપયોગીતા અને સબંધ (Relativity)નો નિયમ છે. જેનો ભાવાર્થ એ કે આ જગતમાં અમારૂ શિક્ષણ અને અમારો દરેક દ્રષ્ટિકોણ વાસ્તવિક નહીં, બલ્કે સબંધિત હેસિયત ધરાવે છે. જેના પરિણામસ્વરૂપે મોર્ડન શૈક્ષણિક સંસ્થાઓમાં અખ્લાક (નૈતિકતા) પણ એક આધ્યાત્મિક અને રૂહાની મૂલ્યો તથા આદરતાના માપદંડ પ્રમાણે નહીં, બલ્કે ફક્ત લાલચ, તકવાદ, ફાયદો અને અંગત લાભ (Utilitarianism) આધારિત હોય છે. માટે તે વસ્તુ જ કામની ગણાશે, જે લાભદાયક હોય. આ દ્રષ્ટિકોણ આધારિત શિક્ષણ પામેલ લોકોએ માનવસમાજને જાનવરોની કક્ષાએ ઉતારી દીધો છે. જેનો અનુભવ સમગ્ર માનવ-સમાજમાં આપણે જોઈ રહ્યા છે. પોતાના માં-બાપ સાથે પુત્રોનો સબંધ આ જ પ્રમાણે છે કે, પોતાની જરૂરત (નોકરી, શાદી) પૂરી થઈ જાય છે, તો તે ઘરમાં બોજરૂપ બની જાય છે. તે હવે ઘરડા ઘરને જ લાયક રહે છે. તેમના બંગલા, બેલેન્સ ઉપર જ પુત્રોની લલચાઈ નજરો હોય

છે. લોહીની બધી જ સગાઈ ભૂલી જઈ માં-બાપ સાથે ધંધાકીય સબંધો બાકી રહે છે. કારણ કે તેની શિક્ષણનિતિમાં આ સંસ્કારોનું સિંચન થતું જ નથી. જ્યારે પોતાની જનેતા સાથે તેનો આ પ્રકારનો સબંધ હોય છે, તો અન્યો સાથેની તો વાત જ ક્યાં રહી ?

જ્યારે મદ્રસાઓનું શિક્ષણ આખિરતની જીંદગી-પરલોકનો વારંવાર એહસાસ અને ભાન અપાવે છે. ત્યાં એક સર્વશકિતમાન અલ્લાહપાકનો ખૌફ (ડર) હંમેશા નજર સમક્ષ રાખવામાં આવે છે. જે તેને એકાંતમાં પણ ગુનોહ કરવાથી રોકે છે. ત્યાં દરેક બાબતનો એક નિયમ ખુદાઈ કાનૂન હેઠળ હોય છે, માનવિય લાભ આધારિત નહીં. આ ફિલોસૂફી કુદરતી રીતે કાયમી અખ્લાક (નૈતિકતા) (Eternal Ethics)ને જીવંત રાખે છે. બલ્કે સામેવાળી વ્યકિત નુકસાન પહોંચાડે, તો પણ નૈતિકતાથી જ તેની સાથે સબંધ રાખવાનો હુકમ ઈસ્લામી શિક્ષણે આપ્યો છે.

❊ યુરોપિય શૈક્ષણિક સંસ્થાઓની સિસ્ટમમાં એક મોટી ખામી એ છે કે, તેને કોઈપણ બાબતમાં ઉદ્ભવબિંદુ (Starting Point)નું જ્ઞાન હોતું નથી. તેનો સંપૂર્ણ આધાર જાત અનુભવ અને પરિક્ષણ ઉપર હોય છે. અને માનવી પોતાની અનિવાર્ય સીમિત બુધ્ધિ (Limitation)ના કારણે કદી એ જાણી શકતો નથી કે કોઈપણ બાબતનું વાસ્તવિક અને ચોક્કસ ઉદ્ભવબિંદુ શું છે ? એનો સામાન્ય દાખલો ચાર્લ્સ ડાર્વિનનો જીવવિજ્ઞાનના વિકાસનો દ્રષ્ટિકોણ છે. જેના ઉપર સો વર્ષથી વધુ સમય વિતી ગયો, સંખ્યાબંધ જીવ વિજ્ઞાનીઓના દિમાગો ખપાઈ ગયા, હજારો બીલીયન ડોલર ખર્ચાય ગયા, છતાં આ કલ્પના (Hypothesis) આજે પણ એક માત્ર કલ્પના જ છે. માટે જીવવિજ્ઞાન દ્રષ્ટિકોણના પ્રખર વૈજ્ઞાનિકો આજે પણ સ્વીકારે છે કે, આ દ્રષ્ટિકોણ આજે પણ ફક્ત એક કામચલાઉ દ્રષ્ટિકોણ (Workable Theory) જ છે. કોઈ પ્રમાણિત સાબિત થયેલ વાસ્તવિક દ્રષ્ટિકોણ નથી.

એ જ પ્રમાણે માનવજીવનના અંત અને આખરી પડાવ વિશે પણ



મોર્ડન વિજ્ઞાન ખામોશ છે. તો પછી તે બીજા જીવન (અનંત) માટેની તૈયારી બાબતે કેવી રીતે માર્ગદર્શન આપી શકે છે ?

એની તુલનામાં મદ્રસાઓમાં શિક્ષણ પામેલ લોકોનું દિમાગ પહેલા દિવસથી જ બિલ્કુલ સાફ હોય છે. કુર્આન શરીફની તાલીમને લઈ તેને પ્રથમ દિવસથી જ યકીન હોય છે કે, માનવજીવનનો પ્રારંભ ખુદાપાકના સર્જન અને રચના મારફતે જ થયો છે. ફકત અમૂક નિર્જીવ પદાર્થોના સામાન્ય પ્રકારના વિકાસથી જીવવિજ્ઞાનનું અસ્તિત્વ અને તેનો સમગ્ર માળખાકીય વ્યવહાર ચાલી શકતો નથી. એની સાથે સાથે માનવજીવનના અંત અને આખિરત (મૃત્યુ પછી) વિશેનો દ્રષ્ટિકોણ પણ સ્પષ્ટ છે. કારણકે માનવજીવનના છેલ્લા પડાવ અને ત્યાંના હિસાબ કિતાબ બાબતે પણ મદ્રસામાં શિક્ષણ પામેલા સજાગ છે.

❊ પશ્ચિમી શિક્ષણ પધ્ધતિમાં જે ફિલોસૂફી પ્રચલિત છે, તેના પ્રમાણે માનવી એક ખુશી અને આનંદશોધક જાનવર (Pleasure-Seeking Animal) છે. આ ફિલોસૂફીનું કુદરતી પરિણામ એ છે કે, આજનો માનવી ફક્ત લજ્જત, ખુશી અને આનંદ પ્રાપ્ત કરવાને જીવન હેતુ સમજી ગયો છે. આ દ્રષ્ટિકોણનો અમલી અનુભવ દર્શાવે છે કે તે ઘણો ખતરનાક અને ગલત છે. કારણ કે આ પ્રકારના માનસવાળા લોકો આખુ જીવન તે વસ્તુઓને પ્રાપ્ત કરવામાં લગાડી આપે છે, જેને તે ખુશી અને આનંદ પ્રાપ્તિનું માધ્યમ સમજે છે. અને હજારો પ્રકારની તકલીફો વેઠીને જ્યારે તે માધ્યમો (સાધનો) પ્રાપ્ત કરે છે, પરંતુ તે છતાં જ્યારે ચૈન સુકુન અને માનસિક રાહતો મળતી નથી, તો માયૂસ થઈ જાય છે. માનસિક સમતુલન ગુમાવી દે છે. અને ક્યારેક આપઘાત કરવા પણ તૈયાર થઈ જાય છે. એનું સાદુ અને સરળ કારણ એ છે કે, જગતની બધી જ વસ્તુઓ મર્યાદિત ખુશી જ આપી શકે છે. આ જગતમાં દરેક રાહત સાથે તકલીફ લાગેલી જ છે. સાધન સંપત્તિ સંપૂર્ણ સુખ આપી શકતી નથી. અને માનવી સંપૂર્ણ રાહત ચાહે છે. જ્યારે તેને

સંપૂર્ણ રાહત મળતી નથી, તો તે આ પ્રકારની અનથક કોશિશો અને મુસીબતો વેઠવાને લઈ અંતે માયૂસ થઈ જાય છે.

એની તુલનામાં મદ્રસાઓમાં કેળવણી પામેલ માણસ પ્રથમ દિવસથી જ આ પાઠ ભણે છે કે, આ દુનિયા પરિક્ષાગૃહ છે, આનંદગૃહ નથી. આ ફિલોસૂફી તેના દ્રષ્ટિકોણને સદંતર બદલી નાંખે છે. તે આ દુનિયાની સફળતાની તુલનામાં મૃત્યુ બાદની સફળતાને જ પ્રાથમિકતા આપે છે. આ દુનિયામાં સુખ મળે તો તેને અલ્લાહપાકનો ઉપકાર માને છે, અને દુઃખ મળે તો આખિરત (પરલોક)માં મળનારી રાહતોના શોખમાં સબ્ર અને ધીરજ જેવી આધ્યાત્મિક શકિતના આધારે તેને સહર્ષ વેઠી લે છે.

આ વૈચારિક ફર્કના પરિણામરૂપે મદ્રસામાં તાલીમ પામેલ આલિમ વૈભવતા, ઠાઠમાઠ અને લકઝરી જીવન કરતાં કરકસરની સાથે જીવન જરૂરીયાતની વસ્તુઓ ઉપર પોતાનું ધ્યાન કેન્દ્રિત કરી દે છે. તે કદી હતાશ -નિરાશ (માયુસ) થતો નથી. આવતીકાલ (આખિરત)ની ખુશીનો એહસાસ તેના માટે આજની ચિંતા હલકી કરી દે છે. એનું દિલ લોભ, લોલુપતા, લાલસા અને ઈર્ષા જેવા નકારાત્મક વિચારોથી પાક હોય છે.

પશ્ચિમી વિચારધારા અને મદ્રસાઓ વચ્ચેના તફાવત બાબતે જે કાંઈ લખવામાં આવ્યું છે, તે સૈધ્ધાંતિક અને મૌલિકતા (ઉસૂલી) પ્રમાણે છે. જ્યાં સુધી પ્રેકટીકલ અને અમલીકરણનો સબંધ છે, તો મદ્રસાઓમાં પણ અમૂક ખામીઓ અને ક્ષતિઓ છે. પરંતુ બન્નેવ વચ્ચે બુન્યાદી ભેદ એ છે કે, સ્કૂલો કોલેજોમાં જે ખામીઓ છે, તેનું મુખ્ય કારણ તેમના સિધ્ધાંતો અને ફિલોસૂફી પોતે જ છે. આ રીતે તે એમના વ્યવસ્થાકિય માળખાનો અનિવાર્ય અને જરૂરી અંગ છે. જ્યારે મદ્રસાઓમાં જે ખામીઓ કે ક્ષતિઓ છે, તે અમલીકરણમાં કમી-કોતાહીના કારણે છે. મદ્રસાઓના શૈક્ષણિક દ્રષ્ટિકોણને કારણે નથી. અને આ એક સચોટ હકીકત છે કે, અમલી કોતાહી સુધારણા (ઈસ્લાહ)ની કોશિશોથી દૂર થઈ શકે છે. જ્યારે દ્રષ્ટિકોણિય અને સિધ્ધાંતિક કમી ત્યાં સુધી દૂર થઈ શકતી નથી, જ્યાં સુધી તે દ્રષ્ટિકોણના



ખોટા હોવાનું કબૂલ કરી તેને રદ્દ કરવામાં ન આવે.

કોલેજ અને યુનિવર્સિટીઓની તલસ્પર્શી બાબતોના અનુભવી અને નિષ્ણાંત તથા લાહોરની **શિબ્લી કોલેજના પ્રિન્સીપાલ શ્રી નઝર અહમદે** મદ્રસાઓની સમીક્ષા અને સરવે રજુ કરતો ૮૦૦ પેજનો એક દળદાર રિપોર્ટ પ્રગટ કર્યો છે. જેમાં લખે છે કે, મદ્રસાઓના પ્રાધ્યાપકો અને વિદ્યાર્થીઓની મૂળભૂત માન્યતા પ્રમાણે જ્ઞાન અને ઈલ્મ અલ્લાહની અમાનત, તેના પવિત્ર નબી (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નો વારસો અને પરલોક (આખિરત) જીવનની સફળતાની ચાવી છે.

ઉપરોક્ત ઉચ્ચ વિચારસરણીનું આ પરિણામ છે કે, મદ્રસાઓમાં શિક્ષણના જેટલા શિર્ષકો છે, તે બધામાં નમ્રતા, વિનય, સાદગી, સદાચાર, ગંભીરતા, સહનશિલતા, શિષ્ટાચારના ચિન્હો જાહેર થાય છે. પ્રાધ્યાપકોનું અપમાન, અશિષ્ટતા, કલાસ રૂમોમાં અવ્યવસ્થા, તોફાન, મસ્તી, તોડફોડ, હડતાળો, અસામાજીકતા વગેરે પ્રદૂષણોનું નામનિશાન નથી.

દરેક પાઠ અલ્લાહપાકની પ્રસંશા, જ્ઞાનપ્રાપ્તિમાં પોતાની વિનમ્રતા અને પ્રાર્થના કરીને જ આરંભ થાય છે. તે વખતે કલાસરૂમોનું સમગ્ર વાતાવરણ અતિ ભાવનાત્મક અને આત્મશાંતિનું પ્રેરક હોય છે.

પ્રાધ્યાપકોમાં આપસમાં એક–બીજા પ્રત્યે બંધુત્વભાવના અને સન્માનની લાગણી હોય છે. દરેક નાની વ્યક્તિ પોતાનાથી મોટી વ્યક્તિના માન મર્યાદાનો ખૂબ ખ્યાલ રાખે છે. એમના દરમ્યાન ઉચ્ચતા અને શ્રેષ્ઠતાનો માપદંડ ફક્ત જ્ઞાનની પ્રખરતા અને આત્મશુધ્ધિ (તકવા)માં અગ્રેસરતા છે.

વિદ્યાર્થીઓ પોતાના પ્રાધ્યાપકોનો ઘણો જ આદર અને માન જાળવે છે. પોતાની મહેફિલોમાં પણ પ્રાધ્યાપકોના ગુણ ઘણા જ અંતઃકરણ અને ભાવનાપૂર્વક ગાય છે. તેમની સેવા કરવાને પુણ્ય સમજે છે. પોતાની પ્રાર્થના (દુઆ)માં પ્રાધ્યાપકોના નામ લઈને દુઆઓ કરે છે. પ્રાધ્યાપકો પણ તેમની ઉપર પોતાના બાળકોની જેમ જ પ્રેમ અને હેત વરસાવે છે.

ઘણા મુબારકબાદી અને ધન્યવાદને પાત્ર છે તે ગરીબ વિદ્યાર્થીઓ, જેમની ગરીબાઈએ તેમને ઉત્તમ ધાર્મિક સંસ્કારોથી (ધીરજ, સહનશીલતા, પરિશ્રમ) દૂર નથી કર્યા.

## દેશની પ્રગતિમાં દીની મદ્રસાઓની ભૂમિકા

આ એક ઐતિહાસિક સત્ય છે કે, ૧૮૫૭ના વિપ્લવથી ૫૩ વર્ષ પહેલાં જ ભારતના તમામ મદ્રસાઓના સાચા સ્થાપક હઝરત શાહ વલિય્યુલ્લાહ (રહ.)ના અનુગામી હઝ. શાહ અબ્દુલઅઝીઝ (રહ.)એ અંગ્રેજો વિરૂધ્ધ જિહાદનો ફત્વો આપ્યો. તે ફત્વાના અનુસરણમાં તેમના અનુગામી સય્યિદ અહમદ શહીદ (રહ.)એ દેશની સ્વતંત્રતા માટે પ્રયત્નો કર્યા. જેઓએ પોતાના દેશ ભારતથી અંગ્રેજોને બહાર કાઢવા માટે મહારાજા સિંધિયા અને મહારાજા હોલ્કરને સ્વાતંત્ર્ય સંગ્રામમાં શામેલ થવાનું આહ્‌વાન આપ્યું અને તેમની સહાય માંગી.

હઝરત શાહ વલિય્યુલ્લાહ (રહ.)ના જન્મસ્થાન તથા તેમના વતન ફુલત (જી.મુઝફફરનગર)થી આઝાદીની ઝુંબેશમાં પ્રત્યેક ઘરના એક સભ્યે પોતાની જાનની આહુતિ આપી શહાદત વહોરી. સય્યિદ અહમદ શહીદના તે સૈન્યના ઘણા સૈનિકો મદ્રસામાંથી પઢીને બહાર નીકળ્યા હતા. તે સોનેરીકાળ પછી હાજી ઈમ્દાદુલ્લાહ મુહાજિર મક્કી (રહ.), હઝ. મૌલાના રહમતુલ્લાહ કૈરાનવી (રહ.) વગેરેએ શામલીના મેદાનમાં દેશની આઝાદી માટે યુદ્ધ કર્યું. આ પ્રારંભિક પ્રયત્નોમાં મુખ્ય ભૂમિકા અદા કર્યા પછી એ લોકોએ દેશભરમાં રાષ્ટ્રપ્રેમી સભ્યો ઉભા કરવા માટે દીની મદ્રસાઓની જાળ બિછાવવાનો નિર્ણય કર્યો. સૌથી પહેલાં દારૂલ ઉલૂમ દેવબંદનો પાયો (ઈસ્વીસન ૧૮૬૭માં) નાંખવામાં આવ્યો. ત્યાર પછી મઝાહિરે ઉલૂમ સહારનપૂર, ત્યાર પછી નદવતુલ ઉલમા લખનઉની સ્થાપના કરવામાં આવી. તે મદ્રસાઓએ, ખાસ કરીને દા.ઉ. દેવબંદે સ્વાતંત્ર્ય સંગ્રામમાં સૌથી વધુ ભાગ લીધો. શયખુલ હિંદ હઝ. મવ. મહમૂદુલહસન (રહ.), હઝ. મવ. હુસૈન અહમદ મદની (રહ.), હઝ. મવ. શૌકતઅલી (રહ.), હઝ. મવ.



મુહમ્મદ અલી જૌહર (રહ.), હઝ. મવ. હસરત મોહાની (રહ.), હઝ. મવ. અબુલ કલામ આઝાદ (રહ.) જેવા હજારો લોકોએ આઝાદી માટે પ્રયત્નો કર્યા અને હજ્જારો આલિમોને શૂળી પર ચઢાવી દેવામાં આવ્યા.

ભારતવાસીઓની સામૂહિક કોશિષના પરિણામે સ્વતંત્રતા મળી ગયા પછી દીની મદ્રસાઓએ પોતાનું ધાર્મિક કર્તવ્ય સમજી દેશની પ્રગતિ માટે સેવાઓ બજાવી. દીની મદ્રસા સાથે જોડાયેલા લોકોનો ખ્યાલ છે કે, એક સાચા મુસલમાન હોવાની હેસિયતથી દેશથી પ્રેમ અને દેશની સેવા તેમનું ધાર્મિક કર્તવ્ય છે. તે આના માટે અખબારો અને બીજા પ્રસાર માધ્યમો દ્વારા પોતાના દેશપ્રેમી હોવાની ઘોષણા કરવાને જરૂરી નથી સમજતા, બલ્કે તે આને પોતાની ધાર્મિક ભાવનાઓનું અપમાન સમજે છે. આ જ મૂળભૂત કારણ છે કે, જેના લીધે દેશની પ્રગતિમાં દીની મદ્રસાઓની ભૂમિકાનો વિગતવાર પરિચય સામે ન આવી શક્યો. નીચે આપેલ આંકડાઓથી દીની મદ્રસાઓની મહત્વપૂર્ણ ભૂમિકાનો અંદાજો લગાવી શકાય છે.

કોઈ પણ કૌમ (રાષ્ટ્ર)ની પ્રગતિમાં શિક્ષણનું ઘણું મહત્વ હોય છે. આઝાદીની લડતમાં પોતાની મૂલ્યવાન ભૂમિકા અદા કર્યા પછી મદ્રસાઓએ શિક્ષણક્ષેત્રે પણ પોતાનું કર્તવ્ય નિભાવ્યું. સ્વતંત્ર ભારતના પ્રથમ શિક્ષણપ્રધાન મૌલાના અબુલ કલામ આઝાદ એક દીની મદ્રસાના સંતાન હતા. જેમણે પોતાના હોદ્દાના હિસાબે સ્વતંત્ર ભારતની શૈક્ષણિક વ્યવસ્થાનો મજબૂત પાયો નાંખ્યો. ત્યાર પછી ડો. ઝાકિરહુસૈને તેમના કાર્યને વધુ આગળ ધપાવ્યું. વિશ્વવિખ્યાત અલીગઢ મુસ્લિમ યુનિ.ના સંસ્થાપક સરસૈયદ અહમદખાનની શૈક્ષણિક ક્ષેત્રે જે સેવાઓ છે, એનાથી આપણે બધા વાકેફ છીએ. તેમણે પણ મદ્રસાનું શિક્ષણ લીધું હતું. જામિઆ મિલ્લિય્યહ ઈસ્લામિય્યહ-ન્યુદિલ્હી, ઉષ્માનિયા યુનિવર્સિટી-હૈદરાબાદ અને કાશ્મીર યુનિવર્સિટી-શ્રીનગરના સંસ્થાપકોએ મદ્રસાઓમાંથી શિક્ષણ મેળવ્યું હતું.

૨૦૦૩ના એક સર્વેક્ષણ મુજબ દીની મદ્રસાઓ અને તેમની શૈક્ષણિક સંસ્થાઓ અંતર્ગત સ્થપાયેલો પ્રાયમરી અને જુનિયર હાઈસ્કૂલોમાં ભણતા

વિદ્યાર્થીઓની સંખ્યા લગભગ એકાણું લાખ હતી. દેશની લગભગ વીસ ટકા લઘુમતિઓની વસ્તી (જેમાં શિક્ષણની સરેરાશ ૪૬ ટકા છે)માંથી ૬૬ ટકા લોકોએ ઉક્ત મદ્રસાઓ દ્વારા શિક્ષણ મેળવ્યું છે. તદુપરાંત લઘુમતિઓ દ્વારા સ્થાપ-વામાં આવેલ ઈન્ટર, ડિગ્રી, મેડીકલ અને એન્જીનિયરીંગ કોલેજોની સારી એવી સંખ્યા ઉક્ત મદ્રસાઓની કમિટીઓ દ્વારા સ્થપાયેલી છે તથા તેમના સંચાલન હેઠળ ચાલી રહી છે.

શિક્ષણ પછી બેરોજગારી દેશના વિકાસમાં સૌથી મોટો અવરોધ છે. આ મદ્રસાઓના નેટવર્કથી દર વર્ષે ૬૬૦૦ આલિમ-ફાઝિલ અને મૂફતી તથા ૨૬૫૦૦ હાફિઝ અને કારીની સનદ (પ્રમાણપત્ર) લઈને બહાર નીકળે છે. જે પૈકી ૯૩ ટકા લોકો રોજગાર માટે તે જ મદ્રસાઓ સાથે જોડાય જાય છે. આમ, દેશના લગભગ ૩૧૦૦૦ નાગરિકોને તે મદ્રસાઓ વડે રોજગાર મળી રહે છે. મદ્રસાઓમાં પઢીને બહાર આવેલા લોકોમાં બેરોજગારી એક ટકા પણ નથી હોતી. આટલી મોટી સંખ્યામાં દેશના નાગરિકોને રોજગારના હિસાબથી પગભર બનાવી દેવા, તે મદ્રસાઓની કેટલી મોટી સેવા છે ! તદુપરાંત તે મદ્રસાઓથી ફારિગ થયેલા હજારો વિદ્યાર્થીઓ આખા વિશ્વમાં રોજગાર માટે ફેલાય ગયા છે. આના લીધે આંતરરાષ્ટ્રીય સ્તરે દેશની ગરિમામાં વધારો થયો છે.

૨૦૦૪-૨૦૦૫માં શિક્ષણખાતા દ્વારા પ્રગટ કરવામાં આવેલ આંકડા મુજબ આપણી સરકારે એક બાળકના પ્રાયમરી શિક્ષણ પાછળ એક વર્ષમાં ૧૩૨૬ રૂપિયા ખર્ચ કર્યા. ૯૧ લાખ બાળકો માટે સરકારને એક અરબ વીસ કરોડ રૂપિયા ખર્ચ કરવા પડતે. તે મદ્રસાના સંચાલકોએ લોકફાળા દ્વારા મેળવીને ખર્ચ કરી નાંખ્યા. આમ, દેશની આર્થિક પ્રગતિમાં એક અરબ વીસ લાખ રૂપિયાની સહાય આ મદ્રસાઓ માત્ર પ્રાયમરી સ્કૂલો દ્વારા કરે છે. જે મદ્રસાઓને **F.C.R.A.** મળી ચૂક્યું છે, તેના વડે લગભગ બે કરોડ ડોલરની વિદેશી રકમ દેશના ખજાનામાં જમા થઈ જાય છે. ચાર વર્ષ અગાઉના આંકડા મુજબ દીની મદ્રસાઓમાં ભણેલા જે લોકો દેશ



બહાર વસવાટ ધરાવે છે, તેમનાથી દેશને વાર્ષિક વીસ કરોડ ડોલરનું હુંડિયામણ મળે છે. દેશની પ્રગતિમાં દીની મદ્રસાઓની ઉપયોગિતા પુરવાર કરવા માટે માત્ર આ જ વાત પુરતી છે.

સંપૂર્ણ યુનાની ઈલાજની વ્યવસ્થા આ મદ્રસાઓની દેણ છે. જેના કારણે મોટી સંખ્યામાં હકીમો તૈયાર થાય છે અને દેશની સેવાનું કાર્ય થયું છે. તદુપરાંત આ મદ્રસાઓ પોતાની સંસ્થાઓ અંતર્ગત હોસ્પીટલો, ડિસ્પેન્સરીઓ ચલાવે છે. અને દરેક મદ્રસો ઓછામાં ઓછું પોતાના મહોલ્લા અને ગામડામાં પોલિયો અને બીજી રસીઓ વગેરે માટે આરોગ્ય ખાતાના કર્મચારીઓને સહાય કરે છે.

મદ્રસાઓમાં ભણેલા લોકોએ વૈશ્વિક સ્તરે દેશની ગરિમા વધારી છે. એકલા હઝરત મવલાના સય્યિદ અબુલહસન અલીમિયાં નદવી (રહ.)નું ઉદાહરણ લઈ લો. તેમને શાહ ફૈસલ એવોર્ડ, સીરત એવોર્ડ જેવા કેટલાય આંતરરાષ્ટ્રીય એવોર્ડ મળ્યા. તેઓ વિશ્વના આ એકમાત્ર એવા આલિમ હતા, જેમની ઉપર તેમની હયાતીમાં જ ૪૨ લોકોએ વિશ્વભરની વિવિધ યુનિવર્સિટીમાં રિસર્ચનું કાર્ય પુરૂ કર્યું. આ હવાલાથી તેમનું નામ ગ્રીનીસ બુક ઓફ વર્લ્ડ રેકોર્ડમાં સમાવેશ કરવાને લાયક છે. તે સિવાય કેટલાય આલિમો છે, જેમણે આંતરરાષ્ટ્રીય એવોર્ડ કે પુરસ્કારો મેળવીને દેશની ગરિમામાં વધારો કર્યો.

દેશને તૂટવાથી બચાવવા માટે એકતા, ભાતૃત્વની ભાવના અને શાંતિનું વાતાવરણ ઉભુ કરવું દેશની પ્રગતિ માટે અત્યંત જરૂરી છે. આ સંદર્ભે પણ દીની મદ્રસાઓની ભૂમિકા બહુ મહત્વપૂર્ણ છે. હઝરત મૌલાના અલીમિયાં નદવી (રહ.) જેવા દીની મદ્રસાઓ સાથે સંલગ્ન ઘણા લોકોએ દેશની એકતા અને સલામતી માટે 'પયામે ઈન્સાનિયત' જેવી ઝુંબેશો ચલાવી. જેની કોમી એકતા યથાવત્ રાખવામાં ઘણી મોટી ભૂમિકા છે.

મદ્રસાની આ વ્યવસ્થા દેશને કેટલા સારા નાગરિકો પૂરા પાડે છે તેનો કંઈક અંદાજો ગૃહખાતાના તે આંકડાઓથી લગાવી શકાય છે, જે

તેણે ૨૦૦૨-૨૦૦૩, ૨૦૦૩-૨૦૦૪, ૨૦૦૪-૨૦૦૫ના ત્રણ વર્ષના પ્રસિદ્ધ કર્યા છે. તે આંકડાઓ મુજબ દીની મદ્રસાઓ સાથે સબંધ ધરાવતા લોકોની અનુક્રમે ૪૬૩, ૪૮૩, ૫૧૪ **F.I.R.** નોંધવામાં આવી. જ્યારે મદ્રસાઓ સાથે સબંધ ન ધરાવતા બીજા લોકોની માત્ર એક જ પોલીસ સ્ટેશનમાં અને એક જ મહિનામાં એક હજારથી પણ વધારે ફરિયાદો (**F.I.R.**) નોંધાઈ. આ પરથી દેશની પ્રગતિમાં દીની મદ્રસાઓની મહત્વતાનો અંદાજો લગાવી શકાય છે. એક આરોપીને પકડવા, તપાસ કરવા માટે કેસ અને પછી જેલ ભેગો કરવા માટે દેશની કેટલી રકમ ખર્ચ થાય છે એ વિચારણીય મુદ્દો છે. મદ્રસાઓ સાથે જ સબંધ ધરાવતી તબ્લીગી જમાઅતની કોશિષોથી લાખો ચોર, બદમાશ, જુગારી અને વ્યભિચારી તૌબા કરી સારા નાગરિકો બને છે.

સત્યતાપૂર્વક મૂલ્યાંકન કરવામાં આવે તો મદ્રસાઓની સ્થાપનાનો હેતુ જ વિદ્યાર્થીઓમાં ઈમાનદારી, જન સેવા અને બુરાઈઓથી બચવાની તાલીમ આપવાનો છે. એટલે જ સમાજ સુધારણા તેમના પાયાનું અભિયાન છે. અને તેનાથી દેશની પ્રગતિ જોડાયેલી છે. તે સિવાય દેશનું રાજકારણ બલ્કે જીવનક્ષેત્રની દરેક વિગતો પ્રગટ કરવામાં આવે તો તેનાથી મદ્રસાઓ વડે કરવામાં આવેલી દેશની પ્રગતિ માટેના પ્રયત્નોનો અંદાજો કરી શકાય છે.

અફસોસ છે કે, દેશના કેટલાક દુશ્મનો માનવતા અને દેશપ્રેમનો પાઠ શીખવનારા આ મદ્રસાઓને બદનામ કરી રહ્યા છે અને તેને આતંકવાદના અડ્ડાઓ તરીકે દર્શાવી રહ્યા છે. અજ્ઞાનવશ કેટલાક ભોળા લોકો પણ તેમની ચાલમાં ફસાય જાય છે. જ્યારે વાસ્તવિક્તા એ છે કે, દેશની આઝાદીથી લઈ આજ સુધી મદ્રસાથી સબંધ ધરાવનાર કોઈ એક માણસ માટે પણ દેશદ્રોહ કે આતંકવાદનો કોઈ આરોપ પૂરવાર થઈ શક્યો નથી. આ વાસ્તવિક્તાનો સ્વીકાર ભૂતપૂર્વ વડાપ્રધાન ડો.મનમોહન સિંઘે પોતાના અમેરિકી પ્રવાસ દરમિયાન કર્યો હતો અને હાલમાં ગૃહમંત્રી શ્રી રાજનાથસિંહે પણ મદ્રસાઓને ક્લીનચીટ આપી છે. એટલે દરેક



દેશપ્રેમીની જવાબદારી છે કે, તે મદ્રસાઓનું સાચું ચિત્ર સામે લાવે અને સરકારનું કર્તવ્ય છે કે, તે આ પ્રકારના આંકડાઓ પ્રગટ કરીને દીની મદ્રસાઓની મહત્વતા સ્પષ્ટ કરે અને દેશની જરૂરિયાત સમજે તેમજ મદ્રસાઓ સાથે સબંધ ધરાવતા લોકોનો આદર કરે.

## સમયનો તકાઝો અને ઉલમાએ કિરામની જીમ્મેદારીઓ

ઈસ્લામ તે ધર્મ છે કે, જે દિવસે તેણે ધર્મરૂપ ધારણ કર્યું, તે જ દિવસે તે રાજનીતિરૂપ પણ હતો. તેનું મિમ્બર તેનું તખ્ત, તેની મસ્જિદ તેની અદાલત અને તેની તૌહીદ ફારાઓ તથા સીઝરોની રાજાશાહી માટે મૃત્યુઘંટ સમાન હતી. સહાબાએ કિરામનું આખું જીવન આ હકીકતનું જ ચિત્રણ છે અને તે જ ઈસ્લામની સાચી તસ્વીર છે.

દુનિયામાં ઈસ્લામ જ એક એવો ધર્મ છે, જે જ્ઞાન સાથે વિશેષ સંબંધ ધરાવે છે તથા ડહાપણ (સમજદારી) સાથે તેને ખાસ સંબંધ છે. તેના મતાનુસાર માનવવંશનો પ્રારંભ જ જ્ઞાનથી થયો અને તે કારણે જ હઝરત આદમ અલયહિસ્સલામના માથા પર સન્માનનો તાજ મૂકવામાં આવ્યો.

કુર્આન શરીફમાં છે કે, "અમે માનવપૂત્રોને સન્માન આપ્યું." તો આજનું ખાનદાની સન્માન તે સન્માનનું પ્રતિબિંબ છે, જે હઝરત આદમ અલયહિસ્સલામને આપવામાં આવ્યું. અને કુર્આન શરીફ આ શબ્દો વડે રજૂ કરે છે, અને અલ્લાહ પાકે હઝરત આદમ અલયહિસ્સલામને બધા નામો શિખવાડી દીધાં. *[૨:૩૧]*

આપણને એવા પયગમ્બર આપવામાં આવ્યા જેમની એક વિશેષતા કુર્આન શરીફે એમ વર્ણવી છે કે "તે પોતાના અનુયાયીઓને જ્ઞાન શીખવે છે." આપણને એવી વહી (ખુદાઈ વાણી) મળી છે, જેનો આરંભ આ શબ્દથી થાય છે કે, "પઢો, તમારા તે પરવરદિગારનું નામ લઈને જેણે તમારું સર્જન કર્યું છે. જેણે માનવીનું સર્જન માંસના ટુકડાથી કર્યુ છે. પઢો, તમારા એ પરવરદિગારના નામ સાથે જેણે તમને કલમ વડે જ્ઞાન આપ્યું. માનવીને એ

વાતનું જ્ઞાન આપ્યું જે એ જાણતો ન હતો.'' *[૯૬:૧–૫]*

તે આરબો જેમની અજ્ઞાનતાના દાખલાઓ આપવામાં આવતા હતા, તેઓ આ દીન મેળવીને જ્ઞાન-વિજ્ઞાનના માલિક બની ગયા. તે કુરૈશ જેમાં આપ (સલ.)ના આગમન વખતે પ્રખ્યાત ઈતિહાસકાર અલ્લામા બલાઝરીના કથન અનુસાર માત્ર સત્તર લોકોને લખતા વાંચતા આવડતુ હતું, તેઓ ઈસ્લામના પ્રકાશથી ઝળહળતા બની સમગ્ર વિશ્વના ગુરૂ બની ગયા. ઈસ્લામ અરબસ્તાનના રણપ્રદેશમાંથી નીકળીને જગતના જે ભાગોમાં પહોંચ્યો તેને જ્ઞાનની રોશનીથી ઝગમગ બનાવી દીધો. મિસર્, શામ, ઈરાન, ઈરાક, ખુરાસાન, આફ્રિકા, પશ્ચિમ બધે જ જ્ઞાનની વસંત ખીલી ઉઠી. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના માનવંત સાથીઓ તથા તે સાથીઓના અનુયાયીઓએ પયગમ્બર (સલ.)ના હસ્તે જે જ્ઞાન મેળવ્યું તેને સમગ્ર જગતમાં વહેંચ્યું. આજે તેમના પ્રયત્નોના પ્રતાપે જ અરબસ્તાનની ભૂમિથી હજ્જારો માઈલ દૂર બેસીને આપણા આલિમો જ્ઞાનની સરવાણી વહાવી રહયા છે.

મદીનાની નાની મસ્જિદ જે મસ્જિદે નબવીના નામથી મશહૂર છે, મુસ્લિમોની પહેલી શાળા હતી. તે ઉપાસનાગૃહ પણ હતી અને વિદ્યાધામ પણ. મુસ્લિમો જ્યાં ગયા ત્યાં તેમની મસ્જિદો તેમના મદ્રસા બની રહયા. અહીં સુધી કે પૂર્વિય ઈરાન (ખુરાસાન)માં મદ્રસાના નામથી ચોથી સદી હિજરીમાં જુદી ઈમારતો બનાવવાનું ચલણ થયું. જ્યાં સુધી જરૂરતનો સંબંધ છે, આ ભાગલા મુસ્લિમ સભ્યતાની વિશાળતાનું એક અનિવાર્ય પરિણામ હતું, પરંતુ જયાં સુધી વાસ્તવિકતાનો સંબંધ છે એ વાત ભૂલવી ન જોઈએ કે આપણી જ્ઞાનપ્રાપ્તિ આપણી ઈબાદત (ઉપાસના)નો જ એક ભાગ છે. આપણી મસ્જિદો જ આપણી શિક્ષણ સંસ્થાઓ છે. તેનો હેતુ એ છે કે, જેમ આપણી ઈબાદત (પૂજા) માત્ર ખુદા માટે હોય છે, તેમ આપણી જ્ઞાનપ્રાપ્તિ પણ માત્ર ખુદા માટે જ હોવી જોઈએ. કારણ કે ઈસ્લામમાં જ્ઞાન મેળવવાનું અંતિમ લક્ષ્ય નોકરી કે પ્રસિધ્ધિ નથી, કે તેની



પાછળ રોજી રોટી રળવાનો કે દુનિયા કમાવાનો આશય નથી, બલ્કે તેનો મકસદ ખુદાની સાચી ઓળખ તથા તેના આદેશોની જાણકારી મેળવવાનો છે. અને તેના વડે તેની ખુશી મેળવવાનો છે. એટલે જે માણસ આ હેતુ સિદ્ધ કરવા માટે ઈલ્મ (જ્ઞાન) પ્રાપ્ત નથી કરતો તે સાચો જ્ઞાની પણ નથી.

આપને તિર્મિઝી શરીફની તે રિવાયત તો યાદ હશે (જેને બયાન કરતી વખતે ઈમામ તિર્મિઝી બેહોશ થઈ જતા હતા) કે એક આલિમને એમ કહી દેવામાં આવશે કે, ''તમે વિદ્વતા (ઈલ્મ) એટલા માટે હાંસલ કર્યો હતો કે લોકો તમને મોટા વિદ્વાન (આલિમ) કહે.'' તો તેમને કહી દેવામાં આવશે કે, તમને તમારી મજૂરી મળી ગઈ. પછી તેમને નર્ક ભેગા કરી દેવામાં આવશે.

હદીષોમાં ઉલમાએ સૂઅ્ (બુરા આલિમો)ના બૂરા અંજામ વિશે જે બતાવવામાં આવ્યું છે તેનાથી આપમાંથી કોણ વાકેફ નથી. ડગલેને પગલે અલ્લાહ પાકની પનાહ (આશ્રય) માંગતા રહેવું જોઈએ કે, અલ્લાહ પાક આવી ખોડખાંપણોથી મુકત રાખે અને આપણને યહૂદીઓના તે આલિમો જેવા ન બનાવે, જેમને કુર્આને એવા ગધેડાઓ સાથે સરખાવ્યા છે, જેની ઉપર શાસ્ત્રો (કિતાબો) લદાયેલાં છે. (પરંતુ તેને તેનાથી કોઈ ફાયદો નથી.) તેમજ આપણી જીવનપદ્ધતિ એવી ન હોવી જોઈએ કે, આપણા ઉપર કુર્આનની એ વાત બંધબેસતી આવી જાય કે ''તમે લોકોને તો નેકીની તાલીમ આપો છો અને ખુદ પોતાને ભૂલી જાઓ છો.'' *[૨:૪૪]*

એક આલિમે દીનનો સૌથી પહેલો ફર્ઝ એ છે કે, અલ્લાહપાક સાથે તેનો સંબંધ મજબૂત હોય. તેનો પ્રત્યેક કદમ અલ્લાહ પાક માટે ઉપડે, તેની પ્રવૃત્તિનું કેન્દ્રબળ ખુદા તઆલાની હસ્તી તથા તેની ખૂશી હોય, તેનું જ્ઞાન પહેલાં તેના માટે હોય પછી બીજાઓ માટે હોય. ''પહેલાં બોધગ્રહણ કર, પછી લોકોને બોધ આપ.''વાળી કહેવત તેની નજર સમક્ષ હોવી જોઈએ. જેનો મામલો ખુદા સાથે બરાબર નથી, જેના અમલમાં ઈખ્લાસ (શુદ્ધતા) નથી, તેના માટે કોઈ ખૈર-બરકત નથી.

પ્રાચીન વિદ્વાનો (આલિમો)ની ઉંમરો લગભગ આપણી ઉંમરોથી વધારે ન હતી, પરંતુ આ ટૂંકી મુદતમાં તેમણે જે મોટા મોટા કારનામાઓ અંજામ દીધા, જે દળદાર ગ્રંથો ઈલ્મની યાદગારરૂપ છોડી ગયા, પોતાના શિષ્યોનું એક વિશાળ વર્તુળ મૂકી ગયા, તે ઈતિહાસના પાનાઓમાં હેરતભરી નિગાહથી વાંચવામાં આવે છે. જો દુનિયામાં ઈબ્ને જરીર તબરી રહ.ની કોઈ બીજી કિતાબ ન હોત, અને માત્ર તેમની તફસીરના આ ત્રીસ ભાગો હોત તો પણ તેમની દીની તથા ઈલ્મી સેવા માટે એક હેરતભર્યો દાખલો બની જત. પરંતુ આ દળદાર કૃતિ સહિત હદીષ, કાયદાશાસ્ત્ર તથા ઈતિહાસના તેમના બીજા અનેકાનેક કારનામાઓ મોજુદ છે.

ઈબ્ને જવઝી (રહ.)ની કૃતિઓનું તેમના જીવનના આધારે ગણિત માંડવામાં આવે તો દરરોજ ૬ પાનાઓની સરેરાશ નીકળે છે. ઈમામ રાઝી (રહ.)ની માત્ર તફસીરે કબીર જ લખાઈ હોત, તો તેમના જીવનની બહુ મોટી સિધ્ધિ લેખાતે, પરંતુ તેમનું લેખનકાર્ય આ સિવાય પણ હજ્જારો પાનાઓ પર પથરાયેલું છે. અને તે પણ એવી સ્થિતિમાં જ્યારે મુસ્લિમ વિશ્વ ઉપર તાતારીઓ ફરી વળ્યા હતા. ઈમામ માલિક (રહ.)ના શાગિર્દોમાં એશિયા, અફ્રિકા અને યૂરોપ એમ ત્રણ ખંડોના નિવાસીઓ શામેલ હતા. ઈમામ બુખારી (રહ.)ના નેવું હજાર શાગિર્દો હતા. આવા કેટલાક દાખલાઓ છે, જેનો હેતુ માત્ર એ દર્શાવવાનો છે કે આ મહાન બુઝુર્ગોના કાર્યોની આ વિશાળતા તેમની સારી નિય્યતને આભારી હતી. આજે પણ આપણી સફળતા તે જ સિદ્ધાંતોમાં છુપાયેલી છે, જે સિદ્ધાંતો વડે પહેલાં લોકોને સફળતા પ્રાપ્ત થઈ હતી.

હઝરત ઈમામ માલિક (રહ.)નું આ કથન ભૂલવા જેવું નથી કે, ''આ ઉમ્મતના પાછલા કાળના લોકોનો સુધાર પણ તે જ નિયમ દ્વારા થશે, જે નિયમ દ્વારા પહેલા કાળના લોકોનો સુધાર થયો હતો.''

આપણે ત્યાં જ્ઞાન જ્યારે વાદ-વિવાદ તથા શાસ્ત્રાર્થ (મુનાઝિરા) માટે રહી ગયું અને સલજૂકી બાદશાહોના કાળમાં કાનૂનવિદોએ જ્ઞાનને



નોકરી તથા દરબારોમાં માન ઈકરામ મેળવવાનું સાધન બનાવ્યું તો પછી જે ખરાબ હાલત થઈ, તેનો જે બળાપો હઝ. ઈમામ ગઝાલી (રહ.)એ ''ઈહ્યાઉલ ઉલૂમ''માં કાઢયો છે, તે આજે પણ આપણા બોધગ્રહણ માટે પૂરતો છે. બગદાદમાં હંબલી તથા અશાઈરા વચ્ચે રકતરંજિત અથડામણો અને સલજૂકી કાળમાં અશાઈરા તથા મુઅતઝિલા વચ્ચે પરસ્પર ખટરાગના કડવા પરિણામો ભૂલવા જેવા નથી. પહેલી ઘટના બગદાદની તબાહી માટે કારણભૂત બની અને બીજી ઘટના 'અલમવત'માં બાતિનિય્યા (ભૂગર્ભવૃત્તિ ધરાવતો સંપ્રદાય)ના ૧૦૦ વર્ષિય શાસન માટે ભૂમિકારૂપ બની. ખુદ આપણા દેશમાં આજ સુધી ઉલમાએ સાંપ્રદાયિક નિયમ મુજબ સત્યના મંડન તથા અસત્યના ખંડન માટે જે રીતો અપનાવી તથા તેના જે પરિણામો આવ્યાં તે કોનાથી છુપાયેલા છે. આ અફસોસજનક ઝઘડા-ઓના કારણે ઉમ્મતની એકતાને હાનિ પહોંચી છે. તથા મુસ્લિમો નાના નાના સંપ્રદાયોમાં એવી રીતે વહેંચાય ગયા છે કે, સાચા અર્થમાં દીનની પવિત્રતાનું કોઈને ભાન નથી. અને બધાં એવી મૂર્ખતામાં રાચે છે કે, ''ડાળીઓને પાણી પાવાથી મૂળિયાંઓ મજબૂત બનશે.''

વર્તમાનકાળમાં ખાસ કરીને ઉલમા વર્ગે આ સંપ્રદાયવાદના કુંડાળા-માંથી બહાર આવી ઈસ્લામની સેવા તથા મુસ્લિમોના શુભેચ્છા કાર્યોમાં રત રહેવું જોઈએ. આજે આપણાં જે ફિકહી (સંહિતા સંબંધી) મતભેદો છે તે ઓછાવત્તા અંશે સહાબાએ કિરામ (રદી.)ના કાળથી ચાલ્યો આવે છે. એકના મતે એક મસ્અલો મજબૂત છે, તો બીજાના મતે અન્ય પાસું મજબૂત છે. આ બધા વાદવિવાદ છતાં સહાબાએ કિરામ 'મુસ્લિમો ભાઈ ભાઈ છે' તેમજ ''જાણે કે સીસાથી પિગળાવેલ દીવાળ''ના નમૂનારૂપ હતા. તો શું કારણ છે કે આજે પણ આપણે (તેમના અનુસરણ કરતાં) પોતપોતાના વિવાદાસ્પદ મુદ્દાઓ સહિત હળીમળીને એકતા સાધી નહીં શકીએ ? ''અને તેણે તમારું નામ મુસ્લિમ રાખ્યું'' તેને ચરિતાર્થ કરી ન શકીએ?

આજે પરિવર્તનશીલ વિશ્વની જાણકારી વગર આપણે મુસ્લિમોની

સેવા કરી શકવાના નથી. રાજકીય તથા આર્થિક સ્થિતિ એટલી ઝડપથી બદલાઈ રહી છે કે, તેનું મૂલ્યાંકન કરવુ તથા તેના ઉકેલની યુકિત વિચારવી એક મુસ્લિમ આલિમ માટે અત્યંત જરૂરી છે. માત્ર મોઢું ફેરવી લેવાથી સમસ્યા હલ નથી થઈ જતી. કપરા સંજોગોનો મુકાબલો કરી મુસ્લિમો માટે સન્માનપૂર્ણ સ્થિતિ સર્જવા માટે પણ એક આલિમે દીને પ્રયત્નો કરવા જોઈએ.

ઈસ્લામ તે ધર્મ છે કે, જે દિવસે તેણે ધર્મરૂપ ધારણ કર્યુ, તે જ દિવસે તે રાજનીતિરૂપ પણ હતો. તેનું મિમ્બર તેનું તખ્ત, તેની મસ્જિદ તેની અદાલત અને તેની તૌહીદ ફારાઓ તથા સીઝરોની રાજાશાહી માટે મૃત્યુઘંટ સમાન હતી. સહાબાએ કિરામનું આખું જીવન આ હકીકતનું જ ચિત્રણ છે અને તે જ ઈસ્લામની સાચી તસ્વીર છે.

આલિમોનું કાર્ય પઢવા-પઢાવવા સુધી મર્યાદિત નથી. તેમણે પોતાના પૂર્વજોના નકશેકદમ પર ચાલીને વ્યવહારિક જીવનમાં પણ ઉતરવું જોઈએ. જ્ઞાનની સાથોસાથ અમલી સ્વરૂપે પણ પ્રવૃત્ત થવાની જરૂર છે. આજે સ્પર્ધાનો યુગ છે. જ્ઞાન ઈષ્ટ-અનિષ્ટ (સારા-ખરાબ) વચ્ચે ભેદરેખા દોરે છે, પરંતુ એ પુરતી નથી. જ્યાં સુધી ઈષ્ટને પામવાની ઝંખના તથા અનિષ્ટથી બચવાની આપણી અંદર ખેવના ના હોય. જ્યારે મુસ્લિમોનો સૂર્ય મધ્યાહ્ને તપતો હતો, તેમજ શાસક અવસ્થામાં હતા ત્યારે ભય હતો કે મુસ્લિમો કયાંક દુનિયાની મોહમાયામાં ફસાઈને આખિરતથી બેધ્યાન ન થઈ જાય એટલે તે વખતે આલિમોએ દુનિયાની ક્ષણભંગુરતાનો મુદ્દો ઉપસાવી સંયમિત વૈરાગ્યની વાત કરી. હવે, આજે ચિત્ર બદલાય ગયું છે. હવે શાસન હોવા છતાં સન્માનપૂર્ણ સ્થાન નથી. આ સન્માનપૂર્ણ સ્થાનની પુનઃ પ્રાપ્તિ માટે જરૂરી છે કે, ઉલમા વર્ગ સૈધ્ધાંતિક સ્તરે તેને પૂરવાર કરે અને વ્યવહારિક સ્તરે તેને સિધ્ધ કરવા માટે મુસ્લિમોમાં પ્રાણ ફૂંકી યોગ્ય દિશામાં પ્રવૃત્ત થવા માટે ઉભારે. જેથી તેઓ એ સ્થાન મેળવી શકે, જે દુનિયાના અંતિમ ધર્મના અનુયાયીઓ માટે જ શોભે છે.



# મુસ્લિમોની દીની-દુન્યવી પ્રગતિ તથા દેશની આઝાદી-ઉન્નતિમાં દેવબંદી વર્ગનો મહત્વનો ફાળો

ભારતમાં મુસ્લિમ શાસનના પતન અને અંગ્રેજી સામ્રાજ્યની સ્થાપના થતાં મુસ્લિમોને જે ધાર્મિક, રાજકિય, આર્થિક, શૈક્ષણિક અને સામાજિક પ્રશ્નો ઉપસ્થિત થયા. તેને દૂર કરવા અલગ અલગ જમાઅતો અને સંસ્થાઓ સ્થાપવામાં આવી. રાજકીય રીતે મહાન મુહદ્દિષ શાહ અ.અઝીઝ દહેલ્વી (રહ.)એ અંગ્રેજો વિરૂધ્ધ ફત્વો આપ્યો. અને ભારતની સ્વતંત્રતાની ચળવળ શરૂ થઈ. શાહ અહમદશહીદ અને મૌ. ઈસ્માઈલ શહીદ (રહ.)ની આગેવાની હેઠળ, અને ત્યારબાદ ૧૮૫૭ના સંગ્રામમાં દેવબંદના આલિમો દ્વારા અમલી રીતે સ્વજાતે શામલી (યુ.પી.)માં શરીક થવાથી લઈ ભારતની આઝાદી સુધીની લાંબી મંઝિલ લગાતાર દેવબંદ અને સહારનપૂરના આલિમો તથા એમના દ્વારા કાયમ કરેલ જમીઅતે ઉલમાએ હિંદ અને બીજી પેટા જમાઅતોએ હિંદુ ભાઈઓ સાથે મળીને દરેક મોરચે બલીદાનો આપ્યા. અને કોંગ્રેસે ચાહે ભારતના ભાગલા કબૂલ કરી લીધા, પરંતુ જમીઅતે ઉલમા તે કબૂલ કરવા તૈયાર ન હતી. આ માટે જમીઅતે ઉલમાને મુસ્લિમ લીગના કાર્યકરો તરફથી ઘણી માનસિક, સામાજિક બલ્કે ધાર્મિક તકલીફો આપવામાં આવી, પરંતુ દેવબંદના આલિમોએ તે છતાં ભારતના ભાગલાને બિલ્કુલ પસંદ કર્યા ન હતા. તેમની વતન પ્રત્યેની મુહબ્બત અને તેના માટે સ્વજાતે અર્પેલ કુર્બાનીઓનો ઈતિહાસ તેમને ભાગલાનો વિચાર સુધ્ધાં કરવા માટે તૈયાર કરતો ન હતો. અને આજે પણ દેવબંદી વર્ગ ભારતની એકતા તથા અખંડતામાં અતૂટ વિશ્વાસ ધરાવે છે. માટે તેમની બધી જ પ્રવૃત્તિઓ દેશની પ્રગતિના રચનાત્મક કાર્યોમાં જ લાગેલી રહે છે.

શૈક્ષણિક અને ધાર્મિક (પોતાની ઈસ્લામી સંસ્કૃતિ અને વિચારધારા) પ્રશ્નોના નિરાકરણ માટે દેવબંદ, સહારનપૂર અને લખનૌમાં ઈસ્લામી યુનિવર્સિટીઓની સ્થાપના કરીને મુસ્લિમ સમાજમાં દીની જાગૃતિ પેદા કરી. અને તેના ફળસ્વરૂપે આજે ભારતિય ઉપખંડમાં સહીહ ઈસ્લામી

તઅલીમ આપતા લાખો દારૂલ ઉલૂમો, મદ્રસાઓ અને આલિમોનું મજબૂત નેટવર્ક કાયમ થઈ ગયુ છે. આ સાથે સામાન્ય મુસ્લિમ સમાજમાં ઈસ્લામી, અખ્લાકી (નૈતિક) મૂલ્યોનું જતન અને સમાજમાંથી કુરિવાજો, જડતા તથા કટ્ટરવાદ ખતમ કરી વિનમ્રતા, વિવેકબુધ્ધિ અને આખિરતની તૈયારી કરવા માટેના અમલો તરફ લોકોને આકર્ષવા માટે તબ્લીગી જમાઅતના સ્વરૂપમાં એક દઅવતી મિશન શરૂ કરવામાં આવ્યું. અને આજે અલ્હમ્દુલિલ્લાહ વિશ્વવ્યાપી ખ્યાતિ પામી તેણે દુનિયાના કરોડો મુસ્લિમોને સમાજ વિરોધી બુરાઈઓ ત્યજી સાચા ઈસ્લામી માર્ગ તરફ વાળ્યા છે.

સમાજના ગરીબ વર્ગની બુન્યાદી જરૂરતો પૂરી પાડવા દવા-ઈલાજ તથા કુદરતી કે માનવસર્જિત આફતો સમયે સમાજને મદદરૂપ થવા માટે રિલીફ કમિટીઓ, વિવિધ અંજુમનો, જમીઅતે ઉલમા તથા બીજી સંસ્થાઓ તરફથી સહયોગ મળતો રહે છે. ગુજરાતના તોફાન પિડિતો માટે પાંચ હજારથી વધુ પાકા મકાનો બનાવી જમીઅતે ઉલમાએ ગુજરાતના મુસ્લિમો માટે મદદનો રેકોર્ડ કાયમ કર્યો છે. આ સાથે જમીઅત તથા બીજી ધાર્મિક સંસ્થાઓ અને દારૂલ ઉલૂમો તરફથી સમગ્ર ભારતમાં નાના મક્તબો (પ્રાયમરી શિક્ષણ)ની જાળ બિછાવવામાં આવી છે. જેથી મુસ્લિમોના નાના ભૂલકાઓ દીની શિક્ષણથી વંચિત ન રહે. તથા સમયની જરૂરત પ્રમાણે જગ્યાએ જગ્યાએ દુન્યવી શિક્ષણ આપતી પ્રાથમિક-માધ્યમિક શાળાઓ, કોલેજો અને આઈ.ટી.આઈ.ના વર્ગો પણ કાયમ કર્યા. સામાજિક પ્રશ્નોના ઉકેલ માટે બધા જ દારૂલ ઉલૂમોના દારૂલ્ઈફતા વિભાગો તથા મૂફતી હઝરાતના ફત્વાઓના દળદાર પુસ્તકો ઉર્દૂ, ગુજરાતી, ઈંગ્લીશ અને દેશની અન્ય ભાષાઓમાં છપાય ચૂકયા છે.

**સમયની મહત્વની જરૂરત માટે ફિકહી એકેદમીઓની સ્થાપના :**

પરંતુ વર્તમાન યુગમાં વૈજ્ઞાનિક શોધખોળો અને નિતનવા સંશોધનો તથા ઉદ્યોગો, વેપાર-વાણિજ્ય, આયાત-નિકાસ તથા ડોકટરી લાઈનની હરણફાળ પ્રગતિએ ઘણા નવા મસાઈલ ઉત્પન્ન કર્યા છે, જે થોડા સમય



પહેલાના ઉલમાએ કિરામની કલ્પનામાં પણ ન હતા. સાથે આ વાત પણ જાણવી જરૂરી છે કે, આજના યુગમાં આ મસાઈલને હલ કરવા ઘણું જ નાજુક અને મહત્વનું કામ છે, જેમાં થોડી સમજફેરથી અથવા વધુ પડતી છૂટછાટથી ખતરનાક દીની નુકસાન પહોંચવાનો ભય છે. એના માટે કુર્આન શરીફ અને હદીસ શરીફમાં ઉંડો અભ્યાસ, દ્રઢતા, દીર્ઘદ્રષ્ટિ અને ભારે સાવચેતીની જરૂર છે.

આ જ કારણોસર હઝરત મૌ. મુહમ્મદ શરીફ સા. (રહ.) ફરમાવતા હતા કે, વિજ્ઞાનના ઘણા એવા મસાઈલ, જેમનો સ્પષ્ટ આદેશ કુર્આન શરીફ અને હદીસ શરીફમાં નથી. તેના હલ માટે ફિકહ અને ઉસૂલે ફિકહની રોશનીમાં ઘણી તહકીક અને મહેનતની જરૂર છે. આગળ ફરમાવે છે કે, થવું તો એમ જોઈતું હતું કે, ઈસ્લામી જગતના ચુનંદા ફુકહા અને પરહેઝગાર માણસો ભેગા થઈ સંયુકત રીતે મસાઈલ હલ કરે.

હઝરત અલી (રદી.)એ અર્જ કરી કે હે અલ્લાહના રસૂલ ! (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) જો કોઈ એવી નવી સમસ્યા ઉત્પન્ન થાય કે કુર્આન શરીફ અને હદીસ શરીફમાં તેનું સ્પષ્ટ વર્ણન અમોને ના મળે તો શું કરવું ? આપ (સલ.)એ ફરમાવ્યું કે, (અનુભવી) ઉલમાએ કિરામ અને પરહેઝગાર લોકોને એકત્ર કરી સલાહથી કામ લો. કોઈ એકના મંતવ્ય પર ફૈંસલો ન કરો. *[જવાહિરૂલ્ફિકહ]* તફસીરે કુર્તુબીમાં છે કે, સહાબાએ કિરામ અહકામ વિશે સલાહ–સૂચન કરી કુર્આન શરીફ અને હદીસ શરીફનો ઊંડાણથી અભ્યાસ કરતા હતા. *[કુર્તુબી : ભાગ–૧૬, પેજ–૩૭]*

મદીના મુનવ્વરામાં સાત ફુકહાએ કિરામની જમાઅત હતી. જ્યારે કોઈ નવી સમસ્યા ઉપસ્થિત થતી તો આ સાતેવ ફુકહાએ કિરામ ભેગા મળી ચર્ચા-વિચારણા કરી ફૈંસલો આપતા. એમની તહકીક વગર કોઈ કાઝી ફૈંસલો આપી શકતા ન હતા.

આપણા ઈમામ અબૂ હનીફા (રહ.) એ ઈલ્મના ભંડાર હોવા છતાં વિભિન્ન જ્ઞાનના ભંડારસમા ઉલમાની એક મજલિસ સ્થાપી હતી, જેમાં

વિવિધ મસાઈલ પર વિચાર-વિમર્શ થતી હતી.

એ જ પ્રમાણે સુલ્તાન ઔરંગઝેબ (રહ.)એ સમયના પ્રખર ઉલમાએ કિરામની મજલિસ સ્થાપી ઈસ્લામી ફિકહની ભવ્ય સેવાઓ બજાવી છે. જેના ફળસ્વરૂપે ફતાવા આલમગીરી જેવી દળદાર કિતાબ આપણા સમક્ષ મૌજૂદ છે. હઝરત થાનવી (રહ.) પણ નવા મસાઈલની તહકીક માટે પોતાના હોનહાર શાગિર્દો અને ઉલમાએ કિરામના મશ્વેરાથી કામ લેતા હતા.

હિન્દુસ્તાનની આઝાદી બાદ ઘણી નવી સમસ્યાઓએ જન્મ લીધો, તો ઉલમાએ દેવબંદે તેને હલ કરવા માટે સમગ્ર ભારતના ઉલમાએ કિરામને સાથે રાખી અલગ કમીટીઓની સ્થાપના કરી.

હઝરત મૌલાના અબુલ હસન અલી નદવી સા. (રહ.) ફરમાવે છે કે, સંચાર સાધનો (તાર, ટેલીફોન, વાયરલેસ, રેડીયો અને ટપાલ વગેરે) નવી શોધોને લઈ ચાંદના મસ્અલામાં ઘણા વિવાદો સર્જાયા. તો હિન્દુસ્તાનના ઉલમાએ કિરામે તેની તરફ ધ્યાન આપ્યું. જમીઅતે ઉલમાના નેજા હેઠળ અને નિમંત્રણથી ૧૯૫૧માં મુરાદાબાદમાં એક ફિકહી ઈજતેમાઅ (સંમેલન) યોજાયો, જેમાં બધા જ દારૂલ ઉલૂમોના પ્રખર ઉલમાએ કિરામ શરીક હતા. ખાસ કરીને સૌના માનીતા બે બુઝુર્ગો શૈખુલ ઈસ્લામ હઝરત મૌલાના સય્યદ હુસૈન અહમદ મદની સા. (રહ.) અને હઝરત મૌલાના મૂફતી કિફાયતુલ્લાહ સા. (રહ.) પણ શરીક હતા. ઉપરોક્ત હાલાતના તકાઝા અને એહસાસને લઈ નદવતુલ ઉલમા (લખનૌ) તરફથી મજલિસે તહકીકાતે શરઈય્યહ અને જમીઅતે ઉલમા તરફથી ''ઈદારા અલ્મબા-હિસુલિફકહિય્યહ'' નામની સંસ્થાઓ સ્થાપવામાં આવી.

પાછલા વર્ષોમાં મુસ્લિમ પર્સનલ લોમાં ફેરફાર કરવાની અવાજો ઘણા જોરશોરથી ઉઠી. સરકાર રાજકીય કારણોસર પોતે કોઈ પગલું લઈ શકતી ન હતી, તો અમુક ભાડુતી મુસ્લિમો અને ગૈર મુસ્લિમો મારફત પાર્લામેન્ટમાં તથા ન્યૂઝપેપરોમાં પણ લખવામાં આવ્યું, તો ગૈરતમંદ અને દીર્ઘદ્રષ્ટિ ધરાવનાર દેવબંદી ઉલમાએ કિરામ અને બુઝુર્ગો ઈમાની



ફિરાસતથી સમજી ગયા કે સરકારની નિય્યત આ બહાને સમાન સિવિલ કોડ રચવાની છે. જેથી મુસ્લિમ પર્સનલ લો બોર્ડના નામથી ડિસેમ્બર ૧૯૭૨ના મુંબઈમાં બધી જ મુસ્લિમ જમાઅતો અને વર્ગના લોકો સાથે ભેગા મળી સંયુકત પ્લેટફોર્મ રચ્યું.

દારૂલ ઉલૂમ દેવબંદના વખાણપાત્ર ફરજંદ હઝરત મૌલાના કાઝી મુજાહિદુલ ઈસ્લામ કાસિમી સા. (રહ.) લખે છે કે, પર્સનલ લો ની મિટીંગો અને જલ્સાઓમાં ઘણી જગ્યાએ જવાનું થયું. દેશના અલગ અલગ પ્રદેશોમાં ઉલમાએ કિરામ અને ગ્રેજ્યુએટ લોકોથી મળી મુસ્લિમોની સમસ્યાઓ અને ગૂંચવાએલ મસાઈલ જાણવાનો અવસર પ્રાપ્ત થયો. તો ઘણી તિવ્રતાથી આ એહસાસ થયો કે જલ્દીથી જ એક એવી જમાઅત અસ્તિત્વમાં આવવી જોઈએ, જે પધ્ધતિસર નવા મસાઈલ પર વિચાર કરી ઈસ્લામી કાનૂનની રોશનીમાં તેનો સચોટ હલ કાઢે, નહીં તો પશ્ચિમી સંસ્કૃતિની આંધી ઉમ્મતને ઘણું મોટું નુકસાન પહોંચાડશે. આવા નાજુક અને કપરા સમયમાં કંઈ કરવાની નિય્યતથી ''મરકઝુલબહસિલ્ઈલ્મી''ની બુન્યાદ નાખવામાં આવી. અને મરકઝ તરફથી એક તહકીકી (સંશોધનિય) ફિકહી ત્રિમાસિક મેગેઝીન ''બહસોનઝર''ના નામથી શરૂ કરવામાં આવ્યું. જે હાલમાં પણ પ્રકાશિત થઈ રહ્યું છે. ત્યાર બાદ એપ્રિલ ૧૯૯૮માં દિલ્હીમાં પહેલો સેમિનાર થયો, જેમાં હઝરત મૌલાના અલીમિયાં સા. નદવી (રહ.) અને હઝરત મૌલાના સૈયદ મિન્નતુલ્લાહ રહમાની સા. (રહ.)ની હાજરી અને હઝરત મૌલાના મસીયુલ્લાહખાં સા. (રહ.) હઝ. મૂફતી મહમૂદુલહસન સા. ગંગોહી (રહ.) અને હઝ. મૌલાના મૂફતી નિઝામુદ્દીન સા. (રહ.)ના અનુમોદિત મુબારક વાક્યોએ આ સેમિનારને ઘણો જ રસપ્રદ અને સફળ બનાવ્યો. તેનાથી પ્રેરણા લઈ આ કામને વધુ વેગવાન બનાવવા અને આગળ ધપાવવા માટે ઈસ્લામિક ફિકહ એકેડમીના નામે સંસ્થા ઉભી કરવામાં આવી. જેના અત્યાર સુધી ચોવીસ (૨૪) કામ્યાબ સેમિનાર (સંમેલનો)માં સો (૧૦૦) અતિ મહત્વના વિવિધ મસાઈલ ઉપર ચર્ચા-વિચારણા કરવામાં આવી. અને આ

વર્ષે ફેબ્રુઆરીમાં પચ્ચીસમો સેમીનાર યોજાવાની તૈયારીઓ ચાલી રહી છે.

આ ફિકહી સેમીનારોએ ભારતના ઉલમાએ કિરામ અને નવયુવાન મૂફતીઓમાં ચિંતનમનન, જ્ઞાનની ઉત્સુકતા અને ઊંડા અભ્યાસની ધગશ તથા નવા જોશ-જુસ્સાની ભાવના અને ચેતના પેદા કરી, નવા નવા મસ્અલાઓ તરફ ધ્યાન કેન્દ્રિત કર્યું. અને હળીમળીને વિચાર-વિમર્શનું વાતાવરણ ઉત્પન્ન થયું. આ બધા ફૈસલાઓ ''મહત્વના ફિકહી ઠરાવો''ના સ્વરૂપમાં છપાય ચૂકયા છે, અને આ સેમીનારોમાં રજૂ થયેલ બધા ઈલ્મી સંશોધનિય નિબંધોને અલગથી પુસ્તકોના સ્વરૂપમાં પાંત્રીસ ભાગમાં તૈયાર કરવામાં આવી રહ્યા છે. જેમાંથી પાંચ (૫) ભાગ નવા શાનદાર એડીશનોમાં છપાય ચૂકયા છે. સાથે મોર્ડન યુગને લગતી ઈસ્લામી જગતની અરબી કિતાબોનું ઉર્દૂમાં રૂપાંતર કરી ઉલમાએ કિરામ તથા સામાન્યજનો માટે સહુલત કરી રહ્યા છે, જેમાં અલ્મવસુઅતુલ્ફિકહિય્યહ (મસાઈલ વિશેનો દળદાર ગ્રંથ) જે કુવૈતથી ચાલીસ વોલ્યુમમાં છપાય ચૂકી છે. તેનું ઈસ્લામી ફિકહ એકેદમી દીલ્હી તરફથી સંપૂર્ણ ઉર્દૂમાં રૂપાંતર કરી (કુલ પિસ્તાલીસ દળદાર ભાગમાં) કુવૈતના વકફ મંત્રાલય તરફથી છપાવાનું શરૂ થઈ ચૂકયુ છે. નમુનારૂપે પહેલો ભાગ સરસ કાગળ અને શાનદાર પ્રિન્ટીંગ, ડીઝાઈન, બાઈન્ડીંગ સાથે છપાયને આવી ચૂકયો છે. આ સિવાય ઈસ્લામી ફિકહ એકેડમી તરફથી મોર્ડન ફિકહને લગતી સો (૧૦૦)થી વધુ કિતાબો છપાય ચૂકી છે.

આ સાથે મદ્રસાઓથી ફારિગ થયેલ નવયુવાન આલિમો, મૂફતી-ઓની સંશોધનની વૃત્તિ બાકી રાખવા માટે અલગ અલગ જગ્યાએ ટ્રેનીંગ કોર્ષો માટેના કેમ્પોનું પણ આયોજન કર્યું છે. અને જે આલિમો પોતાના અભ્યાસમાં પ્રથમ વર્ગથી પાસ થયા હોય, તથા મહેનતી પણ હોય, તેમના માટે સ્પેશિયલ બે વર્ષનો મૂફતી તથા કાઝીનો કોર્ષ પણ રાખવામાં આવ્યો છે. તેમના રહેવા, ખાવા-પીવા વગેરેની બધી જ સહુલતો સાથે સ્કોલરશીપ પણ આપવામાં આવે છે.



નવયુવાન આલિમો નવા મસાઈલ બાબતે આપસમાં બેસી ચિંતન-મનન અને વાદવિવાદ (બહસ) તથા પરામર્શ કરે, તે હેતુથી અત્યાર સુધીમાં ચૌદ તઅલીમી મિટીંગોનું પણ આયોજન કરવામાં આવ્યું છે. જેમાં આધુનિક મસાઈલ વિશે ચર્ચા-વિચારણા કરવા માટે આ બાબતોના નિષ્ણાત આલિમો, પ્રોફેસરો, ડોકટરો, વકીલો વગેરેને વિવિધ દેશોમાંથી બોલાવી તેમની પાસે લેકચરો પણ આપવામાં આવ્યા છે.

અત્યાર સુધી થયેલ ૨૪ ફિકહી સેમીનારોમાં આધુનિક મસાઈલના મહત્વના વિષયો આ પ્રમાણે છે :

માનવ અંગોને અલગ અલગ પ્રકારના ઓપરેશનો મારફત જોડવા બાબત ડોકટરી નૈતિકતા, બર્થ કંટ્રોલ, દુકાન મકાનની પાઘડી, કરન્સી નોટ, બે દેશોની કરન્સીઓની અદલાબદલી, બેંક વ્યાજ, વેપારિક વ્યાજ, ઈસ્લામી બેન્કીંગ વ્યવસ્થા, હક્કો (ટ્રેડમાર્ક, પ્રકાશન, ગુડવીલ, કંપનીના નામો)નો વેપાર, વીમા કંપની, ઝકાતને લગતા નવા મસાઈલ, ઉશ્ર (જમીનની ઝકાત) વિશે ઈસ્લામી વ્યવસ્થા, ભારતિય જમીનોના ઉશ્રી અથવા ખિરાજી હોવા બાબત, મશીનથી જાનવરને ઝબહ કરવુ, ચાંદ બાબત, શરઈ અહકામમાં જરૂરત, હાજત વગેરે સખ્ત મજબૂરીઓને લઈ મસાઈલમાં છૂટછાટ, નિકાહમાં શર્તોનો હુકમ, કબ્ઝા પહેલા વસ્તુઓની લેવડદેવડ, શેર માર્કેટીંગ, વકફ, હપ્તેથી વસ્તુઓનો વેપાર, હજ્જ-ઉમરહને લગતા નવા પ્રશ્નોનો હલ, કલુનિંગ (માનવી અંગો વિશે), ઈન્ટરનેટથી થતા વેપાર-નિકાહ વગેરે, મીડિયાને લગતી બાબતો, મુસ્લિમ-ગેર મુસ્લિમ સબંધોની માહિતી, ઈસ્લામ અને વિશ્વશાંતિ, જીલાટીન (ચરબી તથા હાડકા)વાળી વસ્તુઓના હલાલ હરામ હોવા બાબત, આલ્કોહોલની બનેલ દવાઓ તથા વસ્તુઓ બાબત, જૈનેટીક ટેસ્ટ (વૈજ્ઞાનિક ઢબે બાળકનો જન્મ તથા ઉછેર), મેડીકલ વીમો, બેંકો તરફથી ઈશ્યુ થયેલ ક્રેડીટ, એ.ટી.એમ; ડેબીટ કાર્ડોનો શરઈ વપરાશ, ડી.એન.એ. ટેસ્ટની શરઈ હેસીયત, હજ્જમાં શયતાનને કાંકરી મારવા બાબતે થતી બેદરકારીનો હલ, શ્વાસ લેવાના મશીન (ઈન્હીલર)ને

લગતા મસાઈલ, યુથીન્ઝા, નેટવર્ક માર્કેટીંગ, એજ્યુકેશન લોન, સ્ત્રીઓની નોકરી બાબત, કેદીઓ સાથેનો વર્તાવ બાબત, પ્લાસ્ટીક સર્જરીને લગતા મસાઈલ, વિડીયો, કેમેરાને લગતા મસાઈલ, વિ. નવા ગુંચવડભર્યા મસાઈલ ઉપર જે તે વિષયને લગતી વિગતવાર માહિતીથી ભરપૂર ચર્ચાઓ અને દલીલો કરવામાં આવી છે.

અલ્હમ્દુલિલ્લાહ ! દેવબંદી, તબ્લીગી વિચારસરણી ધરાવતા ઉલમાએ કિરામ તથા તેમના કરોડો અનુયાયીઓ આ પ્રકારના રચનાત્મક કામોમાં જ રસ ધરાવે છે. કોઈપણ વ્યક્તિ, સંપ્રદાય કે ધર્મ વિરૂધ્ધ કોઈપણ પ્રકારની પ્રવૃત્તિઓથી તેઓ દૂર રહે છે, બલ્કે તેમના આવા પ્રકારના ભલાઈ-નેકી તથા સેવાભાવી કામોમાં અડચણરૂપ બનતા લોકો સાથે પણ તેઓ દરગુજર અને સબ્રથી કામ લે છે. તેનાથી વિરૂધ્ધ તે વ્યક્તિઓ કે સમૂહો જેમણે દેશ માટે કોઈ બલીદાન આપ્યુ નથી, બલ્કે અંગ્રેજોના ઝુલ્મ અને અત્યાચાર વખતે પણ તેમણે ભારતને દારૂલ્ઈસ્લામ કહી અંગ્રેજોને ખુશ રાખ્યા હતા. તથા ભારતના મુસ્લિમોને લગતા કોઈપણ દીની, આર્થિક, રાજકીય, શૈક્ષણિક કે સામાજિક કામોથી તેમણે કદી પણ દિલચસ્પી રાખી નથી. તે બિચારા દેવબંદી આલિમો વિરૂધ્ધ પાછલા સો વર્ષથી તનતોડ મહેનત કરી રહ્યા છે. છતાં નિષ્ફળતા સિવાય તેમને કાંઈ જ હાથ આવ્યુ નથી, તો હવે ગમે તેવા એલફેલ શબ્દોથી પોતાના અનુયાયીઓ ઉપર અંકુશ બાકી રાખવા માંગે છે. આવા લોકોથી ગુઝારિશ છે કે આજના કપળા સમયમાં દેવબંદી વર્ગ વિરૂધ્ધ મિડીયા દ્વારા વાણી વિલાસ કરવાની જગ્યાએ એમના જેવા રચનાત્મક કામોની ભારતીય મુસ્લિમોને વધુ જરૂરત છે. દેવબંદી વર્ગના ફકત એક આલિમે દીન હઝરત મૌલાના ગુલામ મુહમ્મદ વસ્તાનવી સા. (દા.બ.)ની વિવિધ ક્ષેત્રોમાં કરેલ અનથક કોશીશો જોવા અને તેનાથી પ્રેરણા લેવા માટે અક્કલકુવા, ડી. ધુલિયા, મહારાષ્ટ્રની એક મુલાકાત કાફી થઈ પડશે. આપ જે વર્ગનું પ્રતિનિધિત્વ કરી રહ્યા છો, તેમના ધાર્મિક, સામાજિક, શૈક્ષણિક, આર્થિક અને રાજકીય ઘણા જટીલ પ્રશ્નો હલ



કરવાના બાકી છે. તેના માટે સખ્ત મહેનત કરશો તો એ આપના તરફથી આપના અકીદતમંદોથી સાચી લાગણી રાખેલી ગણાશે. ફકત નફરત ફેલાવવાથી ઉમ્મતના મસ્અલા હલ થશે નહીં. અલ્લાહપાક સહીહ સમજ આપી ઉમ્મતને એક અને નેક બનાવે, આમીન.

## દોઢસો વર્ષ બાદ દેવબંદી વિચારધારાનો વિરોધ કેમ ?

ખરેખર તાલિબાન, સિમી, હિઝબુલ મુજાહિદીન, લશ્કરે તોઈબહ (તયબહ), અલ કાયદા આ બધા જ રોબોટ છે. એમની બેટરી છે, દેવબંદી વિચારધારા. અને ચાર્જર છે તબ્લીગી જમાત !

*[ગુજરાત સમાચાર રવિપૂર્તિ, તા.૦૮/૦૩/૦૯, લેખક : જય વસાવડા]*

ઉપરોક્ત લેખ અને આ પ્રમાણેના ડઝનબંધ લેખો દારૂલ ઉલૂમ દેવબંદ અને તબ્લીગી જમાઅત વિશે જગતભરના અને ખાસ કરીને ભારત (ગુજરાત)ના સામયિકોમાં થોડા થોડા દિવસોના અંતરે ઈરાદાપૂર્વક, વ્યવસ્થિત, આયોજનબદ્ધ પદ્ધતિથી છપાતા રહે છે. આ લેખોમાં ઈતિહાસને પોતાના દિમાગી ચોખટા પ્રમાણે ફિટ કરી, તેનાથી ચોક્કસ તારણો સુધી તાર્કિક દલીલોથી પહોંચી પોતાના હેતુઓ પૂરા પાડવાના હોય છે. આ માટેની ઐતિહાસિક, સામાજિક, ધાર્મિક અને રાજકીય માહિતી માટે કદી દારૂલ ઉલૂમ દેવબંદ, દિલ્હી મરકઝ કે ઉલમાએ કિરામ પાસે સ્વજાતે જઈને માહિતી એકત્ર કરવાની કે પોતાના પ્રશ્નોની છણાવટ કરવાની ફૂરસદ મળતી નથી.

ઉપરોક્ત લાંબા સવિસ્તર લેખમાં શ્રી જય વસાવડા સાહેબે ૧૮૫૭ના સ્વતંત્રતા સંગ્રામ માટે દેવબંદના આલિમોની ચળવળનું વર્ણન તો જરૂર કર્યુ છે, પરંતુ તેને રજુ કરવાની શૈલી અને શબ્દો એ પ્રકારના લખ્યા છે, જેનાથી વાંચકોના દિલમાં અંગ્રેજો વિરૂધ્ધનો સ્વતંત્રતા સંગ્રામ એક ગુનાહિત કૃત્ય તરીકે આલેખાય, બલ્કે દેશદ્રોહ માલૂમ પડે. વાહ....! અંગ્રેજ આકાઓ ! સ્વતંત્રતાના ૬૦ વર્ષ બાદ પણ ભારતીયો આપની વૈચારિક અને ઐતિહાસિક ગુલામીમાંથી મુકત થતા નથી. અને ૧૮૫૭ના સ્વતંત્રતાના આંદોલનને કદી તો સ્પષ્ટ શબ્દોમાં ''બળવા''નું ઉપનામ આપે છે, અને કદી શ્રી જય

વસાવડા સાહેબ જેવા લેખકો ''**ખોબા જેવા દેવબંદ ગામમાં અંગ્રેજોએ ૪૪ ક્રાંતિકારીઓને ફાંસી આપી હતી** તેને દેશ સેવા, વતનપ્રેમ જેવી ભાવનાથી જોવાને બદલે "અસલી ઈસ્લામને ટકાવી રાખવાનો પડકાર" ગણાવી હલ્કી રીતે ચિતરવાનો પ્રયાસ કરી રહ્યા છે. દેવબંદે અને જમીઅતે ઉલમાએ સંપૂર્ણ સ્વરાજની માંગણી મહાત્મા ગાંધીની કોંગ્રેસથી પણ પહેલા કરી હતી, એવું સ્વીકારવા છતાં તરત જ આગલા પેરેગ્રાફમાં વસાવડા સાહેબ દેવબંદને ''**વિભાજનવાદી કટ્ટરપંથીઓનો પ્રેરણાસ્ત્રોત મનાતી દેવબંદી વિચારધારા**ના અલ્કાબથી નવાઝી પોતાના આગલા પાછલા કથનોમાં વિરોધાભાસ સર્જી રહ્યા છે.

દેવબંદની સ્થાપના ૧૮૬૬માં થઈ, ત્યારથી લઈ ભારતની આઝાદી સુધી દેવબંદી વિચારધારા તથા એમની સ્થાપેલી જમીઅતે ઉલમાએ હિંદનો આઝાદી સુધીનો પૂરો ઈતિહાસ સાક્ષી છે કે, તેમણે હંમેશા દેશની એકતા અને અખંડતા બાકી રહે એવા જ ફેંસલા અને કાર્યો કર્યા છે. અને હંમેશા મુસ્લિમ લીગ, આર.એસ.એસ. તથા હિંદુ મહાસભાથી પોતાને અળગા રાખી દેશ માટે મહત્વનું બલીદાન આપનાર કોંગ્રેસ સાથે જ પોતાનો રાજકીય સબંધ રાખ્યો હતો. જેનો ઉલ્લેખ કોંગ્રેસ, મુસ્લિમ લીગ તથા જમીઅતે ઉલમાના ઐતિહાસિક પુસ્તકોમાં સવિસ્તર મૌજૂદ છે. તથા અંગ્રેજોની ડાયરીઓમાં પણ દેવબંદી વિચારધારાને હંમેશા ભારતની આઝાદીના મહાન ચળવળકારોમાં ગણી પોતાના પ્રથમ શત્રુઓમાંથી ગણ્યા છે. દેવબંદી વિચારધારાનું એક ઉપનામ "કાસિમી" શબ્દ છે. જેને આજે પણ બ્રિટીશ ગર્વમેન્ટે પોતાના શત્રુ તરીકે યાદ રાખ્યું છે.

સ્વતંત્રતા બાદ પણ ઉલમાએ દેવબંદે હંમેશા દેશની પ્રગતિ, ઉન્નતિ અને વિકાસ જેવા રચનાત્મક કાર્યોમાં જ રસ લીધો છે. અને સમગ્ર વિશ્વમાં ભારતનું નામ રોશન કર્યું છે. જેનો દેશના હિંદુ સ્કોલરો, વિદેશો ખાતે એલચી રહેલા મહાનુભાવો તથા પર્યટન માટે જનારા શૈક્ષણિક નિષ્ણાંતોએ ઉલ્લેખ કર્યો છે.



અત્યંત અફસોસની વાત છે કે, શ્રી વસાવડા સાહેબ ''**મુહમ્મદઅલી જીન્નાહને સેક્યુલર માનસ ધરાવતા, આધુનિક, ઉદારમતવાદી રાષ્ટ્રનું સર્જન કરનાર** ગણાવી જીન્નહના તે પ્રવચનો અને ગાંધીજી સાથે થયેલ ચર્ચાઓને ભૂલી જાય છે, જેમાં મી. જીન્નહ તથા લીગના બીજા નેતાઓએ ઈસ્લામી રાષ્ટ્ર માટેની દલીલો કરી ધર્મના નામે જ ભારતના ભાગલા પાડવાનું ફક્ત આહ્વાન જ નહીં, બલ્કે ઘોષણા પણ કરી હતી. શ્રી વસાવડા જીન્નહ સાહેબના વખાણ કરી ભાગલાના વિરોધી દેવબંદી વિદ્વાનોની ટીકા કરતા લખે છે કે, **દેવબંદી આલિમો ભાગલાના વિરોધી હતા, પરંતુ તેમનું લક્ષ આઝાદી નહીં, ઈસ્લામની ઓળખ હતી.** આનો સીધો અર્થ એ થાય છે કે, શ્રી વસાવડા ભારતના ભાગલાને પસંદ કરે છે. અને પાકિસ્તાન જેને દેવબંદી આલિમો છેલ્લે સુધી પસંદ કરતા ન હતા, છતાં શ્રી વસાવડા સાહેબ પોતાના લેખનાં શિર્ષક ''**પાકિસ્તાની ત્રાસવાદનું એપિસેન્ટર ભારતમાં હતું ?**માં સવાલ ઉપસ્થિત કરી પોતાનું નિશાન દેવબંદને બનાવવા માંગે છે. આ કેવો વિરોધાભાસ કે, જે દેવબંદ પાકિસ્તાનને આજે પણ પસંદ નથી કરતું, તેની વિચારધારા પ્રમાણે પાકિસ્તાનનું અસ્તિત્વ જ વિવાદાસ્પદ છે, તે દેવબંદ મી.જીન્નહના પાકિસ્તાનની તરફદારી કરી વિભાજનવાદનો પ્રેરણાસ્ત્રોત બને ?

શું મહાત્મા ગાંધી, સરદાર પટેલ અને જવાહરલાલ નેહરૂ વગેરે કોંગ્રેસના અગ્રગણ્ય નેતાઓ દેવબંદી વિચારધારાને (જેની સ્થાપના ૧૮૬૬ પહેલાથી થઈ ગઈ હતી) ઓળખી જ શક્યા નહીં ? અને દેવબંદી વિચારધારા સાથે હંમેશા સહમત રહ્યા. ત્યારે એક પણ હિંદુ મહાસભાવાળા કે મુસ્લિમ-લીગવાળાએ દેવબંદી વિચારધારા ઉપર ઉપરોક્ત વિભાજનવાદી હોવાનો આક્ષેપ લગાડયો નહીં, જ્યારે કે આ તો મહાસભા કે લીગની વિચારધારાને મળતી વિચારધારા હતી. તે લોકો તો આને સહર્ષ સ્વીકારી લેતે. તેની જગ્યાએ લીગવાળા તો દેવબંદી વિચારધારાને પોતાના માટે સૌથી મોટી રૂકાવટ અને ખતરો સમજતા હતા. બલ્કે દેવબંદીઓને કોંગ્રેસ (ત્યારની કોંગ્રેસ)ના

ચમચાઓ કહેતા હતા. બલ્કે અમુક મુસ્લિમલીગીઓએ તો દેવબંદી ઉલમાને ધર્મના આધારે ભારતના ભાગલા ન કબૂલ કરવાને લઈ ઈસ્લામના શત્રુ અને ગેરમુસ્લિમ કહી દીધા હતા. એના જવાબમાં મૌલાના હુસૈન અહમદ મદની રહ.એ "ઈસ્લામ ઔર મુત્તહિદા કવમિય્યત" નામનું પુસ્તક લખી અનેક દલીલો દ્વારા સંયુક્ત સંસ્કૃતિની હિમાયત કરીને દેશના ભાગલાને બિનજરૂરી અને ખોટા ઠરાવી સખ્ત વિરોધ કર્યો હતો. તથા લોકશાહી-પ્રજાસત્તાક રાજ્ય અંગેના ઈસ્લામનો દ્રષ્ટિકોણ સ્પષ્ટ કરીને કૌમી તથા રાષ્ટ્રીય એકતાની ભારે હિમાયત કરી હતી.

અત્રે હું અમુક મહાનુભાવોના મંતવ્યો રજૂ કરૂં છું. જે તેમણે દારૂલ ઉલૂમ દેવબંદની મુલાકાત પ્રસંગે ભાવભીના સ્વરે રજૂ કર્યા હતા. દરેકે પોતાના મંતવ્યોમાં દારૂલ ઉલૂમ દેવબંદની ભારતિય એકતા, અખંડતા અને શાંતિ માટેના અનથક પ્રયાસોની પ્રસંશા કરી છે.

* આ તે મદ્રસો છે, જેણે પ્રથમ દિવસથી જ બ્રિટીશ સામ્રાજ્યનો વિરોધ કર્યો. અને સ્વતંત્રતા સંગ્રામના દરેક મોરચે સૌથી પ્રથમ બલિદાનો આપ્યા. *[આચાર્ય વિનોબા ભાવે, ડિસેમ્બર ૧૯૫૧]*

* દારૂલ ઉલૂમે દેશભરમાં આઝાદીનો જોશ અને ભાવના ઉત્પન્ન કરી. દારૂલ ઉલૂમ દેવબંદના મહાન વિદ્વાનોએ હિન્દુસ્તાનની આઝાદીની જે ચળવળ શરૂ કરી હતી, તેનાથી લોકોના દિલોમાં સ્વતંત્રતા પ્રાપ્તિનો જોશ અને ઉમંગ પેદા થયો. અને તે જ પ્રયત્નોના સથવારે હિન્દુસ્તાન આઝાદ થયું. ઈસ્લામ અને મુસલમાનોએ આ દેશને ઘણુ ખરું અર્પણ કરેલ છે. દેશની આર્થિકતાને પગભર કરી છે. અને અહિંયાના જીવન પર ઊંડા પ્રભાવો સ્થાપિત કર્યા છે.
*[ભૂતપૂર્વ વડાપ્રધાન શ્રીમતિ ઈન્દિરા ગાંધી, ૧૯૮૦]*

* દારૂલ ઉલૂમ દેવબંદે કૌમ અને દેશનું નામ ઉંચુ કર્યું છે.
*[વિધ્યા ભૂષણ, સિંચાઈમંત્રી, યુ.પી. ૨–૧–૧૯૮૩]*

* દારૂલ ઉલૂમ દેવબંદ આઝાદીની લડાઈનું મધ્યબિંદુ અને અમારી



સંસ્કૃતિ તથા કલ્ચરનું કેન્દ્ર છે.
*[શ્રી જારખંડરોય, ખાદ્યમંત્રી, યુ.પી. ૧૧/૧૧/૧૯૬૭]*

* દેશની આઝાદીમાં મુખ્ય ભૂમિકા ભજવનાર.
*[વીર બહાદુરસિંઘ, મુખ્યમંત્રી, યુ.પી. ૨૬ નવેમ્બર ઈ.સ. ૧૯૮૫]*

* દેવબંદનું નામ હિન્દુસ્તાનના સ્વતંત્રતા સંગ્રામના ઈતિહાસમાં સદાના માટે યાદ રહેશે. *[દરબારીલાલ શર્મા, ચેરમેન, યુ.પી. લખનૌ]*

* ઈસ્લામી રાષ્ટ્રોમાં જ્યારે હિન્દુસ્તાનનો ઉલ્લેખ આવે છે, ત્યારે દારૂલ ઉલૂમ દેવબંદનો ઉલ્લેખ અવશ્ય થાય છે. મિસર (ઈજિપ્ત)ની અઝહર યુનિવર્સિટીમાં જ્યારે મેં પોતાને દેવબંદના નજીકનો નિવાસી બતાવ્યો, તો ત્યાંના વિદ્વાનોએ ઘણો હર્ષોલ્લાસ દાખવ્યો. જેનાથી મને પોતાની આદરતાનો અનુભવ થયો.
*[અજીત પ્રસાદ, જૈન ગવર્નર, કેરાલા, ૮ ડિસેમ્બર ૧૯૬૫]*

* દારૂલ ઉલૂમ દેવબંદની સ્થાપના જ દેશપ્રેમથી થઈ છે. લગભગ સો (૧૦૦) વર્ષથી દારૂલ ઉલૂમે દેશની સમક્ષ પોતાના દેશપ્રેમી હોવાનો વર્તાવ દાખવ્યો છે. આ સંસ્થાએ દેશ અને દેશ બહાર વિદેશી વિદ્યાર્થીઓના સથવારે હિન્દુસ્તાની સહાનુભૂતિનો પ્રચાર કર્યો છે. આ સંસ્થા સભ્યતા, શાંતિ અને દેશભક્તિનું શિક્ષણ આપે છે. આ જ ધ્યેયથી હું અહિંયા આવ્યો અને પ્રભાવિત થઈ જઈ રહ્યો છું.
*[રામચંદ્ર વિકલ, મેમ્બર ઓફ પાર્લામેન્ટ, ૧૨ ડિસેમ્બર ૧૯૭૧]*

* અમે ઈન્સ્યુરન્સ કમિટીના સભ્યો આજે દારૂલ ઉલૂમમાં આવી ઘણા આનંદિત થયા. આ સંસ્થા જે હિન્દુસ્તાનની આઝાદીની લડાઈનું મુખ્ય સ્થળ અને દેશની એકતાની ધ્વજ વાહક રહી છે. અને જેની પ્રસંશા રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધી જેવી હસ્તીએ કરી છે. વાસ્તવિકતા છે કે, તેમાં ઉપસ્થિત થવું અને તેને નિહાળવું અમારા માટે ગર્વ લાયક છે. દારૂલ ઉલૂમના માર્ગદર્શકો આખા દેશમાં એકતા અને શાંતિ માટે કામ કરી રહ્યા છે. *[સાવત્રી શ્યામ, એમ.એલ.સી. શિવરાજ, નહેરુ એમ.એલ.સી.]*

વસાવડા સાહેબ આપથી વિનંતી કરીશ કે, આપના શબ્દો પ્રમાણે ‘‘ઈતિહાસના ભોંયરામાં ઊંડે ઉતરીને ખૂણા ખાંચરા’’ જરૂર તપાસો, પરંતુ ફક્ત ખૂણા ખાંચરા જોઈને ફૈંસલો કરતા પહેલાં બિલ્ડીંગના મુખ્ય દ્વાર તથા ખુલ્લી ઈમારત પણ જોવી પડશે. દેવબંદી વિચારધારાએ આપના માટે કે કોઈપણ સત્યના શોધક માટે ખૂણા ખાંચરા રાખ્યા જ નથી. એમણે તો પોતાના ઈતિહાસની ઈમારત ઘણી સાદી, સરળ અને ઉજાસમાં જ રાખી છે. જેમાં અજવાળુ જ અજવાળુ છે. આપણા ઍંગલ સુધારવાની જરૂર છે.

માનવ જગતને બે વિશ્વયુધ્ધોની આગમાં હોમી કરોડો વ્યક્તિઓની જાનહાની કરાવનાર શું દેવબંદના વિદ્યાર્થીઓ હતા ? પરમાણુ, ન્યુક્લિયર, રસાયણિક તથા જૈવિક શસ્ત્રોના સોદાગરો શું દેવબંદની ઉપજ છે ? વિશ્વના સંખ્યાબંધ દેશોમાં ચાલી રહેલા આંતરવિગ્રહો ઉપર દ્રષ્ટિ ફેરવશો તો ખબર પડશે કે, તેમને હથિયારોથી કોણ સજ્જ કરી રહયું છે ? અને ક્યા ક્યા દેશો તથા તેમની શસ્ત્રો બનાવતી વિવિધ ફેકટરીઓ કેવી રીતે પોતાના એજન્ટો મારફતે આતંકવાદીઓને શસ્ત્રો સપ્લાય કરે છે ? અબજોના કૌભાંડો, સ્ત્રીઓ સાથે અમાનુષી વ્યવહારો, ખતરનાક અપરાધો, છેતર-પીંડીની નિતનવી અને આધુનિક તરકીબો દ્વારા ન્યૂઝ પેપરોના પ્રથમ પૃષ્ઠો ચમકાવનારા શું દેવબંદના અભ્યાસક્રમથી આ બધુ શિખ્યા હશે ? શું ‘‘ઘાસચારો ખાઈને પણ એટમબૉંબ બનાવી ભારત સામે હજાર વર્ષ સુધી લડવાની’’ ઘોષણા કરનાર ઝુલ્ફીકારઅલી ભુટ્ટો દેવબંદી વિચારધારાના અગ્રેસર હશે ? ભારતની ભૂમી ઉપર આવી કાશ્મીર અને ભારતના મુસ્લિમો માટે મગરના આંસુ સારનાર, કારગીલ યુધ્ધના સર્જક પરવેઝ મુશર્રફની આંખમાં આંખ નાંખી તેમના પ્રવચનનો પ્રતિકાર કરનાર કોઈ જીન્નાહ કે વસાવડા ઉભા થયા હશે ? નહીં અને નહીં, બલ્કે સૌપ્રથમ તેમનો પ્રતિકાર કરનાર પણ દેવબંદી વિચારધારાના મુખ્ય પ્રેરક **સૈયદ હુસૈન અહમદ મદની (રહ.)** (જેમણે ગાંધીજી અને નેહરૂ જેટલો સમય બ્રિટીશ શાસનની જેલોમાં વિતાવ્યો છે)**ના પૌત્ર મેહમુદ મદની જ હતા.** જેમણે જનરલ



મુશર્રફના પ્રવચનના ધુંવાધાર પ્રવાહના સન્નાટાને તોડી જડબાતોડ જવાબો આપ્યા હતા. શું આ જવાબો વિભાજનવાદી વૃત્તિવાળા હતા કે ભારતના મુસ્લિમોની સાચી તસ્વીર રજૂ કરી અખંડતા અને એકતાના પાઠ હતા ?

આ જ અસલ દેવબંદી વિચારધારા છે, જેણે હંમેશા ભારતનું નામ સમગ્ર વિશ્વમાં રોશન કરી પોતાની દેશદાઝ અને વતન પ્રેમની વારંવાર દુહાઈ દીધી છે. પરંતુ કોઈને ખુશ કરવા કે નારાજ કરવા માટે નહીં. ફક્ત અને ફક્ત ઈસ્લામી તાલીમ પ્રમાણે હક્ક અને સત્યનો અવાજ સમજી તેને રજૂ કર્યો છે. જેમકે હઝરત મૌ. અલીમીયાં નદવી (રહ.) જેમણે સમગ્ર આરબ જગતમાં ભારતનું મસ્તક ગર્વથી ઉંચુ રાખ્યું છે. તેમણે કટોકટી દરમ્યાન ઈન્દિરા ગાંધીને સાચી વાત રજૂ કરી ભવિષ્યના ઈતિહાસની આગાહી આપી હતી. જે સમયે વિરોધ પક્ષના બધા જ નેતાઓ ચૂપ થઈ ગયા હતા, ત્યારે મૌલાના અલીમીંયા નદવી રહ.એ ઈન્દિરા ગાંધી સમક્ષ તેમની દમન અને અત્યાચારવાળી નિતિના માઠા પરિણામો ભોગવવાની આગાહી સાથે વાસ્તવિકતાનું ભાન કરાવ્યું હતું.

શ્રી વસાવડા લખે છે કે, **દેવબંદના વિદ્વાનો શાંતિની વાત કરી ત્રાસવાદને વખોડે છે. સાદગીપૂર્વક ધાર્મિક તાલીમ જ આપે છે. ગરીબ બાળકોને ધર્મના પાઠ ભણાવે છે. વાત ''ટ્વીસ્ટેડ ટ્રૂથ છે. દેવબંદમાં મારકાપના સંદેશ કે બોમ્બ બનાવવાની તાલીમ અપાતી નથી. પણ જે બંધિયાર માનસનું પુરાતન ધર્મ કેન્દ્ધ બ્રેઈનવોશ થાય છે, એમાં પાછળથી ત્રાસવાદની હિંસક વાવણી આસાનીથી થઈ શકે એવું ખેતર તૈયાર થાય છે.**

ઉપરોક્ત વિધાનના અનુસંધાનમાં જણાવવાનું કે, દેવબંદ અને દેવબંદી વિચારધારા આધારિત મદ્રસાઓનું સંપૂર્ણ સર્વે કરવામાં આવે અને ત્યારબાદ અત્યાર સુધી થયેલ આતંકવાદના બનાવો પાછળ પકડાયેલ વ્યક્તિઓના બાયોડેટા જોવામાં આવે કે ભારતમાં કે ભારતની બહાર દેવબંદી વિચારધારાથી સંકળાયેલ કે દેવબંદના અભ્યાસક્રમ ભણેલા કેટલા

માણસો આ પ્રમાણેની હિંસક પ્રવૃત્તિઓમાં સંડોવાયેલા છે ? આપે કદાચ સર્વે ન કર્યું હોય તો ભારતના જાસુસી ખાતાઓની બધી જ સમિતિ કે પેટા સમિતિઓ પાસેથી આંકડાઓ મેળવી શકો છો. અને અમેરિકા, બ્રિટને આપના પહેલાં સર્વે કરી લીધું છે. તથા ભારત અને ભારત બહાર ઘણા વિદ્વાનોએ દેવબંદ અને તબ્લીગી જમાઅત વિશે દળદાર પુસ્તકો લખ્યા છે. કદાચ આપના અમૂક ભોંયરાઓ અને ખૂણાં ખાંચડાઓ પણ તેને જ આધારિત હશે, પરંતુ તેમને પણ પોતાની શોધમાં કાંઈ મળ્યુ નહીં.

શ્રી વસાવડા સાહેબ, આપે એક સંભવિત શંકાશીલ કારણ દર્શાવ્યું છે કે, બંધિયાર માનસનું બ્રેઈનવોશ થાય છે અને તેમાં પાછળથી ત્રાસવાદની હિંસક વાવણી આસાનીથી થઈ શકે છે. તો શું ૧૮૬૬થી લઈ ૨૦૦૯ સુધી તેની વાવણી થઈ શકી નથી ? તો હવે પછી કેમ શંકા છે ? જે ખેતરમાં દોઢસો વર્ષ સુધી આપનું સંભવિત વાવેતર થયું જ નથી, પછી હાલમાં કયું સ્પેશિયલ ખાતર (અભ્યાસક્રમ) નાંખવામાં આવી રહયું છે કે, તેનાથી શંકા ઉપસ્થિત થઈ ? અને જ્યારે કે દેવબંદનો અભ્યાસક્રમ તો આપના કથન **''પરિવર્તનને બદલે પ્રાચીનતાનો જ અભ્યાસ કરવાની જૂનવાણી વૃત્તિ બદલશે નહિ, ત્યાં સુધી ધર્મની નદી પર કટ્ટરવાદની લીલ બાઝતી જ રહેશે''** પ્રમાણે આધુનિક વિજ્ઞાનને પોતાના અભ્યાસક્રમમાં શામેલ કર્યું નથી. બીજા શબ્દોમાં આ અભ્યાસક્રમે આજ સુધી કોઈ વાવણી કરી નથી, તો હવે પછી પણ કેવી રીતે આતંકવાદી પેદા કરી શકશે.

દેવબંદના અભ્યાસક્રમમાં શ્રી વસાવડા સાહેબે કુર્આન શરીફ, હદીષ શરીફ અને ધાર્મિક, સામાજિક કાયદા કાનૂનનો ટૂંકમાં ઉલ્લેખ કર્યો છે. પરંતુ કુર્આન શરીફ, હદીષ શરીફ અને કાયદા કાનૂનમાં કેટલી આધુનિક બાબતોનો સમાવેશ થયો છે તથા તે સિવાય બીજા કેટલા વિષયોનું શિક્ષણ અપાય છે, તેની વિગત દર્શાવી નથી. તો એ બાબતે જાણવું જરૂરી છે કે, કુર્આન શરીફ અને હદીષ શરીફના શિક્ષણનો એક ઘણો મોટો ભાગ ઉચ્ચ સંસ્કારો અને નૈતિક મૂલ્યોનો છે. જેમાં વ્યક્તિગત તથા સામાજિક મૂલ્યોનું



સવિસ્તાર વર્ણન છે. તેમાં મુખ્ય બિંદુ ભલાઈ, માણસાઈ અને નેકીના કામોમાં નાતજાતનો ભેદભાવ રાખ્યા વગર આગળ ધપવું અને બુરાઈ, લડાઈ, સંકુચિતતા તથા આંતકવાદ વગેરેથી દૂર રહી બીજાઓને પણ તેની નસીહત અને સલાહ સૂચનો કરવાની પ્રેરણા બલ્કે આજ્ઞા કરવામાં આવી છે. મદ્રસાના ૨૪ કલાકના દૈનિક કાર્યક્રમોમાં શિક્ષણ સાથે જીવનના સઘળા પાસાઓને આવરી લેતા સંસ્કારો અને શિષ્ટાચારોનું અમલી સિંચન થાય છે. અને વધુથી વધુ આત્મશુધ્ધિ (તકવા) અલ્લાહ તઆલાને રાઝી કરવાના પ્રયત્નો, તેની મખ્લૂક (સૃષ્ટિના પ્રત્યેક જીવ) સાથેના સબંધો વગેરે આધ્યાત્મિક બાબતો ઉપર પૂરતુ ધ્યાન અપાય છે. ત્યાં શાંતિ અને પ્રેમની ભાવનાઓનો વિકાસ થાય છે.

કુર્આન શરીફ હદીષ શરીફ ઉપરાંત ઉર્દૂ, પર્શિયન અને અરબી ભાષાનું વ્યાકરણ સાહિત્ય (ગદ્ય-પદ્ય) અને લેખન કૌશલ્ય સાથે ઈસ્લામિક ફિકહ જેમાં સ્વાસ્થ્ય, સામાજિક પ્રશ્નો, વારસા વહેંચણી તથા આર્થિક પ્રશ્નોમાં ધંધા રોજગારના નિયમો, વર્તમાન વ્યાપાર વાણિજ્યને લગતી બાબતો વગેરે સંખ્યાબંધ વિષયોની ચર્ચા થાય છે. સાથે ભૌતિક વિજ્ઞાનમાં પદાર્થવિજ્ઞાન, બ્રહ્માંડને લગતી બાબતો, ખગોળશાસ્ત્ર, પ્રાણીજીવન અને મનોવિજ્ઞાનને લગતી બાબતો તથા તર્કશાસ્ત્રને લગતી બધી જ બાબતોનું દલીલબદ્ધ રીતે જ્ઞાન આપવામાં આવે છે. તે સાથે ઈસ્લામી ઉસૂલે ફિકહના વિશાળ નિયમો અનુસાર બારીકથી બારીક કાયદાકીય ભેદરેખાઓ સમજાવી દષ્ટાંતો સાથે કાયદાશાસ્ત્ર સમજાવવામાં આવે છે. ઈસ્લામી ઉસૂલે ફિકહની વિશાળ કાયદાકીય માહિતી વાંચી ફ્રાન્સીસી પ્રો. કાઉન્ટ સ્ટ્રોરોગે (Ostrorog) પોતાના પુસ્તક **Angora Reform**માં તેને **Root of Low** (કાયદાનું મૂળ) ઉપનામ આપી કહયું છે કે, આ કાયદાનું મુળ જગતમાં ફક્ત મુસ્લિમો પાસે જ છે. તેમના સિવાય બીજી કોઈ કૌમ પાસે નથી. જેને લઈ મુસ્લિમ કાયદા કાનૂનના જાણકારોને કાયદા બનાવવા બાબતે કોઈ મુળ શોધવાની જરૂર નથી. જ્યારે કે બીજી કૌમના લોકો પાસે આ પ્રકારનો કોઈ જ્ઞાનભંડાર ન

હોવાને લઈ કાયદાના મુળ શોધવામાં તેમને ઘણી જ નિષ્ફળતાઓ મળી છે.

આ ઉસુલે ફિકહ, કવાઈદે ફિકહ, ભૌતિકજ્ઞાન અને તર્કશાસ્ત્ર સાથે સાથે વર્તમાન યુગને લગતા રોજીંદા પ્રશ્નો તથા નવી શોધખોળો અને શિક્ષિત લોકોને સ્પર્શતા આધુનિક પ્રશ્નોની રોજ દારૂલ ઉલૂમોમાં છણાવટ કરવામાં આવે છે. અને વિદ્યાર્થીઓ તથા મૂફતી સાહેબો તેનાથી માહિતગાર થઈ મોર્ડન યુગ સાથે કદમ મિલાવી આગળ ધપી રહ્યા છે. સાથે હવે દારૂલ ઉલૂમ દેવબંદ સહિત બધા જ મદ્રસાઓમાં અંગ્રેજી, કોમ્પ્યુટર, જનરલ નોલેજ અને નાના મોટા હુન્નર ઉદ્યોગો પણ શિખવાડવામાં આવે છે.

મદ્રસાઓની કોશિશોને લઈ ભારતમાં પૂર્વિય સંસ્કૃતિના આધારસ્થંભો સુલેહશાંતિ, શાંતિપ્રિય નાગરિકતા, બંધુત્વભાવના તથા અન્યોના દુઃખ-દર્દમાં સહભાગી થવું વગેરે ઉચ્ચ સંસ્કારો જીવિત છે. સમાજમાંથી અભણતા, બેકારી, ખોટા વિચારો, દારૂ, જુગાર, જડતા, રૂઢિવાદ, ગુંડાગીરી, દાદાગીરી, ખોટા ભપકાઓ વગેરે કુરિવાજો ત્યજી સુલેહ સમાધાન, ધીરજ, નમ્રતા, સાદગી, સદાચાર અને શિષ્ટાચારદર્શક ભદ્ર સમાજ વ્યવસ્થા સ્થાપિત કરવામાં મદ્રસાઓ તથા તબ્લીગી જમાઅતનો સિંહફાળો છે. મદ્રસાઓ તથા તબ્લીગી જમાઅતની આવી ભવ્ય સિધ્ધીઓને લઈને જ સમાજના બહોળા શિક્ષિતવર્ગની કુણી લાગણીઓ એમની સાથે છે.

સાથે આ વાત પણ કહીશ કે પરિવર્તન અને પ્રાચિનતા ફક્ત અભ્યાસ -ક્રમ સાથે જ લાગુ પડતી નથી. માનવીની માન્યતાઓ, શ્રધ્ધાઓ, સામાજિક, શૈક્ષણિક અને ધાર્મિક વિચારધારાઓ સાથે પણ તેનો સબંધ છે. અને તેમાં ઈસ્લામી માન્યતાઓ (દેવબંદી વિચારધારાવાળી સ્વચ્છ તૌહીદ)ની તુલનામાં અન્ય ધર્મોની સામાજિક, ધાર્મિક વિચારધારાઓ આજે પણ પ્રાચીન અને જડ છે. જેમાં એક પવિત્ર પાલનહાર સર્વશક્તિમાન અલ્લાહપાક સિવાય અન્યોને પોતાના ઉપાસક (ખુદા) માની તેમને પોતાના નફા-નુકસાનના માલિક સમજવામાં આવે છે. જ્ઞાન-વિજ્ઞાન અને આધુનિકતાના યુગમાં જ્યાં વિજ્ઞાને બધી જ રીતે સમગ્ર સૃષ્ટિના સર્જક અને સર્વશક્તિમાન તરીકે



એક જ ખુદાપાકનો સ્વીકાર કર્યો છે, ત્યાં ડગલે ને પગલે પોતાના હાથથી બનાવેલ વસ્તુઓ તથા જ્યોતિષીઓથી ભવિષ્ય બલ્કે રાજકારણ જેવી બાબતોનો આધાર પણ તેના ઉપર રાખવો વગેરે ઘણી બધી પ્રાચીનતાઓ જ છે. જેમણે ધર્મની નદી પર કટ્ટરવાદની લીલ બજાવી આજે પણ માનવીને પોતાના પાક પવિત્ર સર્જનહારથી દૂર ધકેલી દીધો છે. અને તે અન્યોના દરવાજાએ ભીખ માંગી પોતાના આત્માને છેતરી રહ્યો છે. જ્યારે ઈસ્લામે સાફ સ્પષ્ટ શબ્દોમાં ચૌદસો વર્ષ પૂર્વે પરિવર્તનની હવા ફૂંકી પ્રાચિનતાના બધા જ દ્વાર બંધ કરવાનું આહ્‌વાન કર્યું છે.

બહાર અબ જો દુનિયા મેં આઈ હુઈ હે
સબ પૌંદ ઉન્હીં કી લગાઈ હુઈ હે



# આર્થિક મંદીથી છૂટકારા માટે ઈસ્લામી અર્થતંત્ર અપનાવો : યુરોપિયન અર્થશાસ્ત્રીઓ

અંજામે સિતમ અબ કોઈ દેખે કે ન દેખે
મેં સાફ ઈન આંખોસે મગર દેખ રહા હું
સય્યાદને લૂટા થા અનાદિલકા નશીમન
સય્યાદ કા લુટતે હુએ ઘર દેખ રહા હું
રહમતકા ચમકનેકો હે ફિર નય્યરે તાંબા
હોને કો હે ઈસ શબકી સહર દેખ રહા હું
જો ખ્વાબ કે શરમિંદએ તઅબીર થા અબતક
ઈસ ખ્વાબકી તઅબીર જિગર દેખ રહા હું

હાલમાં સમગ્ર માનવજગત (વિશ્વવ્યાપી) આર્થિક મંદીની ઝપટમાં આવી ગયુ છે. મોટી મોટી બેંકો દેવાળુ ફૂંકી રહી છે. લોકો બેંકોમાંથી પોતાના પૈસા લઈ રહ્યા છે. જેને લઈ બેંકોનું બેલેન્સ શીટ ઘણી ભૂંડી રીતે પ્રભાવિત થઈ રહ્યું છે. વીમા કંપનીઓ વેચાઈ રહી છે. વોલ સ્ટ્રીટ (અમેરીકા)ના શેર બજારમાં તોફાન મચી ગયુ છે. જેનાથી દુન્યાભરના શેર બજાર તૂટી રહ્યા છે. મોટી મોટી કંપનીઓને તાળા વાગી રહ્યા છે. જેને લઈ બેરોજગારો વધી રહ્યા છે. જીવન જરૂરીયાતની વસ્તુઓના ભાવ આસમાને પહોંચી ગયા છે. હવે અમેરીકા તથા યુરોપમાં પણ બેકારીને લઈ આપઘાતના બનાવો વધી રહ્યા છે.

મૂંડીવાદના આ સંકટ પાછળના કારણો વ્યાજ, સટ્ટો, ધોકાબાજી, વાયદાનો વેપાર, જુઠાણુ અને ઝુલ્મ-અત્યાચાર આધારિત વ્યવસ્થા છે. આ બધામાં તાત્કાલિક કારણરૂપે અમેરીકાનું "ગિરોનું સંકટ" (**Subprime martagage crisis**) મુખ્ય ભૂમિકા ભજવે છે.

મૂંડીવાદી વ્યવસ્થા લોકોમાં ખોટા ખર્ચાઓ અને ભપકાઓની ભૂખ પેદા કરે છે. અને ખર્ચા માટે પૈસા ન હોય તો વ્યાજુ કર્જાઓની જાળ બિછાવે છે. પાછલા વર્ષોમાં અમેરીકામાં ફુઝૂલખર્ચાઓ ખૂબ વધી ગયા.



૪૦% થી વધુ કુટુંબોએ પોતાની આવકના ત્રણ ટકા ફક્ત ક્રેડીટ કાર્ડના વ્યાજ પાછળ ખર્ચી નાંખ્યા. કર્જા આપવા બેંકો પાસે કેશ રકમો ન હતી, તો બોન્ડસ જારી કર્યા અને તેને બજારમાં વેચી રકમો જમા કરી. સામાન્ય સંજોગોમાં આ પ્રકારના ધોકા સફળ થઈ જતા હોય છે. પરંતુ કર્જોની ભરમાર, ડોલરના ભાવની વધઘટ, વ્યાજનું ભરણુ તથા બજારોની વધઘટ વગેરેને લઈ અચાનક મંદીનો જ્વાળામુખી ફાટી નીકળ્યો. પહેલી હાઉસિંગ ઈન્ડસ્ટ્રીઝ તબાહ થઈ, પછી તેર લાખ જાયદાદોની હરાજી થઈ, પછી બેંકો અને કંપનીઓ દેવાળુ ફૂંકવા માંડી. જે હાલમાં ચાલુ જ છે. આ તબાહી એવુ ભયાનક સ્વરૂપ ધારણ કરશે કે ત્યારબાદ એક આર્થિક તાકત સ્વરૂપે અમેરીકા કદાચ જ ઉભરી શકશે.

આર્થિક મંદીનું બીજુ કારણ સટ્ટાબજાર છે. જેને **Speculation** કહેવામાં આવે છે. મૂંડીવાદી વ્યવસ્થામાં વિશ્વ માર્કેટ એક મોટા જુગારખાનાની જેમ છે. જ્યાં વિવિધ બહાનાઓથી સટ્ટાબાજી ચાલે છે. પહેલા આ સટ્ટો ફકત શેર, કરન્સી અને સોના ચાંદી સુધી મર્યાદિત હતો. પરંતુ હવે સટ્ટોરીઓએ જીવન જરૂરીયાતની અનાજ તથા બીજી સામગ્રીઓમાં પણ મોટા પ્રમાણમાં વાયદાના વેપારો શરૂ કરી દીધા અને બનાવટી પ્રકારની કીંમતો વધારી દીધી. ૨૦૦૭ અને ૨૦૦૮માં સટ્ટોરીઓએ પેટ્રોલના ભાવ આસમાને પહોંચાડી દીધા. એ જ પ્રમાણે પાછલા વર્ષોમાં સ્ટીલ અને અનાજના ભાવો પણ વાયદાઓને લઈને જ વધી ગયા.

અમેરીકાએ પેટ્રોલ અને અનાજના ભાવ વધવા પાછળ ભારત અને ચીનના ઉદ્યોગો તથા ભારતીઓના વધુ ખાવાની આદતનું બહાનું કાઢયુ હતું. તો તેના જવાબમાં સાઉદી પેટ્રોલિયમ મંત્રી મીસ્ટર નઈમી અને ત્યારબાદ સાઉદી શાહ અબ્દુલ્લાહે પણ કહ્યું કે વિશ્વ બજારમાં જરૂરત પ્રમાણે તેલ પર્યાપ્ત (મૌજુદ) છે. પરંતુ માર્કેટમાં સટ્ટાબાજીને લઈ તેની કીંમતો વધી રહી છે. ફંડ મેનેજમેન્ટના અમેરીકી નિષ્ણાંત માઈકલ મોર્ટરે એક કમીટી સમક્ષ સાક્ષી આપતા જણાવ્યું કે સટ્ટોરીઓની લાંબી મુદ્દતના

સટ્ટાને લઈ લગભગ ૮૪૭ મીલીયન બેરલ પેટ્રોલ ખરીદવામાં આવ્યુ છે. હવે જ્યારે આટલા મોટા પ્રમાણમાં તેલ મંદીથી હટી ગયુ છે અને વધુ તેલ ભવિષ્ય માટે ખરીદવાનું ચાલુ જ છે તો આટલા મોટા પ્રમાણમાં તેલની આયાત ક્યાંથી થશે ? અને આ સટ્ટોરીઓ એટલા સધ્ધર તથા તાકતવર છે કે સરકારો અને મિડીયા પણ તેમના કબ્જામાં છે. જેને લઈ મિડીયા પણ તેલ કાઢનારા દેશોનો વાંક કાઢે છે.

વર્લ્ડ બેંકના આર્થિક નિષ્ણાંત મીસ્ટર મિશલના રિપોર્ટમાં દાવો કરવામાં આવ્યો છે કે દુનિયાભરમાં અનાજ અને ખાદ્યતેલોની કિંમતોના વધારામાં ૭૫% કારણ અનાજો (મકાઈ)થી ઈંધણ બનાવવાને કારણે છે. પરંતુ આ રિપોર્ટને અમેરીકાના લાભ માટે દબાવી દેવામાં આવ્યો.

બ્રિટીશ ઈમ્દાદી સંસ્થા ઓકસફામ (Oxfam)ની તેહકીક પ્રમાણે અનાજથી ઈંધણ બનાવવાને લઈ અનાજના ભાવો વધવાથી જગતભરમાં ત્રણ કરોડ લોકો ભૂખમરા અને ગરીબીની લપેટમાં આવી ગયા છે. આ એજન્સીનું કહેવું છે કે, આને લઈને હજુ લગાતાર અનાજના ભાવો વધી રહ્યા છે. હાલ દુનિયાભરમાં ઈતિહાસનો સૌથી ઓછો અનાજ ભંડાર છે. આટલા પ્રમાણમાં કદી અનાજ ભંડાર ઓછુ થયુ નથી. *[હવાલો રોઈટર ૨૬/૭/૦૮]* અમેરીકા ૨૦૧૫ ઈ. સુધીમાં પોતાની જરૂરતના પંદર મિલીયન ગેલન ઈંધણ પેદા કરશે. તેના માટે તેને ૧૬૩ મિલીયન મેટ્રીક ટન મકાઈની જરૂરત પડશે. જેના કારણે ચોક્કસ બજારમાં મકાઈ ઓછી થઈ જશે. ગરીબ લોકોના પેટની આગ ઓલવવાની જગ્યાએ અમેરીકી ગાડીઓના ઈંધણ-તેલની ટાંકીઓ ભરાશે ! અમેરીકામાં દુનિયાની કુલ વસ્તીના ૪.૫ માણસો છે. પરંતુ દુનિયાની સાધન સામગ્રીના સ્ત્રોતોના કુલ ૩૦%નો તે વપરાશ કરે છે. એક સામાન્ય ભારતીયની તુલનામાં એક સામાન્ય અમેરીકી વીસ ઘણું તેલ વાપરે છે. (The affluent Society by J.K. Galbraith Tol) એક અમેરીકી વાર્ષિક ૯૦૯ કી.ગ્રા; યુરોપિય ૫૫૨ કી.ગ્રા; આફ્રિકી ૧૬૨ કી.ગ્રા. અને ભારતીય ૧૭૯ કી.ગ્રા. અનાજ વાપરે છે.



ફાયનાન્શિયલ ટાઈમ્સના ચીફ લેખક માર્ટન વોલ્ફ લખે છે કે ૧૪ માર્ચ ૨૦૦૮ ને શુક્રવારના દિવસે વિશ્વ ઓપન માર્કેટવાળા મૂંડીવાદનું સ્વપ્ન છિન્નભિન્ન થઈ ગયુ. ત્રણ દસકાઓની અનથક મહેનત અને પરિશ્રમ પછી આપણે ખુલ્લી માર્કેટવાળા આર્થિકતંત્ર તરફ વધી રહ્યા હતા. અમેરીકાની સૌથી મોટી ઈન્વેસ્ટમેન્ટ બેંક Bear Stensને બચાવવાનો ફેંસલો કરીને ફીડરલ રિઝર્વે આ એલાન કરી દીધુ કે હવે મૂંડીવાદના યુગનો અંત આવી ચૂકયો છે.

ઈંગ્લેન્ડના વડાપ્રધાન ગાર્ડન બ્રાઉને (જે પોતે આર્થિક નિષ્ણાંત પણ છે) કહ્યું કે આર્થિક સંકટના ઉકેલ માટે ટૂંકાગાળાના પગલા ભરવાની સાથે વિશ્વ આર્થિક વ્યવસ્થામાં લાંબા ગાળાનો ફેરફાર કરવો પડશે. આ તાત્કાલિક જરૂરત માટે હવે વધુ રાહ જોઈ શકતા નથી.

પેરિસ (ફ્રાન્સ)નું એક મેગેઝીન ''પોવીસ વેન્સોન''માં ''પોપ અને કુર્આન''ના શિર્ષકથી એક સનસનીખેજ લેખ પ્રકાશિત થયો છે. લેખક ચર્ચની મઝાક કરતા લખે છે કે આ આર્થિક મંદીની ગૂંગળામણથી બહાર નિકળવા માટે આપણે બાઈબલ કરતા કુર્આન શ.માં વધારે ચિંતન મનન કરવાની જરૂરત છે. કાશ ! આપણી આર્થિક નિતિઓ નક્કી કરવા માટે જો કુર્આની તઅલીમને કેન્દ્ર સ્થાને રાખવામાં આવી હોત તો આજે આપણને આ પ્રમાણે દેવાળુ ફૂંકવાનો વારો ન આવ્યો હોત.

લોજોરનાડ (Logornad Finance) મેગેઝીનના પ્રમુખ તંત્રી રોલાન લાસ્કને પોતાના અગ્રલેખમાં આનાથી વધુ સ્પષ્ટ અંદાજમાં ઈસ્લામી શરીઅત લાગુ કરવાની ભલામણ કરી છે. અને સાથે મૂંડીવાદના નુકસાનોનું વિશ્લેષણ કરી ઈસ્લામી અર્થતંત્ર લાગુ કરવા ઉપર જોર આપ્યુ છે. ફ્રાન્સના આર્થિક પ્રગતિ બોર્ડે ફ્રાન્સના બજારોમાં ઈસ્લામી આર્થિક નિતિઓનું પાલન કરવાનો ઠરાવ પાસ કર્યો છે. બોર્ડના સભ્યોના કથનુસાર ઈસ્લામી નિતિઓ જ જીવનના બધા જ પાસાઓમાં સાચુ માર્ગદર્શન કરી શકે છે.

ઈટાલીના પ્રખ્યાત રાઈટર લેખિકા લોરીટા નેપોલિયન (નાબ્લોની)નું

એક પુસ્તક ''વરૂઓની આર્થિક નિતિઓ'' નામે પ્રકાશિત થયુ છે. જેમાં લેખકે ઈસ્લામી આર્થિક વ્યવહારની પ્રશંશા કરતા સમગ્ર વિશ્વ માટે ફક્ત ઈસ્લામી આર્થિક વ્યવસ્થાને જ સચોટ ઉપાય તરીકે રજૂ કરી છે. અને આ પુસ્તક પહેલા જેકબ હેલ્બર્ન નામના લેખકે ''અમેરીકી સ્વપ્ન'' શિર્ષક હેઠળ લેખમાં અમેરીકી આર્થિક પોલીસી અને બુશની ગલત પોલીસીઓનું વિશ્લેષણ કર્યું છે. ફ્રાન્સના માસિક મેગેઝીન ચેલેંજે (Challenge) એક રીપોર્ટ છાપી છે. જેમાં ફ્રાન્સીસી લોકોની એ રાય છે કે હાલમાં આપણે બાઈબલની જગ્યાએ કુર્આન શરીફની વધુથી વધુ તિલાવત કરવી જોઈએ. જો બેંકોના મેનેજરો કુર્આન શરીફના વર્ણન કરેલ આદેશો અને નિયમો અપનાવે તો આ આર્થિક સંકટથી છૂટકારો મળી શકશે.

જર્મનીના નાણાપ્રધાન વેઈર શાઈને (Wear Shine) જણાવ્યું કે, હાલનું આર્થિક સંકટ અમેરીકાના સુપર પાવરવાળા દ્રષ્ટિકોણને ઘણી જ જલ્દીથી ખતમ કરી નાંખશે. આ વિશ્વ આર્થિક સંકટના અનુસંધાનમાં ઈસ્લામી અર્થશાસ્ત્રીઓએ ઈસ્લામની ઝકાત તથા સદકાની વ્યવસ્થાની ચોખવટ કરી છે. પ્રખ્યાત અર્થશાસ્ત્રી ડો. હુસૈને (અઝહર યુનિવર્સિટી કેરો) ઘણા સારા અંદાજમાં દલીલો સાથે સમજાવ્યું છે કે, વર્તમાન સંજોગોએ સાબિત કરી દીધુ છે કે ઈસ્લામની બિનવ્યાજુ વ્યવસ્થા જ હાલના આર્થિક સંકટને દૂર કરી શકે છે.

કેરો યુનિવર્સિટીના અર્થતંત્રમાં પ્રોફેસર ડો. અ.હમીદ ગઝાલી તથા સાદાત એકેડમીના ચેરમેન અને પ્રોફેસર ડો. હમદી અ.મજીદ તથા આર્થિક નિષ્ણાંત ડો.મુહમ્મદ અ.અઝીઝ વગેરે બધા જ નિષ્ણાંતોનો અભિપ્રાય છે કે વર્તમાન આર્થિક સંકટનું મુખ્ય કારણ વ્યાજુ વહેવાર તથા સટ્ટાખોરોનો જુગાર અને અમેરીકાની ખોટી આર્થિક નિતિઓ છે. આ જ પ્રમાણે દાવોસ (સ્વિઝરલેન્ડ)માં તા. ૨૯-૦૧-૦૯ના રોજ યોજાયેલી વર્લ્ડ ઈકોનોમિક ફોરમની બેઠકમાં અનેક દેશોના પ્રતિનિધિઓ અને ઉદ્યોગપતિઓએ દુનિયાભરમાં ફેલાયેલી આર્થિક મંદી માટે અમેરીકાને જવાબદાર ઠેરવ્યું



છે. ચીનના વડાપ્રધાન વેન જીઆબાઓએ અમેરીકન કંપનીઓની નફાખોરીની આંધળી લાલચ અને અયોગ્ય મહાકાય આર્થિકનિતિઓને જવાબદાર ઠેરવી હતી. રશીયન વડાપ્રધાન વ્લાદિમીર પુતિને જણાવ્યું કે, ગયા વર્ષે આ જ ફોરમમાં અમેરીકન પ્રતિનિધિઓએ જુઠો દાવો કર્યો હતો કે અમેરિકન અર્થતંત્રના પાયા મજબુત છે.

સંસારી જીવન છોડી સન્યાસી જીવન અપનાવવાને ઈસ્લામ બિલ્કુલ પસંદ કરતો નથી. ઈસ્લામે માણસની રોઝી-રોટીની કોશીશો અને તેના માટેની ફિકરો કરવાને ફક્ત જાઈઝ નથી કર્યું, બલ્કે તેને જરૂરી અને ફર્ઝ પણ ફરમાવ્યું છે. માણસની આર્થિક પ્રગતિને ઈસ્લામ પસંદ કરે છે અને હલાલ કમાઈને ઈસ્લામના બીજા મહત્વના ફર્ઝોની જેમ એક ફર્ઝ ફરમાવ્યો છે. પરંતુ આ બધી બાબતો સાથે આ હકીકત પણ એટલી જ સાફ અને સ્પષ્ટ છે કે ઈસ્લામની નજરમાં માણસનો બુન્યાદી અને જરૂરી હેતુ ફક્ત રોઝી કમાવું નથી.

ઈસ્લામી અર્થતંત્ર અને બીજા અર્થતંત્રો વચ્ચે બુન્યાદી અને મહત્વનો ફર્ક એ જ છે કે બીજા અર્થતંત્રોએ રોઝી રોટી કમાવાને જીવનનો બુન્યાદી મસ્અલો બનાવ્યો છે. અને ઈસ્લામી અર્થતંત્રમાં રોઝી રોટી મેળવવા મહેનત કરવી જરૂરી છે, પરંતુ તેને જીવનધ્યેય અને હેતુ બનાવવો સહીહ નથી.

ઈસ્લામે આર્થિક મસાઈલમાં ભૌતિકતા (માદ્દીયત)ની સાથે રૂહાનિયતનો પણ પૂરેપૂરો ખ્યાલ રાખ્યો છે. સૌપ્રથમ એ દર્શાવ્યું કે માલ-દૌલત ઉપર પહેલી અલ્લાહ તઆલાની માલિકી છે. ''**વઆતૂહુમ મિમ માલિલ્લાહીલ્લઝી આતાકુમ્ન** અને ગરીબો-નાદારોને તે માલમાંથી આપો, જે અલ્લાહપાકે તમોને આપ્યો. આ પ્રમાણેની સંખ્યાબંધ આયતો છે જેમાં માલદૌલત વિશે દર્શાવવામાં આવ્યુ કે એ તમારી માલિકી નથી, બલ્કે તમારી પાસે અમાનત છે. તેનો વપરાશ શરીઅતે બતાવ્યા પ્રમાણે કરવાનો છે. કારૂનની જેમ પોતાનો માલ કહી તેના ઉપર કબ્ઝો જમાવવાનો નથી, બલ્કે તેમાં અલ્લાહપાકે નક્કી કરેલ ઝકાત, ઉશ્ર, સદકા, કુર્બાની,

કફ્ફારા વગેરે હક્કો અદા કરવાના છે. તે સાથે દરેક વ્યક્તિએ કોઈના ઉપર બોજારૂપ થવાને બદલે પોતાની રોજી કમાવવા માટે પરસેવો પાડીને પણ મેહનત મજદૂરી કરવી જરૂરી છે. તેને એક શરઈ જવાબદારી દર્શાવી છે. અને તેની ફઝીલત પણ દર્શાવી છે. એક હદીષ શરીફમાં છે કે, ''કોઈ માણસ પોતાની જાત મહેનતથી કમાઈને જે ખાવા ખાય છે, તેનાથી વધુ સારૂ કોઈ ખાણુ નથી. ખરેખર મજબૂરી સિવાય ભીખ માંગવાની સખ્ત વઈદ દર્શાવવામાં આવી છે. ધંધો કરવામાં સચ્ચાઈ અને નિષ્ઠા જરૂરી છે. પોતાનું વેચાણ વધારવા જુઠી કસમો ખાવી મોટો ગુનોહ છે. ખામીવાળો કે બગડેલો માલ ચોખવટ કરી વેચવો જોઈએ. હદીષ શરીફમાં છે કે જેણે ધોકો આપ્યો તેનો મારી સાથે કોઈ સબંધ નથી. *[તિરમિઝી શરીફ]* ધંધામાં બધા જ વ્યવહારો વ્યાજ તથા જુગારથી સંપૂર્ણ પાક હોવા જરૂરી છે.

ઈસ્લામી અર્થવ્યવસ્થામાં વ્યાજ તથા સટ્ટાને હરામ ઠેરવવામાં આવ્યો. વ્યાજુ વ્યવહાર માટે ઈસ્લામે કોઈપણ પ્રકારની છૂટછાટ આપી નથી. કુર્આન શરીફમાં વ્યાજખોરોને અલ્લાહપાક તથા તેના રસૂલ (સલ.) તરફથી ખુલ્લી જંગ-લડાઈનું એલાન કરવામાં આવ્યુ છે.

આપ (સલ.)એ વ્યાજને અલ્લાહ તઆલાના અઝાબનું કારણ દર્શાવ્યું અને ફરમાવ્યું કે, જે વસ્તીમાં વ્યાજ તથા ઝીના (વ્યભિચાર) ફેલાય છે, તો તે લોકો અલ્લાહપાકના અઝાબને દઅવત આપે છે. આપ (સલ.)એ વ્યાજુ વ્યવહારને પોતાની માં સાથે ઝીના કરવા કરતાં પણ સિત્તેર ઘણો મોટો ગુનોહ બતાવ્યો છે. *[હાકિમ, ઈબ્ને માજહ]*

એ જ પ્રમાણે સટ્ટો પણ ઈસ્લામમાં બહુ મોટો ગુનોહ છે. કુર્આન શરીફમાં તેને હરામ દર્શાવ્યો છે. *[માઈદહ-૯૦]* એ જ પ્રમાણે ભવિષ્યના વાયદાના સોદાની આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે મનાઈ ફરમાવી છે. આપે ફરમાવ્યું કે, જે માણસ અનાજ ખરીદે, તે તેને ત્યાં સુધી ન વેચે, જ્યાં સુધી તેના ઉપર કબ્ઝો ન કરી લે.

જુગાર, સટ્ટો, દારૂ, સ્વાર્થ, દગો, છેતરપિંડી, શોષણ, મિલાવટ,



ખોટી અફવાહો, જૂઠ, સંગ્રહખોરી, ધોકાબાજી, ખિયાનત તથા વેચાનારી વસ્તુ ઉપર કબ્ઝો કર્યા વગર બીજાને વેચવાની (Forwerd) મનાઈ ફરમાવવામાં આવી છે. એ જ રીતે કોઈ એક પક્ષનો નફો ચોક્કસ નિશ્ચિત કરવો, અને બીજાનો નફો અનિશ્ચિત તથા શંકાશીલ હોય તો તે પણ વ્યાજુ વ્યવહાર ગણાશે. એક આયતમાં ફરમાવ્યું કે, તમો અંદરો અંદર એકબીજાનો માલ ખોટી અને નાજાઈઝ રીતે ન ખાઓ. હાં, વેપાર કરી પરસ્પર એકબીજાની રાજીખુશીથી લઈ શકો છો. આ આયતમાં લાંચ, રૂશ્વત, ચોરી, ધાડ, લૂંટ, અત્યાચાર, મજબૂરીનો સોદો તથા અનિતિના બધા જ પ્રકારના સોદાઓથી મનાઈ ફરમાવવામાં આવી છે.

હાલની મૂંડીવાદી વ્યવસ્થાના જે નિયમો ઈસ્લામની વિરૂધ્ધ છે, તેમાં વ્યાજ, સટ્ટો, ધોકાબાજી તથા જુઠ પ્રથમ ક્રમે છે. ૧૯૩૧ની વિશ્વ આર્થિક મંદી બ્રિટીશ સામ્રાજ્યની પડતીનું કારણ બની. ૨૦૦૮નું આર્થિક સંકટ અમેરીકી સામ્રાજ્યના અંતની આગાહી કરી રહ્યું છે.

ઈસ્લામી આર્થિક વ્યવસ્થામાં ''આખલા'' અને ''રીંછ''ની કોઈ આવશ્યકતા નથી. અહિંયા તો ફક્ત મૂંડી રોકવાવાળા હોય છે. જે લાંબા-ટુંકા ગાળા માટે મૂંડી રોકાણ કરે છે. જેનો મકસદ આર્થિક સફળતા પ્રાપ્ત કરવાનો તથા રાજકીય અને સામાજીક રીતે શાંત વાતાવરણ બાકી રાખવાનો છે. જ્યારે યુરોપિય વ્યવસ્થામાં સટ્ટોરીઓ માટે ''આખલા'' અને ''રીંછ''ના ઉપનામો રાખવામાં આવ્યા છે. પોતાની પાસે કોઈ વસ્તુ ન હોવા છતાં બનાવટી રીતે વેચવા (રીંછ) અને પોતાની પાસે રકમ ન હોવા છતાં બનાવટી ખરીદારી (આખલા) દ્વારા શેર માર્કેટ અને બીજી વસ્તુઓના ભાવમાં ઉતાર ચઢાવ કરવો.

ઈસ્લામી આર્થિક નિતિનો સૌથી જરૂરી હેતુ એ છે કે તેનાથી એક એવી વ્યવસ્થા સ્થાપવામાં આવે જે સાદી, સરળ અને કુદરતી (નેચરલ) હોય. જેમાં દરેક વ્યક્તિ કોઈપણ દબાણ વગર કુદરતી રીતે પોતાની લાયકાત, સમજ અને અનુભવથી કામ લે. અને આ બાબત બજારમાં

આવતી વસ્તુ (સપ્લાય) અને તેની માંગ (ડીમાન્ડ)ના વ્યવસ્થિત વપરાશ વગર શક્ય નથી.

બીજો હેતુ એ છે કે હકદારને તેનો હક પૂરેપુરો મળવો જોઈએ. જેમાં ધંધા રોજગારમાં ભાગીદાર કે કર્મચારી વર્ગ સિવાય સમાજના અમૂક તે ગરીબ, નાદાર, બેવા, યતીમ વ્યક્તિઓ પણ શામેલ છે, જેમની લીસ્ટ કુર્આન શરીફ તથા હદીષ શરીફમાં મૌજુદ છે.

ત્રીજો હેતુ જેનું ઘણુ મહત્વ છે. તે એ કે માલદૌલત ઉપર અમુક ઉદ્યોગપતિઓ કે કંપનીઓની મોનોપોલી ન હોય. બલ્કે રૂપિયો સમાજમાં વધુથી વધુ ફરતો રહેવો જોઈએ. જેથી સમાજના બધા જ વર્ગો તેનાથી લાભ ઉઠાવે. એટલા જ માટે જંગલ, ખાણ, ઉજ્જડ જમીન અને સમુદ્રના શિકાર, ઘાસ, સમુદ્ર, નદીઓ વગેરે જે પેદાઈશના અસલ સ્ત્રોતો છે. તેના ઉપર કોઈની ઈજારદારી બાકી ન રાખતા બધા માણસોને તેનાથી લાભ ઉઠાવવાની પરવાનગી આપી. લાયસન્સ અને પરમીટ સિસ્ટમમાં મોટા ઉદ્યોગપતિઓ જ ફાયદો ઉઠાવી લે છે. એ જ પ્રમાણે બેંકોની લોન તથા વિમા કંપનીઓની મૂંડીથી માલદારો જ વધુથી વધુ ફાયદો ઉઠાવે છે. અને નાના વેપારીઓ વંચિત રહે છે.

સાથે પ્રાઈવેટ ભાગીદારી (પૈસા આપી કે પૈસા અને ધંધામાં શરીક થઈ)ના ધંધાઓમાં નફા-નુકસાનની ભાગીદારી સાથે ધંધો જાઈઝ ફરમાવ્યો. જેથી વ્યાજની બુરાઈથી બચી શકાય. અને વ્યાજખોરો વધુથી વધુ ફાયદો ન ઉઠાવે તેનો ખાસ ખ્યાલ રાખ્યો. તથા મજૂરવર્ગને પસીનો સુકાતા પહેલા મજૂરી અને યોગ્ય વળતર આપવાની તાકીદ કરી. તથા મજૂર કે કર્મચારી માટે કામચોરી કે ટાઈમચોરીથી બચવાને જરૂરી ઠેરવ્યુ. તેમાં ઉણપ રાખવાથી કમાઈ હરામ થઈ જશે. અને સખ્ત ગુનેહગાર થશે.

સંગ્રહખોરીને પણ સખ્ત નાપસંદ ફરમાવી છે. તેનું કારણ પણ એ જ છે કે, અમૂક લોકો વધારે નફો કમાઈને બીજા લોકોને નુકસાન પહોંચાડે છે. ઈસ્લામી આર્થિક નિતિમાં સમાજના કચડાયેલા વર્ગને ઉપર ઉઠાવવાના



હેતુસર લોકોને સમજાવવામાં આવ્યું છે કે તમારા માલદૌલત ઉપર હકીકતમાં તમારી માલિકી નથી, બલ્કે તેના અસલ માલિક અલ્લાહપાક છે. તેની તૌફીક અને ફઝલોકરમથી જ તમે માલના માલિક થયા છો. માટે તેણે જે લોકો માટે ખર્ચ કરવાનું કહ્યું છે, તેમના ઉપર ખર્ચ કરવામાં આવે.

સમાજના વધુથી વધુ નાદાર ગરીબ લોકો સુધી માલ પહોંચે એ હેતુસર અમૂક વસ્તુઓ ફર્જ તથા વાજિબ કરી દીધી.

(૧) જેમાં સૌ પ્રથમ **ઝકાત** છે. દરેક તે વ્યક્તિ જે સોનુ, ચાંદી, પશુઓ અને વેપારનો માલ, જાયદાદ વગેરેનો ઈસ્લામી નિસાબ પ્રમાણે માલિક હોય. તેને વર્ષે પુરૂ થયા બાદ પોતાના માલમાંથી અઢી ટકા ઝકાત આપવી ફર્જ છે. જેમને આપવાની છે, તે આઠ પ્રકારના લોકો બધા જ નાદાર અને મુફલિસ હોવાને લઈ હકદાર સાબિત થાય છે.

(૨) **ઉશ્ર** : જે જમીનો શરઈ દ્રષ્ટિએ ઉશ્રી છે, તેમાં ખેતીવાડીની કુલ પેદાઈશનો દસમો ભાગ ગરીબોને આપવો જરૂરી છે. ઉશ્ર હકીકતમાં જમીનથી પેદા થતી વસ્તુઓની ઝકાત છે.

(૩) **સદકએ ફિત્ર** : શરઈ દ્રષ્ટિએ દરેક માલદાર વ્યક્તિ દીઠ પોણા બે કીલો ઘઉં અથવા તેની કિંમત ગરીબો, બેવાઓ, યતીમો ઉપર ખર્ચ કરવામાં આવે છે. આ રકમ પોતાના તરફથી તથા પોતાની નાબાલિગ (નાના બાળકો) અવલાદ તરફથી પણ આપવામાં આવે છે. આના માટે પૂરા વર્ષ (ઝકાતની જેમ) માલદાર હોવુ પણ જરૂરી નથી. માટે ઝકાતથી વધુ આનો વિસ્તાર ફેલાયેલો છે.

(૨) **કુર્બાની** : એ જ પ્રમાણે કુર્બાનીના ગોશ્ત, ચામડા વગેરેથી પણ ગરીબોને ઘણો મોટો લાભ થાય છે.

(૫) **કફ્ફારો** : કોઈ વ્યક્તિ કારણ વગર રમઝાનના રોઝા તોડી નાંખે અથવા કોઈ મુસલમાનને ઈરાદા વગર કત્લ કરી દે, અથવા પતિ પોતાની પત્નીથી ''ઝિહાર'' કરે (પત્નીને પોતાની માંની જેમ

હરામ કહે) અથવા સોગંદ (કસમ) ખાઈ તેને પૂરી ન કરે. આ બધા સંજોગોમાં તેણે ગરીબ, નાદારોને રૂપિયા અથવા ખાવા-કપડાંના રૂપમાં અમૂક રકમ કે ખાવા ખવડાવવાનું હોય છે.

(૬) **નફકહ** (ખાધા ખોરાકીનો ખર્ચ) : પોતાના નાદાર સગા-સબંધીઓ અથવા જેમની જવાબદારી આપણા શિરે જરૂરી છે. એવા લોકોનો સંપૂર્ણ ખર્ચ ઉઠાવવો ફર્જ છે. જેમકે પત્ની-બાળબચ્ચાં વગેરે. અને અમૂકનો ખર્ચ માલદાર હોવાની શર્તે કે સગાઈનો સબંધ વધુ નજીક હોવાની શર્તે પણ જરૂરી થઈ જાય છે. આની વધુ વિગત ફિકહની કિતાબોમાં સવિસ્તર રજુ થયેલ છે.

(૭) **વારસા વહેંચણી** : આ મહત્વનો વિભાગ છે, જેના દ્વારા ઈસ્લામે દરેક સબંધીનો હક્ક ફરજિયાત નક્કી કરી દીધો છે. યુરોપના આર્થિક નિષ્ણાંતોએ પણ ઈસ્લામના આ વિભાગને અર્થતંત્ર માટે ઘણો લાભકારક અને સમાજમાં સમાનતા તથા માલદૌલતની બરાબર વહેંચણી માટે ખૂબ ફાયદાકારક ગણ્યો છે. દરેક નજીકના સબંધીને તેનો હક્ક મળે છે. સ્ત્રી વર્ગ પણ ખાસ મોટો હિસ્સો મેળવે છે. કારણકે એક જ સ્ત્રીને માં, પત્ની, બહેન, પુત્રી અને અમૂક સંજોગોમાં દાદી તરીકે પણ અલગ અલગ રીતે હિસ્સાઓ મળે છે. નાની મોટી અવલાદનો કોઈ ફર્ક નથી થતો. કોઈ વારિસને વંચિત (મહરૂમ) નથી કરી શકતા. કોઈ વારિસ માટે તેના ભાગ સિવાયની વસીય્યત કરવાની મનાઈ છે. મૃત્યુ પામનાર પોતાના માલમાંથી ⅓ માલની વારસદારો સિવાય માટે વસીય્યત કરી શકે છે. આ પ્રમાણે માલ સમાજના બધા જ સભ્યો સુધી પહોંચાડવામાં આવે છે.

## ❊ ઝકાત બાબતે ગેરમુસ્લિમોના મંતવ્યો ❊

**પ્રો. શ્રી થોમ્સ ઓર્નલ્ડ** પોતાના પુસ્તક ''ઈસ્લામી દઅવત''માં ઈસ્લામી શિક્ષણની વિશિષ્ટતા દર્શાવતા લખે છે કે, આપણે જોઈએ છીએ કે હજની વ્યવસ્થા સાથે એક બીજી વ્યવસ્થા ''ઝકાત'' અદા કરવાની પણ



છે. જે મુસ્લિમોને કુરૂઆની આદેશ ''મુસ્લિમો આપસમાં ભાઈ-ભાઈ છે''ની યાદ તાજી કરાવે છે. આ એક દીની (ધાર્મિક) દષ્ટિકોણ છે. જે ઘણી જ આશ્ચર્યજનક રીતે ઈસ્લામી સમાજમાં ઘણી સારી રીતે પ્રગટ થઈ રહ્યો છે. અને નવમુસ્લિમ માટે અમલી હમદર્દીનો સૌથી વધુ પ્રેરક છે. અને ચાહે તેનો સબંધ કોઈપણ કૌમ, રંગ અને વંશથી હોય તેને મુસ્લિમોના સમૂહમાં તરત કબૂલ કરી લેવામાં આવે છે. અને બંધુત્વભાવનાના આધારે તેને બીજા મુસ્લિમોના સમકક્ષ દરજ્જો પ્રાપ્ત થઈ જાય છે.

**ડો. લ્યુડરૂશ** લખે છે કે, મને ઈસ્લામમાં બે એવા સામાજિક પ્રશ્નોનો હલ (નિરાકરણ) મળી ગયો, જેણે વિશ્વને પરેશાન કરી નાંખ્યુ છે. એક કુરૂઆન શરીફનો આ આદેશ જેમાં ફરમાવ્યું કે, ''મુસલમાન આપસમાં ભાઈ-ભાઈ છે'' આ સામ્યવાદનો શ્રેષ્ઠ નિયમ છે.

અને બીજી દરેક માલદાર વ્યક્તિ ઉપર ઝકાત ફર્ઝ કરવાનો કાયદો જે સમાજમાંથી ગરીબી દૂર કરવામાં ઘણો અસરકારક પુરવાર થયો છે.

એક બીજા ગેરમુસ્લિમ લેખક લખે છે કે, માનવ ઈતિહાસમાં ઝકાતની આ અનોખી વ્યવસ્થાની બુન્યાદ સૌપ્રથમ ઈસ્લામે નાંખી. ઝકાતની વ્યવસ્થાએ ગરીબ અને વિકલાંગ લોકો માટે ઘણી મોટી રાહત કરી દીધી અને ન્યાયિક સામૂહિકતાના રસ્તામાં જે રૂકાવટ હતી, તેને દૂર કરી દીધી. એક જ દેશના વિવિધ વર્ગો દરમ્યાન માનવ એકતા કાયમ કરી સાબિત કરી દીધું કે ઈસ્લામની બુન્યાદ કુસંપ અને નફરત આધારિત નથી.

પ્રખ્યાત ફ્રાન્સીસી લેખક **મોસીન્યુન** લખે છે કે, ઈસ્લામની ખૂબી આ છે કે, તે સમાનતા અને બંધુત્વભાવનાને સખ્તી સાથે અમલમાં લાવવા માંગે છે. આ હેતુ માટે તેણે ઝકાત ફર્ઝ કરી દીધી છે. ઈસ્લામ વ્યાજુ કર્જની વિરૂધ્ધ છે. સાથે પ્રાથમિક જરૂરતની વસ્તુઓ ઉપર ટેક્ષ લગાડવાનો પણ વિરોધી છે. સાથે તે પ્રાયવેટ માલિકી હક્કો અને રોકાણકારી કરવાનો સમર્થક છે. આ પ્રમાણે તે મૂડીવાદ અને સામ્યવાદ બન્નેવના દષ્ટિકોણથી વિપરિત એક ન્યાયિક સમાનતાના આધારે ચાલે છે.

# વસ્તી વધારો આર્થિક પ્રગતિ કે અવરોધ ?

પાછલા દિવસોમાં સમગ્ર દેશમાં મુસ્લિમ વસ્તી વધારો અને ત્યારબાદ આ પ્રશ્ને અમુક ઉલમાએ કિરામના દ્રષ્ટીકોણ વિશે વાદવિવાદ અને હંગામાનું વાતાવરણ સર્જીને કોમવાદી પરિબળોએ પોતાનો હેતુ પુરો પાડવા માટે મિડિયાનો ભરપૂર ઉપયોગ કર્યો. જો કે ત્યાર બાદ કેન્દ્ર સરકારે તટસ્થ તપાસ કરીને ટેકનિકલ ભૂલ પકડી પાડી અને સ્વિકાર કર્યો કે પાછલા દસ વર્ષમાં  મુસ્લીમ વસ્તીમાં વધારો નહી, બલ્કે ઘટાડો થયો છે. છતાં પણ મિડિયાને એક વિષય મળી ગયો. અને મુસ્લિમોના આર્થિક, સામાજિક અને શૈક્ષણિક પછાતપણાનું બુન્યાદી કારણ વસ્તી વધારો દર્શાવવામાં આવ્યો. મુસ્લિમોના સામુહિક ઈબાદતના કે બુરખા-ધારી સ્ત્રીઓના અમુક ફોટાઓ મિડિયાવાળા સ્ટોકમાં રાખી મુકે છે, જેથી આવા સંજોગોમાં તેને રજુ કરી વસ્તી વધારાનું પ્રદર્શન કરી શકાય.

આ બધા તમાશા અને નાટકોમાં સૌથી વધુ અફસોસ, ખેદ અને ચિંતાજનક બાબત એ છે, કે પોતાને મુસલમાન કહેવાવાળી એક જમાઅતે પણ તરત જ પોતાને ગુનેહગારોની લીસ્ટમાં શામેલ કરી દીધા. અને આ બાબતે શરઈ દ્રષ્ટકોણ ઉપર ચર્ચા કરવા માંડયા તથા કુર્આન શરીફ અને હદીષ શરીફના ખોટા અર્થઘટન કરી કુર્આન શરીફ અને હદીષ શરીફથી કુટુંબ નિયોજનને જાઈઝ ઠેરવવાની કોશિશો પણ કરવામાં આવી.

હાંલાકે ઈસ્લામના કાયદા મુજબ આ વિષય ઉપર ૧૪૦૦ વર્ષથી એના સઘળા પાસાઓ ઉપર વિસ્તૃત ચર્ચા થઈ ચૂકી છે. અને કુર્આની પરિભાષામાં આ (કુટુંબનિયોજન) ફીલોસોફીને જાહિલિય્યતનું ઉપનામ આપવામાં આવ્યુ છે. કુટુંબ નિયોજનના હિમાયતીઓ એવું સમજી રહ્યા છે કે, તે સમસ્ત જગતને પોતાની બુધ્ધિ અને શકિતબળથી ચલાવી રહ્યા છે, માટે રોજી રોટી અને જન્મ-મરણની બાબતો પણ એમણે જ હલ કરવાની છે.



નઉઝુબિલ્લાહ આ જગતનો કોઈ ખુદા અને ચલાવવાવાળો જ નથી. અને કોઈ છે, તો તે હિસાબ અને સર્વેક્ષણ જાણતો જ નથી. નાની સરખી (લિમિટેડ) બુધ્ધિ ધરાવનાર માનવીની હિંમત તો જુઓ કે તે સર્વશક્તિમાન એક અલ્લાહપાકના જ્ઞાન, મર્મો અને ભેદોનો ઈન્કાર કરી, તેની અપાર શકિત અને તાકતમાં દખલગીરી કરવા માંડયો છે. જયારે કે કુર્આન શરીફમાં ફરમાવ્યું છે કે, તેણે દરેક વસ્તુ વ્યવસ્થિત અંદાજથી બનાવી છે. તેની બનાવટમાં લેશમાત્ર પણ અવ્યવસ્થાને સ્થાન નથી, દરેક વસ્તુ તેના ઠેરાવેલા હિસાબથી જ ચાલે છે.

જે અપાર સર્વશકિતમાન અલ્લાહપાકે આટલી વિશાળ પૃથ્વી, આકાશ, સુર્ય, ચંદ્ર, નદીઓ અને સરોવરોને પેદા કરી દરેકને માનવીની સેવાના કામમાં લગાડયા. અને તે દરેક પાબંદીથી પોતપોતાની ડયુટી રજ માત્ર પણ ઉણપ કે સુસ્તી વગર સંપૂર્ણ જવાબદારી સાથે નિભાવી રહ્યા છે. આ બધા જ અનાજ અને પાણીની વ્યવસ્થામાં લાગેલ છે. આ સમસ્ત મોટી તાકતોને કામે લગાડી માણસને ઘંઉનો દાણો અને પાણીનું ટીપુ પ્રાપ્ત થાય છે. અલ્લાહ તઆલાના હુકમ વગર માનવી પોતાની બધી જ શકિતઓ કામે લગાડે છતાં એક દાણો કે પાણીનું ટીપુ પેદા કરી શકતો નથી, વરસાદ સિવાય પહાડો ઉપર બરફ જમાવી તેનો સ્ટોર કરી, ગરમીમાં બરફને પીંગાળી નદીઓ મારફતે પાણી પહોંચાડે છે. તથા જમીનના અંદર પાણીનો સ્ટોક જમા કરી દીધો, જેથી માનવીને જરૂરત હોય ત્યારે કુવો ખોદી પાણી કાઢી શકે છે.

જે ખુદાવન્દે કુદુસે હવા અને પાણી જેવી અત્યંત જરૂરી વસ્તુઓને મફત કરી આપી. જેણે બાળકના જન્મ પહેલાં જ માતાના પેટમાંથી દૂધની બબ્બે નહેરો જારી ફરમાવી તેની રોઝીની વ્યવસ્થા કરી આપી.

મતલબ કે બ્રહ્માંડ અને કાયનાતની વ્યવસ્થા અલ્લાહપાકના સંપૂર્ણ કંટ્રોલ હેઠળ છે, અને તેણે ચેલંજ કર્યુ છે કે દરેક જીવની રોઝીની વ્યવસ્થા મારે ઝિમ્મે છે. અને તેનાથી વધારે વાયદાનો પાબંદ કોઈ નથી થઈ

શકતો, કારણ કે તેના ઈરાદા અને અમલની વચમાં કોઈ રૂકાવટ આવી શકતી નથી. તે સર્વ શકિતમાન છે, પરંતુ સાથે હિકમત અને ભેદોનો જાણકાર છે. કોને કયારે અને કેટલી રોઝી આપવી તેની તેના સિવાય કોઈને ખબર નથી.

અગર માનવીઓની જનસંખ્યા વધી છે, તો તેનો મતલબ એ કે અલ્લાહપાક પોતાની અપાર શકિત વડે તેને વધારવા માંગે છે. જો તે પોતાની કુદરતથી કંટ્રોલ અને સમતોલ બાકી ન રાખે તો તેની અમુક મખ્લુક એવી છે કે, તેનાથી જ સમગ્ર પૃથ્વી ભરાઈ જાય. જીવશાસ્ત્રીઓનું કહેવું છે કે એક માછલી (**Star Fish**) એક જ વખતમાં વીસ કરોડથી વધુ ઈંડા આપે છે. જો અલ્લાહપાક તેની વસ્તી ઉપર કંટ્રોલ ન કરે તો થોડા જ વર્ષોમાં માનવીને પૃથ્વીથી હિજરત કરવી પડે.

યુનોના ખાદ્ય પ્રોગ્રામની કમિટી દર વર્ષે એક વિશ્વ રિપોર્ટ બહાર પાડે છે. ૧૯૯૭ના રિપોર્ટની સૂચી (ઈન્ડેકસ)માં સ્પષ્ટ શબ્દોમાં બતાવવામાં આવ્યું છે, કે વિશ્વના બધા જ દેશોમાં વસ્તીની તુલના અને પ્રમાણમાં ખાદ્યખોરાકની વસ્તુઓમાં ઝડપથી વધારો થઈ રહ્યો છે. આ રિપોર્ટમાં લખ્યુ છે, કે હોલેન્ડમાં ભારતની તુલનામાં ઘઉં એક એકરે પાંચ ઘણા વધારે અને ચોખા ચાર ઘણા વધારે પેદા થાય છે. તેનું કારણ સુંદર વ્યવસ્થા અને મોર્ડન ટેકનોલોજીનો ઉપયોગ છે. જ્યારે ભારત બન્નેવ બાબતે હોલેન્ડથી પછાત હોવાને લઈ અનાજની બાબતમાં એક એકર દીઠ પાંચ ઘણુ પાછળ છે. અમેરીકા દર વર્ષે પોતાને ત્યાં ફાઝલ બટાટા અને અનાજને દરિયામાં નાંખવા માટે કરોડો ડોલર ખર્ચ કરે છે. વધુ પડતા દેશોમાં અવ્યવસ્થાના કારણે ગોડાઉનોમાં અનાજ પડયુ પડયુ સડી જાય છે.

જમીનમાં અલ્લાહપાકના ફઝલો કરમથી અનાજ ઉગાડવાની ખૂબ સલાહિય્યતો છે. હજુ તો ધરતી ઉપર ખેતી લાયક જેટલી જમીન છે તેના ફકત પાંચમાં ભાગમાં જ ખેતી થાય છે.



ફારસીમાં કહેવત હતી : ''યક અનાર વ સદ બિમાર.'' એટલે કે એક દાડમ અને સો બિમાર. અને હવે માર્કેટમાં દાડમ સાથે દરેક પ્રકારના ફળો અને શાકભાજીઓની ભરમાર છે.

ખુદાપાકનો નિઝામ છે, કે જે વસ્તુ માનવજાત માટે ફાયદાકારક છે, તેને વધુ પ્રમાણમાં પેદા કરે છે. ઘેંટા બકરા માનવીની જરૂરતને લઈ રોજ કરોડોની સંખ્યામાં કપાવા છતાં આપણને વધુ સંખ્યામાં મળી આવે છે. અને કુતરા જેની પ્રજનન સંખ્યા (એક જ વખતમાં ૬ થી ૮) હોય છે, ઘેંટા-બકરાના પ્રમાણમાં વધુ હોય છે, છતાં ઘેંટા-બકરા કરતાં તેની સંખ્યા ઘણી જ ઓછી લાગે છે. એ જ પ્રમાણે ઘોડાનો વપરાશ વધુ હતો, તો તેની સંખ્યા વધુ હતી, પરંતુ માનવીએ તેની જરૂરત ઓછી કરી આપી, તો અલ્લાહ તઆલાએ તેની નસલ ઓછી કરી આપી. એની તુલનામાં વીસ પચ્ચીસ વર્ષ પહેલા મરઘાની સંખ્યા મર્યાદિત હતી, પરંતુ જરૂરત વધી તો હવે મશીનોથી એક-બે મહિનામાં મોટા મોટા મરઘા ઉત્પન્ન કરવામાં આવી રહ્યા છે.

ભારતની આઝાદીથી લઈ આજ સુધી વસ્તી વધારો અને આર્થિક સુધારાનું મુલ્યાંકન કરવામાં આવે તો સ્પષ્ટ માલૂમ પડશે કે, વસ્તી વધારો ત્રણ ઘણો અને આર્થિક સુધારાને લઈ ચાર ઘણો આવકમાં વધારો થયો છે.

ડો. એમ. અજમલ ફારૂકી સાહબ લખે છે કે, ભારતમાં ૧૯૫૫માં વ્યકિતગત વાર્ષિક ૧૫૭ કિલો અનાજ મળતુ હતું, આજે તે વ્યકિતગત ૧૭૭ કિલો વાર્ષિક થઈ ગયું છે. ૧૯૪૭માં વાર્ષિક અનાજનો દર ૫૦ લાખ ટન હતો. જે ૧૯૯૮માં ૧૯૮ લાખ ટન છે, જે લગભગ ચાર ઘણો વધારો છે. જ્યારે કે વસ્તી વધારો ફકત ત્રણ ઘણો છે.

પ્રોફેસર હેનરી જર્યોજ લખે છે કે, ન્યાયિક વહેંચણી હોય તો વસ્તી-વધારો માલદારીનું કારણ છે.

પ્રોફેસર મોહનરાયના કહેવા પ્રમાણે એક એશિયાઈ નાગરિકની

તુલનામાં એક અમેરિકી નાગરિક જમીનના સાધનો અને સ્ત્રોતો ઉપર ત્રીસ ટકા વધારે બોજ નાંખે છે.

નોબલ ઈનામ પામેલ પ્રો. અમૃતસિનનું કેહવુ છે કે જમીનના સ્ત્રોતો અને પૈદાવાર તેની વસ્તીના પ્રમાણમાં પૂરતા છે. પરંતુ તેની ન્યાયિક વહેંચણી ન હોવી, બધા જ પ્રોમ્બેલો અને પ્રશ્નોનું મૂળ કારણ છે. તેમણે કહયુ કે વસ્તી વધારાથી ભય નથી, પરંતુ ફૂઝૂલ ખર્ચીથી ભય જરૂર છે. ભારતમાં ૩૦ ટકા લોકો પર ટકા ખાદ્ય ખોરાકો તથા બીજી રાહતો પ્રાપ્ત કરે છે અને ૩૦ ટકા ગરીબ લોકો ફકત ૧૦ ટકા જ ફાયદો ઉઠાવે છે.

છ વર્ષ પહેલા એશિયન પ્રગતિ બેંકના એક સર્વે ''એશિયા પ્રગતિના પંથે - ફેરફારો અને ચેલેંન્જો''માં ભારતની આર્થિક પ્રગતિનું કારણ એ દર્શાવ્યું કે, મહેનત મજૂરી કરવાની ઉંમરના (૨૫ વર્ષથી ૫૯ વર્ષની વયના) લોકોની વસ્તી વધી રહી છે. તેનાથી એ તારણ કાઢયું કે, ૧૯૬૫ થી ૧૯૯૦ ના દરમ્યાન દેશની આવકનો ૧.૩ વધારો આ ઉંમરની વસ્તી વધારાના લઈને થયો છે. અને હજુ આવતા ૨૫ વર્ષો સુધી વધારો થશે. જો બીજા દેશોમાં વસ્તી વધારો અટકી ગયો, તો તેનો પૂરો લાભ વસ્તી વધારાના તોહફા સ્વરૂપે ભારતને મળશે. પરંતુ આ બધુ આમ જ થશે નહીં, એના માટે આપણે પ્રોગ્રામ બનાવવા પડશે. આ રીર્પોટને બુન્યાદ બનાવી ''ગોલ્ડમેન સીચ'' સંસ્થા કે જે ન્યૂર્યોકમાં છે, તેણે કહયું કે ભારત ૨૦૫૦ માં દુન્યાની ત્રીજી સૌથી મોટી આર્થિક શકિત બની જશે અને તે વખતે વસ્તીના પ્રમાણમાં દુન્યામાં સૌથી મોટો દેશ હશે, આ રીર્પોટને લઈ બધા જ એન.આર.આઈ. ખુશ થઈ ગયા હતા. ખાસ કરીને માજી નાયબ વડાપ્રધાન શ્રી લાલકૃષ્ણ અડવાણીએ ત્યાર પછી જ ''ઈન્ડીયા શાઈનીંગ''નો નારો લગાવ્યો હતો.

યુરોપમાં સૌ પ્રથમ પ્રખર અંગ્રેજ અર્થશાસ્ત્રી રોબર્ટ માલ્થસે ''વસ્તી નિયમો'' વિષેના પોતાના પુસ્તકમાં આ દ્રષ્ટીકોણ રજુ કર્યો છે કે, વસ્તી વધારો જ્યુમીટરીકલ (રેખાણિત)ના દરે વધે છે, જ્યારે અનાજ



અને ખોરાક ફકત (અર્થ મેટીકલ) દરે વધે છે. **Population when anchecked in creases in a geometrical ratio subsistence only increases in an arithmetical ratio.** આનો અર્થ એ કે માનવ વસ્તીનો વધારો ૧-૨-૪-૮-૧૬-૩૨-૬૪ના દરે થાય છે, જ્યારે ખોરાકીય વસ્તુઓ ૧-૨-૩-૪-૫-૬ના દરે વધે છે. એટલે માનવ વસ્તી ઘણી જ ઝડપે વધી રહી છે, તેની તુલનામાં ખોરાકી પદાર્થો અને અનાજ ઘણી ધીમી ગતીએ વધે છે. માટે થોડાક વર્ષો બાદ માનવજીવન ખોરાકની દ્રષ્ટિએ ઘણી મુશ્કેલી અને સંકટમાં મુકાય જશે. જેનો ઈલાજ ફકત વસ્તી નિયંત્રણ જ છે. માલ્થસની આ વિચારધારાએ વિશ્વભરમાં જબરદસ્ત અસર કરી. બધી બાજુએથી અવાજ ઉઠયો કે, બર્થ કંટ્રોલ અને ફેમીલી પ્લાનિંગ સમયની તાતી જરૂરીયાત અને અનિર્વાય પગલુ છે.

પરંતુ ત્યાર બાદ હાલના સમયમાં વૈજ્ઞાનિકો અને અર્થશાસ્ત્રીઓએ આ દ્રષ્ટિકોણને સદંતર જુઠાણુ બતાવ્યું અને માલ્થસને જુઠા પયગમ્બરથી **(Malthus : the false Prophet)** સંબોધિત કર્યા છે.

મિ. ગ્વાઈન ડાયર **(Gwynee dyer)** આ વિષય ઉપર લખતા જણાવે છે, કે માલ્થસના મરણને ૧૫૦ વર્ષ થઈ ગયા. માનવ વસ્તી જ્યુમીટરી હિસાબથી ૮ આઠ ઘણી વધી ગઈ, પરંતુ ખોરાકનું ઉત્પાદન પણ તેની સાથે તેટલા જ પ્રમાણમાં વધતુ રહ્યુ, અને હાલના માનવીને મધ્યમકક્ષાનું અનાજ વગેરે (પાછલા ઈતિહાસથી પણ સૌથી બેહતર અને શ્રેષ્ઠ પ્રમાણમાં) મળી રહ્યુ છે.

રોબર્ટ માલ્થસ એવા યુગમાં પેદા થયા, જ્યારે માનવી જુની પધ્ધતિથી ખેતી કરતો હતો. તેમને ખબર ન હતી કે થોડાક જ વર્ષોમાં વૈજ્ઞાનિક પધ્ધતિથી માનવી કેટલુ ઝડપી અને કેટલુ વધુ પ્રમાણમાં અનાજ પકવી શકશે. નવા નવા ખાતરો, મશીનરી અને વાવેતરની નવી નવી પધ્ધતિઓએ માનવ જગતના ખોરાકનો પ્રશ્ન હલ કરી આપ્યો. વિકાસશિલ દેશો વિશે **(F.A.O.)** એ અંદાજ લગાડયો છે કે, તેમની વસ્તી અનિયમિત રીતે વધીને

ઈ.સન બે હજાર ચારમાં બીલીયન વધી જાય તો પણ તેને ખોરાક વિશે ચિંતાની કોઈ જરૂરત નથી. તે સમયની વસ્તીથી દોઢ ગણુ અનાજ અને ખોરાકની ક્ષમતા તે દેશો ધરાવતા હશે. મીસ્ટર ગ્વાઈન ડાયર પોતાનો રીપોર્ટ આ સાથે સમાપ્ત કરે છે કે માલ્થસે (**Malthus**) પોતાના હિસાબમાં ગલતી અને ભૂલ કરી છે. આપણે એટલા અભાગ્ય નથી કે આપણી આવતી પેઢી દુષ્કાળના યુગમાં જન્મ પામે.

કુર્આન શરીફમાં ફરમાવવામાં આવ્યુ છે કે, ''નાદારી, ગરીબાઈ અને ભૂખમરાના ડરને કારણે પોતાના બચ્ચાઓને કતલ ન કરો, હમે તેમને અને તમોને બન્નેવને રોજી આપીએ છીએ.'' આ એઅલાન એક પ્રકારનો પડકાર હતો કે, ભવિષ્યમાં વસ્તી વધારાને કારણે ખોરાક (ખાદ્ય પદાર્થો) અને અનાજની તંગી તથા અછતનો પ્રશ્ન ઉપસ્થિત નહી થાય, મુસ્લિમો દરેક યુગમાં અકીદા (માન્યતા) અને શ્રધ્ધા રૂપે આ એઅલાનની સચ્ચાઈ ઉપર દૃઢ વિશ્વાસ રાખતા હતા. આ જ કારણસર તેમને બર્થ કંટ્રોલ (કુટુંબ નિયોજન)નો વિચાર કદાપી આવ્યો નથી.

ખુદાઈ કાનૂનમાં જે વાત ૧૪૦૦ વર્ષ પૂર્વે બતાવવામાં આવી હતી, આજના વૈજ્ઞાનિકો અને અર્થશાસ્ત્રીઓ તેને પુરાવાઓ સાથે સાચી પુરવાર કરી રહ્યા છે. ઘણા બધા હવાલાઓ અનુભવો અને સર્વે રિપોર્ટથી આ વાસ્તવિકતા સમજમાં આવે છે કે, વસ્તી વધારો એક આર્થિક પૂંજી (**Asset**) છે. આર્થિક બોજ (**Liability**) નથી.

યુરોપમાં **Colin clark YL, Demograpic Economic**ના નિષ્ણાતો એ (અનુભવી સાક્ષીઓ અને સઘન સર્વેક્ષણ મુજબ) વસ્તી વધારો આર્થિક પ્રગતિ માટે લાભદાયક સાબિત કર્યો છે. એમના અભ્યાસ અને સર્વેક્ષણ મુજબ આર્થિક રીતે મેહનતુ વધુ વસ્તી (**Economically Active population (EAP)**) માનવિય સમાજ અને દેશની આર્થિક પ્રગતિ માટે ઘણી ફાયદાકારક અને **Productive** હોય છે.



# જગતનો મોટો ફિત્નો : પેટ

આજકાલ દુન્યામાં જાતજાતના ફિત્નાઓ ઉભા થઈ રહ્યા છે. તે બધા ફિત્નાઓમાં એક મૂળભૂત તથા મોટો ફિત્નો ''પેટ''નો છે. પેટ ભરવું જીવનનો મહત્વપૂર્ણ હેતુ બનીને રહી ગયો છે. દરેક માણસનો શોખ એ છે કે, ચટાકેદાર ભોજન વડે તેના મોઢાનો સ્વાદ જળવાયેલો રહે. આ ફિત્નો (દૂષણ) એટલો વ્યાપક છે કે બહુ ઓછા લોકો આનાથી બચી શક્યા છે. વેપારી હોય કે નોકરિયાત, સ્કૂલના માસ્તર હોય કે કોલેજના પ્રોફેસર, દીની મદ્રસાના ઉસ્તાદ હોય કે મસ્જિદના ઈમામ, બધા જ આ મુસીબતમાં ફસાયેલા છે. હા, માત્રામાં ફર્ક જરૂર છે.

આજે સમગ્ર જગત સાધનોની વિપુલતા હોવા છતાં લોભ લાલચની ભઠ્ઠીમાં શેકાય રહ્યું છે. અશાંતિ તથા અજંપાનો ધૂમાડો ચારેકોર ફેલાયેલો છે. આ ફિત્નાનું બુન્યાદી કારણ તે જ છે, જેની તરફ અલ્લાહના રસૂલ (સલ.)એ આંગળી ચીંધી છે. મૃત્યુ પછીના જીવન પર વિશ્વાસ અત્યંત કમજોર થઈ ગયો છે. અને આખિરતની રાહતોનો વિચાર જ લગભગ ખત્મ થઈ ચૂક્યો છે. ભૌતિક (માદ્દી) નેઅમતો અને તેનો વિચાર એટલો પ્રભાવી બની ગયો છે કે, અધ્યાત્મિક (રૂહાની) મૂલ્યોનો હ્રાસ થઈ ચૂક્યો છે. આ જ કારણ છે કે, આજે માનવીની મહાનતા તથા વામનતા, તેના માન-અપમાનની માપણી તકવા (ખુદાપાકનો ખૌફ)થી નથી થતી, બલ્કે તેના પેટ તથા ખિસ્સાની માપણીથી થાય છે. ભૌતિકવાદના આ પૂરમાં પહેલાં વિશ્વાસ (ઈમાન) તણાય ગયું, પછી સદાચાર વહી ગયો, પછી અલ્લાહ તઆલાના રસૂલ (સલ.) સાથેનો સબંધ કમજોર થઈ નેક કામોનું વાતાવરણ બગડ્યું, પછી આર્થિક, સામાજિક વ્યવહારની ગાડી પાટા પરથી ઉતરી પડી, પછી સિયાસત (રાજનીતિ) તથા સંસ્કૃતિ બરબાદ થઈ અને હવે ભૌતિકવાદનું આ તોફાન માનવતાને પાશવતાના ખાડામાં ધકેલી રહ્યું છે. વ્યક્તિગત તથા સામૂહિક ગુમરાહીનો એવો દોર છે કે, અલ્લાહપાકની પનાહ !

સારાંશ કે, આ પેટના ફિત્નાએ આખી દુન્યાની કાયાપલટ કરી નાંખી

છે. વિશ્વભરના બૌધ્ધિકો પેટના ફિત્ના સમક્ષ વિવશ દેખાય છે. અને તેઓ આ ફિત્નાના ખતરનાક પરિણામોથી બચવા પણ માંગે છે. પરંતુ અફસોસ કે ઈલાજ માટે બિલ્કુલ તે જ વસ્તુ સૂચવવામાં આવે છે, જે ખુદ રોગનું કારણ છે. વાસ્તવમાં પયગમ્બરો જ માનવજાતના નાડીપારખુ છે. અને તેમણે સૂચવેલો ઉપચાર જ આ રોગી માટે હિતકારી નીવડે છે. અલ્લાહના રસૂલ (સલ.)એ આ ખતરનાક બીમારીનું સાચું નિદાન બહુ પહેલાં કરી દીધુ હતું. આપ (સલ.)નો ઈર્શાદ છે કે, ''ખુદાની કસમ! મને તમારા માટે ગરીબીનો બિલ્કુલ ડર નથી, બલ્કે ડર એ છે કે તમારી સામે દુન્યા ફેલાવી દેવામાં આવે, જેવી રીતે તમારાથી પહેલાં લોકો સામે દુન્યા ફેલાવી દેવામાં આવી હતી, પછી તમે પહેલાના લોકોની જેમ એકબીજાથી આગળ વધી તેને પ્રાપ્ત કરવાની કોશિશ કરો, પછી તેણે તેઓને જેવી રીતે બરબાદ કર્યા, એવી રીતે તમને પણ બરબાદ કરી નાંખે.'' *(બુખારી શરીફ, મુસ્લિમ શરીફ)*

લો ! આ હતું તે પ્રારંભબિંદુ, જ્યાંથી માનવજાતમાં બુરાઈ જન્મી. મતલબ દુન્યાને મૂલ્યવાન સમજવી, એકબીજાથી આગળ વધી તેને પ્રાપ્ત કરવી. પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ માત્ર નિદાન જ નહીં કર્યું, બલ્કે તેના માટે એક સંપૂર્ણ ઉપચાર પણ સૂચવ્યો, જેનો એક ભાગ વૈચારિક છે અને બીજો વ્યવહારિક.

વૈચારિક ભાગ એ છે કે, એ હકીકત હંમેશા ધ્યાનમાં રાખવામાં આવે કે આ દુન્યામાં આપણે થોડીક પળોના મહેમાન છીએ. અહીંનો એશો-આરામ ફાની (નાશવંત) છે, અહીંની દરેક તકલીફ પણ ખતમ થવાવાળી છે. અહીંની નેઅમતો આખિરતની કિંમતી નેઅમતોની તુલનામાં કાંઈ નથી. આખું કુર્આન શરીફ આ જ વિચાર સ્વીકારવા માટે આહ્‌વાન કરે છે. અને ઠેકઠેકાણે આ વાસ્તવિક્તા દર્શાવવામાં આવી છે. સૂરએ અઅ્‌લામાં અત્યંત ટૂંકા પરંતુ અર્થસભર શબ્દોમાં આ જ તથ્ય કહેવાયું છે. ''(એવું નથી) બલ્કે તમે (આખિરત-પારલૌકિક જીવનના મુકાબલે) વર્તમાન જીવનને અગ્રતાક્રમ આપો છો. જો કે આખિરત દુન્યાથી સારી



તથા હંમેશા રહેવાવાળી છે.'' *(સૂરએ અઅ્‌લા : ૧૬-૧૭)*

વ્યવહારિક ભાગ એ છે કે, અહીં રહેતાં આખિરતની તૈયારીમાં લાગી જવું જોઈએ. અને પરેજી તરીકે હરામ તથા શંકાસ્પદ ચીજોને ઝેર સમજી તેનાથી પૂરેપુરૂં બચવામાં આવે. અહીંની મજેદાર ચીજોમાં ગળા-ડૂબ થવાથી દૂર રહેવામાં આવે. દુન્યાની માલોદૌલત, પતિ-પત્ની-સંતાન તથા સગાઓ આ બધાને જીવનની એક અનિવાર્ય જરૂરત સમજવામાં આવે. અને જરૂર પુરતાં જ તેમાં વ્યસ્ત રહેવામાં આવે. આમાંથી કોઈ પણ વસ્તુને દુન્યામાં એશ-આરામનું જીવન જીવવા માટે અપનાવવામાં ન આવે અને ન તો અહીંના એશભર્યા જીવનને હેતુ-મકસદ બનાવવામાં આવે. અલ્લાહપાકના રસૂલ (સલ.)એ ફરમાવ્યું કે, ''ભોગવિલાસથી દૂર રહો, કારણ કે અલ્લાહ તઆલાના બંદા વિલાસી નથી હોતા.'' આશ્ચર્ય છે કે, જો કોઈ ડોક્ટર કહે કે તમારા માટે દૂધ-ઘી, માંસ, ચાવલનો ઉપયોગ હાનિકારક છે, તો તેની સલાહ-સૂચન મુજબ બધી નેઅમતો છોડી શકાય છે, પરંતુ અલ્લાહ તઆલાના રસૂલ (સલ.)ના સ્પષ્ટ આદેશો મુજબ નાનામાં નાની નેઅમતો પણ છોડી દેવી પસંદ નથી.

અલ્લાહપાકના રસૂલ (સલ.) તથા આપ (સલ.)ના માનવંત સાથી-ઓના જીવન તથા જીવનધોરણને પહેલાંથી છેલ્લે સુધી જોવામાં આવે તો જણાય આવશે કે, દુન્યાની નેઅમતો સાથે મન લગાવવું બિલ્કુલ પાગલપન છે. બુખારી શરીફમાં એક રિવાયત છે કે, હઝરત અબૂ હુરૈરહ (રદી.) સંભવતઃ પ્રવાસ દરમિયાન અમુક લોકો પાસેથી પસાર થયા. તેમની સામે શેકેલું માંસ પીરસાયેલું હતું. તેઓએ હઝ. અબૂ હુરૈરહ (રદી.)ને ખાવા માટે બોલાવ્યા. આપ (રદી.)એ ઈન્કાર કરી દીધો અને ફરમાવ્યું : ''હઝરત મુહમ્મદ (સલ.)એ આ વિશ્વમાંથી એવી રીતે વિદાય લીધી કે, જવની રોટલી પણ પેટ ભરીને ન આરોગી. મહિનાઓના મહિનાઓ પસાર થઈ જતા, પરંતુ નબી (સલ.)ના ઘરમાં રાત્રે ન દીવો પ્રગટતો, ન દિવસે ચૂલો સળગતો. પાણી અને ખજૂર પર એ લોકો જીવતા. તે પણ ક્યારેક મળતી, ક્યારેક નહીં મળતી. ત્રણ-ત્રણ દિવસ ભૂખ્યા રહેતા. કમર સીધી (ટટ્ટાર)

રાખવા માટે પેટ પર પથ્થર બાંધવામાં આવતા. અને તે સ્થિતિમાં પવિત્ર જિહાદ પણ થતા.''

સારાંશ કે, સંયમ તથા સંતોષ આપ (સલ.)ના જીવનને અન્યથી જુદુ પાડે છે. આપ (સલ.)ના પવિત્ર જીવન સાથે આપણાં જીવનને સરખાવવાથી આપણને શરમ આવવી જોઈએ. આપણે ત્યાં આખો મામલો રોટી અને પેટનો છે, અને ત્યાં મૂળતઃ આ કોઈ સમસ્યા જ ન હતી. દેખીતી વાત છે કે, આવું જીવન ઈરાદાપૂર્વક અપનાવવામાં આવ્યું હતું, જેથી માનવજાત સમક્ષ દલીલ પૂરેપૂરી આવી જાય અને બચવા માટે તેની પાસે કોઈ બહાનું નહીં રહે. નહીંતર આપ (સલ.) જો ચાહતે તો આપને અલ્લાહપાક તરફથી શું શું આપી શકાય એમ ન હતું ? પરંતુ દુનિયાનો આ સામાન જેના માટે આપણે મરી-ખપી રહ્યા છીએ, તે અલ્લાહ તઆલાની નજરમાં એટલો તુચ્છ છે કે તે પોતાના નેક બંદાઓને તેનાથી ગંદા કરવા નથી માંગતો. અમુક પયગમ્બરોને દુન્યાનું વિશાળ સામ્રાજ્ય આપવામાં આવ્યું, (દા.ત. હઝ. સુલયમાન અલૈ.ને) પરંતુ તેમના સંયમ તથા સંતોષ પર કોઈ આંચ ન આવી. તેમની પાસે જે કાંઈ હતું, તે બીજાઓ માટે હતું. ખુદ પોતાના માટે કાંઈ ન હતું.

ટૂંકમાં કહો તો પેટના ફિત્નાનો જે ઈલાજ અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)એ દર્શાવ્યો, માનવી તેને અમલમાં લાવી તે ફિત્નાથી બચી જાય, તો ઈન્શાઅલ્લાહ જાતિય આવેગોના ફિત્નાથી પણ બચી જશે. કારણ કે જાતીય આવેગો પેટ ભરેલા માણસમાં જ બહુધા ઉત્પન્ન થાય છે. ભૂખ્યો માણસ ક્યાં તેની ઈચ્છા રાખશે ? આ બન્નેથી બચવાનું નામ જ ઈસ્લામી પરિભાષામાં ''તકવા'' (સંયમ-ડર) છે, જેને અપનાવવા ઉપર મોટી મોટી ખૂશખબરીઓ આપવામાં આવી છે.

સારાંશ કે, જેવી રીતે કમજોર દર્દીને જીવન બચાવવા માટે પચવામાં જે સરળ હોય એવા ભોજનની ભલામણ કરવામાં આવે છે, અને ચટાકેદાર વાનગીઓથી બચવાની સખત તાકીદ કરવામાં આવે છે. જેથી ઈચ્છીત સ્વાસ્થ્ય મળે. આ જ હેસિયત ઈસ્લામની નજરમાં દુન્યા (સંસાર)ની છે.



# દેશ પ્રત્યે મુસલમાનોની વફાદારી

**જબ ગુલિસ્તાંકો ખૂનકી જરૂરત પળી, સબસે પેહલે હી ગરદન હમારી કટી**
**ફીર ભી કેહતે હેં હમસે અહલે ચમન, યે ચમન હે હમારા, તુમ્હારા નહશ્ર**

પાઠયપુસ્તકનું કોઈ પણ પાનું ખોલો, સાહિત્યની અધ્યાય તપાસો, દેશની આઝાદીની ચળવળમાં જોડાનાર બહુધા હિંદુ, પારસી વગેરે મળશે. મુસલમાનોના નામો તો જવલ્લેજ જોવા મળે. જાણે મુસલમાનોનો દેશની આઝાદીમાં કોઈ હિસ્સો જ ન હોય !

આઝાદીના વાતાવરણમાં જન્મ લેનાર કોઈ અબૂધ બાળકને પુછો કે દેશની આઝાદીમાં કોણ ભાગીદાર હતા ? બિચારૂં બાળક, તે બધાના નામો લેશે, પરંતુ મુસલમાનનું નહિ.

શું ખરેખર દેશની આઝાદીમાં મુસલમાનો નિષ્ક્રિય હતા ?
શું ખરેખર દેશની આઝાદી માટે તેમણે કોઈ કામ કર્યુ જ નથી ?

આજે જે લોકો સેવાના મેવા ખાવામાં ગળાડૂબ છે તેમણે કદી વિચાર્યુ છે ખરૂં કે આઝાદીના આ ચમનને સિંચનારા અન્ય કોઈ નહિ, મુસલમાનો જ હતા. તો વાંચો મુસલમાનોની યશગાથા !

ઈ.સ. ૧૮૦૩ની વાત. ઈસ્ટ ઈન્ડીયા કંપનીએ એલાન કર્યું : ખલ્ક ખુદાકી, મુલ્ક બાદશાહકા ઔર હુકમ કંપનીકા.

ઈમામે હુર્રિયત શાહ અ.અઝીઝ દહેલ્વી (રહ.)એ તે વેળા કહયું કે, ''અમારો દેશ ગુલામ થઈ ચૂકયો છે. આઝાદી હાંસલ કરવી એ આપણી ફરજ છે.''

ઉળાએ કુછ વરક લાલાને, કુછ નરગીસને, કુછ ગુલને
ચમનમેં હર તરફ બિખરી હય દર્દભરી દાસ્તાં મેરી.....

શાહ અ.અઝીઝ (રહ.)નું દિલ પોકારી ઉઠયું : ''દેશની આઝાદીનો એકમાત્ર માર્ગ એ જ છે કે દુશ્મનોના સર્વ નિઝામની ધજ્જી ઉડાડી દેવામાં આવે. એક ઈન્કિલાબ ફેલાવી દેવામાં આવે.''

એમણે કહયું : ''આની બુનિયાદ મહેનત જ છે. પોતાની જાન, માલ, ઈસ્મત અને ઈઝઝતની રક્ષા કરવી સૌની ફરજ છે.''

આ ઈન્કિલાબ (ક્રાંતિ)માં જોડાનાર હતા : શાહ અ.અઝીઝ, સય્યિદ અહમદ શહીદ, શાહ મુહમ્મદ ઈસ્હાક, હાજી ઈમદાદુલ્લાહ, મવ. કાસિમ નાનોત્વી, મવલાના રશીદ અહમદ ગંગોહી, મવલાના મહમૂદુલ હસન, મુફતી કિફાયતુલ્લાહ, મવલાના હુસયન અહમદ મદની, મવ. અબુલ કલામ આઝાદ, મવ. હિફઝુર્રહમાન (રહ.).

ઉપરના બુઝુર્ગોએ આ માટે જમિય્યતે ઉલમાએ હિંદને પ્લેટફોર્મ બનાવ્યું. સૌપ્રથમ ૧૭૯૯માં 'સરંગા પટ્ટમ'ના મેદાનમાં ટીપુ સુલતાન દેશની આઝાદી માટે શહીદ થયા. લોહીમાં લથપથ તેમની લાશને જોઈ લોર્ડ હારસને કહયું : ''આજે હિંદુસ્તાન અમારું છે.''

સય્યિદ અહમદ શહીદ (રહ.)એ જશવંત રાવના લશ્કરમાં જોડાઈ દેશની આઝાદીમાં સાથ આપ્યો. ૭મી મે ૧૮૩૧ના રોજ બાલાકોટની લડાઈમાં સય્યિદ અહમદ અને મવ. ઈસ્માઈલ શહીદ થયા.

૧૮૫૭માં દિલ્હીના ૩૪ આલિમોએ ભેગા મળી જેહાદનો ફત્વો આપ્યો. આ લડતમાં હારી જવા પાછળ અંગ્રેજો માનતા કે આ ઉલેમાઓ જવાબદાર છે. કંપનીએ હુકમ કર્યો કે, જ્યાં પણ દાઢીવાળા અને લાંબા કુર્તાવાળા મળે તેમને ફાંસી આપો. બે અઠવાડિયા સુધી કત્લેઆમ ચાલી ઓછામાં ઓછા બે લાખ મુસલમાનો શહીદ થયા. જેમાં ૫૧૫૦૦ આલિમો હતા. જે પકડાયા તેમાંથી અમુકને ફાંસી થઈ અને અમુકને કાળા પાણીની સજા કરી.

હઝરત મવલાના મહમૂદુલ હસન સાહેબે એક અંજુમન 'ષમરતુત તરબિય્યત' સ્થાપી. તેનો હેતુ આઝાદી માટે માણસો તૈયાર કરવાનો હતો.

ઈ.સ. ૧૮૮૫માં કોંગ્રેસની સ્થાપના થઈ તેમાં લગભગ ૩૦૦ ઉલમા ભળી ગયા. સને ૧૯૦૯માં એક અન્ય અંજુમન 'જમીઅતુલ અન્સાર'



અસ્તિત્વમાં આવી. તેના સ્થાપક હતા હઝરત મવલાના શયખુલ હિંદ. આ અંજુમનનો હેતુ અંગ્રેજોને દેશની ધરતી પરથી નષ્ટ કરવાનો હતો.

સને ૧૯૧૨માં 'અલ હિલાલ' પેપર શરૂ થયું. તેના સંપાદક હતા મવ. અબુલ કલામ આઝાદ. તેનું કામ લોકોનો જોશ ઉભારવાનો હતો.

૨૩મી નવેમ્બર ૧૯૧૯ના રોજ જમિય્યતે ઉલમાએ હિંદની સ્થાપના થઈ. ૮ જુલાઈ ૧૯૨૧ના રોજ મવલાના મદની (રહ.)એ એલાન કર્યું કે, બ્રિટાનીયા રાજને મદદ કરવું, તેની નોકરી કરવી હરામ છે.

૧૪ માર્ચ ૧૯૨૬ના રોજ પૂર્ણ આઝાદીનો ઠરાવ જમિય્યતે ઉલમાએ હિંદે કર્યો. ૫મી ડિસેમ્બર ૧૯૨૭ના રોજ સાઈમન કમિશનનો વિરોધ કરવામાં આવ્યો. આ મિશનનો હેતુ માત્ર દેશવાસીઓને ખુશ કરી પોતાની પકડ મજબૂત કરવાનો હતો. ૧૯૨૯માં ગાંધીજીએ દાંડીકૂચ કરી. જેમાં મવલાના હિફઝુર્રહમાન અને મવલાના અતિકુર્રહમાને સાથ આપ્યો.

૧૧ માર્ચ ૧૯૩૨ના રોજ લગભગ ૩૦ હજાર મુસલમાનો પકડવામાં આવ્યા અને જેલમાં પુરવામાં આવ્યા.

આ છે દેશની આઝાદીનો સંક્ષિપ્ત ઈતિહાસ. એમાં મોખરે છે મુસલમાનો. આજે ઈતિહાસના પાનાંઓ પર અમિટ છાપ છોડનાર મુસલમાનો અને તેમની કુર્બાનીઓ વિશે કોઈ જાણતું નથી. ગણ્યાગાંઠયા નેતાઓના નામો જ ઈતિહાસમાં જોવા મળે છે.

ખૂનથી સિંચેલા ચમન પર પાનખરનો એવો સપાટો વાગ્યો કે બાગબાન (માળી)ની નિય્યત બગડી ગઈ. હકીકતમાં દેશની આઝાદીનો પ્રથમ અને છેલ્લો શહીદ મુસલમાન જ છે. અને ભવિષ્યમાં પણ દેશ કાજે જાનની બાજી લગાડવામાં મુસલમાન આગલી હરોળે હશે, ઈન્શાઅલ્લાહ.

**દેશની આઝાદી ખાતર સર્વપ્રથમ શહીદ થનાર અશ્ફાકુલ્લાહ ખાનનો પયગામ :**

સ્વાતંત્ર્ય સેનાની, શહીદ મુહમ્મદ અશ્ફાકુલ્લાહખાન હસરત

વારિષીનો જન્મ ૧૯૦૦ ઈ.સ.માં શાહજહાંપુર (યુ.પી.)ના અયમનઝઈ મહોલ્લામાં થયો. આપના પિતાનું નામ મુહમ્મદ શફીકુલ્લાહખાન અને માતાનું નામ મઝહઢન્નિસા હતુ. તેમણે સિલસિલએ વારિષીમાં બયઅત કરી હતી. વીસમી સદીની શરૂમાં દેશમાં અંગ્રેજો વિરૂધ્ધ ક્રાંતિકારી ઝુંબેશ શરૂ થઈ, તેમાં અશ્ફાકુલ્લાખાંએ આગળ પડતો ભાગ લીધો. રામપ્રસાદ બસ્મલ, રોશન સિંઘ, રાજેન્દ્ર લાહરી સહિત જે (૨૧) માણસોની કાકોરી કેસ સંબંધિત ''ટ્રેન રોબરી''માં ધરપકડ કરવામાં આવી હતી, તેમાં અશ્ફાકુલ્લાખાન ટોચના આરોપી હતા. ૧૯ ડિસે.૧૯૨૭ ના દિવસે આ કેસના લીધે અશ્ફાકુલ્લાખાનને ફૈઝાબાદની જેલમાં અને રામપ્રસાદ બસ્મલને ગોરખપુર જેલમાં અને રોશનસિંઘને નૈની(ઈલ્હાબાદ) જેલમાં ફાંસી આપવામાં આવી. આ બાબતમાં ચંદ્રશેખર આઝાદને પણ અંગ્રેજ સરકાર શોધતી હતી. પરંતુ પોલીસ તેમની ધરપકડ ન કરી શકી. બે આરોપીઓ બન્વારીલાલ અને ભૂપેન્દ્ર સાનિયાલે રાજના સાક્ષી બનીને પોતપોતાની જાન બચાવી લીધી હતી. અન્ય પંદર આરોપીઓને પાંચથી પંદર વર્ષ સુધી જેલવાસ ભોગવવો પડયો હતો.

ફાંસીથી ચાર દિવસ પહેલા અશ્ફાકુલ્લાખાને પોતાની દુખિયારી માંને જે પત્ર લખ્યો હતો, તેના એક એક શબ્દથી શહીદ અશ્ફાકુલ્લાખાનનો દેશપ્રેમ તથા તેના માટે મરી મીટવાની ભાવના છલકાય છે. આખો પત્ર આ મુજબ છે :

ફાંસીના ત્રણ દિવસ તથા ચાર રાત પહેલાં અશ્ફાકુલ્લાહખાને દેશબાંધવોના નામે જે સંદેશ લખી મૂકયો હતો, તેનાથી પણ તેમના રાષ્ટ્રપ્રેમની પ્રતીતિ થાય છે. તે સંદેશ આ મુજબ હતો :

દેશબાંધવોની સેવામાં તેમના ભાઈના સલામ પહોંચે. આજે આ સંદેશ હું દેશબાંધવોને મોકલી રહ્યો છું. ત્યાર પછી મારે ત્રણ દિવસ અને ચાર રાત્રિઓ વિતાવવાની છે, અને ત્યાર પછી હું માતા સમાન દેશના ખોળામાં હોઈશ.



દેશબાંધવો ! હું આ પાક-પવિત્ર રાષ્ટ્રના સોગંદ લઈને કહીશ કે આપણે આપણા માન સન્માન પર કુર્બાન થઈ ગયા છીએ. શું એ શરમની વાત નથી કે આપણે આપણી આંખોથી જોઈ રહ્યા છીએ કે (અંગ્રેજો દ્વારા) જાતજાતના જુલમો ગુજારવામાં આવે છે અને બાપડો હિન્દુસ્તાની દેશ દુનિયાના દરેક ખૂણામાં બેઈજ્જત થઈ રહ્યો છે, કયારેય કોઈ ઠેકાણું નથી, કયાંય કોઈ આધાર નથી.

હે (મારી) તે (ભારતીય) પ્રજા ! જેનો કોઈ ધ્વજ નથી, હે (ભારતીય) પ્રજાજનો ! તમારો દેશ, તમારો દેશ નથી. હે પ્રજાજનો ! તમે બીજાની સામે (કશુંક માંગવા માટે) હાથ ફેલાવો છો, બીજાથી રહેમની દરખાસ્ત કરો છો, તમે ગુલામ છો, આ બધું તમારી જ ભૂલોનું પરિણામ છે.

હે ખુદાવંદે કુદૂસ ! શું કોઈ એવી સવાર નહીં થશે, જે સવારના તારો સૂર્ય સ્વતંત્ર ભારતમાં ઉદય પામે અને ભારતની ફિઝા (વાતાવરણ) આઝાદીના નારાઓથી ગૂંજી ઉઠે.

કોંગ્રેસવાળા હોય કે સ્વરાજવાળા હોય, તબ્લીગવાળા હોય કે શુધ્ધિ-વાળા હોય, કોમ્યુનિસ્ટ હોય કે રિવોલ્યુશનરી (ક્રાંતિકારીઓ) હોય, અકાલી હોય કે બંગાલી, હું પ્રત્યેક માણસને તે ઈજ્જત-આબરૂ તથા ધર્મનો વાસ્તો આપુ છું, અને અપીલ કરું છું કે, કાકોરી કેસમાં મરી જવાવાળા અમારા જેવા યુવાનો પર દયા કરો અને ભારતને ફરી ૧૯૨૦-૨૧વાળો ''સંપ તથા એકતાવાળો'' દેશ બનાવી દો, બલ્કે તેનાથી આગળ વધી સંપૂર્ણ સ્વતંત્રતાની ઘોષણા કરીને આ ગોરા આકાઓ (સાહેબો, માલિકો)ને બતાવી દો કે, આ કાળાઓ હવે કાંચલી ઉતારી ચૂકયા છે, અને હવે તેઓ કોઈ મંતરથી કાબૂમાં આવવાના નથી.

તબ્લીગ અને શુધ્ધિવાળાઓ ! ખુદાના વાસ્તે આંખો ખોલો ! આજે એવો કયો હિંદુ-મુસ્લિમ છે, જે એટલી ધાર્મિક સ્વતંત્રતા ધરાવતો હોય જેટલી સ્વતંત્રતા ધરાવવાનો તેને અધિકાર છે ? શું ગુલામ પ્રજાનો પણ કોઈ ધર્મ હોય છે ?

ખુદાના વાસ્તે, અરસપરસ હળીમળીને રહો અને સંગઠિત થઈ જાઓ. નહીંતર સમગ્ર ભારતની કમનસીબીનો ભાર તમારી ગરદન પર હશે.

મિત્રો ! હું ભારતની એવી સ્વતંત્રતા ઈચ્છતો હતો, જેમાં એક ગરીબ નાગરિક પણ ખુશી તથા આરામથી રહેતો હોય, અને બધા નાગરિકો વચ્ચે સમાનતા હોય.

ખુદાપાક મારા મૃત્યુ પછી એ દિવસ જલ્દી લાવે, જ્યારે છત્ર મંઝિલ (લખનઉ) ખાતે અબ્દુલ્લાહ મિસ્ત્રી, ધનિયા ચમાર અને ગરીબ ખેડૂત પણ મિ.ખલીકુઝઝમા, જગત નારાયણ અને નવાબ મહમૂદની સાથે એક જ કુર્સી પર બિરાજમાન હોય.

હું બહુ ખુશ છું. શું મારા માટે તેનાથી વધારે કોઈ સન્માન હોય શકે છે કે, હું સૌથી પહેલો મુસલમાન છું, જે દેશની આઝાદીની ખાતર ફાંસી પર ચઢી રહ્યો છું ? મારા ભાઈઓ ! મારી (આખરી) સલામ લઈ લ્યો અને અમારાથી જે કાર્ય અધૂરૂ રહી ગયુ છે, તે તમારે પુરૂ કરવાનું છે.

ફાંસી આપતા પહેલાં જ્યારે અશ્ફાકુલ્લાહખાનથી તેમની અંતિમ ઈચ્છા પૂછવામાં આવી, તો તેમણે પોતાની જ ગઝલના શેર દ્વારા પોતાની આખરી આરઝુ દર્શાવી :

**કુછ આરઝુ નહીં હૈ, હૈ આરઝુ તો યહ હૈ,**
**રખ દે કોઈ ઝરાસી, ખાકે વતન કફનમેં.**

## એક મસ્જિદ કેવી રીતે મંદિર બની ગઈ ?

"૨૨ અને ૨૩ ડિસેમ્બર ૧૯૪૯ની વચલી રાત્રે બાબરી મસ્જિદ ઉપર કેવી રીતે કબ્જો કરવામાં આવ્યો, તેની ઉપર ચોંકાવનારું પુસ્તક સમયસર બહાર પડ્યું છે. તે પુસ્તકના લેખકોની દલીલ કરવાનું કૌશલ્ય તે પ્રશ્નોથી ઝળકે છે, જે તેમણે પોતાના પુસ્તકમાં ઉઠાવ્યા છે. અને જેણે આપણા રાજકીય જીવનમાં ફાટફૂટ પાડી દીધી છે." **-એ. જી. નૂરાની**

મજકૂર પુસ્તકનું શિર્ષક : **"અયોધ્યા : એક અંધારી રાતની કહાની"**



(**Ayodhya : The Dark Night Story**) છે. તેના લેખકો છે : ક્રિષ્ના ઝા અને ધીરેન્દ્ર કે. ઝા. અને તેને હાર્પર કોલિન્સે પ્રકાશિત કર્યું છે. મુખપૃષ્ઠ પર પેટા મથાળા તરીકે લખ્યું છે કે, "બાબરી મસ્જિદની અંદર રામના પ્રાગટ્યની છૂપી કહાની" (**The Secret Story of Rama's appeoreance in Babri Masjid**).

એ. જી. નૂરાની એક પીઢ પત્રકાર છે. તેમણે મજકૂર પુસ્તક પર લાંબી સમિક્ષા, પાક્ષિક ફ્રન્ટ લાઈન (૮ માર્ચ ૨૦૧૩)માં કરી છે. જેનો અહીં ભાવાનુવાદ રજૂ કરવામાં આવી રહ્યો છે.

સંઘ પરિવારે ફરી એક વખત અયોધ્યા વિવાદનો મધપૂડો છંછેડવા માટે કમર કસી લીધી છે. અને તે જ હેતુસર તેણે ૨૦૧૪ની ચૂંટણીમાં નરેન્દ્ર મોદીને ચાવીરૂપ ભૂમિકા આપવાનો ઈરાદો કરી લીધો છે. તે આ મામલામાં મજબૂર છે. કારણ કે તેને કોઈ બીજો વોટ મેળવી આપનારો દેખાતો નથી. અડવાણીના ઈરાદાઓ પણ હવે ઠંડા પડી ચૂક્યા છે. અને તેઓ પણ વોટ અપાવી શકવાની સ્થિતિમાં નથી. તેમનું નામ સાંભળતાં જ ખુદ સંઘ પરિવારે બગાસું ખાવા માંડ્યું છે. રાધિકા રામ શેષાન કે જેઓ સંઘ પરિવાર વિશે ઘણા જાણકાર છે, એ ૩૧મી જાન્યુઆરી ૨૦૧૩ની એક મિટીંગ વિશે, જે પદીસવ નાયક (એમ.પી.)ના ઘરે થઈ હતી, જેઓ આર.એસ.એસ.ના કાયદેસરના સભ્ય છે, મહત્વપૂર્ણ માહિતી આપી છે. તે મિટીંગમાં અડવાણી, મુરલી મનોહર જોષી, રાજનાથસિંહ અને સુષ્મા સ્વરાજે ભાગ લીધો હતો. વી.એચ.પી.ના નેતાઓ અશોક સિંઘલ, પ્રવિણ તોગડિયા, ચંપક રાય અને દિનેશકુમારે પણ યેનકેન પ્રકારે તેમાં ભાગ લેવાનો રસ્તો કાઢી લીધો. *(ધી ટેલિગ્રાફ : ૧/૨/૨૦૧૩)* ત્યાર પછી ૭ ફેબ્રુઆરી ૨૦૧૩ના દિવસે વી.એચ.પી.ની એક મિટીંગ જે કુંભ મેળા દરમિયાન ઈલ્હાબાદ ખાતે થઈ, તેમાં એક ઠરાવ મંજૂર કરવામાં આવ્યો, જેમાં બાબરી મસ્જિદ (ખટલો ૬ ડિસેમ્બર ૨૦૧૩)ના ખંડેર પર રામ મંદિરના નિર્માણના સંકલ્પનો પુનરોચ્ચાર કર્યો હતો. રાધિકા રામ શેષાનના

અહેવાલ મુજબ વી.એચ.પી.ના સુત્રોએ એ સ્વીકાર્યું છે કે, આ એજન્ડો રાજકીય છે. અને ૨૦૧૪ની ચૂંટણીને ધ્યાનમાં રાખીને જ તેને એક કાર્ડ તરીકે ફરી ફેંકવામાં આવ્યો છે. જેથી હિન્દુ મતદાતાઓને પ્રભાવિત કરી શકાય. એક કારણ વિદેશમાં વસતા હિન્દુઓનું પણ ધ્યાન ખેંચવાનું છે. તે જ સુત્રો મુજબ આ સમગ્ર યોજનાની રૂપરેખાને આર.એસ.એસ.નું જબ્બર સમર્થન પ્રાપ્ત છે. ૩૧મી જાન્યુઆરી ૨૦૧૩ની મિટીંગનો એક હેતુ એ પણ હતો કે, હિન્દુત્વના નારાને ફરી ગજવવામાં આવે, જેથી નરેન્દ્ર મોદીને રાષ્ટ્રીય સ્તરે ઉભારવા માટે માર્ગ મોકળો થાય.

આ પુસ્તક સમયસર બહાર પડ્યું છે, અને અત્યંત મહત્વપૂર્ણ છે. તે ભારતીય રાજકારણના નવનિર્માણ માટે એક વિશાળ યોજનાને જાહેર કરે છે. જેનો પ્રારંભ ૨૨-૨૩ ડિસેમ્બર ૧૯૪૯ના દિવસે એક પેટા યોજના તરીકે થયો હતો. આ તે મહત્વપૂર્ણ છૂપી યોજના પરથી પડદો ઉંચકતું એક મહત્વપૂર્ણ પુસ્તક છે. આના લેખકો દિલ્હીના પત્રકારો છે. જેમણે વરસોની મહેનત પછી તેનું મટિરિયલ એકત્ર કર્યું છે. તેમણે પુરાતન દસ્તાવેજોના ઢગલા (આર્કાઈવ્ઝ)માંથી મળી રહેતી દસ્તાવેજી ચીજો પર સંશોધન કરીને જે મહાન કારનામું અંજામ આપ્યું છે, તે કોઈ પણ સત્યપ્રિય સંશોધકનું માથુ ગર્વભેર ઊંચું કરી દેશે. તે અસત્યો, જે મસ્જિદને તોડી પાડવાના ગુનાહિત કાર્યને છાવરવા માટે ઘડવામાં આવ્યા હતા, તેનો પડદો ચીરી નાંખવામાં આવ્યો છે. પહેલું જૂઠ એ હતું કે, રામચંદ્રજીની મૂર્તિ તે રાતે (૧૯૪૯) મસ્જિદની અંદર ''પ્રગટ થઈ'', અને જેનો દાવો અડવાણીએ ૧ ઓગષ્ટ ૨૦૦૩ના દિવસે કર્યો હતો, તેમણે રીતસર એવી ગેરમાર્ગે દોરતી વાતો પણ વહેતી કરી કે, બાબરી મસ્જિદમાં વરસોથી કોઈ નમાઝ અદા કરવામાં આવતી ન હતી.

આર.એસ.એસ.ના મુખપત્ર ઓર્ગેનાઈઝરે ૨૯ માર્ચ ૧૯૮૭ના અંકમાં લખ્યું હતું કે, રામની મૂર્તિ ત્યાં અત્યંત હૈરતભરી રીતે પ્રગટ થઈ હતી. લેખકોએ બાબરી મસ્જિદના છેલ્લા મુઅઝિઝન (અઝાન પોકારનાર)



મુહમ્મદ ઈસ્માઈલનું નિવેદન પુરાવા તરીકે રજૂ કર્યું છે. જેણે એકલે હાથે તે લોકોનો સામનો કર્યો હતો, જે મસ્જિદની દીવાલ કૂદીને અંદર ઘૂસી આવ્યા હતા. અને જેઓ પોતાની સાથે મજકૂર મૂર્તિ લઈને આવ્યા હતા તથા તેને મસ્જિદમાં સ્થાપિત કરવાના હતા. મુઅઝિઝનને એટલો માર મારવામાં આવ્યો કે, તે જાન બચાવી ભાગી નીકળ્યા. તેમણે પોતાનું શેષ જીવન ફૈઝાબાદની બહાર પહાડગંજ વિસ્તારમાં આવેલી ગૌષાનિયા મસ્જિદમાં મુઅઝિઝનની જવાબદારી અદા કરતાં કરતાં વિતાવ્યું. મુઅઝિઝનનું કામ અઝાન આપવાનું અને મસ્જિદની સાફ-સફાઈ તથા દેખરેખ રાખવાનું હોય છે, જ્યારે ઈમામનું કામ એ હોય છે કે, તે પાંચ વખત નમાઝ પઢાવે છે. હાજી અબ્દુલગફ્ફાર કે જેઓ અયોધ્યાના કાઝિયાના મોહલ્લામાં રહેતા હતા, તેઓ ૧૯૩૦ થી ૧૯૪૯ સુધી બાબરી મસ્જિદના રીતસરના ઈમામ હતા. તેમના વાલિદ (પિતા) મર્હૂમ મૌલાના અબ્દુલકાદિર પણ ૧૯૦૧ થી ૧૯૩૦ સુધી બાબરી મસ્જિદના ઈમામ રહ્યા હતા. હાજી અબ્દુલગફ્ફાર સાહેબે **"ગુમગશ્તા હાલાતે અયોધ્યા"** (અયોધ્યાનો ખોવાયેલો ઈતિહાસ) નામી પુસ્તક લખ્યું છે, જે માહિતીનો ભંડાર છે. અને એ યોગ્ય છે કે, અંગ્રેજીમાં તેનો અનુવાદ પણ પ્રગટ કરવામાં આવે. લેખકોએ તે લોકોને પણ શોધી કાઢ્યા છે, જેઓ ૧૯૪૯માં બાબરી મસ્જિદમાં મૂર્તિ રાખવા માટે દોષી હતા. લેખકોની લેખનશૈલી રસપ્રદ, માહિતીપ્રચુર તથા અસરકારક છે. તેમણે ઘટી ચૂકેલી ઘટનાઓનો જાણે કે આંખે દેખ્યો અહેવાલ આપ્યો છે. તેમણે કેટલાક નજરે જોનાર સાક્ષીઓનો પણ ઉલ્લેખ કર્યો છે.

## અડવાણીના ઈરાદાઓ અને ભાજપનું અભિયાન :

આ કોઈ ધાર્મિક મામલો ન હતો, બલ્કે તેનો રાજકારણ સાથે ઊંડો સબંધ હતો. અધૂરામાં પુરૂં અડવાણીની મહત્વાકાંક્ષાઓએ અને વડાપ્રધાન બનવાની તેમની ખ્વાહિશે ભાજપને ઉભાર્યું. ૧૯૯૦માં તેઓ લોહિયાળ દશ્યોથી ભરપૂર રથયાત્રા લઈને ગુજરાત સ્થિત સોમનાથ મંદિરથી

મંદિરોની નગરી અયોધ્યા તરફ નીકળી પડ્યા. હિમાચલ પ્રદેશના પાલમપૂર ખાતે ભાજપે કહ્યું કે, આ યાત્રાથી ભાજપના મતોમાં વધારો થશે. ૩ ડિસેમ્બર ૧૯૮૯ની સફળતાઓએ આ મુદ્દા પર ઊંડો પ્રભાવ પાડ્યો છે. અને તેઓ આ સફળતાઓથી સંતુષ્ટ છે. ૨૪ ફેબ્રુઆરી ૧૯૯૧માં જ્યારે ભારત ફરી લોકસભાની ચૂંટણી યોજવા માટે વિવશ બન્યું, ત્યારે તેમણે કહ્યું : "આ મુદ્દો ચોક્કસ ચૂંટણીના પરિણામો પર પ્રભાવ પાડશે અને તે ભાજપની તરફેણમાં હશે."

૧૮ જૂને (૧૯૯૧) અડવાણીએ સ્પષ્ટપણે કહ્યું કે, જો તેમણે રામનો મુદ્દો ઉઠાવ્યો ન હોતે, તો તેઓનું નવી દિલ્હી સંસદીય વિસ્તારમાંથી જીતવું શક્ય ન હતું. ૬ ડિસેમ્બરે (૧૯૯૨) બાબરી મસ્જિદની શહીદી પછી તરત લોહિયાળ રમખાણોનો જે સિલસિલો શરૂ થયો, તેની ઉપર ટિપ્પણી કરતાં અડવાણીએ સાફ શબ્દોમાં કહ્યું કે, "જો મુસ્લિમો હિન્દુત્વના વિચારને સ્વીકારી લે, તો રમખાણો નહીં થાય તેની પૂરી શક્યતા છે."
*(ટાઈમ્સ ઓફ ઈન્ડિયા : ૩૦, જાન્યુ.૯૩)*

જુલાઈ (૧૯૯૨)માં તેમણે લોકસભા સ્પીકરના ચેમ્બરમાં ચર્ચા દરમિયાન તેઓને સંબોધતાં કહ્યું કે, "તેઓ આ ગૃહમાં ૧૯૮૫માં માત્ર બે સભ્યો ધરાવતા હતા, જ્યારે ૧૯૯૧માં તેઓની સભ્ય સંખ્યા ૧૧૭ પર પહોંચી સશક્ત બની ગયા. આ એટલા માટે શક્ય બન્યું કે, અમે અયોધ્યા મુદ્દો અમારા હાથમાં લીધો." ભાજપના મહિલા નેતા સુષ્મા સ્વરાજે ૪, એપ્રિલ ૨૦૦૦માં ભોપાલ ખાતે સ્પષ્ટપણે એકરાર કર્યો કે, "રામ જન્મભૂમિ ચળવળ શુદ્ધપણે એક રાજકીય પ્રકારની ચળવળ છે, અને તેને ધર્મ સાથે કાંઈ લેવાદેવા નથી." *(ધી ટેલિગ્રાફ : ૧૬ એપ્રિલ ૨૦૦૦)*

લેખકો યાદ અપાવતાં લખે છે કે, જે હાથોએ મહાત્મા ગાંધીની છાતીમાં ગોળીઓ ધરબી દીધી હતી, તે નથ્થુરામ ગોડસે હતો. પરંતુ જેવી રીતે પછી પુરવાર થયું કે, હત્યાની પાછળ હિન્દુ મહાસભાનું ષડયંત્ર કાર્યરત્ હતું, જેનું સંચાલન વી.ડી.સાવરકર કરી રહ્યા હતા. જેનો પહેલો





હેતુ કોંગ્રેસના હાથોમાંથી રાજકીય સત્તા ઝૂંટવી લેવાનો હતો. અને દેશમાં બિનસાંપ્રદાયિકતાના પ્રયત્નોને અસ્થિર રાખવાનો હતો. ગાંધીજીની હત્યાનું કાવત્રું વધારે દિવસો સુધી રહસ્ય રહી શકવાનું ન હતું. એ વાત જુદી કે જે કેસ હત્યા પછી તત્કાળ કરવામાં આવ્યો, તે પેલા ષડયંત્રની પૂરેપૂરી વિગતો પરથી પડદો ઉંચકવામાં નિષ્ફળ રહ્યો.

બાબરી મસ્જિદ પર ચોરીછૂપીથી કબ્જો કરી લેવાની ઘટના પણ લગભગ તે જ લોકોએ બે વર્ષ પછી ૨૨ ડિસેમ્બર ૧૯૪૯ના દિવસે પાર પાડી, જેમણે ગાંધીજીની હત્યા કરી હતી. આ ઘટના કેટલાય પાસાંઓથી તે પાશવી વાતાવરણનું પ્રતિબિંબ હતું, જેણે ગાંધીની હત્યા જોઈ હતી. આ ષડયંત્ર રચનારા અને તેના હેતુઓ આ બન્ને ઘટનાઓમાં કોઈ રીતે જુદા ન હતા. હત્યાનું ષડયંત્ર રચનારા હિન્દુ મહાસભાના આગેવાનો હતા. અને આમાં પ્રથમ પ્રેરકો એ લોકો પણ હતા, જે બાબરી મસ્જિદમાં મૂર્તિ રાખવાની યોજનામાં શામેલ હતા. આ વખતે પણ તેમનો હેતુ કેન્દ્રમાં કોંગ્રેસ પાસેથી સત્તા આંચકી લેવાનો હતો. અને તેના માટે હિન્દુ લાગણીને મોટા પાયે સાનુકૂળ કરવા માટે રામના નામનો ઉપયોગ કરવાનો હતો.

છતાં હિન્દુવાદીઓએ બન્ને ઘટનાઓમાં જે કાર્યપદ્ધતિ અપનાવી, તે કોંગ્રેસની પ્રતિક્રિયાને અનુલક્ષીને જુદી જુદી હતી. મહાત્મા ગાંધીની હત્યા, લોક નજરની સામે, દિન-દહાડે કરવામાં આવી. જ્યારે બાબરી મસ્જિદને અંધારી રાત્રે છૂપી રીતે મંદિરમાં પરિવર્તિત કરવામાં આવી. એવી જ રીતે મહાત્મા ગાંધીની હત્યાના ષડયંત્રને પ્રત્યેક એંગલથી તપાસ પ્રક્રિયામાંથી પસાર કરાવવામાં આવ્યું અને તેના માટે ભારત સરકારે એક કમીશનની રચના પણ કરી. પરંતુ વીસ વર્ષો પછી પણ બાબરી મસ્જિદને મંદિરમાં પરિવર્તિત કરનારી યોજના અને યોજનાકારોની શોધ કરવા માટે કોઈ તપાસ કરવામાં ન આવી. આમ, એક ઘટના જેણે ભારતનો રાજકીય સિનારિયો બદલી નાંખ્યો. તેને એવી રીતે રજૂ કરવામાં આવી કે, આ તો સ્થાનિક સ્તરની એક ગુનાહિત પ્રવૃત્તિ હતી, જે લોકોએ ક્ષણિક આવેશમાં

આવી જઈ કરી લીધી હતી. કદાચ એક સાધુ અભયરામદાસની ઉશ્કેરણીથી તે લોકો આમ કરવા પ્રેરાયા હશે. જો કે આ ઘટના એક યોજનાબદ્ધ ષડયંત્રનો ભાગ હતી, જેમાં હિન્દુ મહાસભાના સ્થાનિક તથા રાષ્ટ્રીય સ્તરના નેતાઓ સહભાગી હતા. અને તેનો હેતુ એ સંગઠનની કિસ્મત ચમકાવવાનો હતો, જે ગાંધીજીની હત્યા પછીના ધૂંધકારમાં ઝાંખી પડી ગઈ હતી.

રસપ્રદ વાત એ છે કે, કોઈ મોટા અખબારે આ ઘટનાની નોંધ ન લીધી. જ્યારે સંશોધનાત્મક પત્રકારત્વની જવાબદારી અદા કરવાનું કાર્ય દેખીતી રીતે માત્ર નાના અખબારોના ભાગે આવ્યું.

**એફ.આઈ.આર. :**

૨૩ ડિસેમ્બર ૧૯૪૯ની એક એફ.આઈ.આર. જે રામમૂર્તિ સ્થાપિત કરવાના કલાકો પછી સવારે ૯-૦૦ વાગ્યે દાખલ કરવામાં આવી. તે સ્વયં દર્શાવે છે કે, "પંડિત રામદેવ દૂબે (ઓફિસર ઈન્ચાર્જ અયોધ્યા પોલીસ સ્ટેશન-ફૈઝાબાદ, ઉત્તરપ્રદેશ)એ આ એફ.આઈ.આર. અભયરામદાસ, સુદર્શન દાસ અને પચાસથી સાઈઠ બીજા લોકો, જેમના નામ જાણી નહીં શકાયાની વિરૂદ્ધ કલમ ૧૪૭ (રમખાણ), કલમ ૪૪૮ (બીજાની જમીનમાં ગેરકાનૂની પ્રવેશ) અને કલમ ૨૯૫ (એક ધાર્મિક સ્થાનનો અનાદર) હેઠળ કેસ ફાઈલ કર્યો છે કે, સવારે સાત વાગ્યે આ લખનાર (રામદેવ દૂબે) જન્મભૂમિ પહોંચ્યો. તેને માતાપ્રસાદ (કોન્સ્ટેબલ ૭૦ અયોધ્યા પોલીસ સ્ટેશન) દ્વારા જાણવા મળ્યું કે, પચાસથી સાઈઠ લોકોનું ટોળું બાબરી મસ્જિદના પ્રાંગણના તાળા તોડી અંદર પ્રવેશ્યું અને કેટલાક લોકો કંપાઉન્ડની દીવાલ કૂદી અંદર ઘૂસ્યા અને શ્રીરામ ભગવાન (નકલે કુફ્ર, કુફ્ર ન બાશદ)ની મૂર્તિ અંદર રાખી દીધી. અને બહારની દીવાલો પર સીતારામજી વગેરેના ચિત્રો કેસરી તથા પીળા રંગથી દોરી નાંખ્યા. હંસરાજ (કોન્સ્ટેબલ ૭૦) જે ઘટનાસ્થળે ડ્યુટી પર હતો, તેણે તે પચાસ-સાઈઠ લોકોને રોકવાની કોશિશ કરી, પરંતુ એ લોકોએ તેની દરકાર ન કરી."



પી.એ.સી. (**Provincial Armed Constabalary**)ના ગાર્ડઝ્ જે તે સમયે ત્યાં મૌજૂદ હતા, તેઓને સહાય માટે પોકારવામાં આવ્યા, પરંતુ ત્યાં સુધી ટોળું મસ્જિદમાં પ્રવેશી ચૂક્યું હતું. **Senior District Officer**એ ઘટના સ્થળનું નીરિક્ષણ કર્યું અને ત્યાં ભેગા થયેલા લોકોને હટાવી દીધા. ત્યાર પછી પાંચથી છ હજાર લોકોનું એક નિરંકુશ ટોળું ત્યાં ભેગું થઈ ગયું અને મસ્જિદમાં પ્રવેશવાની કોશિશ કરવા લાગ્યું. એ લોકો ધાર્મિક સુત્રોચ્ચાર કરતાં કરતાં કિર્તન કરી રહ્યા હતા. પરંતુ કાયદેસરના બંદોબસ્તના કારણે કોઈ અવ્યવસ્થા ન સર્જાઈ. પરંતુ તેની પહેલાં પાપ આચરનારાઓ અભયરામદાસ, રામસકલદાસ, સુદર્શન અને બીજા પચાસ-સાઈઠ લોકો, જેમના નામો જાણી નહીં શકાયા, મસ્જિદને અપવિત્ર કરી ચૂક્યા હતા અને છમકલુ કરાવી તેમાં પ્રવેશીને મૂર્તિ સ્થાપિત કરી ચૂક્યા હતા. ડ્યુટી પરનો અધિકારી અને બીજા કેટલાય લોકો નજરે જોનાર સાક્ષી છે. એટલે જ્યારે આખા કેસની છણાવટ કરવામાં આવી ત્યારે ઉક્ત વિગતો સાચી નીકળી હતી.

રામચંદ્રદાસ પરમહંસ જેમણે ન્યુયોર્ક ટાઈમ્સ (૨૨, ડિસે.૧૯૯૧)ને કહ્યું હતું કે, "તેઓ ઘટના વખતે ત્યાં હાજર હતા. એટલું જ નહીં, તેમણે પોતે મસ્જિદમાં મૂર્તિ રાખી હતી." જો કે કેટલાક લોકો એમ સમજે છે કે તેઓ તે વખતે અયોધ્યામાં ન હતા, બલ્કે કલકત્તા ખાતે હિન્દુ મહાસભા દ્વારા આયોજિત કોન્ફરન્સ (૨૪ ડિસે.૧૯૪૯)માં ભાગ લેવા ગયા હતા, જેણે મૂર્તિ રાખી તે અભયરામદાસ હતો.

**અંકુશ મેળવવા માટેનો વિવાદ :**

મસ્જિદની અંદર બળજબરીપૂર્વક ઘૂસી જનારાઓ વચ્ચે વિવાદ ઉભો થઈ ગયો. અભયરામદાસનો હેતુ એ હતો કે અયોધ્યા ઉપર તેના અખાડાની પૂરી સત્તા સ્થપાય જાય. કારણ કે એ વાત સર્વમાન્ય હતી કે, હનુમાન ગઢી સ્થિત હનુમાન મંદિર પર નિર્મોહી અખાડાનો જ કબ્જો હતો. આનો અર્થ એ હતો કે, તે મંદિરને મળનારી ભેટસોગાદો જે ભક્તો તરફથી મળતી હતી,

તેની ઉપર નિર્મોહી અખાડાનો અંકુશ રહેશે. રામ ચબૂતરો તે વખત સુધી ''રામચંદ્રજી''ના જન્મ સ્થાન તરીકે પૂજાતો હતો. અને આ કારણે તે સ્થાને મળનારી બધી ભેટસોગાદો નિર્મોહી અખાડાના ખાતામાં જતી હતી.

જો એ પૂરવાર થઈ જાય કે બાબરી મસ્જિદની અંદર રામચંદ્રજીની મૂર્તિ રાખનાર નિર્વાણી અખાડાનો અભયરામદાસ છે, જેણે રામ ચબૂતરાથી પચાસ ફૂટ (૧૫-૨૦ મીટર) દૂર મજકૂર મૂર્તિ રાખી છે, તો જન્મભૂમિ પર નિર્મોહી અખાડાનો દાવો આપોઆપ ઉડી જતે, અને ''જન્મભૂમિ''ની હકીકત શું હતી, તે કેવી રીતે મસ્જિદમાં પ્રગટ થઈ, એના વિશે નિર્મોહી અખાડાનો એ દાવો કે ''તે એકસો વર્ષથી તેની ઉપર કબ્જો ધરાવતો હતો'', નિરર્થક બની જતે. અને જન્મભૂમિના ઉધ્ધારક હોવાનો અભયરામ-દાસના દાવાનો મામલો અયોધ્યાનું મહત્વપૂર્ણ સ્થાન હોવાથી ઉકેલાય જતે. અભયરામદાસ જ્યારે મસ્જિદની દીવાલ પર ચઢવાની કોશિશ કરી રહ્યો હતો ત્યારે તેણે મૂર્તિને મજબૂતીપૂર્વક પકડી રાખી હતી અને જે માણસ આ ટોળાની આગેવાની કરી રહ્યો હતો, તે પાક્કો મહાસભાઈ હતો અને તે મહંત દિગ્વીજયનાથનો વફાદાર માણસ હતો. જેઓ હિન્દુ મહાસભા (ઉત્તરપ્રદેશ શાખા)ના પ્રમુખ હતા. રામચંદ્રદાસ પરમહંસ અયોધ્યા શાખાના પ્રમુખ હતા. પુસ્તકના લેખકો વી. ડી. સાવરકરને ક્લિનચીટ આપે છે કે તેઓ ષડયંત્રમાં શામેલ ન હતા, પરંતુ મજકૂર સંગઠનનું સર્વોચ્ચ નેતૃત્વ આ વાતથી અજાણ નહીં રહી હશે કે, અયોધ્યામાં શું થઈ રહ્યું હતું. કારણ કે હિન્દુ મહાસભાએ પૂણે ખાતે આયોજિત વિશેષ સેશનમાં એક ઠરાવ મંજૂર કર્યો હતો. એમાં દાવો કરવામાં આવ્યો હતો કે, ''હિન્દુ મહાસભાએ અયોધ્યાના રામ-જન્મભૂમિ મંદિરને ફરી પ્રાપ્ત કરવાનું કામ શરૂ કરી દીધું છે.'' મહંત દિગ્વિજય જે હિન્દુ મહાસભાના રાષ્ટ્રીય સ્તરના જનરલ સેક્રેટરી અને યુ.પી. શાખાના પ્રમુખ હતા, તેમના સિવાય વી. જી. દેશપાંડે (રાષ્ટ્રીય સ્તરના નાયબ પ્રમુખ) અને તેજનારાયણ (યુ.પી. શાખાના વર્કિંગ પ્રમુખ)એ અયોધ્યાનો પ્રવાસ કરી પક્ષને એ દર્શાવ્યું



હતું કે, રામજન્મભૂમિ મંદિર હવે હિન્દુ મહાસભાઈઓના કબ્જામાં છે.

પુસ્તકના લેખકોએ એ પણ લખ્યું છે કે, ડિસેમ્બર ૧૯૪૯ના બીજા સપ્તાહમાં હિન્દુ મહાસભાની ૨૮મી કોન્ફરન્સ માટે બનેલી સ્વાગત સમિતિની મીટીંગમાં વી. ડી. સાવરકરે દિગ્વિજયનાથ (સંગઠનની નાની શાખાના પ્રમુખ)ને સૂચના આપી હતી કે, ''અયોધ્યાની રામજન્મભૂમિને મેળવવા માટે પુરૂ ધ્યાન લગાવી દો, જેથી હિન્દુ મહાસભાના કલકત્તા સેશનથી પહેલાં ત્યાં બાંધકામ શરૂ કરી શકાય.''

મજકૂર મીટીંગમાં મહંત દિગ્વિજયનાથ, નિર્મલચંદ્ર ચેટરજી, ડો. એન. બી. ખરે (જેમને પક્ષપ્રમુખ બનાવવામાં આવ્યા) તથા મામારાવ ડાટેએ ભાગ લીધો હતો. આ મીટીંગ દિલ્હી સ્થિત પાર્ટીના હેડક્વાર્ટરમાં થઈ. આ માહિતી ઓલ ઈન્ડિયા હિન્દુ મહાસભાના પ્રમોદ પંડિત જનરલ સેક્રેટરીથી લીધેલા ઈન્ટરવ્યુ પર આધારિત છે, જે ૧૦ ડિસેમ્બર ૨૦૧૦માં લેવામાં આવ્યું.

ગાંધીજીની હત્યા (૩૦ જાન્યુઆરી ૧૯૪૮) પછી મહાસભાના માજી પ્રમુખ ડો. શ્યામપ્રસાદ મુખરજી (જેઓ તે વખતે નહેરૂ સરકારમાં કેબિનેટ પ્રધાન હતા)એ પક્ષ સમક્ષ ૬, ફેબ્રુઆરી ૧૯૪૮એ કેટલાક વિકલ્પો રાખ્યા હતા. પહેલો એ કે, રાજકીય પ્રવૃત્તિઓથી દૂર થઈ જાઓ અને પોતાની પ્રવૃત્તિઓને ધાર્મિક, સામાજિક તથા સાંસ્કૃતિક હેતુઓ સુધી સીમિત કરી દો. બીજો એ કે, સંગઠનના દરવાજા દરેક તે માણસ માટે ખોલી દેવામાં આવે, જે તેના હેતુઓ સાથે સંમત હોય. મહાસભાએ પહેલો વિકલ્પ અપનાવી લીધો અને રાજકીય ગતિવિધિઓને થોડાક સમય પુરતી શિથિલ કરી દેવા માટે ખૂશી દર્શાવી. (જો કે હંમેશ માટે ત્યજવાની વાત નહીં કરી.) ૮, ઓગષ્ટ ૧૯૪૮ની મીટીંગમાં કાર્યકારણી સભાએ પોતાની રાજકીય ગતિવિધિઓની સમિક્ષા કરવા માટે મીટીંગ કરી. જેની પુષ્ઠિ ૬-૭ નવેમ્બર ૧૯૪૮એ કરવામાં આવી. ભારતની કેન્દ્રિય બંધારણ સમિતિએ એક ઠરાવ પસાર કર્યો હતો, જેમાં કોમવાદી, રાજકીય પક્ષો સાથે કોઈ

સબંધ નહીં હોવાની વાત કહેવામાં આવી હતી. શ્યામપ્રસાદ મુખરજી સામે પણ બે વિકલ્પો મૂકવામાં આવ્યા. કેબીનેટ છોડી દો, ક્યાં તો હિન્દુ મહાસભા છોડી દો. તેમણે ૨૩, ડિસેમ્બર ૧૯૪૮એ બીજી માંગણી સ્વીકારી લીધી. પરંતુ જો પક્ષને બીજી વખત રાજકીય ગતિવિધિઓ શરૂ કરવાની હતી, તો તેના માટે કોઈ આકર્ષક સૂત્રની જરૂર હતી. એ રામમંદિરનું સૂત્ર હતું. ભાજપે આ માર્ગ ૧૯૮૯માં અપનાવ્યો અને હવે ૨૦૧૪માં પણ એ જ માર્ગ અપનાવશે.

પરંતુ આ મામલાનો આધાર અમલદારશાહી અને સત્તાધારી પક્ષ કોંગ્રેસ પર હતો. એ વિચાર જેણે ભારતીય રાજકારણની દિશા બદલી નાંખી. શરૂમાં ત્રણ મિત્રોના મનમાં ઝબૂક્યો હતો. તેમાં મહારાજા પટેશ્વરીપ્રસાદસિંહ (બલરામપુર રાજ્યના આગેવાન), મહંત દિગ્વિજયનાથ અને કે.કે.કે. નાયર શામેલ હતા. ત્રણેયની અંદર બે બાબતો એકસમાન હતી. હિન્દુ કટ્ટરવાદની ભાવના અને લોન ટેનિસની રમત. કે.કે.કે. નાયર સી.એસ.ગોંડાના ડિસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ હતા. પહેલી જૂન ૧૯૪૯થી ૧૪મી માર્ચ ૧૯૫૦ના વચ્ચેના સમયગાળા માટે તે ફૈઝાબાદના ડેપ્યુટી કમિશ્નરની સાથોસાથ ડિસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ પણ હતા. ત્યાર પછી તે લોકસભામાં જનસંઘની ટિકીટ પર ચૂંટાય આવ્યા હતા. તેના ખાસ મિત્રોમાં ગુરૂદત્તસિંહ (સીટી મેજીસ્ટ્રેટ, ફૈઝાબાદ) શામેલ હતા. આ બન્ને અધિકારીઓને બાબરી મસ્જિદ પર હિન્દુવાદી પરિબળોના કબ્જા પછી સરકારી નોકરીઓ પરથી બરતરફ કરી દેવામાં આવ્યા હતા.

### મહાયજ્ઞનું આયોજન :

૧૯૪૮માં મહારાજા બલરામપુરે રામરાજ્ય પરિષદનો પાયો નાંખ્યો. કે.કે.કે.નાયર આ પ્રસંગે તેમના મહેમાન હતા. તેમણે કેટલાય ખેતરોની ઉપજના ઢગલા ભેગા કરી લીધા હતા. મહારાજા તરફથી એક મહાયજ્ઞનો વિચાર પરિષદ બનાવવાની શરૂઆતમાં ઉભર્યો હતો. આ યોજનાને ૧૯૯૧માં મહાસભાના સાપ્તાહિક ''હિન્દુ સભા વાર્તા''માં પ્રગટ કરવામાં



આવી હતી. જેને પુસ્તકના લેખકોએ હવાલારૂપે રજૂ કરી છે.

યજ્ઞના છેલ્લા દિવસે શ્રી દિગ્વિજયનાથે શ્રી વિનાયક દામોદર સાવરકરના વિચાર મુજબ કે હિન્દુઓના જે ધર્મસ્થાનો વિદેશીઓના કબ્જામાં છે, તેને હવે છોડાવવાના છે. યજ્ઞના બીજા દિવસે જ્યારે નાયરે દિગ્વિજય-નાથથી વિગતો જાણવા માંગી, તો મહંત દિગ્વિજયનાથે રામજન્મભૂમિ (અયોધ્યા) કાશી વિશ્વનાથ મંદિર વારાણસી અને કૃષ્ણ જન્મભૂમિ મથુરાને પાછી મેળવવાની વ્યૂહરચનાની વિગતો બતાવી. નાયરે વાયદો કર્યો કે આ યોજનાને પાર પાડવા તેઓ યથાશક્ય બલિદાન આપશે. દિગ્વિજયનાથે કેટલાક લોકોને ઉશ્કેર્યા કે તેઓ ૨૭ જાન્યુઆરી ૧૯૪૮એ ગાંધીજીની હત્યા કરી નાંખે. અર્થાત્ આ યોજના ત્રણ દિવસ પહેલાની જ હતી. તેઓ એ મત પણ ધરાવતા હતા કે, મુસ્લિમોને પાંચ કે દસ વર્ષ સુધી મતદાનના અધિકારથી વંચિત કરી દેવામાં આવે. ભાજપ આ મામલામાં મુત્સદ્દીગીરી-પૂર્વક પોતાના વિચારો પ્રગટ નથી કરતું.

૧૯૯૮માં યુ.પી.ના માજી હોમ સેક્રેટરી રાજેશ્વર દયાલે ''લાઈફ ઓફ અવર ટાઈમ્સ'' નામી પોતાના સંસ્મરણોમાં એક અત્યંત ચોંકાવનારો ઘટસ્ફોટ કર્યો છે. સરકારી હોદ્દેદારો પેટીઓ ભરીને દસ્તાવેજો લાવ્યા, જેમાં એક મહાવિનાશ (Holo Caust)ની યોજના હતી. આ દસ્તાવેજો સંઘના કાર્યાલયોમાંથી હાથ લાગ્યા હતા. જેના કારણે તેમણે મુખ્ય મ્હોરા ગોલવલકરની ધરપકડ પર ભાર આપ્યો, જે તે જ વિસ્તારમાં હતા. પરંતુ પંતએ તેમાં જાણી જોઈને વિલંબ કર્યો અને આમ કરી ગોલવલકરને નીકળી જવાની તક આપી. આર.એસ.એસ.ના સમર્થકો ખુલ્લમખુલ્લા તથા છૂપી રીતે ખુદ કોંગ્રેસમાં મૌજૂદ હતા, બલ્કે તેઓ કેન્દ્રિય કેબિનેટમાં પણ હતા. આ મામલામાં ઝડપી કાર્યવાહી ગાંધીજીની જાન બચાવી શકતી હતી.

### કોંગ્રેસ એક વહેંચાયેલું ઘર :

યુ.પી.માં કોંગ્રેસ એક વહેંચાયેલું ઘર બની ગઈ હતી. પટેલના સમર્થકોનું નેતૃત્વ પંત અને નહેરૂના સમર્થકોમાં રફીઅ્ અહમદ કિદવાઈ

આગળ-આગળ હતા. પરંતુ પાર્ટી પર પંતનો દબદબો બહુ હતો. કારણ કે તે વખતે પણ સંસદમાં યુ.પી.ના સભ્યો મોટી સંખ્યામાં હતા. કોંગ્રેસનું આંતરિક સોશ્યલિસ્ટ ગૃપ માર્ચ ૧૯૪૮માં જ પાર્ટીથી અલગ થઈ ગયું હતું. તે ગૃપના ૧૩ સભ્યોએ બંધારણ સભામાંની પોતાની બેઠક પરથી રાજીનામાં ધરી દીધા હતા અને નવેસરથી ચૂંટણી જીતવા માટે પ્રયત્નશીલ હતા. પેટા ચૂંટણીઓ જૂનથી થવાની હતી. આચાર્ય નરેન્દ્રદેવ જેઓ એક સોશ્યલિસ્ટ હતા, ફૈઝાબાદના મતક્ષેત્રથી ચૂંટણી લડી રહ્યા હતા, તેઓને હરાવવાનો હેતુ હતો. પંતના સમર્થકોએ સુધેશ્વરી પ્રસાદની જગ્યાએ બાબા રાધવદાસને ઉભા કરી દીધા અને ખુદ પંતે કેટલીય વખત ફૈઝાબાદની મુલાકાત લીધી. એક ચૂંટણી સભાને સંબોધન કરતાં તેમણે કહ્યું : ‘‘મુસ્લિમો, જમીનદારો અને બીજા સ્થાપિત હિતો એ વાત માટે પ્રયત્નશીલ છે કે કોંગ્રેસને નીચું દેખાડે. તેઓને નરેન્દ્રદેવરામ પર ભરોસો નથી.’’

વાતાવરણ એટલું કલુષિત થઈ ગયું હતું કે, નહેરૂએ પોતાના કેબિનેટ સાથી મોહનલાલ સકસેનાને સપ્ટેમ્બર ૧૯૪૯માં લખ્યું : ‘‘યુ.પી. મારા માટે એક અજાણી ભૂમિ બની ગઈ છે. હું ત્યાંના વાતાવરણને મારા માટે પ્રતિકુળ નથી અનુભવી રહ્યો. યુ.પી. કોંગ્રેસ કમિટી જેની સાથે મારો ૩૫ વર્ષથી ઘરોબો છે, હવે એવી રીતે કામ કરી રહી છે કે આશ્ચર્યચકિત છું. હવે કોંગ્રેસનો તે સાદ મને ક્યાંય સાંભળવા નથી મળતો, જેનાથી મારા કાન પરિચિત છે. બલ્કે જે અવાજ સંભળાય રહ્યો છે, તે એ છે જેનો જીવનભર હું વિરોધ કરતો આવ્યો છું. કોમવાદનું ઝેર હવે તે દિલો-દિમાગમાં પણ ફેલાય ગયું છે, જે ક્યારેક કોંગ્રેસના સ્તંભ સમજવામાં આવતા હતા.’’ આ ઈશારાઓ દલીલના ઓશિયાળા નથી. મહાસભાઈ-ઓએ પરિસ્થિતિનો તાગ મેળવી લીધો. જ્યારે નરેન્દ્રદેવ હારી ગયા. દિગ્વિજયનાથે આ પરિણામને એમ કહી ફગાવી દીધું કે, ‘‘કોંગ્રેસી નેતાઓએ હિન્દુઓની ભાવનાનો વિચાર કરી મતદારોથી અપીલ કરવી જોઈતી હતી.’’



## સિલસિલાવાર ઘટનાક્રમ :

પુસ્તકના લેખકોએ ૨૮મી ઓક્ટોબર ૧૯૪૯ પછીની સ્થિતિની ઝિણવટપૂર્વક સમિક્ષા કરી છે. જ્યારે એક મોટા ટોળાએ રામ ચબૂતરા પર ૨૪ નવેમ્બર ૧૯૪૯એ એક પ્રોગ્રામનું આયોજન કર્યું. તેમના કહ્યા મુજબ તે વખતે રામ ચબૂતરાને રામજન્મભૂમિ કહેવામાં આવતી હતી, બાબરી મસ્જિદ નહીં. આ સ્થિતિમાં માત્ર એક માણસ હતો જે દરેક ઘટનાને જોઈ રહ્યો હતો અને ઊંચા અવાજે સત્ય દર્શાવી રહ્યો હતો. અર્થાત્ અક્ષય બ્રહ્મચારી, એક ગાંધીવાદી, ફૈઝાબાદ ડિસ્ટ્રીક્ટનો સેક્રેટરી. કોંગ્રેસના મંતવ્ય મુજબ ફૈઝાબાદ અને અયોધ્યામાં જે ઘટનાઓ ઘટી, તે કોઈ મસ્જિદ કે મંદિરનો સાદો પ્રશ્ન ન હતો. ન તે હિન્દુઓ-મુસ્લિમો વચ્ચે કોઈ વિવાદ હતો. આ અંતિમવાદીઓનું એક કાવત્રુ હતુ. જેના વડે તેઓ મહાત્મા ગાંધીના સિદ્ધાંતોને બરબાદ કરીને ચૂંટણી જીતવા માટે કોમવાદી ભાવનાઓ ભડકાવવા માંગતા હતા. સ્થાનિક હોદ્દેદારો પણ આ કાવત્રામાં શામેલ હતા.

ષડયંત્ર રચનારાઓએ કે. કે.નાયરની સલાહ મુજબ એ નક્કી કર્યું કે, મસ્જિદ પર કબ્જાથી વધારે સારૂં એ છે કે, ટોળુ ભેગું કરી મૂર્તિ બેસાડી દેવી જોઈએ. આ હેતુ માટે ૨, ડિસેમ્બરે એક મીટીંગ યોજવામાં આવી હતી, જેમાં નાયરની સાથોસાથ હિન્દુ મહાસભાના નેતાઓએ હાજરી આપી હતી.

રામદાસે જે ક્ષણે હુમલાનું નેતૃત્વ લીધું, તે જ ક્ષણે મુઅઝિઝન મુહમ્મદ ઈસ્માઈલ ગાઢ નિંદ્રામાંથી જાગી ઉઠ્યો અને તેણે અભયરામદાસને પાછળથી પકડી લીધો, અને તે લગભગ મૂર્તિને છીનવી ચૂક્યો હતો. પરંતુ જે ટોળુ મસ્જિદમાં પ્રવેશી ચૂક્યું હતું, તેણે તેમને એટલો ખરાબ માર માર્યો કે તે બિચારો જાન બચાવવા ખાતર ભાગી નીકળ્યો. આમ, એક મસ્જિદને ધોકાબાજીથી બળજબરીપૂર્વક મંદિરમાં પરિવર્તિત કરી દેવામાં આવી. મસ્જિદમાં સુંદર અક્ષરોમાં લખાયેલી ઈસ્લામી સુલેખનકળાની

શીલાઓને વિકૃત કરી નાંખી અને પહેલાંથી નક્કી કર્યા મુજબ સવારે એક બહુ મોટું ટોળુ ત્યાં ભેગું થઈ ગયું. પુસ્તકના વાચકોએ તે પુસ્તકમાં જે દસ્તાવેજો દર્શાવવામાં આવ્યા છે, તેનો ઝિણવટપૂર્વક અભ્યાસ કરવો જોઈએ. જેથી તે રાજકીય ઘટનાઓની કડીથી કડી મેળવી શકાય, જે મસ્જિદ પર કબ્જા પહેલાં ઘટી હતી. અને તે કાનૂની ચાલબાજીઓનું પણ પૃથક્કરણ કરવું જોઈએ, જે આ ગુનાને કાનૂની યોગ્યતા (જસ્ટીફિકેશન) અપાવવા માટે ચાલવામાં આવી હતી. આ સંદર્ભે તે પત્રવ્યવહાર જે કે.કે.કે.નાયર અને ઉચ્ચ હોદ્દેદારો તેમજ નહેરૂ અને પંત વચ્ચે થઈ. અને એવી જ રીતે સરદાર પટેલનો વિશ્વાસ અપાવતો તે પત્ર, જે પંતને લખવામાં આવ્યો હતો. એ બધા દસ્તાવેજી પુરાવાઓથી વાસ્તવિક ચિત્ર સારી રીતે ઉપસી આવે છે.

**નહેરૂનું નરમ વલણ :**

ઓગષ્ટ ૧૯૫૦ સુધી પાણી માથાથી ઊંચું થઈ ગયું હતું. જ્યારે પુરૂષોત્તમદાસ ટંડને આચાર્ય કૃપલાનીને પ્રમુખપદ માટેની ચૂંટણીમાં હરાવી દીધા. ટંડને નાસિક સેશન પછી પોતાના અપમાનના કારણે રાજીનામું ધરી દીધું. ડિસેમ્બર ૧૯૫૦માં પટેલનું અવસાન થઈ ગયું. પુસ્તકના લેખકોએ અત્યંત ચોક્સાઈપૂર્વક જે પ્રશ્નો ઉઠાવ્યા છે, તેનાથી આપણી રાજકીય સ્થિતિમાં પડેલી ઉભી ફાંટની હકીકત સ્પષ્ટ થાય છે. તેમણે પોતાના પૃથક્કરણનો સાર આ રીતે રજૂ કર્યો છે.

શું નહેરૂ માટે એ જરૂરી હતું કે, તેઓ યુ.પી.માં પોતાના હરીફોને હરાવવા માટે ગોવિંદ વલ્લભ પંત અને પુરૂષોત્તમદાસ ટંડનને કોમવાદનો કાર્ડ રમવાની ખુલ્લી છૂટ આપી દે અને પોતે ખામોશ તમાશો જોવાવાળા બની રહે. ખાસ કરીને આચાર્ય નરેન્દ્રદેવ માટે અને એવી જ રીતે મહાસભાઈઓ માટે અયોધ્યામાં માર્ગ મોકળો થઈ જાય ? શું આ પરિસ્થિતિથી બચવું શક્ય હતું ? શું આ સ્થિતિમાં પણ કોમવાદી તત્વો બાબરી મસ્જિદ પર કબ્જો કરવામાં સફળ થઈ જતે ? અને ત્યાર પછી



ખાસ્સા શોરબકોર થવા છતાં પોતાનો કબ્જો યથાવત્ રાખવામાં સફળ થતે ? જો નહેરૂએ તે સમયે સખત વલણ અપનાવ્યું હોતે, તો શું મહાસભાઈ તત્વો ક્યારેય પોતાની યોજનાઓમાં કામિયાબ થતે ? નહેરૂના નરમ વલણ વગર શું હિન્દુ મહાસભા પોતાની અયોધ્યા સ્ટ્રેટેજી પર અમલ કરી આટલી આગળ વધી કાર્યવાહી કરી શકતી હતી ? સંપૂર્ણ આનંદજીએ પોતાના સંસ્મરણોમાં લખ્યું છે કે, નહેરૂએ ક્યારેય પોતાનો વજન કોંગ્રેસના પલ્લામાં ન નાંખ્યો. વિશેષ કરીને સોશ્યલિસ્ટ ગૃપના સમર્થનમાં. એના વગર મોડર્ન સોશ્યલિસ્ટ ઈન્ડિયાનું તેમનું સ્વપ્ન સાકાર થવું શક્ય હતું ? નહેરૂ કોંગ્રેસમાં સરદાર વલ્લભભાઈ પટેલથી વધારે સશક્ત હતા, નહેરૂની લોકપ્રિયતા પણ પટેલથી વધારે હતી, પરંતુ પાર્ટી મશીનરી પર સરદાર પટેલનો અંકુશ હતો. આ કામમાં વિખ્યાત કોમવાદીઓ દા.ત. રાજેન્દ્રપ્રસાદ, ગોવિંદ વલ્લભ પંત અને રવિશંકર શુકલા, બી.સી.રાય અને ટંડન જેવા તેમના સહાયક હતા. મુસ્લિમોને ૧૪ જૂન ૧૯૪૮એ ટંડને સલાહ આપી હતી કે, ''મુસ્લિમોએ ભારતીય સંસ્કૃતિ અપનાવી લેવી જોઈએ.'' પછી આ જ ટંડન કોંગ્રેસના પ્રમુખ બની ગયા.

દેશની આઝાદી પછી જે રમખાણો ફાટી નીકળ્યા, તેમાં મુસ્લિમોને સુરક્ષા પ્રદાન કરવામાં પણ નહેરૂ નિષ્ફળ નીવડ્યા. નહેરૂએ પરિસ્થિતિ સાથે બાંધછોડ કરી લીધી હતી. તેઓ પ્રવચન કરવામાં અને રાજ્યના મુખ્યમંત્રીઓને પત્રો લખવામાં માહેર હતા. (પરંતુ જ્યાં મુસ્લિમ હિતની વાત આવતી, તો આનાકાની કરવા માંડતા.) ૧૫ ફેબ્રુઆરી ૧૯૫૪એ અંજુમન તરક્કીએ ઉર્દૂના એક પ્રતિનિધિમંડળે રાષ્ટ્રપતિ ડો. રાજેન્દ્ર પ્રસાદથી મુલાકાત કરી એક દરખાસ્તમાં ઈચ્છા વ્યક્ત કરી કે, ભારતીય બંધારણની કલમ ૩૪૭ મુજબ ઉર્દૂને ઉત્તરપ્રદેશની સ્થાનિક ભાષાની હેસિયત આપવામાં આવે. આ દરખાસ્ત ડો. ઝાકિરહુસૈનના પ્રમુખપદ હેઠળ આપવામાં આવી હતી. તેના પર પંડિત હૃદયનાથ કન્ઝર્વ, મિસિઝ ઉમા નહેરૂ, પંડિત સુંદરલાલ અને કિશનચંદ્રના હસ્તાક્ષર હતા. આ દરખાસ્ત પર નહેરૂનો અજોડ તુચ્છકારભર્યો જવાબ તે છે, જે તેમણે

મૌલાના આઝાદના નામે લખેલ પત્ર (૧૨ માર્ચ ૧૯૫૪)માં આપ્યો હતો કે, ''અરજી કરનારાઓએ આ મામલામાં ઉત્તરપ્રદેશ સરકારથી સંપર્ક સાધવો જોઈતો હતો. કેન્દ્ર સરકારની સૂચનાથી કોઈ બંધારણીય કટોકટી સર્જાવાનો ભય છે.'' પરંતુ એક બંધારણીય ગુંજાઈશથી લાભ ઉઠાવવામાં કોઈ બંધારણીય કટોકટી ઉભી નથી થતી. હા, કોઈ રાજકીય હલચલ જરૂર મચી શકતી હતી. જેનો ડર નહેરૂને તે વખતના સામાન્ય વાતાવરણને જોઈ પેસી ગયો હતો. *(ધી મુસ્લિમ્સ ઓફ ઈન્ડિયા : એ.જી.નૂરાની, પેજ-૨૯૯/૩૦૫)*

બાબરી મસ્જિદ જ્યારે તોડી પાડવામાં આવી ત્યારે એક રાજકારણીએ આ ઘટનાને સખત શબ્દોમાં વખોડી કાઢી હતી. તેમણે કહ્યું હતું કે, ''ભારત ફરી અંધકાર તરફ પાછો ફરી રહ્યો છે. અને તેને પાછળ લઈ જવામાં હિંસક મૂળભૂતવાદીઓ અને ફાસિસ્ટ પરિબળો જોર લગાવી રહ્યા છે. તેમની પ્રસંશા કરવાના લીધે તેમને આ બળ મળ્યું છે કે, તેઓ રાષ્ટ્રના પાયાઓને હચમચાવી નાંખે.'' *(સન્ડે ઓબ્ઝર્વર : ૧૪ ડિસેમ્બર ૧૯૯૩)* પરંતુ ૧૩ નવેમ્બર ૧૯૯૩એ તેમણે જ ભાજપની કંઠી બાંધી લીધી. ટાઈમ્સ ઓફ ઈન્ડિયાને તેમણે પોતાના પરસ્પર વિરોધાભાસી વલણનો ખુલાસો આપતાં કહ્યું કે, ''પાછલા નિવેદન સુધી કોમવાદ તથા સેક્યુલરિઝમ બાબતે મારા વિચારો અસ્પષ્ટ હતા.'' (૨૪ જૂન ૨૦૦૭) મજકૂર રાજકારણી કોઈ બીજા નહીં, બલ્કે ખુદ યશવંત સિંહા છે.

આ બધી ગુલાંટો માત્ર સત્તા હસ્તગત કરવા માટે મારવામાં આવે છે. જેની આવડત તેમના વડીલ ચંદ્રશેખર પાસે ન હતી. તેઓ ભાજપ સરકારમાં ફાયનાન્સ મિનિસ્ટર હતા, અને ખુદ તેમની કબૂલાત મુજબ તેમણે ૧૯૯૮ના બજેટને સંઘના નેતાઓના સલાહ-સૂચન પછી આખરી ઓપ આપ્યો હતો. *(કન્ફેશન ઓફ એ સ્વદેશી રિફોર્મર : પેજ-૧૮૩)* વાસ્તવિક્તા એ છે કે, યશવંત સિંહા કોઈ વાદમાં નથી માનતા. એ તકવાદી છે અને એમના જેવા ઘણા છે. જો ભાજપને સત્તા મળવાના એંધાણ વર્તાશે, તો તેઓ બધા ભાગી-ભાગીને ફરી તેના તંબુમાં આવી જશે.



આ આખા મામલામાં બધા સેક્યુલરિસ્ટો ખાસ કરીને ભારતીય મુસ્લિમો માટે બધુ મોટો પાઠ છે. તે પોતાના અધિકારોની માંગણી તથા યોગ્ય ફરિયાદો માટે ચળવળ ચલાવે, પરંતુ એક સેક્યુલર દેશના નાગરિક હોવાના નાતે, આ ભાગેડુ વૃત્તિનું ઘોતક હશે કે માત્ર પોતાના અધિકારોની પ્રાપ્તિ અને ફરિયાદોના નિકાલ માટે રાજકારણમાં ભાગ લેવામાં આવે. સેક્યુલરિઝમ અલગાવવાદનું નામ નથી, બલ્કે ઉમળકાભેર પ્રવૃત્તિનું નામ છે, બધી રાષ્ટ્રીય પ્રવૃત્તિઓમાં વ્યસ્ત થઈ જવાનું નામ છે. પછી તે આર્થિક હોય કે સામાજીક, રાજકીય હોય કે બંધારણીય. પરંતુ આજ સુધી મુસ્લિમોએ જે માર્ગ અપનાવ્યો છે, તેનાથી નવી દિલ્હીમાં માત્ર ઠગ રાજકારણીઓને ફાયદો થયો છે. જે તેઓના હિમાયતી બની માત્ર થોડાક લાભો આપી તેમને કોરાણે હડસેલી મૂકે છે. ભાજપે આજ સુધી જે પ્રવાસ ખેડ્યો છે, તે એની પાત્રતા ધરાવતું ન હતું, ન જ બાબરી મસ્જિદ તોડી શકાય એમ હતી, જો મુસ્લિમોએ પોતાનો ભાર સેક્યુલરિઝમના પલ્લામાં નાંખ્યો હોતે. સમય બહુ વેડફાય ગયો છે. જો આવતી કાલની ઘટનાઓના ચિહ્નોની અવગણના કરવામાં આવશે, તો એ મૂર્ખતા હશે. કારણ કે દેશનું વાતાવરણ બહુ ઝડપથી ખરાબ થઈ રહ્યું છે.

## કરોડો મુસ્લિમો ક્યાંથી આવી ગયા ?

આપણા કેટલાક બિનમુસ્લિમ મિત્રોને આશ્ચર્ય છે કે, હજાર વર્ષ પહેલાં ભારતમાં જ્યાં કોઈ એક પણ મુસલમાન ન હતો, વીસ કરોડ મુસ્લિમો ક્યાંથી આવી ગયા ? પરંતુ તેઓને ક્યારેય એ વાત ઉપર પણ આશ્ચર્ય થયું છે કે ભારત જ્યાં વૈદિક ધર્મના અનુયાયીઓ બિલ્કુલ ન હતા, અહીંની હજારો વર્ષ જૂની કૌમો કેવી રીતે તે ધર્મમાં આવી ગઈ ?! પછી તેઓ એ પણ ભૂલી ગયેલા છે કે, બૌધ્ધ ધર્મે આ ભૂમિમાં વૈદિક ધર્મને કેવી રીતે પરાજય આપ્યો અને ત્યાર પછી વૈદિક ધર્મે બૌધ્ધ ધર્મને શસ્ત્રો તથા શાસ્ત્રો વડે કેવી રીતે નામશેષ કરી દીધો ? આ બધી જૂની વાતો છે, તેને જવા દો. થોડીક સદીઓ પૂર્વે અહીં એક પણ ખ્રિસ્તી ન હતો, પરંતુ અહીં

કરોડથી વધારે ખ્રિસ્તી વસ્તી થઈ ગઈ છે અને દિવસે દિવસે ખ્રિસ્તીઓની સંખ્યા વધતી જઈ રહી છે. આ કેમ થઈ રહ્યું છે ?

ખ્રિસ્તી મિશનરીઓએ આખા વિશ્વમાં એવું જુઠ્ઠાણું ફેલાવી રાખ્યું છે કે, મુસ્લિમોએ તલવારના જોરે પોતાનો ધર્મ ફેલાવ્યો. જો કે સ્વયં ખ્રિસ્તીઓને એ વાત સારી રીતે ખબર છે કે, રોમન રાજાઓએ ખ્રિસ્તી ધર્મના પ્રચાર-પ્રસાર માટે શું કર્યું ન હતું ? સ્પેન, પોર્ટુગલ, હોલેન્ડ અને ખાસ કરીને અન્ય યુરોપના સામ્રાજ્યોએ ખ્રિસ્તીમતના પ્રચાર માટે ક્યા ક્યા માર્ગો અપનાવ્યા ? તે સિવાય ખુદ હિંદુ રાજાઓ ધર્મ ખાતર શું નહીં કરી ગયા ? આવી જ રીતે જો કેટલાક મુસ્લિમ રાજાઓથી આવી હરકતો થઈ પણ ગઈ હોય તો માત્ર તેઓ જ સજા તથા ટીકાને પાત્ર કેમ ઠરાવવામાં આવ્યા ?

વિશ્વના બધા ધર્મોમાં માત્ર ઈસ્લામ જ એક એવો ધર્મ છે, જેણે એવો વિચાર વિશ્વ સમક્ષ પ્રગટ કર્યો કે, ધર્મ વિશ્વાસનું નામ છે. અને વિશ્વાસ તલવારની ધાર અને ભાલાની અણીથી ઉત્પન્ન નથી કરી શકાતો. કુરૂઆને કરીમમાં છે : **"ધર્મની બાબતમાં કોઈ બળજબરી નથી."** અલ્લાહપાકે પોતાના પ્રિય પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ.)ને ટકોર કરી કે, "તમે લોકોને મજબૂર કરશો કે તેઓ ઈમાનવાળા બની જાય ?" કુર્આન શરીફમાં છે કે, "પયગમ્બરનું કામ બળજબરી નથી, બલ્કે પ્રેમપૂર્વક અલ્લાહપાકની વાત પહોંચાડી તેને સ્વીકારવા માટે આમંત્રણ પાઠવવાનું છે." આગળ છે : "હે પયગમ્બર (સલ.) ! તમને લોકો માટે શાસક (પોલીસ) બનાવીને મોકલવામાં નથી આવ્યા. તમારી ઉપર માત્ર લોકોને સત્ય પહોંચાડી દેવાની જવાબદારી છે." પછી કુરૂઆને એ પણ સંભળાવ્યું છે કે, ધર્મનો પ્રચાર વિશ્વમાં કેવી રીતે કરવામાં આવે. ફરમાવ્યું કે, "તમે તમારા પાલનહારના માર્ગ તરફ ડહાપણથી અને બોધવચનોથી બોલાવો. અને તેમની સાથે એવી રીતે વાદવિવાદ કરો, જે સુંદર હોય." અર્થાત્ સ્વસ્થ ચર્ચા કરો.

જો એ સાચું હોય કે ઈસ્લામ માત્ર તલવારના જોરે ફેલાયો છે, તો



વિખ્યાત ઈતિહાસવિદ કાર્લાઈલના તે પ્રશ્નનો શું ઉત્તર છે કે, "હઝ. મુહમ્મદ (સલ.)એ હથિયારધારી સૈનિકોને કઈ તલવારથી મુસલમાન બનાવ્યા હતા ?" આ નિયમ પ્રમાણે તો એમ થવું જોઈતું હતું કે, તે દેશો પર ઈસ્લામનો પડછાયો પણ પડવો ન જોઈતો હતો, જ્યાં તલવારે તેમનો સાથ ન આપ્યો. જો કે બધાને ખબર છે કે, હબ્શા (ઈથોપીયા) પર મુસ્લિમોએ તેના એ ઉપકારના કારણે હથિયાર નહિં ઉઠાવ્યા કે, હબ્શાના રાજાએ એક વખત ઈસ્લામના અત્યંત કપરા કાળમાં મુસ્લિમોને આશ્રય આપ્યો હતો. છતાં ત્યાંની અડધી વસ્તી આજે પણ મુસ્લિમ છે. આફ્રિકાના તે વિસ્તારોમાં જ્યાંથી કોઈ મુસ્લિમ સૈનિક પસાર પણ નહીં થયો હતો, ત્યાં ઈસ્લામના અનુયાયીઓની આટલી મોટી સંખ્યા કેમ નજર આવે છે ? ચીન ઉપર મુસ્લિમોએ ક્યારેય આક્રમણ નહીં કર્યું, પરંતુ સાત કરોડ મુસ્લિમો ત્યાં કેવી રીતે આવી ગયા ? અલ્જીરિયા, મલાયા અને ઈન્ડોનેશિયા મુસ્લિમ શાસકોના હુમ્લાથી હંમેશ સુરક્ષિત રહ્યા, પરંતુ ત્યાંની ઘણીખરી વસ્તી મુસલમાન કેવી રીતે બની ગઈ ? તેમજ દૂર પૂર્વના અન્ય દેશો તથા ટાપુઓમાં જ્યાં કોઈ મુસ્લિમ સૈનિકે કદમ સુધ્ધાં નહીં મૂક્યો, ઈસ્લામ તેમની ઉપર કેવી રીતે છવાય ગયો ? તુર્કો તથા તાતારીઓએ સ્વયં મુસ્લિમો ઉપર તલવાર વીંઝી હતી અને મુસ્લિમ સામ્રાજ્યને તોડ્યું હતું, તેમની ઉપર કોણે તલવાર ઉગામી ? અને તેઓને કોણે મુસલમાન બનાવ્યા ?

બીજા દેશોને જવા દો, ખુદ ભારતને લઈ લો. અહીં મુસ્લિમોનો વિજયી પ્રવાહ ખયબર ઘાટથી પ્રવેશ્યો અને પંજાબથી પસાર થઈ આસામ સુધી પહોંચી ગયો. પરંતુ વાસ્તવમાં તેમની શક્તિનો સ્રોત દિલ્હી, આગ્રા, અવધ અને દખ્ખણ જેવા સૂબાઓ રહ્યા. વિચારણીય મુદ્દો એ છે કે, આ જ કેન્દ્રીય સ્થાનો પર મુસ્લિમોની સંખ્યા સૌથી ઓછી રહી છે. અર્થાત્ આઠસો વર્ષ પછી પણ ત્યાં મુસ્લિમોની વસ્તી પંદર ટકાથી વધારે વધી ન શકી. તેનાથી વિપરિત જ્યાં મુસ્લિમો વધારે સશક્ત ન હતા, ત્યાં તેઓ

આશ્ચર્યજનક ઢબે બહુમતિમાં છે. દા.ત. બંગાલ, કાશ્મીર અને સિંધ જેવા કેન્દ્રથી દૂરના સ્થાનો પર તેમની વસ્તી બહુ વધારે છે.

દક્ષિણ ઉપર મુસ્લિમોનો હંમેશ કબ્જો રહ્યો. બહમની શાસન પૂરી તાકાતથી તેમની ઉપર રાજ કરતું રહ્યું. ત્યાર પછી પણ પાંચ મુસ્લિમ રાજ્યો ત્યાં એકી સમયે સ્થપાયેલા રહ્યા. પછી કેટલાય સમય સુધી દક્ષિણના ઘણા ખરા વિસ્તારો પર દક્ષિણના નિઝામનો પ્રભુત્વ રહ્યો. છતાં ત્યાં મુસ્લિમોની સંખ્યા બહુ જ ઓછી છે. તેનાથી વિપરિત બધા જ ઈતિહાસવિદો એ વાત માને છે કે, રાજપૂતોના હિંદુ રાજ્યોને સંપૂર્ણપણે કોઈ મુસ્લિમ રાજા પણ નમાવી ન શક્યો. અંગ્રેજોના કાળ સુધી ત્યાંના હિંદુઓના હાથમાં મુસ્લિમો માટે તલવારો રહી છે, પરંતુ તે છતાં રાજપૂતાનાનું કોઈ હિંદુ રાજ્ય એવું નથી, જ્યાં મુસ્લિમોની નોંધપાત્ર વસ્તી ન હોય.

સીલોન અને બર્મા પર ક્યારેય મુસ્લિમોએ વિજયધ્વજ ન ફરકાવ્યો, પરંતુ ત્યાં પણ મુસ્લિમોની સારી એવી સંખ્યા છે. આ પાછલા કાળની ઘટનાઓને પણ જવા દો, અંગ્રેજ શાસનકાળમાં જ્યારે મુસ્લિમોની તલવાર બુઠ્ઠી થઈ ચૂકી હતી અને અંગ્રેજો મુસ્લિમોને દબાવવા તથા નામશેષ કરવામાં લાગેલા હતા. ૧૮૫૭ પછીની પહેલી વસ્તીગણત્રીથી લઈ ૧૯૨૧ની વસ્તીગણત્રી સુધી દર દસ વર્ષના આંકડા તપાસો તો જણાય આવશે કે, મુસ્લિમોની સંખ્યા સતત વધતી જ રહી છે. અર્થાત્ ૭૦-૮૦ વર્ષોમાં મુસ્લિમોની વસ્તી ચાર કરોડથી સાત કરોડ સુધી કેવી રીતે પહોંચી ગઈ ? અર્થાત્ ૧૮૯૧ ઈ.સ.ની વસ્તીગણત્રી મુજબ મુસ્લિમોની વસ્તી પાંચ કરોડ સિત્તેર લાખ હતી. પરંતુ ૧૯૦૧માં ૬ કરોડ પચ્ચીસ લાખ થઈ ગઈ. અને ૧૯૨૧ની વસ્તીગણત્રીમાં ૬ કરોડ સિત્તેર લાખ થઈ ગઈ. જરા વિચારો ! માત્ર ત્રીસ વર્ષના ટૂંકા ગાળામાં એક કરોડ મુસલમાન ક્યા મહમૂદ અને ઔરંગઝેબની તલવારના જોરે વધી ગયા. પછી આજે પણ ભારતના દરેક ખૂણે મુસ્લિમ વસ્તીમાં જે હેરતભર્યો વધારો નોંધાય રહ્યો છે, તે આખરે કઈ અત્યાચારી શક્તિનું પરિણામ છે ?



અમારા બિનમુસ્લિમ મિત્રોને ભારતમાં ઈસ્લામના પ્રસાર પર બહુ જ આશ્ચર્ય છે અને તેઓ પોતાની અજ્ઞાનતા કે દ્વેષના લીધે આનું કારણ ક્યારેક ગઝનવીની તલવારને અને ક્યારેક ઔરંગઝેબના અત્યાચારને ઠરાવે છે. પરંતુ એ વાત ક્યારેય નથી વિચારતા કે, વિશ્વના દૂરસુદૂરના વિસ્તારોમાં અહીં સુધી કે યુરોપ તથા અમેરિકામાં પણ ઈસ્લામનો જે ફેલાવો થઈ રહ્યો છે, તે આખરે ક્યા મુસલમાન વિજયી (ફાતિહ)ની તલવારનું પરિણામ છે ? ખરેખર વાસ્તવિક્તા એ છે કે, ઈસ્લામ પોતાની ખાસિયતોના કારણે ફેલાયો છે. અને આ કારણ ઈસ્લામ ધર્મ પ્રકૃતિ સંમત (મુવાફિકે ફિતરત) છે, એ કારણે પણ ફેલાય રહ્યો છે અને ફેલાતો રહેશે અને બિનમુસ્લિમો તેના ફેલાવા પર આશ્ચર્યચકિત થતા રહેશે.

સૌથી વધારે હેરતભરી વાત એ છે કે, વિશ્વના તે ભાગો જે બેદીનીના સૌથી મોટા કેન્દ્રો છે, ત્યાં પણ ઈસ્લામને અસામાન્ય લોકપ્રિયતા સાંપડી રહી છે. દા.ત. પેરિસમાં મુસ્લિમો લાખોની સંખ્યામાં છે. યુ.કે.માં ઘણી ઝડપથી ઈસ્લામનો ફેલાવો થઈ રહ્યો છે. ઉત્તર અમેરિકામાં ઈસ્લામ પ્રસારની ગતિ અસામાન્ય છે. વિચારવાની વાત છે કે, બેદીનીના આ કેન્દ્રોમાં આખરે કઈ તલવારના ભયથી ઈસ્લામ પ્રસરી રહ્યો છે. આ હકીકતો ઉપર વિચાર કરવો જોઈએ.

## ભારતીય ઉપખંડમાં મુસ્લિમ શાસનના સ્થાપકો (ગુલામવંશ)

આ અંક આપના હાથમાં આવતા સુધીમાં નવી સરકાર રચાવાના કાવાદાવાઓ ચાલી રહ્યા હશે કે પછી સરકાર રચાય ગઈ હશે. તેવા સંજોગોમાં ભારતીય ઉપખંડ ઉપર રાજ કરનાર ગુલામવંશના રાજાઓનો થોડો ચિતાર રજુ કરૂં છું, જેનાથી ખ્યાલ આવે કે ભારત જેવા વર્ણભેદવાળા બ્રાહ્મણવાદી દેશ ઉપર મુસ્લિમોએ સર્વપ્રથમ એક ગુલામને રાજા તરીકે નિયુક્ત કર્યો અને તેણે કુતુબમિનારની ઈમારત ઉપર એક આયત **"લા**

**ઈકરાહ ફિદ્દીન"** અર્થાત્ ધર્મમાં કોઈ બળજબરી નથી. લખી પોતાની કરણી અને કથનીમાં કોઈ પણ જાતનો ફેરફાર કર્યા વગર સમગ્ર ભારતવાસીઓને એક તાંતણે બાંધી મોંગોલો જેવી બરબર, ક્રૂર અને ઘાટકી કૌમથી ભારતને બચાવ્યું તથા પ્રજાલક્ષી કામો કરી દેશને એવી શાંતિ અને સમૃદ્ધિ અર્પણ કરી કે તે સમયના એક હિન્દુ વિદ્વાન પંડિત યોગેશ્વરે આ પ્રમાણે લખવા મજબૂર થવું પડ્યું કે, બંગાળથી ગઝની સુધી અને દક્ષિણમાં રામેશ્વર સુધી દરેક જગ્યાએ હરિયાળી છે. દરેક વ્યક્તિ શાંતિ અને રાહતથી જીવે છે. જ્યારથી આ બાદશાહે (બલ્બન) જગતનો બોજ પોતાના સિરે લીધો છે, ત્યારથી ધરતીને સહારો આપનાર શીશનાગ ધરતીના બોજથી મુક્ત થઈ ગયા છે. અને વિષ્ણુ ભગવાન રક્ષાનો ખ્યાલ છોડીને શાંતિથી દોદાના સમુદ્રમાં આરામ કરે છે.

*(દિલ્હી પુરાતત્વ ખાતાના અજાયબી ઘરમાં મૌજૂદ સંસ્કૃત શિલાલેખનો ભાવાર્થ)*

ઈસ્લામી ઈતિહાસની આ બહુ મોટી વિશેષતા છે કે, મુસ્લિમોએ જેવો સદ્‌વર્તાવ ગુલામો સાથે કર્યો, બીજી કોઈ કૌમે આવો વર્તાવ કર્યો નથી. ઈતિહાસની જો વાત કરવામાં આવે તો પ્રાચીનકાળ અર્થાત્ રોમનકાળમાં ક્યાંય તેનું ઉદાહરણ નથી મળતું. તેમજ અર્વાચીન અર્થાત્ પાછલી સદી સુધી પશ્ચિમી દેશોમાં પણ તેના દૃષ્ટાંત નથી મળતા. બલ્કે ઈસ્લામ સિવાય બધા ધર્મોનો દૃષ્ટિકોણ લગભગ એવો હતો, જાણે કે ગુલામો માનવી જ નથી. તેઓને જાનવરોથી પણ તુચ્છ નજરે જોવામાં આવતા હતા. તેનાથી વિપરિત ઈસ્લામનો એ દૃષ્ટિકોણ કે "ગુલામ સાથે સારો વર્તાવ કરવામાં આવે અને તેઓને સમાજની દરેક પ્રકારની સગવડો ઉપલબ્ધ કરાવવામાં આવે" ગુલામોની પ્રગતિમાં ઘણો સહાયક પુરવાર થયો. આ જ કારણ છે કે, મુસ્લિમ ગુલામોએ વિશ્વના વિવિધ પ્રદેશો પર સફળતાપૂર્વક શાસન કર્યું અને ધર્મ ક્ષેત્રે પણ કેટલાક ગુલામોને અગ્રણી હેસિયતથી સ્વીકારવામાં આવ્યા.

જે કાળમાં ઈજીપ્ત તથા સિરિયામાં ગુલામોના શાસન સ્થપાયા તેનાથી



લગભગ ૫૦ વર્ષ અગાઉ ભારતમાં ગુલામોનું શાસન સ્થપાય ચૂક્યું હતું. અને તે શાસનના સ્થાપક શિહાબુદ્દીન ઘોરીના એક ગુલામ કુત્બુદ્દીન ઐબક હતા. કુત્બુદ્દીન ઐબક પણ યોગાનુયોગે મિસ્રી ગુલામોની જેમ તુર્ક વંશ સાથે સબંધ ધરાવતા હતા. મિસ્ર (ઈજીપ્ત)ના ગુલામ શાસકો અને ભારતીય ઉપખંડના ગુલામ શાસકો વચ્ચે કેટલીય બાબતોમાં દિલચસ્પ સામ્યતા જોવા મળે છે. દા.ત. મિસ્રી ગુલામ શાસકો અને ભારતના ગુલામ રાજાઓનો સબંધ તુર્કવંશ સાથે હતો. બન્નેના સંસ્થાપકોના નામ ઐબક હતા. બન્ને સામ્રાજ્યોમાં એક એક સ્ત્રીએ શાસનની બાગડોર સંભાળી હતી. મિસ્રમાં શજરતુદુર્ર અને ભારતીય ઉપખંડમાં રઝિય્યા સુલ્તાના.

કુત્બુદ્દીન ઐબકે ૧૨૦૬ થી ૧૨૧૦ સુધી ભારતમાં ઘણી શાનશૌકત સાથે શાસન કર્યું. ઐબક એક તુર્ક ગુલામ હતા અને ઈરાનના વિખ્યાત શહેર નીશાપુરમાં તેમણે શિક્ષણ તથા સંસ્કાર મેળવ્યા હતા. પ્રાચીનકાળની જેમ તે વખતે ગુલામોની લે-વેચનો સિલસિલો જારી હતો. એટલે એક વખત શિહાબુદ્દીન ઘોરીએ કેટલાક ગુલામો ખરીદયા, પરંતુ કુત્બુદ્દીન ઐબકને નહીં ખરીદયા. કારણ કે ઐબક દેખાવે કુરૂપ હતા. એટલે ઐબકે શિહાબુદ્દીન ઘોરીથી વિનંતી કરી કે, "બધા ગુલામોને તમે તમારા માટે ખરીદયા, પરંતુ મને ખુદા ખાતર ખરીદી લો." શિહાબુદ્દીન ઘોરી આ વાત સાંભળી બહુ ખુશ થઈ ગયા અને તેમને પણ ખરીદી લીધા.

ઐબક પોતાની ખુદાદાદ ક્ષમતા તથા બુધ્ધિના કારણે બહુ જલ્દી સફળતાના ઉચ્ચ શિખરો પર બિરાજમાન થઈ ગયા. ખુરાસાનમાં જ્યારે ખ્વારઝમ શાહ સાથે શિહાબુદ્દીન ઘોરીનું યુદ્ધ થયું, તો ઐબકે બહુ બહાદુરીનું પ્રદર્શન કર્યું. એ જ કારણે શિહાબુદ્દીન તેમનાથી બહુ પ્રેમ કરતા હતા. તે ભારતના યુદ્ધોમાં પણ શિહાબુદ્દીનની સાથોસાથ હતા. દિલ્હીથી બનારસ સુધીના વિસ્તારો ઐબકે જ જીત્યા હતા. ૧૧૯૨ ઈ.સ.માં શિહાબુદ્દીને ઐબકની કાબેલિયતના લીધે તેમને ભારત ખાતે પોતાના નાયબ તરીકે નીમ્યા. ઐબક શિહાબુદ્દીન ઘોરીના ઈન્તેકાલ (અવસાન) પછી ૧૨૦૬માં

એક સ્વતંત્ર શાસક તરીકે રાજસિંહાસને બિરાજમાન થયા અને તેમનું પાટનગર લાહોર નક્કી થયું.

કુત્બુદ્દીન ઐબકે બાદશાહની હેસિયતથી માત્ર ચાર વર્ષ શાસન કર્યું. તેમજ શિહાબુદ્દીનના શાસનકાળમાં લગભગ ૧૪ વર્ષ સુધી સૂબેદારના (ભારત ખાતેના સૌથી ઉંચા) હોદ્દે બિરાજમાન રહ્યા હતા. તે વખતે તેમનું પાટનગર દિલ્હી હતું.

ઐબક એક ન્યાયી તથા સખી બાદશાહ હતા. તેમની સખાવતના કારણે પ્રજા તેમને ''લખબખ્શ'' કહ્યા કરતી હતી. આ જ તે બાદશાહ છે, જેમણે દિલ્હીના મહરોલી વિસ્તારમાં એક મસ્જિદ બંધાવી. જેનું નામ ''કુવ્વતુલ ઈસ્લામ'' રાખવામાં આવ્યું. કુતુબ મિનાર તે જ મસ્જિદનો મિનારો છે. આજે પણ તે મસ્જિદના અવશેષો મૌજૂદ છે. અને કુતુબ મિનાર તેના બાંધકામ વખતે વિશ્વની સૌથી ઉંચી ઈમારત સમજવામાં આવતી હતી. તે મિનારાનું બાંધકામ કુત્બુદ્દીન ઐબકે ૧૧૯૯ ઈ.સ.માં શરૂ કર્યું હતું. પરંતુ તેની પૂર્ણાહુતિ તેમના અનુગામી સુલ્તાન અલ્તમશે કરી હતી. અને તેનું નામ કુતુબ મિનાર રાખવામાં આવ્યું. તેની ઉંચાઈ ૨૩૮ ફુટ છે અને તેને મુસ્લિમ સ્થાપત્યકળાના સર્વોચ્ચ નમુનાઓમાં ગણવામાં આવે છે.

કુત્બુદ્દીન ઐબકની વફાત પછી અલ્તમશ (૧૨૧૧-૧૨૩૬) તખ્ત પર બિરાજમાન થયા. તેમણે લગભગ ૨૬ વર્ષ સુધી દબદબાભેર તથા શાંતિપૂર્વક રાજ કર્યું. કુત્બુદ્દીન ઐબકે ભારત-પાક ખાતે મુસ્લિમ શાસનનો પાયો નાંખી દીધો હતો, પરંતુ તેને વધારે સુદૃઢ બનાવનાર અલ્તમશ છે.

તેનું એક કારણ તો એ છે કે, કુત્બુદ્દીન માત્ર ચાર વર્ષ સુધી રાજાપદે રહ્યા. ત્યાર પછી તેમની વફાત થઈ ગઈ. અને કોઈ પણ વસ્તુને દૃઢતા અર્પવા માટે થોડોક સમય જોઈએ છે અને તે સમય અલ્તમશને મળ્યો.

અલ્તમશે પોતાના નેતૃત્વમાં દક્ષિણમાં ભસ્પલા તથા ઉજ્જૈનને પણ જીતી લીધા અને સામ્રાજ્યને વિસ્તાર્યું. અલ્તમશનો કાળ તે જ કાળ છે,



જ્યારે આદિવાસી મંગોલ ચંગેઝખાને ઈરાન તથા મધ્ય એશિયા પર આક્રમણ કર્યું અને તે વિસ્તારોને મંગોલોએ બરબાદ કરી નાંખ્યા. પરંતુ ચંગેઝખાન સિંધુ નદી પાર કરી ભારત-પાક પર આક્રમણ કરવાની હિંમત કરી ન શક્યો. કારણ કે અહીં એક સશક્ત રાજા અલ્તમશ મૌજુદ હતા. જેમણે પોતાના શાસનને બહુ મજબૂત બનાવી લીધું હતું.

અલ્તમશ પણ કુત્બુદ્દીન ઐબકની જેમ નેકદિલ તથા ન્યાયપ્રિય બાદશાહ હતા. તેમણે અત્યાચાર પીડિતોને એ સૂચના આપી હતી કે, તેઓ પીળા રંગના વસ્ત્રો ધારણ કરે, જેથી બાદશાહ જોતાં જ ઓળખી જાય કે આ પીડિત છે. અને તેને તત્કાલ ન્યાય અપાવવામાં આવે. તદુપરાંત તેમણે પોતાના મહેલના દરવાજાઓ પર ઘંટડીઓ લગાવી રાખી હતી. જેની ઉપર અત્યાચાર થતો, તે પેલી ઘંટડી વગાડતો અને અલ્તમશ તરત તેની ફરિયાદ સાંભળી ન્યાય તોળતા. અલ્તમશ ભાષા-સાહિત્યમાં પણ રસ ધરાવતા હતા. તેમણે બહુ વિશાળ હૃદયથી ભાષા-સાહિત્યને છત્રછાયા પૂરી પાડી અને વિદ્વાનો, સાહિત્યકારો અને કલાકારોને ભેટ-સોગાદ આપતા. આ જ કારણ છે કે, તેમના કાળમાં રાજ્ય બહારના કેટલાક વિસ્તારોમાંથી પણ વિદ્વાનો-કલાકારો આવીને તેમના દરબાર સાથે જોડાય ગયા. ૧૨૩૬ ઈ.સ.માં અલ્તમશ ફાની દુન્યા છોડી ચાલ્યા ગયા.

અલ્તમશની વફાત પછી તેમની પુત્રી રઝિય્યા સુલ્તાનાએ કુલ ત્રણ વર્ષ સરકાર ચલાવી. અલ્તમશના ૧૯ પુત્રો હતા. પરંતુ રઝિય્યા સુલ્તાના તેમની લાડલી પુત્રી હતી. તે ઘણી વખત કહ્યા કરતા હતા કે, ''મરદ (બહાદુર) તો માત્ર રઝિય્યા છે.'' આ જ કારણે અલ્તમશે પોતાની વફાત પૂર્વે રઝિય્યાને રાજકુંવરી તરીકે ઘોષિત કરી દીધી હતી. ઈસ્લામી ઈતિહાસમાં આ પહેલી ઘટના હતી કે, કોઈ સ્ત્રી સ્વતંત્ર રાણી તરીકે નીમાઈ હોય. જો કે ત્યાર પછી શજરતુદુર્રે મિસ્રમાં આઠ મહિના સુધી શાસન કર્યું.

એ વાતમાં શંકાને કોઈ સ્થાન નથી કે, રઝિય્યા સુલ્તાના એક બહાદુર

બાપની બહાદુર પુત્રી હતી, પરંતુ ઈસ્લામે સ્ત્રીઓનું કાર્યક્ષેત્ર જુદું રાખ્યું છે. અર્થાત્ ઘરનું શાસન સ્ત્રીઓના શિરે અને બહારનું શાસન પુરૂષોને ખભે છે. એટલે સરકારી અધિકારીઓએ તેમની સરકારને પસંદ ન કરી અને તેમની વિરૂદ્ધ મોરચો મંડાયો. અંતે પોતાના જ ભાઈઓથી યુદ્ધ કરતાં ૧૨૪૦ ઈ.સ.માં તે મૃત્યુ પામી.

રઝિય્યાની વફાત પછી કેટલાક વર્ષો સુધી ભારતીય ઉપખંડમાં ઉથલ-પાથલ મચેલી રહી અને તે દરમિયાન અલ્તમશના બે પુત્રો બહેરામ અને મસ્ઉદ એક પછી એક રાજસિંહાસને બિરાજમાન થયા. ત્યાર પછી સરકારી અધિકારીઓએ સર્વાનુમતે અલ્તમશના ત્રીજા પુત્ર નાસિરૂદ્દીન મહમૂદને ઈ.સ. ૧૨૪૬માં પોતાના રાજા તરીકે સ્વીકારી લીધા.

નાસિરૂદ્દીન મહમૂદ અત્યંત શરીફ અને નેક બાદશાહ હતા. બયતુલમાલ (રાજકોષ)ના ખઝાનાને પ્રજાજનોની અમાનત સમજતા હતા. એટલે સરકારી ખજાનાનો એક રૂપિયો પણ પોતાના માટે ખર્ચ કરતા ન હતા. અને કુર્આને કરીમ લખીને (લહિયાગીરી કરીને) તેની મજૂરી પેટે મળેલી રકમથી પોતાની જરૂરિયાત પૂરી કરતા હતા. તે સૂફી ગુણો ધરાવતા, રાત્રે ઈબાદતમાં લીન રહેતા રાજા હતા. અને સામ્રાજ્યને પોતાના માટે બોજારૂપ સમજતા હતા. પોતાની સજ્જનતાના કારણે તેઓ ઈચ્છતા હતા કે, સરકાર સારી રીતે ચાલે. એટલે તેમણે અલ્તમશના એક ગુલામ ગયાષુદ્દીન બલ્બનને પોતાની સરકારમાં વડાપ્રધાન નિયુક્ત કરી સરકાર ચલાવવાની પૂરી સત્તા આપી દીધી અને પોતે અલ્લાહપાકની ઈબાદતમાં પોતાનો સઘળો સમય પસાર કરતા રહ્યા. નાસિરૂદ્દીન મહમૂદે બલ્બનને તાકીદપૂર્વક કહ્યું હતું કે, ''તમે કોઈ એવું કાર્ય ન કરતા જેનાથી મારૂં ખુદાપાક સામે અપમાન થાય.''

ગયાષુદ્દીન બલ્બન, જેઓ વડાપ્રધાનપદ મેળવ્યા પહેલાં પંજાબના સૂબેદાર રહી ચૂક્યા હતા. સરકાર ચલાવવાના બધા ગુણો તેમની અંદર પૂર્ણપણે મૌજૂદ હતા. આ જ કારણ છે કે, નાસિરૂદ્દીનના કાળમાં તેમણે



વીસ વર્ષ સુધી વડાપ્રધાનનું પદ શોભાવ્યું અને નાસિરૂદ્દીન મહમૂદના ઈન્તેકાલ પછી અધિકારીઓએ તેમને રાજા તરીકે સ્વીકારી લીધા. રાજા બન્યા પછી બલ્બને બીજા ૨૦ વર્ષ સુધી શાસનધુરા સંભાળી. અર્થાત્ કુલ મળી તેમણે ૪૦ વર્ષ સુધી શાસન કર્યું અને પોતાના કબ્જા હેઠળના વિસ્તારોમાં શાંતિ સ્થપાયેલી રાખી.

બલ્બન ઈજીપ્તના ગુલામવંશના રાજા બેબરસ અને મોરક્કોના રાજા યઅકૂબ મરીનીના સમકાલીન હતા. આ ત્રણેય શાસકોને તે કાળની દુન્યાના સૌથી મોટા શાસકો ગણવામાં આવે છે. વાસ્તવમાં બલ્બન ગુલામવંશના સૌથી વિખ્યાત તથા મહાન શાસક હતા. તેઓ તહજ્જુદની નમાઝ સુદ્ધાંને કસમયે પઢવાને (કઝા કરવાને) પસંદ કરતા ન હતા. તેઓ આલિમો અને નેક લોકોની સોહબતમાં રહેવા લાગ્યા.

બલ્બનના શાસનકાળમાં ઈરાન અને તેની સાથે સંલગ્ન વિસ્તારોમાં મોંગોલોનો પ્રભાવ વધતો ગયો. મોંગોલોએ કેટલીય વખતે ભારત-પાક પર હુમલા કર્યા, પરંતુ બલ્બન અને તેમના પુત્ર મુહમ્મદ સુલ્તાન અને મુલ્તાનના ગવર્નર શેરખાને તે આક્રમણોને ખાળવામાં બહુ નામ મેળવ્યું.

એક બાજુ મિસ્રના ગુલામવંશના રાજાઓએ મોંગોલોથી મિસ્રને બરબાદ થતાં બચાવી લીધું, તો બીજી બાજુ દિલ્હીના ગુલામવંશના રાજાઓએ ભારતીય ઉપખંડને મોંગોલો તરફથી થતી સંભવિત બરબાદીથી બચાવી લીધું અને તેનો શ્રેય ખાસ કરીને બલ્બનને જાય છે.

બલ્બનકાળમાં દિલ્હીમાં તે નિરાશ્રિતોની સંખ્યા હજારોમાં હતી, જે મુસ્લિમ દેશોથી મોંગોલોના હુમલા પછી ચાલ્યા આવ્યા હતા. તેઓમાં પંદર (૧૫) તો રાજાઓ અને રાજકુંવરોએ આશ્રય લીધો હતો.

બલ્બન એક પ્રજાપ્રેમી અને ન્યાયી રાજા હતા. તેમના કાર્યકાળ દરમિયાન ઘણી જ શાંતિ હતી. અને તે અત્યાચારીઓ સામે સખત પગલાં લેતા હતા. આ જ કારણ હતું કે, કોઈ સરકારી હોદ્દેદાર ભયના માર્યા પ્રજાજનો પર જુલમ કરતો ન હતો.

એક વખત બદાયુના ગવર્નરે એક નોકરને કોઈ પણ ગુના વગર મારી નાંખ્યો. મરનારની પત્નીએ રાજાને આ ઘટનાની જાણ કરી. રાજાએ પેલા ગવર્નરને બોલાવી દંડપેટે મારી નાંખ્યો અને તેની લાશને બદાયુના કોટના દરવાજે લટકાવી દીધી. જેથી લોકો તેનાથી બોધ ગ્રહણ કરે. આવી જ રીતે હેબતખાન જે બલ્બનનો બહુ સારો મિત્ર હતો, તેણે એક ગરીબ માણસને મારી નાંખ્યો. બલ્બનને જ્યારે આની જાણ થઈ, તો તેણે હેબતખાનને બોલાવી પાંચસો કોરડાઓ વીંઝયા અને પછી મૃતકના વારસોના સુપરદ કરી દીધો કે તેના ભાનમાં આવ્યા પછી જેવી રીતે ચાહો તેવી રીતે બદલા રૂપે મારી નાંખો. અંતે હેબતખાનના ઘરવાળાઓએ મૃતકની પત્નીને માલ વડે દંડ આપી તેની જાન બચાવી. આ કડકાઈનું પરિણામ એ આવ્યું કે, ઉંચામાં ઉંચો સરકારી અધિકારી પ્રજા પર અત્યાચાર કરતો ન હતો.

તેઓ શરીઅતની સર્વોપરિતાને માનનારા હતા અને પ્રજાની ખૂશી તથા વિશ્વાસ પ્રાપ્ત કરવો તેમના મતે બહુ જરૂરી હતું. તે ઈચ્છતા તો પોતાના સામ્રાજ્યને હજુ વિસ્તારી શક્યા હોત, પરંતુ તેમનું માનવું હતું કે, "બીજાના દેશ પર કબ્જો કરવા કરતાં સારૂં એ છે કે, પોતાના જ દેશને મજબૂત બનાવવામાં આવે અને શાસનના કર્તવ્યોને સારી પેઠે અદા કરવામાં આવે." તેમણે સરકારી અધિકારીઓમાં ફેલાયેલી બદીઓ ભ્રષ્ટાચાર, શરાબ, જુગાર ઉપર સખત પાબંદી લાદી દીધી. એકંદરે બલ્બન એક નેક, બહાદુર, ન્યાયી અને સખી રાજા હતા. બલ્બને ૨૦ વર્ષ શાસન કર્યું અને પછી ૧૨૮૬માં વફાત પામ્યા.

બલ્બનની વફાત પછી તેમનો પુત્ર મુઈઝુદ્દીન કયકબાદ જે માત્ર ૧૭ વર્ષનો હતો, દિલ્હીના તખ્ત પર બિરાજમાન થયો. પરંતુ કયકબાદ પોતાના પિતાના પદચિહ્નો પર ચાલી ન શક્યો. તે બહુ જલ્દી અય્યાશ બની ગયો. જ્યારે દેશની સ્થિતિ બગડવા લાગી તો પંજાબના ગવર્નર જલાલુદ્દીન ફિરોજ ખીલજીએ ૧૨૯૦માં દિલ્હીના તખ્ત પર કબ્જો કરી લીધો અને



ખીલજી પરિવારના શાસનનો પાયો નાંખ્યો. અને ભારતીય ઉપખંડમાંથી ગુલામ વંશનું શાસન ખત્મ થઈ ગયું. કુલ મળીને ગુલામવંશના રાજાઓએ ૮૪ વર્ષ દિલ્હી પર શાસન કર્યું.

## મુસ્લિમ શાસનની ઝાંખી હિંદુ વિદ્વાનોની કલમે

પ્રથમ વિશ્વ યુદ્ધની સમાપ્તિ પર (૧૯૧૮) ખિલાફત ચળવળ શરૂ થઈ તેના લીડરો સ્વતંત્રતા સંગ્રામમાં પણ અગ્રેસર હતા. જેના પ્રતાપે હિંદુ મુસ્લિમ એકતામાં વધારો થયો અને અંગ્રજો વિરૂદ્ધની ચળવળ નવા જોમ જુસ્સા સાથે સમગ્ર દેશમાં પ્રસરી ગઈ. અંગ્રેજ બહાદુર સમજી ગયા કે હિંદુ મુસ્લિમ એકતા ગણત્રીના દિવસોમાં જ તેમને ભારત છોડવા મજબુર કરશે, માટે તેમણે બન્નેવ કોમો વચ્ચે વૈમનસ્ય અને નફરતના બીજ વાવવા માંડયા. મુસ્લિમ શાસકો વિરૂદ્ધ ખોટો મનઘડત ઈતિહાસ ચીતરી તેમને મંદિરો તોડનારા, જુલ્મી, અત્યાચારી અને કટ્ટરવાદી સાબિત કરવાની કોશીષ કરી, જ્યારે કે વાસ્તવિકતાથી એને કોઈજ સંબંધ નથી.

મધ્યયુગની લડાઈઓ ફકત વધુથી વધુ પ્રદેશ ઉપર કબ્ઝો કરવા માટે જ હતી. ધર્મથી એને કોઈ જ સંબંધ ન હતો. એનો જીવંત પુરાવો છે કે મહમૂદ ગઝનવી જેવા બદનામ બાદશાહની ફૌજમાં ઘણા હિંદુ સિપાહીઓ હતા, જે ગઝનવી સાથે રહી મધ્ય એશિયા સુધી પહોંચી લડયા હતા. ગઝનવીના ફોજી કમાન્ડર તિલકે મુસ્લિમ બળવો પણ રોકયો.

*(ડૉ. તારાચંદનું પુસ્તક ભારતીય કલ્ચર)*

એજ પ્રમાણે પૃથ્વીરાજની ફૌજમાં અફઘાન સિપાહીઓ અને મુહમ્મદ ઘૌરીની ફોજમાં રાજા જમ્મુનનો પુત્ર પોતાના સહ ધર્મીઓની વિરુદ્ધ લડવા માટે આવ્યો હતો.(પ્રો.વાસ્તવ, આગ્રા કોલેજ) ગઝનવી મહત્વાકાંક્ષી જરૂર હતા. જેથી ગઝની આજુબાજુના બાદશાહ અને રાજાઓ સાથે તેમની લડાઈ રહેતી હતી. તેમણે જેમ હિંદુઓ સાથે જંગ ખેલ્યો, તેમ મુસ્લિમ બાદશાહો સાથે પણ યુદ્ધ લડયા. તે છતાં રાજા હોવાની હૈસિયતથી પોતાની હિંદુ પ્રજા સાથે ઘણો જ સારો સંબંધ રાખ્યો. ગઝની શહેરમાં હિંદુઓના

મહોલ્લા હતા, જેમાં તેઓ આઝાદીથી પોતાની ધાર્મિક વિધિઓ અને રિવાજો કરતા હતા. ગઝનવીના સિક્કા ઉપર સંસ્કૃત ભાષાના શબ્દો કોતરેલા હતા. તે જ્ઞાન પ્રેમી હતા. તેમની સાથે સંસ્કૃત અને હિંદીના અનુભવી પંડિતો પણ હતા. યુદ્ધ દરમિયાન મથુરાના મંદિરોની કલા અને સૌંદર્યથી પ્રભાવિત થઈ પોતાની નોધપોથીમાં (બાબરની જેમ) તેના ઘણા વખાણ કર્યા છે. અલ્બૈરૂની જેવા ભારત પ્રેમીનું તેમના દરબારમાં પ્રોત્સાહન પામવું જ તેમની ધાર્મિક સહિષ્ણુતાની નિશાની છે. *(સી.વી. વૈદીયા–મુંબઈ યુનિવર્સીટી)*

શહાબુદ્દીન ઘૌરી ગુજરાતથી હારીને ગઝની પાછા ફર્યા ત્યારે કોઈએ પત્ર લખ્યો કે અણહિલવાડના હિંદુ વેપારી(વિશાલ)નો દસ લાખ રૂપિયાનો માલ ગઝનીમાં પડયો છે, તેના ઉપર કબ્ઝો કરવાથી યુદ્ધની આર્થીક ખોટ દૂર થશે, તો પત્રની પાછળ ઘૌરીએ લખી આપ્યુ કે વિશાલના માલ ઉપર કબ્ઝો કરવો 'હરામ' છે.

નાસિઢદીન ઘણા જ ન્યાયી, રૈયતનું ભલુ ચાહનાર રાજા હતા. પોતાના હાથથી કુર્આન લખી પોતાનું ગુજરાન ચલાવતા હતા. સરકારી ખઝાના- માંથી એક પણ પાઈ લેતા ન હતા. તેમની પત્નીએ ઘરકામ માટે નોકરની માંગ કરી, તો જવાબ આપ્યો કે સરકારી ખઝાનામાં લશ્કર, ગરીબો, વિધવાઓ અને અનાથોનો હક્ક છે, માટે ધીરજથી કામ લે. આજના પ્રજાના ભોગે વૈભવ અને વિલાસ અતિ ખર્ચાળ પ્રધાનો પાઠ લે. *(પ્રો. વાત્સવ)*

દિલ્હીથી ૧૨ માઈલ દૂર (પાલમ પાસે) એક ગામના કુવા ઉપર સંસ્કૃત ભાષામાં પથ્થર કોતરેલો હતો, જે હાલ દિલ્હીમાં પુરાતત્વ ખાતાના અજાયબી ઘરમાં મૌજુદ છે, જેમાં પંડિત યોગેશ્વરે મુસ્લિમ શાસકો (કુતબુદ્દીનથી બલ્બન સુધી) વિશે લખ્યું છે કે, બંગાળથી ગઝની સુધી અને દક્ષિણમાં રામેશ્વરમ સુધી દરેક જગ્યાએ હરિયાળી છે. દરેક વ્યકિત શાંતિ અને રાહતથી જીવે છે. જયારથી આ બાદશાહે(બલબન) જગતનો બોજ પોતાના સિરે લીધો છે, ત્યારથી ધરતીને સહારો આપનાર શીશનાગ ધરતીના બોજથી મુકત થઈ ગયા છે. અને વિષ્ણુ ભગવાન રક્ષાનો ખ્યાલ



છોડીને શાંતિથી દોદાના સમુદ્રમાં આરામ કરે છે. *(એ.યુસુફ અલી)*

અલાઉદ્દીને પોતાની હુકુમતને સંપુર્ણ બિનસાંપ્રદાયિક અને સેકયુલર બનાવી હતી. તેમની સખ્તી હિંદુઓ કરતા મુસ્લિમ અમીરો ઉપર વધારે હતી. તે ફકત દેશમાં શાંતિ અને મજબુત વહીવટ ચાહતા હતા. દરેક સરકારી ક્ષેત્રની જાતે દેખરેખ રાખતા. મોંગલોના સખ્ત હુમલાઓથી તેમણે ભારતીય સરહદોની રક્ષા કરી, જેમણે મધ્ય અને પશ્ચિમ એશિયામાં ખુનામરકી મચાવી હતી.

જીવન જરૂરિયાતની પ્રત્યેક વસ્તુ ઘણી જ સસ્તી મળતી. નશાબંધી, બળાત્કાર અને વેશ્યાવૃતિ તેમણે સખ્ત હાથે ડામી. તે પ્રથમ શાસક છે, જેમણે દક્ષિણના રાજયોને કેન્દ્ર સરકારમાં ભેળવી ''અખંડ ભારત''નું સ્વપ્ન સાકાર કર્યુ.

મુહમ્મદ તઘલકે હિંદુઓને મોટા હોદ્દાઓ આપ્યા. સતી થવા પર પાબંદી લગાવી.

ફીરોજશાહ તઘલકે ભારતમાં પ્રથમ સરકારી હોસ્પિટલો ખોલી, તેમણે ૧૫૦ કુવા,૧૦૦ પુલ, ૫૦ બંધો, ૨૦૦ શહેરો, ૧૦૬ મહેલો, ૧૦૦ વિશ્રામ ગૃહો અને સંખ્યાબંધ નહેરો ખોદાવી અને સંખ્યાબંધ બાગ બગીચા લગાડયા.

પ્રો. ઈશ્વરી પ્રસાદી લખે છે કે, મધ્યયુગના મુસ્લિમ શાસકોએ પોતાની હુકુમતને સેકયુલર બનાવવામાં ઘણી બહાદુરીના પગલાં ભર્યા. એવા કાયદાઓ અમલમાં મુકયા જેનાથી સામાન્ય પ્રજાને (જેમાં બહુમતિ હિંદુઓની હતી) વધુથી વધુ રાહત પહોંચે. જીવન જરૂરિયાતની પ્રત્યેક વસ્તુ છુટથી મળતી. તેમણે ખેતી અને વેપારને ખુબ પ્રગતિ આપી. હિંદુઓને ધાર્મિક અને સાંસ્કૃતિક આઝાદી આપી હતી, તેમના પર્સનલ લોને માન્યતા આપી. અને તેને અમલમાં મૂકવા સરકારી અદાલતોમાં પંડિતો નિયુકત કર્યા. તેમણે ધર્મને રાજકારણથી દૂર રાખી પોતાની સંપૂર્ણ શકિત પ્રજાહિત કાર્યોમાં લગાડી. પ્રથમ મુસ્લિમ ઈમારત કુતુબમિનારના પહેલા

માળે આયત : 'લા ઈકરાહ ફીદ્દીન' (એટલે કે ધાર્મિક બાબતમાં કોઈ જ બળજબરી નથી) લખી. જેથી સ્પષ્ટ થાય છે કે, મુસ્લિમ શાસન પહેલાથી જ બિનસાંપ્રદાયિક હતું.

મુસ્લિમ શાસનમાં હિંદુ સંસ્કૃતિ એટલા માટે સલામત રહી કે હુકુમતની વ્યવસ્થા હિંદુઓના હાથમાં જ રહી. ઘણા ઉચા હોદ્દાઓ ઉપર હિંદુઓને બિરાજમાન કરવામાં આવ્યા. ધાર્મિક સંતો, મહંતો અને બ્રાહ્મણોનું સન્માન કરવામાં આવતુ હતુ. અલાઉદ્દીન જેવા શકિતશાળી રાજા આચાર્ય મહાસેનને કર્ણાટકથી પોતાના દરબારમાં બોલાવી ધાર્મિક ચર્ચા કરાવતા હતા.

દિગમ્બર પંથના આચાર્ય પોરનીચંદ્ર અને શ્વેતાંબર યોગી રામચંદ્ર સુરીનું અલાઉદ્દીનના દરબારમાં ઘણું જ માન હતું. ગ્યાસુદ્દીન તઘલકના બે ગવર્નરો જૈન હતા. રત્નશિખર ફીરોજ શાહના માનીતા દરબારી કવિ હતા.

મુસ્લિમ શાસકો પોતાની સાથે દરેક ક્ષેત્રને લગતા અનુભવી માણસો લઈને આવ્યા ન હતા, જેથી હિંદુઓને દરેક ખાતામાં નિયુકત કર્યા, નહિ તો દેશનો વહીવટ ખોરવાઈ જતે. હિંદુ કારીગરોએ મુસ્લિમ ઈમારતો બાંધી, ટંકશાળોમાં સિક્કા છાપ્યા, હિસાબો લખ્યા, પંડિતોએ હિંદુ લૉ પર અમલ કરાવવા બાદશાહોને સલાહ સૂચનો આપ્યા.

મુસ્લિમ શાસકોની બિન સાંપ્રદાયિકતાનો પુરાવો એ છે કે જયાં જયાં એમની સત્તા હતી, ત્યાં આજે પણ મુસ્લિમોની સંખ્યા ઘણી જ ઓછી છે. ઉત્તર ભારતમાં ૭૦૦ વરસના લગાતાર શાસન બાદ પણ મુસ્લિમો ૧૫ ટકાથી વધી ન શકયા. એ જ પ્રમાણે મહારાષ્ટ્રમાં બહમનીવંશ અને હૈદરાબાદમાં નિઝામનું રાજ હોવા છતા પણ મુસ્લિમો લઘુમતીમાં છે. એની તુલનામાં બંગાળ, કાશ્મીર અને દક્ષિણની પૂર્વ-પશ્ચિમ સમુદ્રપટ્ટી મલબાર, કેરાલા, મદ્રાસ, વગેરે જગ્યાઓ જયાં હિંદુ શાસન હતુ, ત્યાં મુસ્લિમોની સંખ્યા સારા પ્રમાણમાં છે.



પંડિત સુંદરલાલ લખે છે કે આ ખ્યાલ સદંતર ગલત છે કે ઈસ્લામ તલવારના ઝોરે ફેલાયો, કારણ કે જગતનો ઈતિહાસ સાક્ષી આપે છે કે કોઈ ધર્મ તલવારના ઝોરે ફેલાય શકતો નથી.( કારણ કે ધર્મનો સંબંધ આત્માની શ્રદ્ધાથી છે, બાહ્ય શરીરથી નથી.) ઈસ્લામનો ઉદય એવા સંજોગોમાં થયો જયારે પેગમ્બર (સલ.)ની મદદ કરનાર કોઈ જ ન હતુ, તો પછી તલવાર ચલાવનાર કયાંથી લાવ્યા ? અસલ વાત એ છે કે તે માણસના અંતરમાં પોતાનુ સ્થાન મેળવી લે છે. ભારતમાં બહારથી આવનાર મુસ્લિમોની સંખ્યા આંગળાના વેઢે ગણી શકાય છે. વધુ પ્રમાણ અહિયાના અસલ વતનીઓનુ જ છે, જે ઈસ્લામથી પ્રભાવિત થઈ મુસલમાન થઈ ગયા. તેમાં ઈસ્લામની સાદગી અને સમાનતાના નિયમોએ મુખ્ય ભૂમિકા ભજવી છે. હઝરત ખ્વાજા અજમેરી (રહ.)ના હાથે જ લગભગ એક કરોડ વ્યકિતઓએ ઈસ્લામ સ્વીકાર્યો. રાજપુતોના પ્રદેશો ઉપર મુસ્લિમોનો સંપૂર્ણ કબ્ઝો કદાપી થઈ શકયો નથી છતાં ત્યાં મુસ્લિમોની વસ્તી ઓછા વત્તા અંશે જરૂર છે. સિલોન અને બર્મા ઉપર મુસ્લિમોએ કદી કબ્ઝો કર્યો નથી. છતાં ત્યાં મુસ્લિમો સારા પ્રમાણમાં છે.

૭૦૦ વર્ષના શકિતશાળી શાસન છતાં મુસ્લિમોની વસતી ઓછી હોવુ એ જીવંત પુરાવો છે કે આ અરસામાં હિંદુ ધર્મ સલામત રહ્યો, બલ્કે આ સમય દરમ્યાન હિંદુ ધર્મગુરૂઓએ ધાર્મિક પ્રગતિ માટે વખતોવખત જરૂરી સુધારાઓ પણ કર્યા.

દક્ષિણ ભારતમાં ઈસ્લામના જલ્દીથી પ્રસરવાનું કારણ ત્યાંના દલિતો સાથે સુવર્ણ જાતિઓનો અછૂતનો વર્તાવ હતો. પોતાના કુવાથી પાણી ન પીવા દેવું અને તેમની સ્ત્રીઓ સાથે લગ્ન સંબંધો ન બાંધવા વિગેરે. જયારે મુસ્લિમો તેમનાથી હળી મળી ગયા. તેમને પોતાના ઘરોમાં આવવા દીધા. તેમની સ્ત્રીઓ સાથે લગ્ન વહેવાર સ્થાપ્યો. આ પ્રકારના સમાનતાના વહેવારથી પ્રભાવિત થઈ તેઓ મુસલમાન થવા માંડયા.

હિંદુ મુસ્લિમ એકતા સાધવામાં અલ્બૈરૂની અને અમીર ખુસરૂ જેવા

ભારત પ્રેમીઓને કદી ભૂલી શકાય એમ નથી. વિદેશીઓમાં બૈરૂની પ્રથમ વ્યકિત છે, જેમણે ભારતીય જ્ઞાન ભંડારોથી શિક્ષણ પ્રાપ્ત કરી જગત સમક્ષ હિંદુ ફિલોસોફી અને તર્કશાસ્ત્ર રજુ કરી, તેને જીવનદાન આપ્યું. ભારતીય જ્ઞાનનું ફારસી અરબીમાં રૂપાંતર કર્યુ. ભારતના શહેરોનું અક્ષાંશ-રેખાંશ પણ નક્કી કર્યુ. ભારતની જમીનની માપણી કરી. પોતાના પુસ્તકોમાં હિંદુઓની બુદ્ધિ, ચિંતન મનન, તર્કશાસ્ત્ર, વૈદશાસ્ત્ર, ન્યાય પદ્ધિત, તેમનાં સંપ્રદાયો, મુખ્ય રીતરિવાજો વિગેરે બાબતોની ઘણી જ રસપ્રદ માહિતી આપી, તેમના ગુણ ગાયા છે. મુસ્લિમોએ ભારતના બધા જ ધર્મોનો ઉંડાણથી અભ્યાસ કર્યો, અને પ્રત્યેક વસ્તુઓના વખાણ કરી જગત સમક્ષ ભારતીય સંસ્કૃતિનો પરિચય કરાવ્યો.

અમીર ખુસરૂએ હિંદી, ફારસી તથા અરબીમાં ભારતીઓ અને ભારતીય સંસ્કૃતિના ખૂબ વખાણ કર્યા છે. ભારતીય ફુલોની રંગત,રેશમી કપડાંની શણગારતા, હિંદી ભાષાની મીઠાશ, ભારતીય સૌંદર્ય, આબોહવા, પક્ષીઓ તથા ખગોળ, તર્ક અને વૈદિકશાસ્ત્રના પણ પોતાની શાયરીમાં ખુબ જૂમી જૂમીને ગુણ ગાયા છે. ફારસીમાં પ્રથમ ભારત પ્રેમની અવાજ ખુસરૂએ ગુંજતી કરી. ''બેહિશ્તી ફરઝ કુન હિંદુસ્તારા–કઝ આંઝા નિસ્બસ્ત ઈબોસ્તાંરા.'' વગરના આદમો તાઉસઝ આંજા કુજા ઈ ંશુદન્દે મંજીલ આરાઈ – એટલે કે ભારત ધરતીનું સ્વર્ગ છે. એટલા જ માટે હઝરત આદમ (અલૈ.) અને મોર (સ્વર્ગીય પક્ષી) ભારતમાં ઉતર્યા.

મુસ્લિમ સુફી–સંતો અને હિંદુ ભકિતપંથે પણ હિંદુ મુસ્લિમ સંબંધોને ઘનિષ્ઠ બનાવવામાં મહત્વનો ભાગ ભજવ્યો છે.

ધાર્મિક બાબતોમાં બન્નેવ કૌમો પોતાની વિભિન્ન માન્યતાઓને લઈ સંગમ પેદા ન કરી શકતી હતી, તો બાંધકામ, નૃત્ય અને કલાકારીગીરી વિગેરેમાં તેમનો વૈચારિક અને કલાત્મક મેળાપ થઈ ગયો, ઈમારત બનાવવાનો જે પ્લાન મુસ્લિમ બાદશાહોના વિચારમાં આવતો તેને ઈમારતનું સ્વરૂપ ધારણ કરવા માટે હિંદુ મિસ્ત્રી અને કારીગરોની બુદ્ધિમાં



ફિટ થવુ જરૂરી હતું. મુસ્લિમ ઈમારતોમાં હિંદુ કલા અને હિંદુ ઈમારતોમાં મુસ્લિમ કલા અને આર્ટનો નમૂનો જોવા મળતો. ગ્વાલિયરના રાજા માનસીંઘનો કિલ્લો, જોધપુર રતનપુરનું મંદિર, અજમેરની જામેઅ મસ્જિદ, અમદાવાદ, જોનપુર વિગેરે જગ્યાઓના મંદિરો, મસ્જીદો અને શાહી મહેલો,હિંદુ-મુસ્લિમ કલા આર્ટ અને કોમી એકતાના શાનદાર નમુના છે.

માટે ફકત હિંદુ કલા જોઈ કોઈ મસ્જિદને મંદિર કહેવું યોગ્ય નથી. બલ્કે વિચારવાનું છે કે, જે સંસ્કૃતિને આપણા પૂર્વજોએ હિંદુ-મુસ્લિમ એકતા સ્વરૂપે અપનાવી, આપણે તેને જ બન્નેવ કોમો વચ્ચે નફરત અને વૈમનસ્યનું બિંદુ સમજી તેનું ઘોર અપમાન કરી રહ્યા છે.

## અંકુશ વગરની જીભ અને કલમના નુકસાનો

હે ઈમાનવાળાઓ ! ઘણી ખરી ધારણાઓથી દૂર રહો, કેમકે કેટલીક ધારણાઓ પાપ હોય છે. *[સૂરએ હુજૂરાત–૧૨]*

હઝરત અબૂ હુરૈરહ રદી.થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે, ધારણા, અટકળ અને પાયા વગરના અનુમાનો કરવાથી બચો. કેમકે અનુમાન મોટું જૂઠ છે. *[મિશ્કાત–૪૨૭]*

મુનાફિકો તેમજ કેટલાક કાચા મુસ્લિમોની ટેવ હતી કે કોઈપણ સારી માઠી ખબર સાંભળતાં જ તેને મશહુર કરી દેતા. કાચા મુસ્લિમો નાદાનીથી, પણ મુનાફિકો તો ઈજા પહોંચાડવાના આશયે જ તેમ કરતા હતા. તેમાં મુસલમાનોને નુકશાન પહોંચવાનો વિશેષ સંબંધ હોવાથી પ્રત્યેક બાબતે પ્રથમ સરદારો અને જવાબદાર વ્યકિતઓ સમક્ષ રજૂ કરવાનો હુકમ થયો, કે જેથી તેની તપાસ કર્યા પછી જાહેર કરવા જેવી બાબત હોય તો જાહેર કરવાનો હુકમ આપે અથવા કંઈ યોગ્ય હોય તેવો હુકમ આપે. તો તેના ઉપર સૌ મુસ્લિમો અમલ કરે. એક આયતમાં તેના અનુસંધાનમાં ફરમાવ્યું છે કે....

''અને જ્યારે તેઓની પાસે સલામતી અથવા ખૌફની કોઈપણ નવી

ખબર પહોંચે છે તો તેઓ તેને તરત જ મશહૂર કરી દે છે. પણ તેમ ન કરતાં જો તેઓ તે વાતને રસૂલુલ્લાહ (સલ.) સુધી અને તેઓ માંહેના અધિકારવાળા લોકો સુધી પહોંચાડી આપત તો તેઓમાંથી જે લોકો ચોકસાઈ કરનારા છે તેઓ તેની ચોકસાઈ કરી લેત.'' *[નિસાઅ–૮૩]*

એક હદીસમાં છે કે જૂઠ બોલવું ન તો હકીકત (વાસ્તવ)માં જાઈઝ છે, ન તો અમસ્તા મજાકમાં. તેમજ આ પણ યોગ્ય નથી કે તમારામાંથી કોઈ પોતાના બાળક સાથે કોઈ વસ્તુનો વાયદો કરી લે અને પછી તે પુરો ન કરે.

સૂરએ કહફ આયત નં. ૪૯માં છે : ''અને હિસાબના આમાલનામા ખુલ્લા મૂકવામાં આવશે, ત્યારે તું ગુનેહગારોને જોઈશ કે તેમાં જે કાંઈ (લખાયેલું) હશે તેનાથી તેઓ ડરતા હશે અને કહેતા હશે કે હાય અમારી કમબખ્તી ! આ આમાલનામાની અજીબ હાલત છે કે એણે ન કોઈ નાની વાત છોડી, ન કોઈ મોટી વાત છોડી, પરંતુ સૌને લખી રાખી છે. અને તેઓએ જે કંઈ દુનિયામાં કર્યું હશે તે સઘળુ (નોંધ થયેલું) પોતાના સામે જોશે અને તારો પરવરદિગાર કોઈના ઉપર ઝુલ્મ કરશે નહિ.''

આપે (સલ.) ઝુબાનની હિફાઝત કરવાની ખાસ તાકીદ ફરમાવી છે. ઝુબાન અને શર્મગાહની હિફાઝત કરવાની ગેરંટી આપનારને જન્નતની ગેરંટીનો વાયદો કર્યો છે. એક હદીષ શરીફમાં છે કે, સારા મુસલમાન હોવાની નિશાની એ છે કે, તે બેકાર અને વ્યર્થ વાતોથી પરહેઝ કરે. એક હદીષ શરીફમાં છે કે, શયતાન માનવીનું રૂપ ધારણ કરી લોકો પાસે જાય છે અને તેમને જૂઠી અફવાઓ સંભળાવે છે, ત્યારપછી લોકો વિખરાઈ જાય છે. તેમાંથી એક કહે છે કે, મેં એવા માણસને વાત કરતાં જોયો હતો જેનો દેખાવ તો મને ખબર છે, પરંતુ તેના નામની મને ખબર નથી. આ હદીષ શરીફથી માલુમ પડે છે કે, ખોટી અફવાઓ ફેલાવવી અને તપાસ કર્યા વિના અફવાઓ ઉપર વિશ્વાસ કરી લેવો બંનેવ શયતાની કામ છે.

જે લોકો ડાયરેકટ જૂઠ બોલવાથી ડરે છે, તે પણ બેબુનિયાદ અને તહકીક વગર વાતો બીજાના માથે ચઢાવી દે છે ''લોકો આમ કહે છે'' લોકો



આવી વાતો કરે છે. આ પ્રમાણેના શબ્દો પોતાના ઉપર જૂઠના આક્ષેપથી બચવા માટે કહે છે. અને જૂઠ લોકોમાં ચાલી શકતું ન હતું, તેને આ પ્રમાણેના સારા શબ્દો ઉપર સવાર કરીને ફેલાવવામાં આવે છે. એટલા માટે આપે (સલ.) આ પ્રમાણેના ફકરાને ''જૂઠની સવારી''થી સંબોધ્યો છે.

આ જ વાતને સાદા શબ્દોમાં આપ (સલ.)એ આ પ્રમાણે દર્શાવી છે કે, ''માણસના જૂઠા હોવા માટે એટલી વાત કાફી છે કે તે બધી જ વાતો જે તેણે ગમે ત્યાંથી સાંભળી હોય, તેને તહકીક વગર બીજી વ્યકિત સમક્ષ વર્ણન કરી દે.''

ઉપરોકત બંને હદીષોનો ભાવાર્થ એ છે કે, એક સાચા મુસલમાન માટે જાઈઝ નથી કે તે દરેક કાચી પાકી વાત ગમે ત્યાંથી સાંભળી તેને લોકોમાં પ્રચલિત કરી દે. આ પ્રમાણે અફવાઓ ફેલાય છે, જુઠી વાતો સમાજમાં વહેતી થાય છે. કુર્આન શરીફમાં આ પ્રમાણે તહકીક વગરની વાતો વહેતી કરવાને મુનાફિકોની આદત (નિશાની) બતાવી છે. જે આપના સમયમાં મુસ્લિમ સમાજમાં જુઠી અફવાઓ ફેલાવવામાં નિષ્ણાંત હતા.

ઉપરોકત નસીહતોથી ઈસ્લામનો ઉદ્દેશ એ છે કે, દરેક મુસલમાન સમાજનો જવાબદાર અંગ બની જીવન ગુઝારે. તેના મોઢાથી જે વાત નીકળે તે સાચી અને ખરી હોય. તે પોતાની કથની અને કરણીથી બેજવાબદાર સાબિત ન થાય. કુર્આન શરીફમાં છે કે, માણસ જે વાત પણ ઉચ્ચારે છે તેને રેકોર્ડ (સુરક્ષિત) કરનાર એક ફરિશ્તા હર વખત તૈયાર છે. સારાંશ કે, માણસ એમ ન સમજે કે, તે જે વાત ઝબાનથી બોલી રહયો છે તે વાતાવરણમાં ફના થઈ જાય છે, બલ્કે તેનો રેકોર્ડ થાય છે. અને આખિરતમાં તેનો દરેક વ્યકિતએ જવાબ આપવો પડશે.

ઝુબાનની જેમ કલમ પણ એક અમાનત છે. જેમની પાસે કલમ છે, તેમની જવાબદારીઓ વધી જાય છે. આપણે એમ સમજીએ છીએ કે, આપણે જે કાંઈ કહયું કે લખ્યું તે હવામાં ઓગળી ગયું અને નામશેષ થઈ ગયું તો તે બરાબર નથી. બોલતી કે લખતી વખતે જિમ્મેદારીની ભાવના

હોવી જોઈએ. આપણાં શબ્દો આપણી કર્મપોથીના દાગ ન બની જાય તેની કાળજી લેવી જોઈએ. હદીષ શરીફમાં છે કે, જે વધારે બોલે છે તે વધારે ભૂલો કરે છે. *[અલ હિલ્યહ : ૫/૧૬૭]* કલમકાર જ્યારે પણ તેની પર કલમ ઉપાડે તો સંતુલન જાળવી રાખે. કલમકારે લખતી વખતે પોતાના વ્યકિતગત અભિગમના વહેણમાં તણાઈ ન જવું જોઈએ.

હદીષમાં છે કે, સચ્ચાઈ નેકી તરફ લઈ જાય છે અને નેકી જન્નત તરફ લઈ જાય છે. માણસ સાચુ બોલતો રહે છે, અહીં સુધી કે તે ખુદાપાકના દરબારમાં ''સાચાના'' સ્થાને બિરાજમાન થઈ જાય છે અને ચોક્કસ જ જૂઠ બુરાઈ તરફ લઈ જાય છે અને માણસ જુઠુ બોલતો રહે છે, અહીં સુધી કે ખુદા પાકના દરબારમાં તેને ''જુઠ્ઠો'' લખી દેવામાં આવે છે. *[બુખારી શરીફ]*

આ બધી જ નસીહતો અને તઅલીમ હોવા છતાં આજે આપણી ઝુબાન અને કલમ એટલી બેકાબૂ થઈ ગઈ છે કે તેને કાતરની જેમ ચલાવવામાં જવાબદારીનો કોઈ એહસાસ જ બાકી રહયો નથી. જે કોઈ ઉડતી વાત જ્યાંથી સાંભળી લીધી હોય તેની તેહકીક કર્યા વગર બીજાઓ સુધી પહોંચતી કરવામાં કોઈ જ શર્મ-સંકોચ અનુભવતા નથી. અને બેધડક તેનું વર્ણન કરવામાં આવે છે.

આમ તો દરેક પ્રકારની જૂઠી ખબરમાં સાવચેતી અને જવાબદારીની જરૂરત છે, પરંતુ જે ખબરથી કોઈના ઉપર આક્ષેપ લાગતો હોય, કોઈની ઈઝઝત-આબરૂનો પ્રશ્ન હોય ત્યારે વધુ સાવચેતીની જરૂરત છે. દરેક વ્યકિત પોતાની રીતે એ ઈરાદો અને નિર્ધાર કરી લે કે, બીજા લોકો ચાહે ગમે તેવી વાતો વહેતી કરતા રહે, મારે તો આનાથી બચવું જ છે. અને બેજવાબદાર વ્યકિત નથી બનવું. તો ઈન્શાઅલ્લાહ ઉમ્મીદ છે કે, સમાજમાંથી બુરાઈઓ થોડી ઓછી થશે. સમાજમાં પ્રસરેલી બદીઓ અને બુરાઈઓના સામાન્ય પ્રચલિત હોવાનું બહાનું કાઢી માયુસ થઈ બેસી રહેવાથી કામ ચાલશે નહિ. પોતાના અમલ અને ઈરાદાને વધુ મજબૂત રાખી બુરાઈઓનો મુકાબલો કરીશું તો જ સુધાર થશે, ઈન્શાઅલ્લાહ.



# ઈસ્લામમાં વાણી સ્વાતંત્ર્ય

વિચાર તથા વાણી સ્વાતંત્ર્ય વર્તમાનકાળનું એક સર્વોચ્ચ અને મહાન મૂલ્ય છે. આધુનિક દષ્ટિકોણ મુજબ દરેક માનવીને વિચાર સ્વાતંત્ર્યનો બિનશરતી અધિકાર છે. હા, માત્ર એટલી શરત છે કે, તે સ્વતંત્રતા અન્યો માટે હાનિકારક ન બનતી હોય. આ વિચાર-વાણી સ્વાતંત્ર્યના ચોક્કસ જ હકારાત્મક તેમજ નકારાત્મક બન્ને પાસા છે. નકારાત્મક પાસાની ટીકા કરવાની સાથોસાથ આપણે તેના હકારાત્મક પાસાને વધાવવા જોઈએ. આધુનિક કાળની આ વિચાર સ્વતંત્રતા ઈસ્લામનું જ ઉપસર્જન છે. તેના કારણે જ એ શક્ય બન્યું કે, વિશ્વમાંથી તે ધાર્મિક ત્રાસ હવે સમાપ્ત થઈ ચૂક્યો છે, જે ઈતિહાસના દરેક કાળમાં જારી રહ્યો.

વર્તમાનકાળમાં પહેલી વખત એવું થયું કે, ધાર્મિક સ્વાતંત્ર્ય તથા પોતાના વિચારોના પ્રચાર-પ્રસારને ઓછામાં ઓછો સૈધ્ધાંતિક ધોરણે ઉચિત માનવ અધિકાર માની લેવામાં આવ્યો. અલબત્ત, અહીં એ કહેવું અનિવાર્ય છે કે, ગ્લોબલાઈઝેશન અને મોડર્નિઝમના આ કાળમાં વિચાર સ્વાતંત્ર્ય ઉપર પણ પશ્ચિમે પોતાની ઈજારાદારી ઉભી કરી લીધી છે અને કંઈક મુસ્લિમ જગત અને પૂર્વની પોતાની કમીના કારણે અને કંઈક વિશ્વમાં પશ્ચિમી વિચારના પ્રભાવના લીધે વિચારોનો આખો પ્રવાહ પશ્ચિમથી પૂર્વ તરફ જ વહે છે, તેનાથી ઉલ્ટુ થતું નથી, અથવા થવા દેવામાં આવી નથી રહ્યું. પશ્ચિમી લેખકો, નવલકથાકારો, કલાકારોને નિરંકુશ વિચાર સ્વાતંત્ર્યના બધા અધિકારો આપી દેવામાં આવ્યા છે. જેનાથી સમગ્ર વિશ્વમાં અનિષ્ટ (બુરાઈ) ફેલાઈ જવાની સ્થિતિ સર્જાય જાય છે. છતાં પશ્ચિમની સરકારો તેનો બચાવ કરે છે અને આ ધાંધલ વિરૂદ્ધ જો એકલદોકલ વિરોધનો સૂર ઉઠે છે, તો તેને કોઈ સાંભળનાર નથી.

વાદવિવાદ-વિરોધ ખુદાપાકની નિશાની છે. તે આ સૃષ્ટિની એક સામાન્ય વાસ્તવિક્તા છે. કોઈ પણ બે વસ્તુનું સ્વરૂપ તથા ગુણધર્મો એકસરખા નથી. એક માનવીની માત્ર હાથની રેખાઓ જ જુદી જુદી નથી

